**ક્ષેત્રફળ.** નવસારી પ્રાંતનું ક્ષેત્રફળ ૧૯૧૪ ચોરસ માઇલ છે. તેની વધારેમાં વધારે પૂર્વ પશ્ચિમ લંબાઇ ૫૪ માઇલ અને ઉત્તર દક્ષિણ પહોળાઇ ૩૬ માઇલ છે.

**વિભાગ.** રાજકીય વ્યવસ્થા માટે નવસારી પ્રાંતના આઠ તાલુકા કરવામાં આવ્યા છે. તે દરેકમાં ગામ કેટલાં છે, વસ્તી કેટલી છે અને કુલ વસુલી ઉપજ કેટલી છે તે નીચેના કોઠામાં આપવામાં આવ્યું છેઃ—

| તાલુકાનું નામ | ગામોની સંખ્યા. | | | સને ૧૯૧૧ ની વસ્તી ગણત્રી પ્રમાણે વસ્તી. | દર ચોરસ માઇલે વસ્તી | સન ૧૯૧૮-૧૯ની સાલના આંકડા પ્રમાણે કુલ વસુલી ઉપજ |
|---|---|---|---|---|---|---|
| | સરકારી | પરભાર્યાં વહીવટનાં | કુલ | | | |
| નવસારી | ૫૯ | ૨ | ૬૧ | ૫૫૨૭૦ | ૪૪૨ | ૧૧,૯૯,૮૩૫-૧૧-૫ |
| ગણદેવી | ૨૮ | ૨ | ૩૦ | ૩૩૦૫૮ | ૭૧૯ | ૨,૨૬,૩૬૨-૧૩-૧૦ |
| પલસાણા | ૪૫ | ૬ | ૫૧ | ૨૪૯૦૮ | ૨૭૪ | ૩,૧૧,૮૪૧-૨-૬ |
| કામરેજ | ૬૯ | ૩ | ૭૨ | ૪૧૫૬૯ | ૨૬૭ | ૫,૬૨,૮૨૧-૦-૧૦ |
| મહુવા | ૬૭ | ૨ | ૬૯ | ૩૯૭૪૧ | ૨૭૮ | ૩,૨૦,૭૧૧-૭-૯ |
| માંગરોળ | ૧૮૮ | ૧ | ૧૮૯ | ૩૮૨૪૩ | ૧૬૩ | ૫,૧૫,૯૦૧-૫-૧૦ |
| સોનગઢ | ૩૪૩ | ૧૫ | ૩૫૮ | ૪૪૮૦૧ | ૫૪ | ૧,૦૫,૭૮૬-૨-૧૧ |
| વ્યારા | ૪૬ | ૬ | ૧૫૨ | ૫૭૪૭૭ | ૧૭૯ | ૮,૭૪,૦૮૪-૮-૧૧ |
| કુલ | ૬૪૫ | [illegible] | [illegible] | [illegible] | ૧૭૫ | ૪૧,૧૭,૨૪૪-૬-૦ |



**ટીપઃ**—૧. સન ૧૯૧૧ ની વસ્તી ગણત્રી વખતે માંગરોળને બદલે વેલાછા તાલુકો લખાતો હતો અને

વાકળ પેટા મહાલ તેનાથી જૂદો હતો. તેમજ ઉમરપાડા પેટા મહાલ પણ સોનગઢથી જૂદો હતો. પરંતુ હાલમાં વાકળને વેળાછા તાલુકા સાથે જોડી દઇ માંગરોળ તાલુકો બનાવવામાં આવ્યો છે, અને ઉમરપાડાને જંગલ ખાતાને તાબે સોંપી દીધો છે; તેથી વાકળ તથા ઉમરપાડાના વસ્તીના આંકડા અનુક્રમે માંગરોળ તથા સોનગઢ તાલુકામાં ઉમેરી દીધા છે.

૨. સને ૧૯૧૧ ની વસ્તીગણત્રી વખતે નવસારી પ્રાંતમાં ૭૬૮ વસ્તીવાળાં ગામો હતાં. તે શિવાય બીજાં ઉજ્જડ, હોળબંદી, તથા બ્રિટીશ વહિવટ નીચે આધભાગીઆં ગામ છે, તે ઉપરના આંકડામાં એકઠાં ગણી લેવામાં આવ્યાં છે; તેથી ૨૧૪ ગામ વધારે જણાય છે.

**દેખાવ.** પૂર્વ તરફનો વ્યારા તાલુકાનો કેટલોક ભાગ, આખો સોનગઢ તાલુકો, મહુવા તાલુકાનો કેટલોક ભાગ, અને માંગરોળ તાલુકાનો પૂર્વ તરફનો પ્રદેશ ડુંગરાળ તથા જંગલો, ઝાડી અને નદી નાળાંથી ભરપુર છે. એ બધો રાની પ્રદેશ ગણાય છે. સોનગઢ તાલુકામાં તો મોટા મોટા ડુંગરાઓ આવેલા છે અને વાઘ વગેરે હિંસક પ્રાણીઓનો ત્યાં ઘણો ભય રહે છે. બાકીનો ભાગ ઘણે ભાગે સપાટ જમીનવાળો છે. પશ્ચિમ તરફનો પ્રદેશ નીચાણમાં હોઇ કેટલોક છેક દરીઆ કિનારે આવેલો છે. દક્ષિણ તરફના નવસારી, ગણદેવી તાલુકાનો પ્રદેશ બાગાયત તથા ઝાડોની ઘટાથી ભરેલો સુશોભિત છે. એમાં નાની મોટી નદીઓ પુષ્કળ આવેલી છે. એ નદીઓની ખીણોના વિશાળ જમીનના પટમાં ખેતી સારી થાય છે. કેળો, આંબા અને શેરડીનાં ખેતરોથી એ પ્રદેશ રળીયામણો લાગે છે. એ પ્રમાણે એ પ્રાંત કોઇ કોઇ સ્થળે બગીચા જેવો અને કોઇ કોઇ સ્થળે વેરાન જંગલ જેવો દેખાય છે.

તાલુકાવાર જોતાં નવસારી તાલુકાનો પૂર્વ ભાગ તદ્દન સપાટ નથી તેમ ખાડા ટેકરાવાળો નથી. પૂર્ણા નદીની બંને બાજુએ જમીન ઉંડી અને ફળદ્રુપ છે અને તેમાં શેરડી, કેળ વગેરે ઉમદા પાક થાય છે. જ્યાં ત્યાં ઉંચી પાળો વાળી કયારી જમીન નજરે પડે છે. ઝાડોમાં આંબા અને ખજુરીઓ જ્યાં ત્યાં નજરે પડે છે; પરંતુ તાલુકાનો પશ્ચિમ તરફનો ભાગ આથી જુદાજ પ્રકારનો દેખાય છે. જાણે મોટા ભાગની જમીન પરથી દરીઓ થોડો વખત થયાંજ પાછો હઠયો હોય એમ લાગે છે. પૂર્વભાગ જેટલાં ઝાડ આ ભાગમાં જણાતાં નથી. ખેતીવાડી પણ નબળા પ્રકારની જણાય છે. જમીનને ખાર લાગેલો છે; કૂવાનાં પાણી ખારાં હોય છે; અને ખેતરોમાં પાક ગંઠાઇ ગએલા અને નબળા દેખાય છે.

ગણદેવી તાલુકાનો દેખાવ ઘણો ખુશનુમા લાગે છે. જ્યાં નજર નાખીએ ત્યાં લીલોતરી દેખાય છે. અંબિકા, કાવેરી અને તેમની શાખાઓ ( વેગણીઆ વગેરે ) થી ખેંચાઇ આવેલા કાંપને લીધે જમીન ઘણી ફળદ્રુપ બનેલી છે, અને તેમાં શેરડી, કેળ, આદુ, સુરણ, રતાળુ વગેરે ઉંચા પ્રકારનો બાગાયત માલ થાય છે. આંબાનાં ઝાડ પણ ઘણાં સારાં થાય છે ને તેને મોટાં મોટાં ફળ લાગે છે. આંબા શિવાય ફણસ, નાળીયેર વગેરે પણ સારાં થાય છે. ખજુરીનાં ઝાડ પણ દરેક ઠેકાણે નજરે પડે છે અને તે કોળી અને બીજી હલકી કોમને તેમનું પ્યારૂં પીણું ( તાડી ) મોટા જથામાં પૂરૂં પાડે છે.

આખો પલસાણા તાલુકો ઝાડ વગરનો સપાટ પ્રદેશ જેવો દેખાય છે. ખજુરી, આંબા, આંબલી, અને બીજાં ઝાડ ગામઠાણ નજીક અગર મીંઢોળા નદીની બાજુના પ્રદેશમાં માલમ પડે છે.

કામરેજ તાલુકાનો સામાન્ય દેખાવ ઝાડોવાળી અને સારી ખેતીવાળી જમીનનો છે. ઝાડોમાં મુખ્ય બાવળ હોય છે. માત્ર ગામની નજીકમાં બીજાં ઝાડો નજરે પડે છે. તાલુકાના ઉત્તર ભાગમાં

તાપી નદીનો વાંકોચુંકો પ્રવાહ વહે છે. નદીની ભેખડો એટલી બધી ઉંચી છે કે બાગાયત માટે તેના પાણીનો ઉપયોગ થઇ શકતો નથી. કોઇ કોઇ ઠેકાણે નાનાં નાનાં ભાઠાં બંધાયલાં હોય છે, તેમાં જુજ બાગાયત પાક થાય છે. તાલુકાનો પશ્ચિમ અને દક્ષિણ તરફનો ભાગ બીજા ભાગ કરતાં સહેજ નીચો છે અને તેથી તેમાં ચોમાસામાં પાણી કોઇ કોઇ વાર ભરાઇ રહે છે.

મહુવા તાલુકાની જમીનની સપાટી ઉંચીનીચી છે અને નદીઓ નાળાંથી તેમાં ઘણાં કોતર પડી ગયેલાં જણાય છે. આ નદીઓમાં મુખ્ય પૂર્ણા, અંબિકા, વલણ અને કાવેરી છે. નાળાં અને કોતરો ચોમાસાનું પાણી વહી જવાની ગરજ સારે છે.

પશ્ચિમ તરફનાં ગામો સિવાયનો વાકળ ટપ્પાનો ભાગ ડુંગરા-વાળો છે. જ્યાં આપણી અને રાજપીપળાની હદ મળે છે ત્યાં ડુંગ-રાનો ભાગ વધારે છે. વાકળ શિવાયનો માંગરોળનો ભાગ સપાટ છે. ઇશાન ખુણામાંથી નૈર્ઋત્ય ખુણા તરફ કીમ નદી અને તેને મળતી ભુખી અને બીજાં નાનાં નદીનાળાં વહે છે, અને ચોમાસાનું વધારાનું પાણી કાઢી નાંખવાની ગરજ સારે છે.

આખા સોનગઢ તાલુકાની જમીનની સપાટી ઉંચી નીચી અને ડુંગરાવાળી છે. દક્ષિણ ભાગ કરતાં ઉત્તર ભાગમાં ડુંગરા ઓછા છે. આ ભાગમાં સોનગઢનો ડુંગર આવેલો છે, તેની ઉંચાઇ જમીનની સપાટીથી ૬૭૮ ફુટ અને દરીઆની સપાટીથી ૧૦૭૮ ફુટ છે. સોન-ગઢના ડુંગરા ઉપરથી ચારે બાજુ તરફ રળીયામણો દેખાવ દેખાય છે. રાજપીપળા અને સાતપુડા પર્વતનાં શિખરો, રૂપગઢ કિલ્લો, સાલ્હેરમુલ્હેરના કિલ્લા અને માંગ્યાતુંગ્યા ડુંગરોનાં શિખરો પણ, દેખાય છે. દક્ષિણ ભાગમાં સંહ્યાદ્રિ પર્વતનાં કેટલાંક ઉંચાં શિખરો અને ઘાડું જંગલ આવેલું છે. વળી દેવગઢનો કિલ્લો આ ભાગમાં આવ્યો છે. સંહ્યાદ્રિ પર્વતના ઉત્તર ભાગમાં સાલ્હેરની ઉંચાઇનો નંબર ત્રીજો આવે છે.

**ભૂસ્તરરચના.** નવસારી પ્રાંતમાં ત્રણ પ્રકારના થર છે. છેક નીચેનો તે "ટ્રૅપ" છે; વચલામાં કંકર, રેતી પત્થર અને નૂમુલૈટનાં ખોખાં સાથે અથવા તે વિનાના ચૂનાના પત્થર હોય છે; અને છેક ઉપરનો તે કપાસની ભોંય, નદીના તળીઆંની ભોંય, ને નદીમાં ઠરેલો કાંપ એનો છે. નીચેનો થર જે 'ટ્રૅપ' તે પૂર્વની ડુંગરીઓથી બ્રિટિશના તડકેશ્વર ગામ સુધી જાય છે. એ થરની રચનામાં વિવિધ મિશ્રણનાં પડ છે. એ થર ઉપર બીજો થર અહીં તહીં ઉંચો નીચો થતો પ્રાંતના મોટા ભાગમાં છે ને તે ટ્રૅપવાળા મુલકની હદ કરતી ઝુલ હોય તેવો છે. તેના ચોખ્ખા નમુના ધળા ગામની પાસે અને રાજપીપળાની ડુંગરીમાંથી જે નદીઓ નર્મદાને મળે છે તેમાં છે. અકીકના પથરા પણ છે. છેક ઉપલો થર જેની ટેકરીઓ તથા નદીઓની ખીણ થઈ હોય છે તેમાં ચૂનાના ભેળના કંકર છે. ત્રીજો થર કપાસની ભોંયથી ઢંકાયલો છે. એ ભોંય ઉંડી અને ચીરાડાવાળી હોય છે. રંગનું કારણ વનસ્પતિનું કોહોણ કે લોઢું કે બંને હોય અને ખાતર જેવું કામ કરતું તેનું ભગરાપણું તે ભીની હવાથી કે છેક ગરમ હવાને લીધે હોય, તેમજ કીડી તથા બીજા જંતુઓને લીધે પણ હોય. સપાટી ઉપરના ખડક સંબંધી થોડુંક જાણવા જેવું આ છે: કીમ નદીમાં ઇલાવ તથા શા-હોલ આગળ ધોળા જેવા તથા ચૂનાના ભેગવાળા રેતીના પત્થર છે કે જેની ઘંટીઓ બનાવવામાં આવે છે. ઓભા આગળ પીળા ચૂના પત્થર ને નરમ પીળું મટોડું લોઢાના કાટના રંગવાળું છે. કીમ ચોકી પાસે ચૂનાવાળાં પડ, કાંકરા, છીપ, ને બરડાનાં હાડકાંના કકડા મળી આવે છે. તડકેશ્વર ગામથી તે દક્ષિણ તરફ તાપી લગી નાની ડુંગરીઓની હાર છે તેમાં લોઢું હોય તેવાં પડ છે અને વચમાં અકીકના ગોળ કાંકરા છે. મોતાની ટેકરીમાં લાલ રંગના રેતીપત્થરનું પાતળું પડ છે. ગણદેવીની ઉત્તરે પૂર્ણા નદીના એક વાંકમાં પણ તેવું જ છે. તીથલ આગળથી તે

દક્ષિણમાં કોઇ કોઇ કાંઠાની વસ્તુઓમાંથી ગોળ કાંકરા હોય છે તેનાં ચૂનાના ભેગવાળાં નવાં પડ બંધાતાં જાય છે.

**ડુંગરો.** **વડોદરા પ્રાંતમાંથી નવસારી પ્રાંતમાં જતાં ઉંચાણવાળો પ્રદેશ** જે આપણું લક્ષ ખેંચે છે તે **માંગરોળ** તાલુકાના પૂર્વ ભાગમાં આવેલો છે. આ પ્રદેશ નર્મદા અને તાપી નદીની વચ્ચે આવેલો છે. આ ટેકરીઓ ડેક્કન ટ્રેપ ( Deccan Trap ) ના નામથી ઓળખાતા ભૂસ્તર રચનાની બનાવટની છે અને મોજાંની પેઠે તે ચઢતી ઉતરતી ઉંચાઇ રાખીને પથરાયેલી છે. તે બધી ટેકરીઓ ઉપર જંગલ આવેલું છે. માંગરોળ તાલુકાની કંઇક દક્ષિણે અને કંઇક પૂર્વે આ ટેકરીઓની ઘણી સંખ્યા છે; આ સ્થળની ટેકરીઓ વધારે ઉંચી છે; ૪૦૦ ફુટ થી માંડીને લગભગ ૬૩૯ ફૂટ સુધીની ઉંચી ગયેલી ટેકરીઓ આ તાલુકામાં છે. રાજપીપળાના ડુંગરાના કુટુંબની આ ટેકરીઓ હોય તેમ જણાય છે; તેમનું બંધારણ રાજપીપલાના ડુંગર જોડે ઘણી બાબતમાં મળતું આવે છે. માંગરોળ તાલુકાની દક્ષિણ સીમથી માંડીને સુરત જીલ્લામાં થઇને છેક કામરેજ તાલુકા સુધી પહોંચેલી એક નીચી ટેકરીની હાર આવેલી છે. આ પ્રદેશના પશ્ચિમ ભાગમાં વધારેમાં વધારે ઉંચાણવાળો પ્રદેશ આટલોજ છે. આ ટેકરીઓની ભૂસ્તરરચના બહુ ધ્યાન ખેંચે તેવી છે. આ ધારનો દક્ષિણ છેડો ઘળાની પૂર્વે છેક તાપીની નજીક આવેલો છે. કામરેજ તાલુકામાં ઉંચામાં ઉંચો પ્રદેશ આજ છે. બીજાં બે સ્થળો ઉંચાં છે ખરાં: એક તો કામરેજ ગામની પાસેજ તાપી નદીએ બનાવેલા બેટની જમીન; અને બીજો ઉંચો પ્રદેશ કામરેજથી ૧૦ માઇલ અને સીઓનીથી ૨½ માઇલ પર આવેલો તાપીનો ટેકરો છે. એ ટેકરો લગભગ ૧૦૦ ફૂટ ઉંચો ગણાય છે. તાપીનદી ઓળંગીને પેલી પાર જતાં સોનગઢ તાલુકાની ઉત્તર બાજુએ આવેલા ડુંગરાઓ કોઇપણ માણસનું લક્ષ ખેંચ્યા વિના રહે તેમ નથી. આ ડુંગરા પાસે આવેલા એક ગામના નામ ઉપરથી તેનું નામ **નાનછલ**ની ટેકરી પાડ્યું છે.

આ ટેકરીઓના ઉર્ધ્વપ્રદેશ પરના શિખરનું નામ તોરણ છે; તેની ઉંચાઇ ૧૩૩૪ ફૂટ છે. તાપીના ખારા પાણીના દરેડા ( ધોધ ) ની દક્ષિણે ત્રણ માઇલ છેટે આ ડુંગર આવેલો છે. આ દરેડાનું પાણી પડવાની ઉંચામાં ઉંચી જગ્યા ૧૦૦૦ ફૂટ જેટલી ઉંચી છે. તાપી નદીના વાજપુર તરફના પ્રવાહની અગ્નિકોણમાં અને નેસુ નદીની ઉત્તરે ટેકરાવાળો પ્રદેશ છે; પણ વાજપુરની પશ્ચિમ તરફના ડુંગરાઓની જમીનમાં જેમ થર પડેલા દેખાય છે, તેમ આ પ્રદેશમાં જણાતા નથી. આ પ્રદેશના ડુંગરાઓની ઉંચાઇ ૮૦૦ ફૂટથી વધારે નથી. તાપી નદીની ઉત્તરના ડુંગરા ભૂગોળની દૃષ્ટિથી રાજપીપળાની ગિરિમાળાના કકડા ગણાય છે. તાપી નદીને દક્ષિણ કિનારે સોનગઢ તાલુકાનો પ્રદેશ છે. એ પ્રદેશમાં બહુ ઉંચા ડુંગરા નથી. સોનગઢનો કિલ્લો જે ડુંગરી પર આવેલો છે તેજ ઉંચો ભાગ છે. સમુદ્રની સપાટીથી આ કિલ્લો ૧૦૭૮ ફૂટ ઉંચો છે. અને આસપાસની જમીનની સપાટીથી ૬૭૮ ફૂટ ઉંચો છે. આ કિલ્લા ઉપરથી આસપાસનું સૃષ્ટિ સૌંદર્ય સુંદર લાગે છે. ચોખ્ખી હવા હોય ત્યારે તો આસપાસની ભૂરચના ખાસ લક્ષ ખેંચે એવો દેખાવ આપણી નજરે તરી આવે છે. ઉત્તર તરફ સાતપુડાના અને રાજપીપળાના ડુંગરા, પૂર્વ તરફ ખાનદેશનો સપાટ પ્રદેશ અને સાલ્હેર તથા મુલ્હેરનાં મજાનાં શિખરો આવેલાં છે. સાલ્હેરની ઉંચાઇ ૪૭૬૦ ફૂટ જેટલી છે. આ સંહ્યાદ્રિ પર્વતનાં બચ્ચાં છે એમ કહી શકાય. સોનગઢના કિલ્લાવાળો ટેકરો પણ સંહ્યાદ્રિનું બચ્ચું કહી શકાય. સંહ્યાદ્રિ પર્વતના વાયવ્ય ખુણાના છેડા પરથી બે નાની હાર ડુંગરાઓની ફુટે છે. આ બંને હારમાં ઝાંખરી નદીનું વહન આવેલું છે. ઉત્તર તરફની ટેકરીની હાર સોનગઢથી ૬ માઇલ ઉપર છે. દક્ષિણ તરફની ટેકરીઓમાં ઘાટા જંગલમાં આવેલો પ્રદેશ ડાંગના નામથી ઓળખાય છે. આ પ્રદેશમાં રૂપગઢ નામનો કિલ્લો ખાસ લક્ષ ખેંચે તેવો છે. સોનગઢ તાલુકામાં લગભગ ૭ માઇલમાં આવેલા ઉત્તર તરફના ચાર ટેકરાની ઉંચાઇ આ પ્રમાણે છે: ( ૧ ) ૧૨૩૫ ફૂટ ( ૨ ) ૧૩૫૦ ફૂટ

(૩) ૧૩૮૧ ફૂટ અને (૪) ૧૭૭૧ ફૂટ. દક્ષિણ તરફ લગભગ ૧૫ માઇલના વિસ્તારમાં ૧૦ ટેકરા છે; તેની ઊંચાઇ આ પ્રમાણે છેઃ (૧) ૧૦૦૩ ફૂટ (૨) ૧૩૦૯ ફૂટ (૩) ૧૫૦૫ ફૂટ (૪) ૧૮૬૬ ફૂટ (૫) ૧૭૨૮ ફૂટ (૬) ૧૬૧૯ ફૂટ (૭) ૧૫૯૨ ફૂટ (૮) ૧૭૨૮ ફૂટ (૯) ૧૬૩૧ ફૂટ અને (૧૦) ૧૬૮૨ ફૂટ. રૂપગઢ તરફની ધાર ઉપર ૨૨ માઇલના વિસ્તારમાં ૯ ટેકરીઓ છે, તેની ઊંચાઇનું માપ આ પ્રમાણે છેઃ—(૧) ૮૩૬ ફૂટ (૨) ૯૩૭ ફૂટ (૩) ૧૧૭૪ ફૂટ (૪) ૧૩૯૯ ફૂટ (૫) ૧૬૮૨ ફૂટ રૂપગઢ (૬) ૧૮૧૪ ફૂટ (૭) ૧૮૮૪ ફૂટ (૮) ૧૮૭૮ ફૂટ અને (૯) ૧૮૧૫ ફૂટ. રૂપગઢની દક્ષિણે પૂર્ણા નદી વહે છે. એ નદી માલઘાટીઆના શિખરની તળેટીમાંથી વહે છે. આ શિખરની ઉંચાઇ ૪૩૫૮ ફૂટ છે. અહિંઆંથી પશ્ચિમ બાજૂએ આશરે ૧½ માઇલ ઉપર વડોદરા રાજ્યની સરહદનું નાનું ગામડું ખોખરવિહિર આવેલું છે. માલઘાટીઆ શિખરથી થોડે દક્ષિણે ગયા એટલે સાલ્હેર નામનો ડુંગરી કિલ્લો આવે છે. તેની ઉંચાઇ ૫૨૬૩ ફૂટ છે. સંહ્યાદ્રિ પર્વતની હારમાં આ ત્રીજા નંબરનું શિખર ગણાય છે. પહેલા નંબરનું પાટા કિલ્લો અને બીજા નંબરનું કાલસુબાઇ ગણાય છે. વ્યારા તાલુકાનો ઉત્તર ભાગ અને મધ્યભાગ ઘણો ઉંચાણવાળો નથી. વ્યારા પાસે એક પણ ટેકરી ઉંચી નથી. વ્યારાથી ૫ માઇલ ઉપર અગાસવન નામની ટેકરી છે તે ઉંચામાં ઉંચી છે. તેની ઉંચાઇ ૫૯૬ ફૂટ છે. વ્યારાની પૂર્વ બાજૂની ટેકરીઓ તરફ નજર નાંખતાં એ જણાઇ આવે છે કે તેમની ધરી ઉત્તર દક્ષિણ આવેલી છે, જ્યારે તેની સાથેની બીજી ટેકરીઓની ધરી પૂર્વ પશ્ચિમ હોય છે. મહુવા તાલુકામાં પૂર્વ તરફ કેટલીક ટેકરીઓ છે, તે પૂર્ણા અને કાવેરી નદીની વચ્ચે આવેલી છે. આ ટેકરીઓ પણ વ્યારાની ટેકરીની પેઠે ઉત્તર દક્ષિણની ધરીવાળી છે. મહુવામાં ઉંચામાં ઉંચી ટેકરી ૧૨૪૦ ફૂટ જેટલી છે. ગણદેવી તાલુકામાં જુદી જુદી ટેકરીઓ છે ખરી પણ તે ઘણી ઉંચી નથી. આ ટેકરીઓ ડુંગરાળા પ્રદેશમાં હોત તો બહુ

લક્ષ ખેંચત નહિ પણ સપાટ માટીવાળા પ્રદેશમાં આવેલી હોવાથી નજરે ચઢે છે. એ ગણદેવી શહેરની આસપાસજ છે. ઉંચામાં ઉંચી ટેકરી ૧૫૦ ફૂટની છે.

**નદીઓ.**

**તાપી**—સાતપૂડા પર્વતની મોટી ઉંચી સપાટ જમીનની પશ્ચિમમાં એનું મૂળ છે. મધ્ય પ્રાંતોમાંના બેંટલ પ્રગણામાં મૂલતઇ ગામમાં એક પવિત્ર ઝરો છે તે તાપી નદીનું મૂળ કહેવાય છે. એની લંબાઈ સુમારે ૪૫૦ માઇલ છે, અને તે તેની આજુ બાજુની ૩૦૦૦૦ ચોરસ માઇલ જમીનના વિસ્તારનું પાણી ઘસડી લાવે છે. એવી અજમાયશ કાઢવામાં આવેલી છે કે ચોમાસામાં મોટી રેલને વખતે તેમાં દર કલાકે બાર કરોડ ઘનવાર પાણી વહી જાય છે, અને ઉનાળો ઉતરતાં ૨૫૦૦૦ ઘનવાર પાણી વહી જાય છે. તાપી નદીના વહનના તેના મૂળથી તે, તે દરીઆને મળે છે ત્યાં સુધીમાં ચાર ભાગ થઇ શકે છે. ( ૧ ) તેના મૂળથી માંડીને પહેલા ૧૫૦ માઇલ મધ્ય પ્રાંતો તથા વરાડમાં વહે છે, અને પછી બરાનપુરની નીચે થોડાક માઇલ ઉપરથી ખાનદેશમાં દાખલ થાય છે; ( ૨ ) પછીના ૧૮૦ માઇલ ખાનદેશના ઉચ્ચ સપાટ પ્રદેશમાં વહે છે. ખાનદેશમાં ઘણી નાની નદીઓ તેને આવી મળે છે; ( ૩ ) ખાનદેશમાંથી હરણફાળ આગળથી નીચે ઉતરી ડુંગરા તથા ખડકોમાં ૫૦ માઇલ સુધી વહે છે, અને પછી ગુજરાતમાં દાખલ થાય છે; અને ( ૪ ) છેવટના ૭૦ માઇલ ગુજરાતના નવસારી અને સુરત જીલ્લાના કંપમય પ્રદેશમાં વહી ખંભાતના અખાતને મળે છે. આ ૭૦ માઇલના વહનમાં પ્રથમના ૪૦ માઇલ સુધી ઉત્તર પશ્ચિમનો, ને પછી ૧૦ માઇલ દક્ષિણ પશ્ચિમનો માર્ગ હોઇને પછી નદી એકાએક ઉત્તર તરફ ફંટાઈ પહેલાં પશ્ચિમ તરફ અને પછી દક્ષિણ પૂર્વ તરફ સુરત શહેર આગળ, મુખથી બાર માઇલ છેટું રહે છે ત્યાં, વાંક લઇને પછી દક્ષિણ પશ્ચિમ તરફ જાય છે. નવસારી પ્રાંતમાં તાપી નદી પ્રથમ સોનગઢ તાલુકામાં દાખલ થાય છે, પછી વ્યારાના ખુણા ઉપર થઇ સુરત જીલ્લાના માંડવી તાલુ-

કામાં અને ત્યાંથી નવસારી પ્રાંતના કામરેજ તાલુકામાં દાખલ થાય છે. તેના ઉપર વાજપુર, કામરેજ, કઠોર, ખોલવડ, વરીઆવ એ મુખ્ય ગામ આવેલાં છે. નવસારી પ્રાંતના જંગલ પ્રદેશમાં તાપી નદીને નીચે જણાવેલી નાની નાની નદીઓ મળે છે. **અંજાણી**–સાવકાસીથી નાનછળ જવાની સીગળીઆરી ઉપરના ડુંગરમાંથી નીકળી વાજપુર ને ઉમરપાડાની હદમાં વહી, બ્રિટિશના માંડવી તાલુકાની હદમાં તાપીને મળે છે. **નેસુ**–બ્રિટિશના નંદરબાર તાલુકામાંથી આવી સોનગઢ તાલુકામાં વહી, લીંબાસોટી ગામ આગળ તાપીને મળે છે. આ નદીને સેવટી ગામ આગળ એક જુનો બંધારો બાંધેલો છે. **સોનઘડની નદી**–ચાંપાવાડીના ડુંગરમાંથી નીકળે છે અને સોનગઢના ડુંગરમાંથી એક ફાંટો નીકળી નવા તથા જુના સોનગઢ વચ્ચે વહી તેને મળે છે, તેથી એને સોનગઢની નદી કહે છે. એના ઉપર સોનગઢ, ભીમકરા, વડદા, ઘોડા એ ગામો છે. સોનગઢ આગળ એક બંધારો બાંધેલો છે. લખવાડા તથા ભેસરોટ ગામ આગળ એ તાપીને મળે છે. આ શિવાય એક નાનો નંદીનો ફાંટો નિશાણ કાવલાના ડુંગરમાંથી નીકળી પાંચપીપળા આગળ તાપીને મળે છે. એમાં બારે માસ પાણી વહેતું રહે છે.

તાપીના બન્ને કિનારા પાણીની સપાટીથી ઘણા ઉંચા હોવાથી તેનું પાણી ખેતીના કામ સારૂ ઉપયોગમાં લેવામાં આવતું નથી. તો પણ તે બાબત બ્રિટિશ સરકારે કંઈ યોજના કરવા ધારી હતી ને તેને માટે ત્રણ જગ્યાઓ મુકરર કરી રાખી હતી. (૧) કાકડાપાર (મુખથી ૬૨ માઇલ ઉપર); (૨) પૂના (૮ માઇલ નીચે); અને (૩) વાઘેછા (પૂનાથી ૬ માઇલ નીચે). તાપીમાં હાલ માત્ર મુખથી ૨૦ માઇલ સુધી હોડીઓ જઇ શકે છે. માંડવી તથા દક્ષિણ તીરનાં ગામડાં વચ્ચે હોડીઓ ફરે છે. ત્રણ ઠેકાણે પાર ઉતરાય છે. (૧) દરીઆથી ૫૬ માઇલ ઉપર કડોદ ગામ આગળ; (૨) ૪૦ માઇલ ઉપર બોઢાણ આગળ; અને (૩) ૨૦ માઇલ ઉપર વરીઆવ આગળ. નવસારી પ્રાંતના જંગલમાંથી વાંસ, વળીઓ વિગેરે માલ

તરાપા બાંધી સુરત સુધી ખેંચી લાવવામાં આવે છે. તાપી નદીના મુખ આગળ ઓટવેળાનાં ૫૨-૪૮ ફુટ પાણીમાં મોટાં વહાણ નાંગરે છે. અકટોબરથી તે એપ્રિલ સુધી વહાણો ત્યાં સલામત રહી શકે છે પણ પછી ભરતી સાથે દક્ષિણનો પવન જબરો છુટે છે તેથી રહેવું ભય ભરેલું થઇ પડે છે. પહેલાં ૫૦ થી ૧૦૦ ખાંડી ભારનાં વહાણ સુરત આવી શકતાં. ચોમાસામાં વહાણ આવજા કરતાં નથી. ૨૭૫થી ૫૫૦ ખાંડીભારની ને ૫-૬ ફુટ પાણી માગતી આગબોટ અરધી ભરતીઓટે આવી જઇ શકે. સો વરસ ઉપર બારા આગળ બોટને જુવાળે ૧૮ ફુટ ઉંડું પાણી રહેતું ને મોટાં વહાણ આવી શકતાં. તે વેળા પણ ખાડીમાં આવતાં મુશીબત પડતી, તોપણ વરસની કેટલીક મોસમમાં ૨૭૭૭ ખાંડીભારનાં વહાણ સહેલથી સુરત લગી આવતાં. ૧૮૫૫ માં ૪૦૦-૫૦૦ ખાંડીનાં વહાણ સુરત આવ્યાં હતાં. ૧૮૬૩ માં ૧૧૧૧ ખાંડીની એક આગબોટ મગદલા આગળ ( બારાથી ૪ માઇલ ઉપર ) પડેલી તેણે રૂની ગાંસડી ચઢાવવા માંડેલી પણ અરધો ભાર ભરાયો કે તે ભાગી; કારણ ખાડીનું તળીયું રેતીના ઢગથી ભરેલું હતું. બારામાંથી નદીમાં દાખલ થવાનો રસ્તો વખતો વખત બદલાતો રહે છે. રેતી ઉડવાથી નવા રસ્તા ખુલ્લા થાય છે ને જુના બંધ પડે છે. અરધી ભરતીઓટે વહાણ આવી શકે છે. ભોમીઓ સુકાનીજ વહાણને ખરે રસ્તે હંકારી આણે, કારણ કે જો કે ખાડીનો પટ મોટો છે, તોપણ રસ્તા સાંકડા છે. સંહ્યાદ્રિની ડુંગરીઓના થોડાક ભાગ શિવાય તાપી નદીના પ્રદેશમાં દર વરસે ઝાઝો વરસાદ થતો નથી. જુનના પહેલા અઠવાડીઆમાં વરસાદ પડવા લાગે છે કે તાપીના પ્રવાહનું બળ વધે છે. કાંઠાના માથા લગી પાણી આવી રહે તેવી રેલ તો કોઇ કોઇ વાર આવે છે; ને સાધારણ રેલ આવે છે તે ઝાઝીવાર રહેતી નથી. અરાઢમા સૈકામાં ત્રણવાર રેલ આવી હતીઃ ૧૭૨૭, ૧૭૭૬ ને ૧૭૮૨ માં; અને ઓગણીસમા સૈકામાં દશવાર આવી હતીઃ ૧૮૧૦, ૧૮૨૨, ૧૮૩૫, ૧૮૩૭, ૧૮૪૩, ૧૮૪૯, ૧૮૭૨, ૧૮૭૩ ને બે વખત ૧૮૭૬ માં. તાપી નદી હિંદુઓમાં પવિત્ર મનાય છે. તેને કાંઠે ૧૦૮ તીર્થ કહ્યાં છે તેમાં મોટું ઓઢાણ છે.

**પૂર્ણા**—સંહ્યાદ્રિના સપાટ પશ્ચિમ પ્રદેશમાંથી નીકળી ડાંગ સંસ્થાનમાં થઈને વ્યારા, મહુવા, બારડોલી (સુરત), અને નવસારી તાલુકામાં વહી મીંઢોળાના મુખથી દક્ષિણ તરફ દસ માઈલ છેટે ખંભાતના અખાતને મળે છે. એક ફાંટો ઝાંખરી નદીને નામે ઓળખાતો સોનગઢ વ્યારા તરફથી અને બીજો ડાંગ અને વ્યારા તાલુકામાં આવી, બન્ને ફાંટા બારડોલી તાલુકામાં મળે છે અને પૂર્ણા નદી કહેવાય છે. નવસારી નજીક પાછા તેના બે ફાંટા થાય છે; અને ખાડી તરફ આગળ ચાલતાં પાછા ભેગા થાય છે. એ બે ફાંટા ભેગા થાય છે તેથી જરા ઉપલા ભાગમાં બી. બી. એન્ડ. સી. આઇ રેલ્વેનો પૂલ આવેલો છે. દક્ષિણ ફાંટા ઉપરનો પૂલ ૪૩૮ ફુટ અને ઉત્તર ફાંટા ઉપરનો પૂલ ૮૧૩ ફુટ લાંબો છે. કમીમાં કમી પાણીની સપાટી કરતાં બંને પૂલ ૩૨ ફુટ ઉંચા છે. નદી ઉતાર માટે એક હોડી નવસારી આગળ અને બીજી ત્યાંથી બે માઇલ છેટે જલાલપુર આગળ ફરે છે. નવસારીથી નીચેનો પૂર્ણા નદીનો ભાગ નૌકાખાતાના ચોપડામાં નવસારી નદી તરીકે નોંધાવેલો છે, અને તેમાં ૧૦૦ ટન સુધીનાં વહાણ આવી શકે છે. માલ ચઢાવવા ઉતારવા માટે શ્રીમંત ગાયકવાડ સરકારે લાકડાનો ડક્કો બંધાવેલો છે. પૂર્ણા નદીને નીચે પ્રમાણે બીજી નાની નાની નદીઓ મળે છે. **ઝાંખરી**—ડાંગ સંસ્થાનની હદમાંથી આવી મહુવા તાલુકામાં પૂર્ણાને મળે છે. એને કાંઠે બ્રિટિશનાં બારડોલી અને વાલોડ ગામ આવેલાં છે. એને ટીચકીઆ ગામ આગળ એક બંધારો બાંધેલો છે અને ઓઝર, ધનમોહલી તથા ટાપરવાડા ગામ આગળ જુના બંધારા છે. હાલમાં ઝાંખરી ગામ આગળ મોટી પાળ બાંધી આ નદીનું મોટું તળાવ કરવાનું કામ ચાલેછે. આ નદીને મેઢાની નદી, મેઢાના ડુંગરમાંથી નીકળી આમળગુંડી આગળ વહીને ઘાડીરૂપાળી આગળ મળે છે. એમાં બારે માસ પાણી રહે છે. એને પણ સાદડવેલ નજીક એક બીજો નાનો ફાંટો મળે છે. **ગીરા** નામની એક બીજી નદી પણ ખાનદેશમાંથી આવી વ્યારા તાલુકામાં ઠોલીઆઉમર ગામ આગળ ઝાંખરી નદીને મળે છે.

**અંબિકા**—ડાંગ સંસ્થાનના ડુંગરોમાંથી નીકળી વ્યારા, મહુવા, ચીખલી ( બ્રિટિશ ) અને ગણદેવી તાલુકામાં વહી પૂર્ણાના મુખથી દક્ષિણે નવ માઇલ છેટે ખભાતના અખાતને મળે છે. એને કાંઠે બીલીમોરા બંદર છે, તે એના મુખથી ૭ માઇલ છે, ત્યાં સુધી વહાણો આવી શકે છે અને ભરતીનાં પાણી આવી શકે છે તેમ નાનાં વહાણ પણ ભરતી હોય ત્યારે આવી શકે છે. અંબિકા ઉપર બીલીમોરા આગળ રેલ્વેનો પૂલ છે તે ૮૭૫ ફુટ લાંબો છે અને નદીના તળિયાથી ૨૮ ફુટ ઉંચો છે. અંબિકાને નવસારી પ્રાંતમાં નીચેની બીજી નાની નાની નદીઓ મળે છે. **ઓલાણ-ખાડી**—ડાંગ સંસ્થાનમાંથી આવી મહુવા તાલુકાના વેલણપુર ગામ આગળ અંબિકાને મળે છે. વળી રસ્તામાં કેટલાક નાના નાના ફાંટા એને આવી મળે છે. **ખાપરી**—ડાંગ સંસ્થાનમાંથી આવી વાંસદા સંસ્થાનમાં વહી કાળાઆંબા આગળ અંબિકાને મળે છે. એના ઉપર ડુંગરવા ગામ આગળ એક બંધારો બાંધેલો છે. હાલ તે ટૂટી ગયેલો છે. **કોસખાડી**—ડાંગ સંસ્થાનમાંથી આવી ઉનાઈ આગળથી વાંસદા સંસ્થાનની હદમાં જઇ પાછી મહુવા તાલુકામાં આવી ઉમરાગાંગડી-આના જંગલમાં અંબિકાને મળે છે.

**મીંઢોળા**—સોનગઢ તાલુકાના ડુંગરોમાંથી નીકળી પશ્ચિમ તરફ વ્યારા, બારડોલી ( સુરત જીલ્લામાં ), પલસાણા અને નવસારી તાલુકામાં વહી તાપી નદીના મુખથી દક્ષિણ તરફ પાંચ માઇલ છેટે ખંભાતના અખાતને મળે છે. એના મુખથી દસ માઇલ સુધી દરી-આના જુવાળનાં પાણી આવે છે. એના ઉપર નવસારી તાલુકાના પાંસરા ગામ આગળ રેલ્વેનો પૂલ છે ત્યાં નદીનું તળીયું ૩૬૦ ફુટ પહોળું છે અને દક્ષિણ તરફનો કિનારો ૪૦ ફુટ ઉંચો છે. અહીંઆં પાણી પાંચ ફુટ ઉંડાં રહે છે. રેલ્વેનો પૂલ ૭૫૦ ફુટ લાંબો છે અને પાણીની સપાટીથી ૩૩ ફુટ ઉંચો છે. વ્યારાની નદી નામનો એક ફાંટો વ્યારાની ઉપર કાટીસકુવા અને આગાસવાણ તરફનો અને

બીજા ત્રણ ફાંટા મળી વ્યારા આગળ થઈ આધાર ખડી ગામ આગળ મીંઢોળાને મળે છે.

**કીમઃ—ભાગા** તથા **કીઆવા** એવી બે નાની નદીઓ રાજપીપળાના ડુંગરાઓમાંથી નીકળી માંગરોળ આગળ ભેગી થાય છે અને ત્યાંથી એક પ્રવાહમાં વહે છે તે **કીમ** નદી કહેવાય છે. એ નદી વાકળ અને માંગરોળ તાલુકામાં વહી જમણી તરફ ભરૂચ જીલ્લાના અંકલેશ્વર તાલુકામાં અને ડાબી તરફ સુરત જીલ્લાના ઓલપાડ તાલુકામાં થઈ પશ્ચિમ તરફ દરીઆને મળે છે. પૂર વખતે તે ઓળંગી શકાતી નથી, પણ ચોમાસા શિવાય બીજી મોસમમાં તેમાં પાણી ઘણુંજ થોડું રહે છે અને તેથી ઘણી જગોએ તે તૂટક થઈ જાય છે.

**કાવેરી**—વાંસદા સંસ્થાનના ડુંગરામાંથી નીકળી મહુવા, ચીખલી (બ્રિટિશ) અને ગણદેવી તાલુકામાં થઈ બીલીમોરાથી એક માઈલ છેટે વાઘરેચા આગળ અંબિકાને મળે છે. તેની ઉપર રેલ્વેનો પૂલ છે તે ૬૮૮ ફુટ લાંબો છે અને નદીના તળીયાની સપાટીથી ૩૬ ફૂટ ઉંચો છે.

**વેંગણીઆ**—એ ગણદેવીની ખાડીને નામે ઓળખાય છે અને અંબિકાને મળે છે. ગણદેવી સુધી એમાં ભરતીનાં પાણી આવે છે.

**હવા.** હવાના કારણથી નવસારી પ્રાંતના તાલુકાઓ બે ભાગમાં વહેંચાઈ જાય છેઃ રાની, અને રાસ્તી. વ્યારા, સોનગઢ અને મહુવા તાલુકો તથા માંગરોળ તાલુકાનો પૂર્વ દિશાનો વાકળ તરફનો ભાગ એ રાની ગણાય છે, કેમકે એ પ્રદેશ જંગલ અને ડુંગરાઓથી ભરેલો છે, અને તેથી એ ભાગની હવા રોગિષ્ટ અને તંદુરસ્તીને હાનિકારક છે. એ ભાગમાં રહેનારા લોકો ઘણે ભાગે રાની હોય છે, અને એ ભાગ બરોબર આબાદ થયેલો નથી તેથી રાની કહેવાય છે. એ રાની ભાગના લોકોના હાથ પગ પાતળા ને પેટ મોટાં હોય છે. ખરાબ

પાણીને લીધે પેટમાં બરોળ વધે છે અને ઉનાળા શિવાય બાકીના મહીનામાં ઘણે ભાગે તાવનો ઉપદ્રવ જારી હોય છે. બાકીના નવસારી, ગણદેવી, કામરેજ અને પલસાણાની હવા સારી ને તંદુરસ્તીને માફક છે. એ ભાગ સારો આબાદ થએલો છે અને ત્યાં કણબી અનાવલા વગેરે ઉજળીઆત લોકો રહે છે તેથી તે રાસ્તી કહેવાય છે. નવસારી પ્રાંતમાં ગરમીનું પ્રમાણ વધારેમાં વધારે ૯૪, કમીમાં કમી ૬૯ અને સાધારણ ૮૧ હોય છે. ચોમાસાની આખરે હવાના ફેરફારથી ઘણું કરીને બધા ભાગમાં તાવનો ઉપદ્રવ હોય છે, પણ રાની પ્રદેશમાં તેનું જોર વધારે માલમ પડે છે.

નવસારી પ્રાંતની હવા બે પ્રકારની છે: એક દરિયાના પવનની અસરને લીધે સમપ્રમાણ ગરમી ઠંડીની, અને બીજી જ્યાં દરિયાના પવનની અસર નથી પહોંચતી તે ભાગની ઉત્તર ગુજરાતના જેવી ગરમ. સમુદ્ર કાંઠાથી આઠ દશ માઇલ સુધી જે પ્રદેશ નદીઓની પડોશમાં આવેલો છે તેમાં સમશીતોષ્ણ હવા છે, ને તે તંદુરસ્તીને માફક છે, કારણ ત્યાં વરસાદ ઓછો પડે છે. શીયાળામાં ડીસેમ્બરથી તે ફેબ્રુઆરી સુધી પવન ફરતો રહે છે, પણ ઘણું કરી તે ઉત્તરપૂર્વ તરફથી આવે છે. ઉનાળામાં માર્ચથી તે મે સુધી દિવસના પહેલે પહોરે ઉત્તર પૂર્વનો પવન આવે છે તે ઠંડો હોય છે, પણ પછી ગરમ થતો જાય છે ને પછી તે બદલાઇને પાછલે પહોરે પશ્ચિમ તરફથી દરિયાનો ઠંડો પવન આવે છે. મે મહીનામાં તાપ વધારે પડે છે પરંતુ કસ્બાઓ શિવાય બીજે ઠેકાણે તે તંદુરસ્તીમાં બિગાડ કરતો નથી. ચોમાસામાં જુનથી અકટોબર સુધી પશ્ચિમનો પવન થાય છે પણ સપ્ટેંબરમાં તે જોરથી ફુંકે છે. અકટોબરમાં પવન ઓછો અને તાપ વધારે તેથી હવા રોગવાળી થાય છે. નવેંબરમાં ઉત્તર પૂર્વનો પવન શરૂ થાય છે એટલે ગરમી ઓછી જણાય છે. નવસારી, બિલીમોરા, મરોલી વગેરે સ્થળોએ મે માસમાં બીજા ભાગ કરતાં હવા ઠંડી હોય છે અને દરિયાની હવા ચાલતી રહે છે તેથી ઘણા જણ ત્યાં હવા ફેર માટે જાય છે.

નવસારીમાં ગરમીનું પ્રમાણ જાનેવારી, મે, અને સપ્ટેમ્બર માસમાં નીચે પ્રમાણે હોય છે:—

| | વધારેમાં વધારે. | કમીમાં કમી. | સાધારણ. |
|---|---|---|---|
| જાન્યુઆરીમાં | ૯૦ | ૫૭ | ૭૩ |
| મેમાં | ૧૦૨ | ૭૯ | ૯૦ |
| સપ્ટેમ્બરમાં | ૮૯ | ૭૫ | ૮૨ |

નવસારી તાલુકાનાં હવાપાણી એકંદરે સારાં છે. નવસારી કસ્બો ઉનાળામાં હવા ખાવા જવાના ઠેકાણા તરીકે જાણીતો છે. પૂર્ણા નદીની ખાડી તરફથી ઠંડો પવન વાય છે અને દરીઆની સપાટીથી કસ્બાની ઉંચાઇ ૧૫૦ ફુટ છે, તેથી પણ ગરમી જરા કમી રહે છે. નવસારીની આસપાસના બીજા પ્રદેશમાં આ લાભ નથી, તેથી ત્યાંની હવા નવસારીના જેવી ઠંડી રહેતી નથી. ચોમાસામાં તાવ ને ખાંસી-નો રોગ થાય છે પણ શીયાળા ઊનાળામાં રોગનું પ્રમાણ ઘણું ઓછું હોય છે. આખા ગણદેવી તાલુકાની હવા સારી છે. દરીઆ તરફથી ઠંડો પવન વાતો રહે છે તેથી હવા ખુશનુમા અને ઠંડી લાગે છે. પલસાણા તાલુકાની હવા તંદુરસ્તીને માફક છે; પણ ચોમાસામાં તાવનો રોગ ચાલે છે. કામરેજ તાલુકાનાં હવાપાણી સારાં છે. તાપી નદીની બન્ને બાજુએ ખુશનુમા પવન વાય છે, તેથી ઉનાળામાં પણ ગરમી થોડી જણાય છે. મહુવાની હવા સામાન્ય રીતે ખરાબ છે; પણ એપ્રિલથી ઓગસ્ટ સુધીમાં સારી રહે છે. પૂર્ણાની ઉત્તરનાં ગામની હવા ઠીક ગણાય છે. દક્ષિણ તરફનાં ગામોની હવા ઘણી ખરાબ છે; બાકીનાની સાધારણ છે. માંગરોળ તાલુકામાં રેલ્વે લાઇનની બાજુપરનાં ગામનાં હવાપાણી તંદુરસ્તીને માફક આવે એવાં છે. માંગરોળની પૂર્વ તરફ ખરાબ હવાપાણી શરૂ થાય છે અને વાકળ ટપ્પામાં તો પાણી એટલું બધું ખરાબ છે કે તેને લીધે મંદવાડ ઘણો રહે છે. સોનગઢ તાલુકાની હવા ઘણીજ ખરાબ છે. ચોમાસામાં ને શિયાળામાં મેલેરીયા ઘણો ચાલે છે. ઉનાળામાં હવા સારી થાય છે ને

દરિયા તરફથી આવતા પવનને લીધે ઠંડી વાય છે. જુના વખતથી તાલુકાના વરઘાટ ને તલઘાટ એ નામથી ઓળખાતા બે ભાગ પડેલા છે. વરઘાટ એટલે ડુંગરની ઉપર અને તલઘાટ એટલે ડુંગરની નીચે. દોઢસો વર્ષથી સોનગઢ વ્યારા તરફના પ્રદેશની દશા બેઠેલી છે, તેનું મુખ્ય કારણ જંગલના વધારાને લીધે હવાપાણીનો બગાડો છે. ખરાબ હવાને લીધે આબાદી જોઇએ તેવી થઇ શકતી નથી. રાની મહાલની ખરાબ હવામાં કોઇ અમલદાર લાંબો વખત ટકતો નથી. જે ત્યાં જાય છે તે જતાં વારજ બદલીની વાટ જુએ છે અને બને ત્યાં સુધી હેડકવાર્ટરમાં જ રહે છે. વસ્તી ઘણીખરી કાળી પરજની છે અને તે ગામ બાંધીને ન રહેતાં છૂટાંછવાયાં ઘરોમાં રહે છે. તોપણ છેલ્લાં ૨૫ વર્ષથી વ્યારામાં સુધારો થતો ચાલ્યો છે ને તેમાંનો ઘણો ભાગ આબાદ થયો છે. કણબી, અનાવલા ને બીજા સારા ખેડુતો વ્યારાની નજીકના બુહારી અને બારડોલી તાલુકાને લગતા પ્રદેશમાં વસવા લાગ્યા છે.

**તળાવ, કુવા.** નવસારી પ્રાંતમાં એકંદર ૧૦૧૩૦ કુવા; ૬૯૨ તળાવ અને ૧૬ વાવો છે. જેમાં ૨૮૬૬ કુવા અને ૩૨૩ તળાવ ખેતીના ઉપયોગમાં આવે છે. બીજા ગામ લોકને પીવાના પાણી વગેરેના ઉપયોગમાં આવે છે. આ પ્રાંતમાં જાણવા લાયક કંઇ કુદરતી મોટું તળાવ નથી.

**ઝરા, કુંડ.** વ્યારા તાલુકાના ખંભાળીયા ગામ નજીક ઉનઇનો ગરમ પાણીનો કુંડ છે. આ કુંડ ત્રીશ ચોરસ ફુટ જેટલી જગ્યામાં પત્થરથી બાંધેલો છે. કુંડની બહાર થોડેક છેટે એક ખાડો ખોદેલો છે, તેમાં નીકવાટે કુંડમાંનું પાણી આવે છે. આ ખાડો અંત્યજ વર્ગના લોકોને નહાવાને માટે કરવામાં આવેલો છે. કુંડમાં પાણી એટલું બધું ગરમ રહે છે કે ચોખાની પોટલી બાંધીને અંદર મૂકી રાખી હોય તો ભાત બફાઇ જાય. પાણી જમીનમાંથી ઝરણ ફૂટીને આવે છે, અને તેમાં ગંધકનો

વાસ હોય છે, તેથી એમ ધારી શકાય છે કે એના તળીઆમાં ગંધકની ખાણ હશે. એમ કહેવાય છે કે રામચંદ્ર ભગવાને એ પ્રદેશના જંગલી લોકોને બ્રાહ્મણ બનાવ્યા ત્યારે ૧૮૦૦૦ બ્રાહ્મણોને નહાવાને પાણી પૂરૂં પાડવા માટે બાણ મારીને જમીનમાંથી ગરમ પાણી કાઢી આપ્યું હતું તે આ કુંડ. અહીં આગળ દેવકી ઉનાઇ માતાનું દેવળ છે, અને એ કુંડને પણ દેવકી ઉનાઇના કુંડ કહેવામાં આવે છે. કુંડ વડોદરા રાજ્યની હદમાં છે અને માતાનું દેવળ વાંસદા સંસ્થાનની હદમાં છે. અહીંથી નજીકમાંજ અંબિકા નદી વહે છે અને આસપાસ ગાઢ જંગલ આવેલું છે, તેથી આ સ્થળનો દેખાવ ઘણો રમણીય લાગે છે. દર વર્ષે ચૈત્રી પુનમે અહીં મોટો મેળો ભરાય છે ને પુષ્કળ લોકો ભેગા થાય છે. આ મેળો છ દિવસ સુધી ચાલે છે અને પંદર વીશ હજાર માણસો ભેગાં થાય છે. જાત્રાળુઓ પૈકી ૨૦ ટકા સુરત અને તેની આજુબાજુના ભાગના લોકો હોય છે, જેમાં મુખ્યત્વે કરીને અનાવલા બ્રાહ્મણો હોય છે. વેપારને માટે ઘણા વેપારીઓ આવે છે. લગભગ હજારને આશરે વેપારીઓ અમદાવાદથી કાપડ લઇને અને ઠેઠ નાસીક અને ખાનદેશમાંથી તાંબા પિત્તળનાં વાસણ લઇને વેચવા આવે છે. સુરત, નવસારી ને ગણદેવીના વેપારીઓ પણ ઘણા આવે છે ને બધા માંડવા નાંખીને દુકાનો માંડે છે. જાત્રાળુઓ પણ માંડવા નાંખીને રહે છે. વિલાયતી માલ, મણીઆરૂ ને મીઠાઈની દુકાનો ઘણી હોય છે. મેળામાં વેચાવા આવેલા માલની કિંમત કરીએ તો પચીસ ત્રીસ હજાર રૂપીઆનો થાય. કોઇ કોઇ વર્ષે મેળામાં કોલેરા ફાટી નીકળે છે. વરસમાં ફક્ત એક દિવસ એ પુનમેજ કુંડનું પાણી નહાવા જેવું ઠંડુ થઇ જાય છે, તેથી લોકો તેમાં પડી પડીને નહાય છે. કહેવાય છે કે માતાના સતથી એમ થઇ જાય છે. મુંબઇ સરકારના મી. જે. એસ. લોએ ઇ. સ. ૧૮૩૬ માં શીતોષ્ણ માપક યંત્રથી કુંડના પાણીની ગરમી માપેલી તે ઉપરથી માલમ પડે છે કે તે એક દિવસ એ પાણી ન્હાવા જેવું ઠંડું થઇ જાય છે. એનું કારણ શું હશે તે સમજી શકાતું નથી, તેથી દૈવી ચમ-

ત્કારની દંતકથા માનવી પડે છે. પરંતુ ખરી વાત તો એ છે કે સેંકડો માણસ એક સામટાં કુંડમાં નહાવા પડે છે તેથી પાણીની ગરમી વહેંચાઇ જાય છે, અને અંદર પડેલા લોકો પાણીને ખૂબ ડહોળી નાખે છે, તેથી પણ પાણી ઠંડું થઈ જાય છે. હાલ બીલીમોરા-કાળાઆંબા રેલ્વે નિકળવાથી અને ખંભાળીયા (ઉનાઇ) તેનું સ્ટેશન થવાથી લોકોને ત્યાં જવા આવવાને ઘણી અનુકૂળતા થઇ છે.

માંગરોળ તાલુકાના **સાહા** ગામે પણ ઊંના પાણીનું ઝરણુ અને એક માતાનું મંદિર છે. ત્યાં પણ ઉનાઇની માફક દર ચૈત્રી પુનમે નાના પ્રમાણમાં મેળો ભરાય છે.

નવસારી પ્રાંતમાં નીચે પ્રમાણે પ્રાચીન કિલ્લાઓ આવેલા છેઃ-

**કિલ્લા.**

**સોનગઢ**-એ એક નાના ડુંગર ઉપર છે જેની ઉંચાઇ જમીનની સપાટીથી ૬૭૮ ફુટ અને દરીઆની સપાટીથી ૧૦૭૮ ફુટ છે. આ કિલ્લો ચઢાણમાં જમીનથી ૧૧ માઇલ છે અને એનો ઘેરાવો ૩/૪ માઇલ છે. એની દિવાલ ૯ ફુટ ઉંચી ને ચુના ગચ્છીની પાકી બાંધેલી છે. કિલ્લા ઉપર ૫ બુરજ છે, તેમજ પાણીની ૩ ટાંકીઓ છે જેમાં એક મોટી, એક મધ્યમ અને એક નાની છે. એમાંથી એકનું પાણી પીવાના ઉપયોગમાં લેવાય છે. એ શિવાય બીજાં ત્રણ ટાંકાં છે, જેમાનાં એકમાં ઘી અને એકમાં તેલ ભરવામાં આવતું એમ કહેવાય છે. કિલ્લા ઉપર એક મહેલ છે તેમાં શ્રીમંત ગાયકવાડ સરકારની ગાદી છે. બીજી ૧૧ ખોલીઓ છે, જેમાંની દશ નાની ને એક મોટી છે. આ ખોલીઓ નોકર લોકોને રહેવાના કામમાં આવે છે. કિલ્લાની નીચે એક ગઢી છે, તેમાં પહેલાં જૂના રાજાનો મહેલ હતો એમ લોકો કહે છે. એ ગઢી તથા મહેલ હાલ તુટી ખંડેર થઇ ગયલાં છે. ગઢીમાં પણ પાણીનાં બે ટાંકાં છે, અને નજીકમાં પાણીની એક વાવ આવેલી છે. તેમજ રાજમહેલની ઉત્તરે એક ટાંકું છે તે ઘણું ઉંડું છે. એ શિવાય " ભુંઇઘર " એ નામથી ઓળખાતાં

ચાર ભોંયરાં છે જેમાંનાં બેમાં થોડે સુધી જવાય છે ને બે ઝાડીથી પૂરાઇ ગયાં છે. કિલ્લા ઉપર જવાને માટે પૂર્વ અને પશ્ચિમ તરફ એમ બે રસ્તા છે. પશ્ચિમનો રસ્તો લાંબો પણ ઓછા ઢોળાવનો હોવાથી ઘોડે બેસીને પણ કિલ્લા ઉપર જઇ શકાય છે, અને ચઢતાં થાક પણ વધારે લાગે છે. કિલ્લામાં દાખલ થવાનો દરવાજો દક્ષિણ દિશા તરફ છે. કિલ્લા ઉપરની ગાદીના રક્ષણને માટે ચાર સિપાઇ, એક ફરાસ અને એક ભેરી ફુંકનાર રહે છે. તેમજ કિલ્લા ઉપર સૈયદ શાહાત અને ચાંદશા વલી એવી બે પીરની દરગાહો છે. વળી ભૈરવનાથ, કાળકામાતા, મુંજાબા મહાદેવ અને મારૂતી એ હિંદુનાં દેવસ્થાનો છે, અને તેની પૂજા કરવાને માટે એક પૂજારી ઉપર રહે છે. કિલ્લાની નીચે ફિરંગી માતાનું સ્થાનક છે ત્યાં દર ચૈત્રી પૂનમે કાળીપરજના લોકોની જાત્રા ભરાય છે, ને તે વખતે કેટલાક લોકો ભૈરવનાથને નાળીએર ચઢાવવા કિલ્લા ઉપર આવે છે. બસો વરસ ઉપર ગાયકવાડ સરકાર શ્રીમંત પીલાજીરાવ મહારાજે ભીલલોકો પાસેથી એ કિલ્લો જીતી લઇ ત્યાં પોતાનું થાણું કરી ગાદી સ્થાપી હતી. **સાલ્હેર**—આ કિલ્લો મુલ્હેરના કિલ્લાથી ૧૪ માઇલ દૂર, સંહ્યાદ્રિ પર્વતના શિખર ઉપરની સપાટ જમીન ઉપર આવેલો છે. એની ઉંચાઇ સમુદ્રની સપાટીથી ૫૨૦૩ ફૂટ છે. એને બાગલાણનો કિલ્લો પણ કહેવામાં આવતો હતો અને ગુજરાતનો છેલ્લો રજપુત રાજા કરણઘેલો મુસલમાનોથી હારી નાસી જઇને ત્યાં ભરાઇ રહ્યો હતો. એ સ્થળની હવા તન્દુરસ્તીને માટે ઘણી સારી ગણાય છે ને તેથી શ્રીમંત ગાયકવાડ સરકાર ત્યાં એક સેનીટેરીઅમ બંધાવવાનો વિચાર રાખે છે. સોનગઢ ને સાલ્હેરની વચ્ચે **રૂપગઢ**નો કિલ્લો છે તે નાદુરસ્ત સ્થિતિમાં છે. **વાજપુર**માં પણ એક પાકો બાંધેલો કિલ્લો છે તે ભયંકર ગુન્હેગારોને કેદ કરવાના ઉપયોગ માટે પહેલાં વપરાતો, પણ હાલમાં કશા ઉપયોગમાં આવતો નથી. વળી **પંચમાવલી** નામના ઉજડ ગામની પાસે એક નાનો કિલ્લો છે ને તેથી જરા દૂર **પરઘાટ**નો કિલ્લો છે, ત્યાંથી **ફતેહગઢ** નામનું ગામ

જોવાય છે. આ કિલ્લો ટુટી ગયલો છે. એની આસપાસ ઘણા ડુંગરા આવેલા છે. ડોસવાડા આગળ એક ગઢી છે. સોનગઢના કિલ્લામાંથી ડોસવાડાની ગઢીમાં આવવા જવાને એક ભોંયરાનો રસ્તો હતો અને તે રસ્તે થઇને કિલ્લાના માણસો સંકટને વખતે જતા આવતા એવી લોકોમાં હજી દંતકથા ચાલે છે.

**ધરતીકંપ**

ઇ. સ. ૧૮૧૯ માં નવસારી પ્રાંતમાં બિલીમોરામાં ધરતી કંપનો ભારે આચકો લાગ્યો હતો. એ આચકાથી ઘણાંખરાં મકાનોને નુકસાન થયું હતું અને પલંગ પર સુતેલાં માણસો નીચે ગબડી પડયાં હતાં. તેમજ રસ્તે ચાલનારા લોકો પણ પડી ગયા હતા. એ ધરતીકંપની અસર આખા ગુજરાતમાં થોડી ઘણી થઇ હતી. ઇ. સ. ૧૮૬૪ અને ૧૮૭૧ માં પણ ધરતીકંપના સાધારણ આચકા લાગ્યા હતા, પણ તે વખતે કંઇ નુકસાન થયું નહોતું. ઇ. સ. ૧૮૯૭ માં પણ સહેજ આચકો જણાયો હતો.

**વાવાઝોડું.**

ઇ. સ. ૧૭૮૨ માં બિલીમોરામાં વાવાઝોડાનું ભારે તોફાન થયું હતું. કાંઠા ઉપરનાં બંદરોમાં ઘણી વખતે આવું તોફાન થાય છે, તેવુંજ આ તોફાન હતું. પવન ઘણાજ જોરથી ફુંકાતો હતો ને ગામમાં નબળાં તથા જૂનાં મકાનો પવનના ઝપાટાથી ટૂટી પડી જમીનદોસ્ત થઇ ગયાં હતાં; અને ઘણાં માણસો દટાઇને મરણ પામ્યાં હતાં. ઘણાં વહાણો તથા હોડકાં પણ ઉંધાં વળી ગયાં હતાં. ધૂળના ગોટેગોટ ઉડતા હતા ને ખાડીમાં પાણી ઘણું ઉછળતું હતું. લોકો એને "ડફ્ન" આવ્યું હતું એમ કહે છે.

**રેલ.**

અંબિકા નદીમાં ઇ. સ. ૧૮૭૨ ના સપ્ટેમ્બરની ૧૦ મી તારીખે જબરી રેલ આવી હતી. આ રેલથી નદીના કાંઠાનાં ઘણાં ગામડાં પાણીથી ડુબી ગયાં હતાં ને સઘળે જળજળ થઇ રહ્યું હતું. લોકોની

માલમતા, ઢોર ને ઘણાં માણસો તણાઇ ગયાં હતાં. નદીના કાંઠા ઉપરનાં ગોહોલ, રાંભલ, મોલ્લી, કમઠુ વગેરે ગામડાં તારાજ થઇ ગયાં હતાં. આ રેલને એ તરફના લોકો "મહાખોરૂ" કહે છે. એજ નદીમાં બીજી રેલ સને ૧૮૮૨ માં આવી હતી ત્યારે પણ ભારે નુકસાન થયું હતું.

**આગ.** ઇ. સ. ૧૮૫૫ માં બિલીમોરામાં ભયંકર આગ લાગી હતી ને તેથી ઘણાં મકાનો બળીને ખાખ થઇ ગયાં હતાં. બંદર ઉપરની માછીવાડ તથા ગોલવાડનો આગથી નાશ થઇ ગયો હતો ને લોકો નિરાધાર થઇ પડયા હતા.

# પ્રકરણ ૨ જું.

## ઇતિહાસ.

**પ્રાચીન ઇતિહાસ.**

શ્રીમંત ગાયકવાડ સરકારનું રાજ્ય ગુજરાતના મોટા ભાગ ઉપર છે. ગુજરાત નામ સંસ્કૃત **गुर्जरराष्ट्र** અને તે ઉપરથી થયેલા **गुज्जररट्ट** શબ્દ ઉપરથી પડેલું છે. ગુર્જરોએ વસાવેલો દેશ તે ગુજરાત. એ ગુર્જરલોકો એક ભટકતી લડાયક જાત હતી અને તેઓ હિંદુસ્તાનના વાયવ્ય ખુણા તરફથી પંજાબ અને મારવાડને માર્ગે ગુજરાત તરફના પ્રદેશમાં ઉતરી આવી વશ્યા હતા. ગુપ્ત વંશની પડતીના વખતમાં ગુર્જર સરદારો સ્વતંત્ર થયા અને રાજ્ય કરવા લાગ્યા.

શ્રી કૃષ્ણના મોટાભાઇ બળરામનો સસરો રાજા રેવત દ્વારકામાં અને પછી ગીરનારની આસપાસના પ્રદેશ ઉપર રાજ્ય કરતો હતો; પણ પછી કૃષ્ણબળરામ મથુરાંથી દ્વારિકામાં આવીને રહ્યા ને રાજ્ય કરવા લાગ્યા. લાંબો વખત રાજ્ય કરી કૃષ્ણનું સોમનાથ પાટણમાં મરણ થયું અને જાદવો અંદર અંદર લઢી મરણ પામ્યા.

ઇ. સ. ની પૂર્વે ત્રીજા ચોથા સૈકામાં કાઠિયાવાડમાં મૌર્યવંશના રાજાઓનું રાજ્ય હતું. સૌરાષ્ટ્રમાં અશોક તરફથી નિમાયલો સુબો જૂનાગઢમાં રહી રાજ્ય કરતો હતો. અશોક પછી સૌરાષ્ટ્ર ને ગુજરાત ગ્રીકબાક્ટ્રીઅન રાજાઓના તાબામાં આવ્યાં. એ રાજાઓનું રાજ્ય સો વર્ષ રહ્યું. પછી ઇંડોપાર્થીઅન વંશનું રાજ્ય થયું. એ વંશના રાજાઓ ગુજરાતમાં સુબાઓ મોકલતા તે સુબાઓ ક્ષત્રપ કહેવાતા. પાછળથી એ સુબાઓ સ્વતંત્ર રાજાઓ થયા. તેઓની રાજધાની

માળવામાં હતી અને સુરત સુધી તેમણે સત્તા બેસાડી હતી. ત્રીજા ક્ષત્રપ રાજા રૂદ્રદામનનો એક અમલદાર ગુજરાત અને કાઠીયાવાડનો સુબો હતો. ક્ષત્રપો પછી ગુપ્ત વંશના રાજાઓ થયા તેમની રાજધાની કનોજમાં હતી. ઇ. સ. ૨૫૭ માં એ વંશના રાજા ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યે ભરૂચ સુધી આવી ગુજરાત ને કાઠીયાવાડ સર કર્યાં હતાં. ગુપ્ત વંશના સેનાપતિ ભટ્ટાર્કે ઇ. સ. ૩૪૦ માં વલ્લભીપુર વસાવી વલ્લભી રાજ્યની સ્થાપના કરી હતી. વલ્લભીપુરનાં ખંડેરો કાઠીયાવાડમાં આવેલા વળા ગામ પાસે છે. ઇ. સ. ૬૧૪ સુધી ગુજરાત ઉપર વલ્લભીવંશના રાજાઓનો અમલ રહ્યો. એ

**રજપુત રાજ્ય.**

વંશના છેલ્લા રાજા શિલાદિત્ય પાસેથી આરબોએ રાજ્ય લઇ લીધું ત્યાર પછી ગુજરાતમાં ચાવડા રજપુતોનું રાજ્ય થયું. સને ૭૪૬ માં વનરાજ ચાવડાએ અણહિલપુરપાટણ વસાવી ત્યાં રાજગાદી સ્થાપી. ચાવડા વંશના રાજાઓએ ઇ. સ. ૯૪૨ સુધી રાજ્ય કર્યું. એ વંશના છેલ્લા રાજા સામંતસિંહની બેન, કલ્યાણીના સોલંકી રાજકુમાર **રાજ** સાથે પરણી હતી, તેને **મૂળરાજ** નામે કુમાર થયો, તે મામાને મારીને ગાદી પર બેઠો, ત્યારથી ગુજરાતમાં સોલંકી વંશનું રાજ્ય થયું. મૂળરાજે મોસાળ પક્ષનો નાશ કર્યો હતો તે પાપનું પ્રાયશ્ચિત્ત કરવાને તેણે ઉત્તરમાંથી ઘણા બ્રાહ્મણોને બોલાવ્યા ને તેમને સિદ્ધપુર, શિહોર ને ખંભાત ગામ વસવા આપ્યાં તથા પુષ્કળ દાનધર્મ કર્યાં અને સિદ્ધપુરમાં રૂદ્રમાળ એટલે મહાદેવનું મોટું દેવાલય બંધાવ્યું. કાઠીયાવાડ તથા ભરૂચ સુધીનો મુલક એના તાબામાં હતો. ઇ. સ. ૯૯૭ માં તેનો પુત્ર ચામુંડ ગાદીએ બેઠો તેના વખતમાં મહંમદ ગીઝની સોમનાથ ઉપર ચઢી આવ્યો હતો. ચામુંડનો વારસ વલ્લભસેન તથા ભીમદેવ તેની સાથે લઢયા, છતાં મહંમદ સોમનાથનું દેવળ તોડી જીત મેળવી પાછો ગયો, ત્યાર પછી ભીમદેવે આવી રાજ્ય સંભાળી લીધું. અજમેરના રાજા વિશલદેવ ચહુઆણે બીજા રજપુત રાજાઓની સાથે મળીને

મુસલમાનોને હિંદમાંથી હાંકી કાઢવા પ્રયત્ન કર્યો તેમાં ભીમદેવ સામેલ થયો નહિ તેથી વિશલદેવે ગુજરાત ઉપર સ્વારી કરી, જેમાં ભીમદેવ હાર્યો અને વિશલદેવ પોતાના નામથી વિશલનગર (હાલનું વિસનગર) શહેર વસાવીને પાછો ગયો. ભીમદેવ પછી કરણ થયો. તેણે મોઢેરાનું દેવળ બંધાવ્યું, કરણાવતી નગરી વસાવી તથા કરણસાગર તલાવ બંધાવ્યું. એની રાણી મિનળદેવીએ ધોળકાનું મલાવ તલાવ ને વિરમગામનું મુનસર તલાવ બંધાવ્યાં. કરણનો પ્રતાપી પુત્ર સિદ્ધરાજ ગુજરાતમાં નામાંકિત રાજા થઇ ગયો. સિદ્ધપુરનું મૂળ નામ શ્રીસ્થળ હતું, પણ સિદ્ધરાજે તેનો પુનરૂદ્ધાર કર્યો ત્યારથી તે સિદ્ધપુર કહેવાયું. સિદ્ધરાજે પાટણનું સહસ્સલિંગ તળાવ બંધાવ્યું તથા રૂદ્રમાળ પૂરો કરાવ્યો. આખો સોરઠ પ્રાંત એણે જીતીને તાબે કર્યો હતો. ઉત્તરે અચળગઢ અને ચંદ્રાવતી, પશ્ચિમમાં ઝીંઝુંવાડા, પૂર્વમાં ચાંપાનેર અને ડભોઇ, અને દક્ષિણમાં કોલ્હાપુર સુધી એના રાજ્યની હદ હતી. દક્ષિણની સ્વારી વખતે સિદ્ધરાજ સંજાણ ગયો, ત્યારે ત્યાંના રાણાએ તેને પારસીઓની ઓળખાણ કરાવી હતી; તેથી તે નવસારી આવ્યો હતો અને પારસીઓની રીતભાત જોઇ તથા તેમના આગેવાનોને મળી ખુશી થયો હતો. વળી તેમની ખબર અંતર પૂછી તેણે તેમને નિર્ભય રહેવાનું વચન આપ્યું હતું. સિદ્ધરાજ પછી કુમારપાળ થયો તેણે કોકણના રાજા મલ્લિકાર્જુનને જીતી તેનું રાજય લઇ લીધું હતું. સોલંકી વંશનો છેલ્લો રાજા ભોળો ભીમદેવ થયો. એના વખતમાં શાહબુદ્દીન ઘોરી ગુજરાત ઉપર ચઢી આવ્યો હતો પણ ભીમદેવે તેને હરાવીને ઇ. સ. ૧૧૭૮ માં પાછો કાઢયો હતો; પરંતુ ત્યાર પછી તેના સરદાર કુતુબુદ્દીને ફરીથી સ્વારી કરી તેમાં ભીમદેવ હાર્યો ને પોતાના કંથકોટ નામના કિલ્લામાં ભરાઇ ગયો તે જયારે મુસલમાનો પાછા ગયા ત્યારે પાછો આવીને ગાદી પર બેઠો. ભીમદેવ પછી ગુજરાતનું રાજ્ય વાઘેલા વંશમાં ગયું. એ વંશના રાજાઓએ પ્રથમ ધોળકામાં રહીને રાજય કર્યું, પણ પછી વિશલદેવ અને તેના પછીના રાજાઓ

પાટણમાં રહીને રાજ્ય કરવા લાગ્યા. વીરધવળ અને વિશલદેવના મંત્રીઓ વસ્તુપાળ તેજપાળ બહુ પરાક્રમી હતા, તેમણે આબુ ઉપર ઉત્તમ કારીગરીવાળાં સુંદર દહેરાં બંધાવ્યાં છે. વિશલદેવે ડભોઇનો કિલ્લો બંધાવ્યો હતો. વાઘેલા વંશનો છેલ્લો રાજા કરણઘેલો થયો. એના વખતમાં દિલ્લીના બાદશાહ અલ્લાઉદ્દીન ખીલજીએ પોતાના સેનાપતિ અલફખાનને ઇ. સ. ૧૨૯૭ માં ગુજરાત ઉપર સ્વારી કરવા મોકલ્યો. કરણ સામો થયો ને બહાદુરીથી લઢયો, પણ છેવટે હાર્યો ને રાજપાટ છોડી પોતાની વહાલી છોકરી દેવળદેવીને લઇને એકલો નાઠો તે નવસારી પ્રાંતમાં આવેલા સાલ્હેરની પાસેના બાગલાણના ડુંગરાઓમાં ભરાઇ બેઠો. એની રાણી મુસલમાનોને હાથ પકડાઇ, તેને દિલ્હી મોકલી દેવામાં આવી, ત્યાં અલ્લાઉદ્દીને તેની સાથે લગ્ન કર્યું. મુસલમાનોએ ગુજરાત લૂંટી તારાજ કર્યું, રૈયતને પાયમાલ કરી અને મંદિરોને ઠેકાણે મસીદો ચણાવી. કરણની પાછળ પડેલા મુસલમાન લશ્કરે પાંચ છ વર્ષે તેને શોધી કાઢયો. તેમની સામે પોતાનો બચાવ કરવા લઢતાં કરણ મરાયો ઇ. સ. ૧૩૦૪. તેની છોકરી દેવળદેવીને મુસલમાનો દિલ્હી લઇ ગયા, તેને બાદશાહે પોતાના કુંવર સાથે પરણાવી દીધી. આ પ્રમાણે ગુજરાતમાંથી રજપુત રાજ્યની આખર આવી.

મુસલમાનોના ત્રાસથી ઇરાન છોડી નાસી છૂટેલા પારસીઓ આઠમી સદીની આખરે સંજાણમાં આવીને ત્યાંના જાદવરાણાના આશ્રયે રહ્યા હતા અને ત્યાં ૩૦૦ વર્ષ સુધી સુખમાં રહ્યા પછી તેમાંના કેટલાક પારસીઓ ઇ. સ. ૧૧૪૨ ના અરસામાં નવસારીમાં આવીને રહ્યા. તેમનાજ વંશજો હાલના નવસારીના પારસીઓ છે.

ગુજરાત ઉપર જીત મેળવી અલફખાન દક્ષિણ તરફ વળ્યો હતો ત્યારે તેણે નવસારી થઇ સંજાણ ઉપર ચઢાઇ કરી હતી. આ વખતે સંજાણના રજપુત રાજાની મદદે ૧૪૦૦ પારસીઓ પોતાના અરદેશર નામના સરદારની આગેવાની નીચે મુસલમાનોની સામે

થયા હતા. પહેલી લડાઇમાં પારસીઓની જીત થઇ પણ મુસલમાનોના બીજા ધસારા સામે તેઓ ટકી શક્યા નહિ. તેમનો સરદાર મરાયો એટલે પારસીઓ પોતાનાં બૈરાં છોકરાંને લઇને નાસી છૂટ્યા ને પૂર્વ તરફના બાહારૂતના ડુંગરોમાં ભરાઇ ગયા. આ જગ્યાએ ૧૨ વર્ષ રહી ત્યાંથી તેઓ વાંસદે ગયા ને વાંસદાના જંગલમાં ૧૪ વર્ષ રહ્યા પછી નવસારીના પારસીઓએ તેમને પોતાના તરફ બોલાવી લીધા.

અલ્લાઉદ્દીનની જીત પછી ગુજરાતમાં મુસલમાની રાજ્ય થયું.

**મુસલમાની રાજ્યકાળ.**

અલ્લાઉદ્દીને અલફખાનને ગુજરાતનો સુબો નિમ્યો હતો, તેણે ગુજરાતની પ્રજા ઉપર મુસલમાનોનો સારો કરપ બેસાડ્યો. વીસ વર્ષ સુબાની જગ્યાએ રહ્યા પછી પાદશાહે તેને દિલ્લી પાછો બોલાવી લીધો અને કંઇ વાંકમાં આવવાથી ઝેર દઇને મારી નાખ્યો.ત્યાર પછી પાછી અવ્યવસ્થા થઈ અને દિલ્લીની પાદશાહી ખીલજીવંશમાંથી તઘલખવંશમાં ગઇ. મહંમદ તઘલખના વખતમાં ગુજરાતમાં બંડ થયું તે સમાવવાને બાદશાહ જાતે આવ્યો અને બંડખોરોને કડી આગળ હરાવ્યા. એના પછી ફિરોજ તઘલખ બાદશાહ થયો. એણે જાફરખાન નામના સરદારને ગુજરાતનો સુબો બનાવીને મોકલ્યો, તેણે જુનાગઢ, દેલવાડા, તથા ઝાલાવાડના રજપુત રાજાઓને હરાવીને તાબે કર્યા હતા અને સોમનાથનું દેવળ લૂંટ્યું હતું. ઇ. સ. ૧૪૦૩ માં દિલ્લીના પાદશાહથી સ્વતંત્ર થઇ એણે પોતાના છોકરાના નામથી પાટણમાં ગુજરાતની સ્વતંત્ર પાદશાહી સ્થાપન કરી. એ છોકરો થોડા વખતમાં મરણ પામ્યે એટલે પછી મુજફ્ફરશાહ નામ ધારણ કરી એ પોતેજ ગુજરાતનો પાદશાહ થયો .

આ સમયમાં સુરત એક નાનું ગામડું હતું અને ગોપી નામના એક બ્રાહ્મણ શ્રીમંત વેપારીના ત્યાં વસવા પછી આબાદીમાં વધતું જતું હતું. રાંદેર અને કામરેજ એ વખતે મોટાં શહેર હતાં. કામરેજમાં તે વખતે હિંદુ રાજાનું રાજ્ય હતું તેના તાબામાં એ બધો મુલક હતો; પરંતુ મુસલમાનોનું જોર વધી પડ્યા પછી

એ પ્રદેશ પણ ગુજરાતના મુસલમાન પાદશાહના તાબામાં આવ્યો હતો. સુરતને આબાદ કરનાર ગોપીએ અમદાવાદના પાદશાહને એ શહેરનું નામ સૂર્યપુર રાખવાને વિનંતિ કરી પણ તેણે એ હિંદુ નામ નાપસંદ કરી તેને મળતું હાલનું નામ સુરત રાખ્યું.

ગુજરાતના પાદશાહ અહમદશાહે ૧૪૧૫ માં અમદાવાદ વસાવી પાટણથી રાજધાની ત્યાં આણી. આ પાદશાહે દક્ષિણમાં પોતાની સત્તા જમાવી બાગલાણનો મુલક તાબે કર્યો હતો. ગુજરાતના મુસલમાન બાદશાહોમાં મહંમદબેગડો બહુ પ્રખ્યાત અને ધર્માભિમાની થયો હતો. જુનાગઢ અને ચાંપાનેર એ બે જબરા ગઢ એણે જીત્યા હતા અને દ્વારકાના વિશ્વવિખ્યાત જગતમંદિરનો એણે નાશ કર્યો હતો. દક્ષિણમાં કોંકણ સુધી એણે સ્વારી કરી હતી તથા દરિયામાં લૂંટફાટ કરતા ચાંચીયાઓનો નાશ કર્યો હતો. એ વખતે પશ્ચિમ કિનારા ઉપર પોર્ટુગીઝો બહુ દોર ચલાવતા તેથી તેમની સામે વહાણનો કાફલો મોકલી એણે તેમને વશ કર્યા હતા. દક્ષિણની સ્વારી વખતે નવસારીના પારસી હાકેમ પાસેથી ૧૪૭૦ માં એણે ખંડણી લીધી હતી. ઇ. સ. ૧૪૯૮ માં વાસ્કોડીગામા નામે પોર્ટુગીઝ વહાણવટી સુરત આવ્યો હતો ત્યારે તેની સાથેના ફિરંગીઓએ નવસારી આવી ત્યાંની પ્રજાને પીડી હતી તે વખતે ફિરંગીઓ અને પારસીઓને જબરી લડાઇ થઇ હતી.

મહંમદ બેગડાનો છોકરો વારંવાર વડોદરામાં આવીને રહેતો અને મહંમદ બેગડો જાતે પણ ઘણીવાર ત્યાં રહેતો હતો. તેણે એ શહેરનું નામ દોલતાબાદ પાડ્યું હતું.

બહાદુરશાહના વખતમાં ગુજરાતની મર્યાદા ગુજરાતના અમદાવાદ, પાટણ, વડોદરા, ભરૂચ, રાજપીપળા, સુરત, ચાંપાનેર એ પ્રાંતો ઉપરાંત જોધપુર, ઝાલોર, નાગોર, શિરોહી, ડુંગરપુર, વાંસવાડા અને દક્ષિણ તરફ ખાનદેશ, બાગલાણ, કોંકણ, જંજીરા, મુંબઇ, વસઇ, દમણ ને પશ્ચિમમાં કચ્છ સુધી હતી.

ઇ. સ. ૧૫૭૩ માં અકબરે ગુજરાત જીતી લઇને ગુજરાતના સ્વતંત્ર મુસલમાની રાજ્યનો અંત આણ્યો, ત્યાર પછી મોગલ સુબાઓ ગુજરાતમાં રાજ્ય કરવા આવતા. તેમાંના કેટલાક સુબાઓ સ્વતંત્ર થતા ને ઘણી વખત પ્રથમના સુબાને સત્તા છોડવી ગમતી નહિ ને નવો સુબો સત્તા લેવા આવતો તેથી તે સુબા સામ સામે લઢતા. આવી લડાઇઓ હમેશ ચાલ્યા કરતી તેથી પ્રજા દુઃખી થતી. આવા ગરબડાટના સમયમાં કેટલાક ઠેકાણાના સુબાઓ સ્વતંત્ર નવાબ થઇ પડયા હતા. આવી રીતે બનેલા ભરૂચના ને સુરતના નવાબોએ નવસારી પ્રાંતના કેટલાક ભાગ ઉપર સત્તા જમાવી હતી.

દિલ્લીની ગાદી ઉપર મોગલ પાદશાહ ઔરંગજેબ રાજ્ય કરતો હતો તે વખતે દક્ષિણમાં એક નવી સત્તાનો ઉદય થયો હતો. મહારાજા શિવાજીએ માવળા વગેરે ડુંગરી લોકોને ભેગા કરી તેમનામાં આર્યધર્મનું અભિમાન ઉત્પન્ન કર્યું અને પછી તેમનું લશ્કર જમાવી વિજયનગર તથા દિલ્લીના તાબાના મુસલમાની મુલકોમાં લુંટફાટ કરવા માંડી. ઇ. સ. ૧૬૬૪ માં શિવાજીની નજર ગુજરાત ઉપર પડી. એજ સાલમાં તેમણે સુરત ઉપર સ્વારી કરીને તે શહેર લૂટયું. સુરત તથા નવસારી એ વખતે પૂર્ણ જાહોજલાલી ભોગવતાં શહેરો હતાં તેથી મરાઠાઓની તેના ઉપર સ્વાભાવિકજ નજર પડી હતી.

સુરતથી આવી શિવાજીએ નવસારી ઉપર ખંડણી બેસાડી હતી પણ રૈયતને કંઇ નુકશાન કર્યું ન હતું. આ પછી ફરીથી ઇ. સ. ૧૬૬૬ તથા ૧૬૭૦ માં એમ બે વખત આવીને શિવાજીએ સુરત લૂટયું હતું. મરાઠાઓની લૂટથી સુરતના લોકો ત્રાસી ગયા હતા તેથી જ્યારે જ્યારે એવો લૂટનો ભય લાગતો ત્યારે ત્યારે તેઓ નવસારીમાં પોતાનાં સગાંવહાલાંને ત્યાં પોતાની કિંમતી માલમતા મૂકી જતા; પરંતુ મરાઠાઓએ જાણ્યું કે નવસારી પણ સધન શહેર છે અને સુરતની ઘણી મિલકત ત્યાં જઇને ભરાઇ છે, ત્યારે નવસારી તરફ તેમણે પોતાની નજર ફેરવી. આથી નવસારીને

પણ તેમના તરફની ઘણી પીડા ભોગવવી પડી હતી અને નવસારીના લોકોને પોતાનો માલ બીજે છૂપાવી આવવાની ફરજ પડી હતી. ઇ. સ. ૧૬૮૦ માં શિવાજીનું મરણ થયું ત્યાર પછી ૧૭૦૨ માં મરાઠા સરદારોએ ફરીથી પાછું સુરત શહેર લૂટયું હતું. શિવાજીના મરણ પછી પણ મરાઠા સરદારો લશ્કર લઇ ગુજરાતમાં આવતા અને લૂંટ કરી તથા ખંડણી ઉઘરાવી પાછા જતા. આઠ માસ સુધી તેઓ એ પ્રમાણે કરતા અને ચોમાસુ બેસતાં પાછા પોતાને દેશ જતા રહેતા.

આ સમય દેશમાં અંધાધુંધીનો હતો. ઇ. સ. ૧૭૦૫ થી ૧૭૫૭ સુધીનાં ૫૦ વર્ષમાં મુખ્ય રાજ્યસત્તા ઘણી નબળી પડી ગઇ હતી. રૈયતને સુખે ઠરી ઠામ બેસવાનું રહ્યું નહોતું. મરાઠા શિવાય જટ, પિંઢારા, અને ગરાસીયા લોકો લૂટફાટ, મારફાડ ને જુલમ કરવામાં બાકી રાખતા નહોતા. તેઓ ગમે તે વખત ધસી આવતા અને ગામ લૂંટી ચાલ્યા જતા. એક ગામથી બીજે ગામ જતાં રસ્તામાં પણ સલામતી નહોતી. એકલદોકલ કોઇથી બહાર નિકળાતું નહિ કે સારે લૂગડે ફરાતું હરાતું નહિ. હંમેશાં સૌને પોતાની માલ મિલકત છૂપાવી રાખવી પડતી. સ્ત્રીઓની અને આબરૂદારોની આબરૂ રહેવી મૂશ્કેલ પડતી. ઠગ લોકો અનેક પ્રકારની છેતરપિંડી કરી લોકોને ફસાવતા તથા મારી નાખી તેમનો માલ લૂંટી લેતા. ખાનદેશ તરફથી ૧૮૧૩ માં પિંઢારા નવસારી આવી કસબો લૂંટી ચાલ્યા ગયા હતા. તેઓ જ્યારે ગામમાં ધાડ પાડતા ત્યારે અનેક પ્રકારનો જુલમ કરતા. લોકોને કાપી નાખતા, ઘરો બાળતા, સ્ત્રીઓની આબરૂ લેતા, ઘોડાઓના મોંઢા આગળ અનાજની કોઠીઓનાં મોંઢાં ઉઘાડી નાખતા અને સાળ ઉપર વણવા ચઢાવેલું કપડું શુદ્ધાં તોડી ફાડીને ખરાબ કરી નાખતા અને પછી માલમતા લૂંટીને ચાલ્યા જતા. ગરાસીયાઓનો જુલમ આથી પણ જુદા પ્રકારનો હતો. તેઓ લોકને છીંકતાં દંડતા, એટલે કે ગમે તેવું ખોટું બહાનું કાઢીને લોકની પાસે પૈસા માગતા અને

ગરાસ બંધાવી લેતા. કોઇ કોઇ વખત તો કોઇના આંગણામાં ગમે તેવી ખરાબ ચીજ કે કચરો ગરાસીયો નાખી જાય તે જાણે અનામત મૂકી હોય તેમ સાચવવાની ઘરધણીને ફરજ પડતી. પછી જ્યારે તે પાછી લેવા તે આવે ત્યારે તેને તે પાછી આપવી પડતી. જો પાછી ન સોંપી શકાય તો ગરાસીયો તોફાન કરતો એટલે પછી તે જે નુકસાની માગે તે આપવી પડતી. આવી સ્થિતિમાં પ્રજા તદ્દન ત્રાસી ગયેલી હતી.

શાહુ મહારાજાના સેનાપતિ ખંડેરાવ દાભાડેએ ઉત્તર ગુજરાત અને કાઠીયાવાડ સુધી સ્વારી કરી હતી. તેમણે ૧૭૦૫ માં બાબાપ્યારા અને રતનપુર આગળ મુસલમાન લશ્કરને સખત હાર આપી હતી અને પછી ત્યાં થઇને નર્મદા નદી ઉતરી ગુજરાતમાં આવી નાંદોદમાં થાણુ કર્યું હતું.

ઇ. સ. ૧૭૧૨ માં દિલ્લીના પાદશાહનો ખજાનો લઇને અહંમદ ઇબ્રાહીમ તબ્રેજી સુરતથી ઔરંગાબાદ જતો હતો તેના ઉપર દાભાડેએ છાપો માર્યો અને તે બધો ખજાનો લૂંટી લીધો. નિજામ રાજ્ય સ્થાપનાર અસોફજા અને સૈયદના સુબા આલમઅલીખાન વચ્ચે બાલાપુર આગળ ૧૭૨૦ માં લડાઇ થઇ તેમાં દાભાડેએ આલમઅલીખાનને મદદ કરી હતી. એ લડાઇ વખતે દાભાડેના લશ્કરમાં દામાજીરાવ ગાયકવાડ હતા તેમણે સારી બહાદુરી બતાવી હતી તેથી દાભાડેએ શાહુ મહારાજ આગળ તેમનાં બહુ વખાણ કર્યાં, જેથી શાહુ મહારાજે તેમને સમશેર બહાદુરનો ઇલકાબ આપ્યો અને સેનાપતિથી ઉતરતા દરજ્જાની પદવી આપી. બાલાપુરની લડાઈ પછી થોડા વખતમાં ખંડેરાવ દાભાડે મરણ પામ્યા અને ત્યાર પછી થોડી મુદતમાં દામાજીરાવ ગાયકવાડ ગુજરી ગયા. ખંડેરાવ પછી સેનાપતિની જગ્યા તેમના પુત્ર ત્રિંબકરાવને મળી અને દામાજીરાવની જગ્યા તેમના ભત્રીજા પિલાજીરાવને મળી.

ગાયકવાડી રાજ્યના મૂળ સ્થાપક પિલાજીરાવ છે. પુના પાસે

દાવડી ગામ જે ગાયકવાડ સરકારનું મૂળસ્થાન છે તેની તથા બીજાં કેટલાંક ગામની પટલાઇ તેમને, સેનાપતિ સાથે નોકરીમાં જોડાતા પહેલાં મળી હતી. પીલાજીરાવને પ્રથમ ૪૦-૫૦ ઘોડેસ્વારના ઉપરીપણાની જગ્યા મળી હતી અને ખાનદેશમાં આવેલા નવાપુરમાં પહેલાં તેમણે પોતાનું થાણું કર્યું હતું; પરંતુ એ થાણાને માટે બાંડેએ પોતાનો હક જાહેર કરવાથી પિલાજીરાવે પોતાનું થાણું ભર જંગલમાં આવેલા સોનગઢના ડુંગર ઉપર લઇ જવાની શાહુ મહારાજને વિનંતિ કરી. સોનગઢ તે વખતે મહેવાસી ભીલ લોકોના તાબામાં હતું તેમની પાસેથી પિલાજીરાવે ૧૭૧૯ માં તેનો ડુંગર કબજે લઇ ત્યાં કિલ્લો બંધાવ્યો. એજ ગાયકવાડ સરકારની ગાદીનું મૂળ સ્થાન છે.

નવસારી પ્રાંતની રૈયત ઉપર આ વખતે મરાઠા તથા મુસલમાનો બંને ઘણો જુલમ ગુજારતા તેથી પોતાના હાથમાં કંઇક હકુમત લેવાને અને સત્તાથી એ લોકને વશ કરવાને ઇ. સ. ૧૭૦૦ માં ટેમુલજી રૂસ્તમજી નામે પારસી ગૃહસ્થ દિલ્લી જઇ બાદશાહ પાસેથી દેશાઇગીરી લઇ આવ્યા. પરંતુ ત્યાર પછી પણ સુરતના નવાબ રૂસ્તમઅલીખાન તરફથી નવસારીની રૈયત ઉપર બહુ જુલમ થવા લાગ્યો ત્યારે ૧૭૨૦ માં એ ટેમુલજી દેશાઇ સોનગઢ ગયા અને પિલાજીરાવ ગાયકવાડને નવસારીના રક્ષણને માટે બોલાવી લાવ્યા. દેશાઇની આ વર્તણુકથી ગુસ્સે થઇ નવાબે તેમને કેદમાં નાખ્યા હતા, પણ પછી પિલાજીરાવે છોડાવ્યા હતા.

પિલાજીરાવના પુત્ર દામાજીરાવ ગાયકવાડ સોનગઢથી ૧૭૬૬ માં પાટણમાં ગાદી લઇ ગયા ત્યાં સુધી ગાયકવાડ સરકારની ગાદી ત્યાંજ રહી. સોનગઢનો કિલ્લો બંધાવ્યા પછી પિલાજીરાવે સુરત સુધી સેહ બેસાડી. સુરતના હાકેમ શેખ ઉલ ઇસલામે સૈયદ અકીલ અને મહંમદ પઠાનને લશ્કર લઇ મરાઠાઓને કાઢી મૂકવાને મોકલ્યા ત્યારે પિલાજીરાવે તેમના ઉપર ટૂટી પડી તેમને

હરાવી મહંમદ પનાહને પકડી કેદ કર્યો અને બદલામાં ભારે રકમ લીધી ત્યારે છોડયો.

ઉદાજી પવાર, કંતાજી કદમ બાંડે અને પિલાજી ગાયકવાડ એમને ગુજરાત ઉપર સ્વારીઓ કરવાનું કામ શાહુ મહારાજે સોંપ્યું હતું. કોઇ કોઇ વખત એ ત્રણેએ મળીને એ કામ કર્યું અને કોઇ કોઇ વખત છૂટા છૂટા કર્યું. તેઓ જાણતા હતા કે જે મૂલક આપણે મેળવીશું તેની સ્વતંત્ર માલિકી આપણને મળવાની નથી પણ ઉપજની ચોથ મળશે.

સેનાપતિના હુકમ પ્રમાણે પિલાજીરાવે સુરત અઠ્ઠાવીશી તરફ વિશેષ લક્ષ આપ્યું તથા મોગલોના જુના શત્રુ રાજપીપળાના રાજા સાથે મિત્રતા કરી. પછી ૧૭૨૩ માં સુરત શહેર ઉપર હલ્લો કરી ત્યાંના હાકેમ મોમીનખાનનો પરાભવ કર્યો અને સુરત અઠ્ઠાવીશી-માંથી ખંડણી ભેગી કરવાનું કામ કરવા માંડયું. ત્યાર પછી બાબા પ્યારાને માર્ગે ગુજરાતમાં પ્રવેશ કરી કરનાળી ગયા ત્યાં તેમને વડોદરા પ્રગણાના પાદરા, ભાયલી અને છાણીના દેશાઇઓ આવી મળ્યા તેમની પાસેથી તેમને મહી નદીની દક્ષિણ તરફના મુલકની સારી માહિતી મળી. ગુજરાતના મોગલ સરદાર રૂસ્તમઅલ્લી સામે લઢવામાં અહમદખાનને મદદ કરવાથી અહમદખાને પિલાજી-રાવને મહી નદીની દક્ષિણની એટલે વડોદરા, નાંદોદ, ચાંપાનેર, ભરૂચ અને સુરત પ્રગણાંઓની ચોથ ઉઘરાવી લેવાનો હક આપ્યો. ભીલુપુરની લઢાઇમાં સેનાપતિ ત્રંબકરાવ દાભાડેનું મરણ થયા પછી તેના પુત્ર યશવંતરાવને સેનાપતિની જગ્યા મળી પણ તે નાની ઉમ્મરનો હોવાથી પિલાજીરાવને તેના મુતાલિક બનાવવામાં આવ્યા. આ વખતે પિલાજીરાવને "સેનાખાસખેલ" એટલે બાદશાહી ટૂકડીના નાયક એવો ઇલકાબ મળ્યો. આ તથા પ્રથમનો ઇલકાબ મેળવીને પ્રત્યેક ગાયકવાડ રાજ્યકર્ત્તા "સેનાખાસખેલ સમશેર બહાદુર" ઇલકાબ ધારણ કરે છે.

મરાઠાઓને ગુજરાતમાં લૂંટફાટ કરતા અટકાવવાનો મોગલ સુબાઓનો પ્રયત્ન છતાં મરાઠા તેમ કરતા બંધ થયા નહિ તેથી તે વખતના સૂબા અભયસિંહે કપટથી ડાકોર મુકામે ઇ. સ. ૧૭૩૨માં પિલાજીરાવનું ખુન કરાવ્યું; પરંતુ આમ કરવાથી મરાઠાઓ ત્રાસ દેતા અટકયા નહિ. પિલાજીના મરણ પછી તુરતજ તેમના પુત્ર દામાજીરાવે આવીને બાપની જગ્યા સાચવી લીધી અને પાદરાના દેશાઇએ તમામ ભીલ કોળી વગેરેને મુસલમાનો સામે ઉશ્કેરી તેમને મદદ કરી. દામાજી સાવલી બાપની દહનક્રિયા કરી આવી સોનગઢ પાછા ગયા. ત્યાં સેનાપતિની સ્ત્રી ઉમાબાઇએ તેમને સારો આશ્રય આપ્યો. પછી કંતાજી કદમ બાંડેને મદદમાં લઇને તેમણે અમદાવાદ ઉપર હલ્લો કર્યો અને ૧૭૩૪ માં શેરખાન બાબી પાસેથી વડોદરૂં લઇ લીધું. ત્યાર પછી થોડે વર્ષે બાપુજી નાયકે સોનગઢ ઉપર હલ્લો કરી કિલ્લો બાળી નાખ્યો; પરંતુ રંગોજી આવી પહોંચતાં તેને પાછા જતું રહેવું પડયું. ઇ. સ. ૧૭૫૧ માં તારાબાઇએ પોતાના સગીર પુત્ર રાજારામનું રક્ષણ કરવા દામાજીને પુને બોલાવ્યા તે ઉપરથી તે ૧૫૦૦૦ માણસનું લશ્કર લઇને ત્યાં ગયા. તેમની સામે પેશ્વાનું ૨૦૦૦૦ નું લશ્કર થયું પણ તેનો પરાભવ કરી દામાજી તારાબાઇને જઇ મળ્યા. પેશ્વાએ દામાજી પાસેથી ગુજરાતનો અડધો ભાગ માગ્યો, ત્યારે તેમણે કહ્યું કે હું તો ફક્ત સેનાપતિનો નોકર છું તેથી મારાથી કંઇ આપી શકાય નહિ. આથી પેશ્વાએ કપટથી દામાજીને પકડીને કેદ કર્યા અને પછી ૧૫,૦૦,૦૦૦ રૂ. દંડ અને ૧૦૦૦૦ ઘોડેસ્વાર પેશ્વા માગે ત્યારે આપવાની શરતે છોડયા.

આ પછી ગાયકવાડ સરકાર અને પેશ્વા વચ્ચે ગુજરાતના મુલકની વહેંચણી થઇ, તેમાં સુરત અઠ્ઠાવીશીનાં એટલે કે હાલનાં સુરત જીલ્લા અને નવસારી પ્રાંત પૈકી નીચેનાં પ્રગણાં ગાયકવાડના ભાગમાં આવ્યાં:—

| પ્રગણાનું નામ. | ઉપજ. | | કુલ રૂ. |
|---|---|---|---|
| | સ્વરાજ્ય રૂ. | મોગલાઇ રૂ. | |
| વસરાવી | ૬૪૦૦૦ | ૦ | ૬૪૦૦૦ |
| માંડવી | ૩૦૫૦૦ | ૦ | ૩૦૫૦૦ |
| તડકેશ્વર | ૬૫૦૦ | ૦ | ૬૫૦૦ |
| કામરેજ | ૩૦૦૦૦ | ૧૪૦૦૦ | ૪૪૦૦૦ |
| ચોર્યાસી | ૧૦૫૦૦૦ | ૩૨૫૦૦ | ૧૩૭૫૦૦ |
| બલેશ્વર | ૬૦૦૦૦ | ૨૫૦૦૦ | ૮૫૦૦૦ |
| કડોદ | ૫૦૦ | ૦ | ૫૦૦ |
| ટીંબા | ૦ | ૫૦૦ | ૫૦૦ |
| તેલાડી | ૬૬૫૦૦ | ૬૦૦૦ | ૭૨૫૦૦ |
| મરોલી | ૪૦૦૦૦ | ૨૫૦૦ | ૪૨૫૦૦ |
| ધળા | ૫૦૦૦૦ | ૯૦૦૦ | ૫૯૦૦૦ |
| નવસારી | ૧૫૦૦૦ | ૨૦૦૦ | ૧૭૦૦૦ |
| ગણદેવી | ૪૬૫૦૦ | ૧૮૫૦૦ | ૬૫૦૦૦ |
| બિસનપુર | ૧૨૦૦૦ | ૦ | ૧૨૦૦૦ |
| મહુવા | ૩૬૦૦૦ | ૫૦૦૦ | ૪૧૦૦૦ |
| અનાવલ | ૩૦૦૦ | ૦ | ૩૦૦૦ |
| ખંડોળ | ૩૦૦૦ | ૦ | ૩૦૦૦ |
| પેટા મહાલ | ૬૦૦૦ | ૦ | ૬૦૦૦ |

| | | | |
|---|---|---|---|
| મ્હસ્રત | ૩૦૦૦ | ૦ | ૩૦૦૦ |
| રાજપીપળા ( પાંચ પ્રગણાં ) | ૭૦૦૦૦ | ૦ | ૭૦૦૦૦ |
| કુલ | ૬૪૭૫૦૦ | ૧૧૫૦૦૦ | ૭૬૨૫૦૦ |

એ પ્રમાણે કુલ ૭૬૨૫૦૦ નો મુલક ગાયકવાડને મળ્યો. આ ઉપરાંત ગાયકવાડ સરકારના કુટુંબના પોષણ માટે નીચે પ્રમાણે પ્રગણાં ખાસ જુદાં કાઢી આપવામાં આવ્યાં હતાં:—

| પ્રગણાનું નામ. | ઉપજ. | | કુલ રૂ. |
|---|---|---|---|
| | સ્વરાજ્ય રૂ. | મોગલાઇ રૂ. | |
| વ્યારા | ૧૧૦૦૦ | ૦ | ૧૧૦૦૦ |
| ટીંબા | ૩૧૦૦૦ | ૯૦૦૦ | ૪૦૦૦૦ |
| કડોદ | ૨૯૦૦૦ | ૧૦૦૦ | ૩૦૦૦૦ |
| મોતા | ૯૦૦૦ | ૧૦૦૦ | ૧૦૦૦૦ |
| કોસ | ૩૫૦૦ | ૦ | ૩૫૦૦ |
| રાંદેર | ૧૦૦૦૦ | ૦ | ૧૦૦૦૦ |
| ચીખલી | ૫૧૫૦૦ | ૧૫૫૦૦ | ૬૭૦૦૦ |
| વોમવાર | ૧૧૦૦૦ | ૦ | ૧૧૦૦૦ |
| ધામોડી | ૩૦૦૦ | ૦ | ૩૦૦૦ |
| વરીઆવ | ૧૬૫૦૦ | ૮૫૦૦ | ૨૫૦૦૦ |
| કુલ | ૧૭૫૫૦૦ | ૩૫૦૦૦ | ૨૧૦૫૦૦ |

આ વહેંચણીમાં પેશ્વાને ભાગ સુરત અઠ્ઠાવીશીમાંનાં હાંસોટ, અંકલેશ્વર, ઓરપાડ, સરભાણ, સુપા, પારચોળ, બલેશ્વર, ભૂતવીર, પારનેરા, વેસમા, બુહારી, બારડોલી, વલસાડ અને બંદર જકાત મળીને સ્વરાજ્ય રૂ. ૮,૧૫,૫૦૦ અને મોગલાઇ રૂ. ૮૮,૨૦૦ મળી એકંદર રૂ. ૯,૦૩,૭૦૦ ની ઉપજનો મુલક આવ્યો હતો. પેશ્વાને ભાગ આવેલા મૂલક કરતાં ગાયકવાડને ભાગ આવેલો મુલક વધારે કિંમતનો હતો તેનું કારણ એ કે ગાયકવાડને આ તરફના મુલકની વધારે માહિતી હતી અને ગુજરાતના દેશાઇઓ તથા પટેલો વગેરેની તેમને દોસ્તી હતી તેથી તેમના તરફથી મળેલી સારી સલાહ પ્રમાણે તેમણે સારો ભાગ લઇ લીધો હતો.

ગાયકવાડ અને પેશ્વાએ મોગલો પાસેથી જીતી લીધેલા ભાગમાંથી આ વહેંચણી થઇ હતી. પરંતુ પછીથી પાછું એમ ઠર્યું હતું કે બંનેએ મળીને બાકીના ભાગમાંથી મુસલમાનોને હાંકી કાઢવા અને પછી તે જીતાયલો ભાગ બંનેએ વહેંચી લેવો. આ પ્રમાણે જબરીથી કબજે લીધેલા ભાગમાંથી ગાયકવાડના હિસ્સામાં અરધું સુરત શહેર આવ્યું હતું ને બીજો ઉત્તર ગુજરાતનો મુલક આવ્યો હતો.

એ પ્રમાણે વહેંચણી થયા પછી પેશ્વાને એમ લાગ્યું કે ગાયકવાડને ભાગ બહુ સારો મુલક આવ્યો છે, તેથી તેણે એ વાંધો કાઢીને નીચેનાં પ્રગણાં ગાયકવાડ પાસેથી પાછાં લીધાં:—

| | | | |
|---|---|---|---|
| તેલાડી | ૬૬૫૦૦ | ૬૦૦૦ | ૭૨૫૦૦ |
| મરોલી | ૪૦૦૦૦ | ૨૫૦૦ | ૪૨૫૦૦ |
| ધળા | ૫૦૦૦૦ | ૯૦૦૦ | ૫૯૦૦૦ |
| બિસનપુર | ૧૨૦૦૦ | ૦ | ૧૨૦૦૦ |
| મહુવા | ૩૬૦૦૦ | ૫૦૦૦ | ૪૧૦૦૦ |
| વાંઘોરી | ૨૫૦૦૦ | ૦ | ૨૫૦૦૦ |

પરંતુ પછીથી એ પ્રગણાંના બદલામાં ગાયકવાડે પેશ્વાને દર સાલ રૂ. ૨૫૪૦૦૦ વધારે ખંડણી આપવી એમ ઠરાવી એ પ્રગણાં

ગાયકવાડને પાછાં આપવામાં આવ્યાં. એ છ પ્રગણાં ગાયકવાડને પરત આપવાનાં ઠર્યા પછી પેશ્વાએ દરબાર ખર્ચને માટે સતારાગાંગ, ડભોઇ, અને પસે અથવા ઉમરન એ ત્રણ ગામ પાછાં રાખી લીધાં.

દામાજીરાવના મરણ પછી તેમના મોટા પુત્ર સયાજીરાવ ગાદી પર બેઠા. તેમનામાં રાજ્ય ચલાવવાની આવડ નહોતી તેથી તેમના વતી તેમના નાના ભાઇ ફતેસિંહરાવ રાજ્યકારભાર ચલાવતા. દામાજીરાવના બીજા પુત્ર ગોવિંદરાવ પુનામાં હતા તેમણે પણ ગાદીનો દાવો કર્યો, પરંતુ ફતેસિંહરાવે પોતાનો હક્ક સાબીત કરી રઘુનાથરાવ પેશ્વા તથા અંગ્રેજોને પોતાના પક્ષમાં વાળી લઇ મદદ કરવા બદલ અંગ્રેજોને ભરૂચ, ચિખલી, વરીયાવ, અને કોરલ પ્રગણાં આપવાનાં કબુલ કર્યાં. ૧૭૭૯ માં પેશ્વા અને અંગ્રેજોને લઢાઇ થઇ. તે લઢાઇમાં અંગ્રેજોને જય મળે તો મહીની ઉત્તનો મુલક ગાયકવાડને આપવો અને તાપીની દક્ષિણનો મુલક પોતે લેવો એવી અંગ્રેજોની ઇચ્છા હતી; કેમકે ગાયકવાડ પોતાના ખરા સ્નેહી છે એમ તેઓ માનતા હતા. પછી ૧૭૮૦ માં પેશ્વા અને અંગ્રેજને સલાહ થઇ ત્યાર પછી તરતજ જનરલ ગોડર્ડે અમદાવાદ ઉપર હલ્લો કરી તે કબજે લઇ ગાયકવાડને સ્વાધીન કર્યું. એના બદલામાં સોનગઢ શિવાય સુરત અઠ્ઠાવીશીનો કેટલોક ભાગ અંગ્રેજ સરકારને ગાયકવાડે આપ્યો. પણ ત્યાર પછી ૧૭૮૨ ની સાલબાઇની સંધિ પ્રમાણે અમદાવાદ શહેર પેશ્વાને પાછું આપવું પડયું એટલે ઉપલી ગોઠવણ રદ ગઇ; પરંતુ ફાયદો એ થયો કે પુરંદરની સંધિથી જે મુલક મળેલો હતો તેના ઉપર તેમની સ્વતંત્ર માલકી થઇ અને લડાઇ વખતે જે ખંડણી આપવી પડતી તેની બાકી પેશ્વાએ માફ કરી.

ગોવિંદરાવ મહારાજે ગાદી પર આવ્યા પછી આબા સેલુકરની સાથેની લડાઇમાં મદદ કરવાના બદલામાં અંગ્રેજ સરકારને ચોર્યાસી અને સુરતની ચોથ આપવાની કરી હતી.

આ પછી નવસારી પ્રાંતમાં કોઇ રાજકીય ફેરફાર થયા નથી.

આ વહેંચણીમાં પેશ્વાને ભાગ સુરત અઠ્ઠાવીશીમાંનાં હાંસોટ, અંકલેશ્વર, ઓરપાડ, સરભાણ, સુપા, પારચોળ, બલેશ્વર, ભૂતવીર, પારનેરા, વેસમા, બુહારી, બારડોલી, વલસાડ અને બંદર જકાત મળીને સ્વરાજ્ય રૂ. ૮,૧૫,૫૦૦ અને મોગલાઇ રૂ. ૮૮,૨૦૦ મળી એકંદર રૂ. ૯,૦૩,૭૦૦ ની ઉપજનો મુલક આવ્યો હતો. પેશ્વાને ભાગ આવેલા મૂલક કરતાં ગાયકવાડને ભાગ આવેલો મુલક વધારે કિંમતનો હતો તેનું કારણ એ કે ગાયકવાડને આ તરફના મુલકની વધારે માહિતી હતી અને ગુજરાતના દેશાઇઓ તથા પટેલો વગેરેની તેમને દોસ્તી હતી તેથી તેમના તરફથી મળેલી સારી સલાહ પ્રમાણે તેમણે સારો ભાગ લઇ લીધો હતો.

ગાયકવાડ અને પેશ્વાએ મોગલો પાસેથી જીતી લીધેલા ભાગમાંથી આ વહેંચણી થઇ હતી. પરંતુ પછીથી પાછું એમ ઠર્યું હતું કે બંનેએ મળીને બાકીના ભાગમાંથી મુસલમાનોને હાંકી કાઢવા અને પછી તે જીતાયલો ભાગ બંનેએ વહેંચી લેવો. આ પ્રમાણે જબરીથી કબજે લીધેલા ભાગમાંથી ગાયકવાડના હિસ્સામાં અરધું સુરત શહેર આવ્યું હતું ને બીજો ઉત્તર ગુજરાતનો મુલક આવ્યો હતો.

એ પ્રમાણે વહેંચણી થયા પછી પેશ્વાને એમ લાગ્યું કે ગાયકવાડને ભાગ બહુ સારો મુલક આવ્યો છે, તેથી તેણે એ વાંધો કાઢીને નીચેનાં પ્રગણાં ગાયકવાડ પાસેથી પાછાં લીધાં:—

| | | | |
|---|---|---|---|
| તેલાડી | ૬૬૫૦૦ | ૬૦૦૦ | ૭૨૫૦૦ |
| મરોલી | ૪૦૦૦૦ | ૨૫૦૦ | ૪૨૫૦૦ |
| ધળા | ૫૦૦૦૦ | ૯૦૦૦ | ૫૯૦૦૦ |
| બિસનપુર | ૧૨૦૦૦ | ૦ | ૧૨૦૦૦ |
| મહુવા | ૩૬૦૦૦ | ૫૦૦૦ | ૪૧૦૦૦ |
| વાંઘોરી | ૨૫૦૦૦ | ૦ | ૨૫૦૦૦ |

પરંતુ પછીથી એ પ્રગણાંના બદલામાં ગાયકવાડે પેશ્વાને દર સાલ રૂ. ૨૫૪૦૦૦ વધારે ખંડણી આપવી એમ ઠરાવી એ પ્રગણાં

ગાયકવાડને પાછાં આપવામાં આવ્યાં. એ છ પ્રગણાં ગાયકવાડને પરત આપવાનાં ઠર્યા પછી પેશ્વાએ દરબાર ખર્ચને માટે સતારાગાંગ, ડભોઇ, અને પસ્તે અથવા ઉમરન એ ત્રણ ગામ પાછાં રાખી લીધાં.

દામાજીરાવના મરણ પછી તેમના મોટા પુત્ર સયાજીરાવ ગાદી પર બેઠા. તેમનામાં રાજ્ય ચલાવવાની આવડ નહોતી તેથી તેમના વતી તેમના નાના ભાઇ ફતેસિંહરાવ રાજ્યકારભાર ચલાવતા. દામાજીરાવના બીજા પુત્ર ગોવિંદરાવ પુનામાં હતા તેમણે પણ ગાદીનો દાવો કર્યો, પરંતુ ફતેસિંહરાવે પોતાનો હક્ક સાબીત કરી રઘુનાથરાવ પેશ્વા તથા અંગ્રેજોને પોતાના પક્ષમાં વાળી લઇ મદદ કરવા બદલ અંગ્રેજોને ભરૂચ, ચિખલી, વરીયાવ, અને કોરલ પ્રગણાં આપવાનાં કબુલ કર્યાં. ૧૭૭૯ માં પેશ્વા અને અંગ્રેજોને લઢાઇ થઇ. તે લઢાઇમાં અંગ્રેજોને જય મળે તો મહીની ઉત્તનો મુલક ગાયકવાડને આપવો અને તાપીની દક્ષિણનો મુલક પોતે લેવો એવી અંગ્રેજોની ઇચ્છા હતી; કેમકે ગાયકવાડ પોતાના ખરા સ્નેહી છે એમ તેઓ માનતા હતા. પછી ૧૭૮૦ માં પેશ્વા અને અંગ્રેજને સલાહ થઇ ત્યાર પછી તરતજ જનરલ ગોડર્ડે અમદાવાદ ઉપર હલ્લો કરી તે કબજે લઇ ગાયકવાડને સ્વાધીન કર્યું. એના બદલામાં સોનગઢ શિવાય સુરત અઠ્ઠાવીશીનો કેટલોક ભાગ અંગ્રેજ સરકારને ગાયકવાડે આપ્યો. પણ ત્યાર પછી ૧૭૮૨ ની સાલ્બાઇની સંધિ પ્રમાણે અમદાવાદ શહેર પેશ્વાને પાછું આપવું પડ્યું એટલે ઉપલી ગોઠવણ રદ ગઇ; પરંતુ ફાયદો એ થયો કે પુરંદરની સંધિથી જે મુલક મળેલો હતો તેના ઉપર તેમની સ્વતંત્ર માલકી થઇ અને લડાઇ વખતે જે ખંડણી આપવી પડતી તેની બાકી પેશ્વાએ માફ કરી.

ગોવિંદરાવ મહારાજે ગાદી પર આવ્યા પછી આબા સેલુકરની સાથેની લડાઇમાં મદદ કરવાના બદલામાં અંગ્રેજ સરકારને ચોર્યાસી અને સુરતની ચોથ આપવાની કરી હતી.

આ પછી નવસારી પ્રાંતમાં કોઇ રાજકીય ફેરફાર થયા નથી.

ગાયકવાડ સરકારને ભાગ નવસારી પ્રાંતનો જે મુલક છેવટે રહેલો તેના તાલુકાઓની ગોઠવણ વારંવાર ફરતી રહી છે.

જુના નવસારી, તેલાડી, અને મરોલી તાલુકા ભેગા કરી હાલનો નવસારી તાલુકો બનાવવામાં આવેલો છે.

જુના કામરેજ, ટીંબા, કઠોર અને વરીઆવ મહાલ અને વ્યારા તાલુકાનાં ગામ તથા ખાનગીનાં બે ગામ અને પલસાણા તાલુકાનું એક ગામ એ પ્રમાણે મળીને હાલનો કામરેજ તાલુકો બનાવેલો છે. પ્રથમ ૧૮૭૫ માં આ સાત ગામ અને કામરેજ તથા ટીંબા મહાલ ભેગા કરવામાં આવ્યા હતા અને વરીઆવ તથા કઠોર બંને ભેગા કરી ૧૮૭૭ સુધી જુદા મહાલ તરિકે રાખવામાં આવ્યાં હતાં; પણ ૧૮૭૭ માં વરીઆવ અને કઠોરને વેળાછા સાથે જોડવામાં આવ્યાં હતાં. સને ૧૮૮૫ માં વરીઆવ અને કઠોરનો ફરી જુદો મહાલ બનાવવામાં આવ્યો; આ મહાલને ૧૮૯૧ માં ફરીથી તોડવામાં આવ્યો અને ઉત્તર તરફનાં ૧૨ ગામ વેળાછામાં અને બાકીનાં કામરેજમાં નાખવામાં આવ્યાં હતાં.

ગણદેવી તાલુકામાં માત્ર માસા ગામ શિવાય તાલુકાના બધાં ગામ એક જથે છે. માસાની તેમજ તાલુકાનાં બીજાં ગામોની આસપાસ બ્રિટિશ મુલક છે. તાલુકાની ઉત્તરની હદ અંબિકા નદીથી ને દક્ષિણની કાવેરી નદીથી બનેલી છે.

પલસાણા તાલુકામાં કરંડવા, જીયાવ, અને ગભેણી એ શિવાયનાં બાકીનાં ગામ એક જથે છે. નિયોળ, બગુમરા અને પાલી જે પ્રથમ ખાનગી મહાલને તાબે હતાં તે ૧૮૭૫ માં પલસાણામાં ભેળવી દેવામાં આવ્યાં હતાં; પણ પાલી ૧૮૯૦ માં પલસાણામાંથી કાઢી કામરેજ તાલુકામાં નાખવામાં આવ્યું. ૧૮૭૫ પહેલાં પલસાણા તાલુકો બલેસર પ્રગણા તરિકે ઓળખાતો હતો.

# પ્રકરણ ૩ જું.

## પેદાશ.

નવસારી પ્રાંતની મુખ્ય પેદાશ ખેતીની છે અને તે સંબંધી સવિસ્તર હકીકત ખેતી સંબંધીના ૪ થા પ્રકરણમાં આપવામાં આવેલી છે. ખેતી શિવાય બીજી ખનિજ, પશુ, વનસ્પતિ, વગેરેની જે જે પેદાશ એ પ્રાંતમાં થાય છે, તે આ પ્રકરણમાં દાખલ કરવામાં આવી છે.

### (૧) ખનિજ પદાર્થો.

**રાતી માટી.** ગણદેવી મહાલમાં અજરાઇ ગામ નજીક માંગલોરી નળીઆંની બનાવટમાં કામ આવે તેવી રાતી માટીનો મોટો જથો મળી આવ્યો છે. એનાથી માંગલોરી નળીઆં બનાવવાનાં પાંચ કારખાનાં આજ સુધીમાં સ્થાપન થઇ ચૂક્યાં છે અને આગળ ઉપર એ ઉદ્યોગ ઘણા મોટા પાયા પર ખીલશે એમ જણાય છે. રાજ્યના વેપાર ઉદ્યોગ ખાતાની અજમાયશ એવી છે કે હાલ સુધીમાં મળી આવેલી માટી નળીઆં બનાવવા માટેનાં ૧૫૦ કારખાનાંને લગભગ ૩૦ વર્ષ સુધી ચાલી શકે એટલા મોટા જથામાં છે. એ ઉપરાંત એજ માટીના બીજા જથા બીજે ઠેકાણેથી પણ મળી આવવાનો સંભવ છે.

**લાલ પીળી માટી.** કામરેજ મહાલમાં ધળા ગામ નજીક એક જાતની રાતી પીળી માટી (Ochres), અકીકના શોભાયમાન પથ્થર અને નદીની જમણી બાજૂના કિનારા તરફ આયર્ન સલ્ફાઇડ (Iron Sulphide) નામનો પદાર્થ મળી આવે છે. માટી રંગની બનાવટમાં

તથા ચૂના સાથે મેળવી ઘર ધોળવાના કામમાં આવે છે. અકીક

**અકીકના પત્થર.** મોટા જથામાં નિકળે છે. તેને ખંભાતના વેપારીઓ લઇ જાય છે અને તેમાંથી હાથની કારીગરીથી બટન, બાજીનાં સોગઠાં, એરિંગ, માથાના ચાક વગેરે બનાવે છે. આયર્ન સલ્ફાઇડ વેપાર દૃષ્ટિથી કામમાં આવે તેટલો હજી મળ્યો નથી; તેથી તેના બીજા

**આયર્ન સલ્ફાઇડ.** જથા શોધી કાઢવા ખાનગી ગૃહસ્થો તરફથી શોધખોળ ચાલુ છે.

**લોઢાની રેતી.** તાપી નદીના કિનારા પર રેતી સાથે મિશ્ર થયેલી લોઢાની ભૂકી મોટા જથામાં મળી આવે છે. લોઢાની બનાવટને માટે આ ભૂકી ઉપયોગમાં આવી શકે એમ છે કે નહિ તે શંકા ભરેલું છે; તોપણ ધાતુના વાસણને ઓપ ચઢાવવાના કામમાં તો તે આવી શકે તેમ છે.

**સીમેન્ટનો પત્થર.** વેળાછા નજીક સીમેન્ટના કુદરતી પત્થર મળી આવે છે; પરંતુ મોટા પ્રમાણમાં કામ કરવા માટે આ જથો ઘણાજ થોડા પ્રમાણમાં છે. આ પત્થરમાંથી ઘણો સારો ચૂનો ( hydraulic ) નાના પ્રમાણમાં બની શકે તેમ છે.

**ઇમારતી પત્થર.** નિલાશ્મ અથવા ઇમારતી પત્થર (Limestone) અને ( Laterite ) નો સ્થાનિક ઉપયોગ ઇમારત બાંધવાના કામમાં થાય છે. રસ્તાની મેટલના ઉપયોગ માટે નિલાશ્મ ઘણો સારો પત્થર છે. લેટરાઇટ અને ચૂનાનો પત્થર ( લાઇમ સ્ટોન ) પણ આ કામને માટે સ્થાનિક ઉપયોગમાં લેવામાં આવે છે. આ પત્થર માંગરોળ, સોંનગઢ અને વ્યારા તાલુકામાં કેટલેક ઠેકાણે મળી આવે છે; પણ તે ખોદી કાઢવાનું ખર્ચ એટલું બધું થાય છે કે તેને

લીધે તેનો ઝાઝો ઉપયોગ થઇ શકતો નથી. મહુવા તાલુકામાં કેટલેક ઠેકાણે રાતો પોચો પત્થર નીકળે છે તે રસ્તા બનાવવાના ઉપયોગમાં આવે છે. નદીનાળાંમાંથી તથા બીજે ઠેકાણેથી મરડીઆ, કાંકરા વગેરે નીકળે છે તેનો ઉપયોગ રસ્તા ઉપર પાથરવામાં તથા ચૂનો બનાવવામાં કરવામાં આવે છે.

## ( ૨ ) જંગલની પેદાશ.

**જંગલનાં ઝાડ.** સાગ, સીસમ, સાદડ, તણછ, ખેર, હલદવાણ, બીયો, કલમ અને કાંટી, એ કિંમતી ઇમારતી ઝાડો ઉપરાંત કેલાઇ, સેવણ, રોહન, ધામણ, ધમોડા, સરસ જેવાં ઉત્તમ પ્રકારનાં ઉપયોગી ઝાડ નવસારી પ્રાંતના જંગલમાં થાય છે. તેમજ બોંડારા, નાના, આસના, આસીમા, ટીમરૂ, કગર, સામર, ઉભ, બેહેડા ને કોસબ જેવાં સાધારણ જાતનાં અને કાકડ, મોધળી, વારસ, ઇંદ્રજવ, કુડા, મોચન, ઘટબોર, ખાખર, બાવળ, પત્રાળી, કાકડોળી, પાંગરા, આમલી, આવન, ગરમાળા, કરજ, કુંભી, આલ, ઉમરો, કંપીલો, વડ અને પીંપળ વગેરે હલકી જાતનાં જળાઉ ઝાડો પણ થાય છે. સાગનાં ઝાડ સાધારણ રીતે ચાર ફીટ સુધીના ઘેરનાં મોટાં થાય છે અને સાદડ, સીસમ, તણછ, ખેર, બીયો, હલદવાણ અને કલમનાં ઝાડ સાધારણ રીતે પાંચ ફીટ સુધીના ઘેરનાં થાય છે. રાસ્તી મુલકમાં આંબા, આમલી, રૂણસ, લીમડા, વડ, પીંપળા વગેરે ઝાડ ઘણાં થાય છે. ખજુરીનાં ઝાડ નવસારીમાં ઘણાં થાય છે ને તેમાંથી તાડી કાઢવામાં આવે છે. તાડ પણ પુષ્કળ છે. જંગ-

**વાંસ.** બજારમાં જેનો ઘણો ખપ હોય તેવી જાતના વાંસ વાજપુર અને નાનછળ પ્રદેશના ઉમરપાડા ભાગના જંગલમાં ઘણા મોટા પ્રમાણમાં અને થોડા ઘણા બીજા જંગલમાં થાય છે. વાંસ એ જંગલની પેદાશમાં મહત્ત્વની વસ્તુ છે. હાલની લઢાઇ જેવા અસાધારણ વર્ષમાં એની માગણી વધી પડી હતી તેથી એનું ઉત્પન્ન રૂ. ૯૩૬૫૦ આવ્યું હતું. સેંકડે બે રૂપીઆ પ્રમાણે ફી લઇ વાંસ લઇ જવા દેવામાં આવે છે અને એ દરથી એનું સરાસરી વાર્ષિક ઉત્પન્ન રૂ. ૪૫૪૮૫ થાય છે. આ જાતના વાંસ છાપરૂં કરવાના તથા ઘર બાંધવાના કામમાં આવે છે; તેમજ તેની ચીપો ઉતારી ટોપલીઓ, પાલાં, સુપડાં, વગેરે પણ બનાવવામાં આવે છે. કોટવાલીઆ જાતના જંગલી લોકો આ ચીજો બનાવે છે, તેમને માણસ દીઠ વાર્ષિક ચાર રૂપીઆ લઇ પાકા વાંસ કાપી જવા દેવામાં આવે છે. મોટાં ઉંચાં પહોળાં થડીઆં જે ૪૦ થી ૬૦ ફીટ ઉંચાં હોય છે તેને બાંબુ ( મોટા વાંસ ) કહે છે. આ વાંસ સાદડવેલ અને મહુવા રેંજના દક્ષિણ ભાગમાં થાય છે. સને ૧૯૧૧ ની સાલમાં આ વાંસને બીજ આવ્યાં હતાં અને પછી તેનાં થડીયાં મરી ગયાં હતાં. હમણાં તેની જગ્યાએ બીજમાંથી નવો પાક ઉગ્યો છે. જંગલી લોકો અનાજની જગ્યાએ આ બીનો ખાવામાં ઉપયોગ કરતા હતા. આશરે દર ૬૦ વર્ષે વાંસને બી આવે છે અને પછી વાંસ મરી જાય છે.

**મહુડાં.** મહુડાના ઝાડનાં ફૂલને મહુડાં કહે છે. તાજાં મહુડાંને જંગલી લોકો ખાવાના ઉપયોગમાં લે છે અને મુખ્યત્વે કરીને દેશીદારૂ ગાળવાના કામમાં તે બહુ આવે છે.

**ડોળી.** મહુડાનાં ફળ તે ડોળી. એ તેલી બીયાં છે ને તેમાંથી જે તેલ નીકળે છે તેને ડોળીયું કહે છે. ગરીબ લોકો ઘીની જગાએ આ તેલ ખાય છે, તેમજ શાકપાનમાં વઘાર કરવામાં પણ વાપરે છે. સાબુની બનાવટમાં પણ એનો ઘણો ઉપયોગ થાય છે.

**રોસા.** રોસા એ એક જાતનું ઘાસ છે. એ ઘાસને ફૂલ આવે છે ત્યારે તેનાં રાડાંમાંથી ભઠ્ઠીમાં નાંખીને એક જાતનું તેલ કાઢવામાં આવે છે તેને રોસા તેલ કહે છે. સપ્ટેંમ્બર મહિનામાં જંગલમાં ભઠ્ઠીઓ કરી એ તેલ કાઢવામાં આવે છે. એ તેલ સુગંધીદાર હોય છે ને દવાના કામમાં વપરાય છે.

**લાખ.** શ્રીમંત મહારાજા સાહેબની સ્વારી રેવાસ્ટેટમાં શિકારની સહેલ વાસ્તે ગયેલી ત્યારે ત્યાં ખાખરાનાં ઝાડો ઉપર લાખ ચઢાવેલી જોઇ આ રાજ્યમાં પણ તેવો પ્રયોગ અજમાવવા તેઓ સાહેબે આજ્ઞા કરી હતી. તે ઉપરથી થોડાંક વર્ષો થયાં નવસારી પ્રાન્તના જંગલમાં પણ તે પ્રયોગ શરૂ કરવામાં આવ્યો હતો. છેલ્લાં પાંચ વર્ષથી ખાખરાનાં ઝાડ ઉપર લાખના જંતુ ચઢાવવાનું કામ ચાલે છે. લાખનો પાક વર્ષમાં બે વખત ઉતરે છે. એની ઉપજ શરૂઆતમાં રૂ. ૪૬૫ ની થઇ હતી તે વધીને હાલ રૂ. ૧૪૨૪૦ સુધી આવે છે. લઢાઇના વખતમાં મણના રૂ. ૨૨–૨–૦ લેખે કિંમત ઉપજી હતી.

**હરડાં, બેહડાં.** હરડાં, બેહડાં, આમળાં એ દવાના ઉપયોગમાં આવતી વસ્તુઓ છે. સાલ્હેરના ડુંગર ઉપર બારે માસ લીલાં રહેતા જંગલના ૩૧૨૦ વિઘાના ટુકડામાંથી હરડાં ભેગાં કરવામાં આવે છે.

**કાથો.** કળી ચૂનાના ગુણવાળા પદાર્થની સહેજ સફેદ રેખાવાળા ખેરના લાકડાના નાના નાના ટુકડા કરી તેને ઉકાળીને કાથો બનાવવામાં આવે છે. પણ હાલમાં જંગલમાં ખેરનાં ઝાડની અછત થવાથી અને ઇમારતી લાકડાં તરિકે એની કિંમત ઘણી ઉપજતી હોવાથી સાધારણ રીતે કાથાની ભઠ્ઠીઓ જંગલમાં કાઢવાનો પ્રતિબંધ કરવામાં આવ્યો છે. ખેરનાં લાકડાંમાંથી જે કાથા જેવો પદાર્થ નીકળે છે તેને ખેરસાર

કહે છે. કાથો અને ખેરસાર બંને દવામાં વપરાય છે. કાથાનો ઉપયોગ પાન ખાવામાં ઘણો થાય છે.

**ઘાસ.** દુષ્કાળ જેવાં વર્ષોમાં ઘાસનો જથો પૂરો પાડવાને નવસારી પ્રાંતનું જંગલ મોટામાં મોટું સાધન છે. સન ૧૯૧૮–૧૯ ના છેલ્લા દુષ્કાળ વખતે આ જંગલમાંથી કદી નહિ કાઢવામાં આવેલું એવા મોટા જથામાં–લગભગ એક કરોડ પાઉંડ જેટલું–ઘાસ પ્રેસમાં ગાંસડીઓ બાંધીને બહાર ગામ ચઢાવવામાં આવ્યું હતું. એમાંથી ૫૦ લાખ પાઉંડ ઘાસ ફક્ત વડોદરા અને કડી પ્રાંતમાંજ મોકલામાં આવ્યું હતું અને ૩૦ લાખ પાઉંડ ઘાસ આ રાજ્યના મીલીટરી ખાતાના ઘોડાઓને માટે પૂરૂં પાડવામાં આવ્યું હતું. આ ઘાસ કંટ્રાક્ટરોની મારફતે એકઠું કરવામાં આવ્યું હતું. જંગલ ખાતાએ આ કંટ્રાકટરોને મજુર તથા ગાડાં વગેરેની સવડ કરી આપવાની ઘણીજ સારી મદદ કરી હતી, તેથીજ એટલુંબધું જથાબંધ ઘાસ બહાર નીકળવા પામ્યું હતું. જંગલમાંથી માલ લાવી રેલ્વે વેગનમાં ભરતા સુધીનો ખર્ચ દર હજાર પાઉંડે રૂ. ૧૪–૮–૦ આવ્યો હતો. હજાર પાઉંડ ઘાસનું વડોદરા સુધીનું રેલ્વે ભાડું આશરે રૂ. ૫) અને કડી પ્રાંતનાં સ્ટેશનો સુધીનું રૂ. ૭) પડ્યું હતું.

હાથના પ્રેસથી બાંધેલી ગાંસડીઓનું ઘાસ એક રેલ્વે વેગનમાં સરેરાશ ૬૦૦૦ પાઉંડ રહી શકે છે; પરંતુ સ્ટીમ હાઇડ્રોલીક પ્રેસમાં બાંધેલી ગાંસડીઓનું ઘાસ એથી ઘણા વધારે પ્રમાણમાં–લગભગ ત્રણગણું–રહી શકે. આવા સ્ટીમ પ્રેસમાં બાંધેલી ગાંસડીમાં હાથના પ્રેસમાં બાંધેલી ગાંસડી કરતાં વધારે વજનનું ઘાસ સમાય છે, તેમજ થોડા વખતમાં વધારે ગાંસડીઓ બંધાઇને તૈયાર થાય છે, તેથી વેગનોમાં વધારે ઘાસ ભરી શકાય અને તેનું રેલ્વે ભાડું પણ ઓછું પડે; એટલુંજ નહિ પણ કોઇ ખાસ પ્રસંગે જ્યારે રેલ્વે ખાતા તરફથી વેગનો બહુ ઓછા પ્રમાણમાં મળે ત્યારે એવી

અડચણ છતાં ઘણું ઘાસ બીજા પ્રાંતોમાં મોકલી શકાય. આ કારણથી જંગલખાતું એક સ્ટીમ પ્રેસ કાઢવાનો વિચાર રાખે છે.

સરકારના પ્રતિબંધથી કે બીજા કોઇ કારણથી દેશના બીજા ભાગમાંથી ઘાસ મળવાનો સંભવ નથી હોતો ત્યારે નવસારી પ્રાંતના રીઝર્વ જંગલનું ઘાસ કિંમતી ખજાના સમાન થઇ પડે એમ છે.

ભવિષ્યમાં પાછો દુષ્કાળ પડે તો ઘાસચારાના બંદોબસ્ત સારૂ જંગલખાતા તરફથી એવી યોજના કરવામાં આવી છે કે સોનગઢ અને વ્યારા તાલુકામાં સારો વરસાદ પડે તે વર્ષોમાં દર સાલ ૨૫ લાખ પાઉંડ ઘાસનો સંગ્રહ કરી રાખવો.

## ( ૩ ) પશુઓ.

પાળેલાં જાનવરોમાં બળદ, ગાય, ભેંસ, ઘોડા, બકરાં, ઘેટાં, ગધેડાં અને કૂતરાં હોય છે.

**ઘોડા.** ઘોડા સ્વારી માટે અગર ગાડીએ જોડવામાં વપરાય છે. ઘોડા ઉછેરવા માટે પ્રાંતમાં કંઇ તજવીજ થતી નથી. સુરત, અમદાવાદ અગર ખાનદેશ તરફથી ઘોડા ખરીદી લાવવામાં આવે છે જેની કિંમત રૂ. ૫૦ થી ૩૦૦ સુધી સાધારણ રીતે બેસે છે.

**ગધેડાં.** ગધેડાં ગોલા, કુંભાર વગેરે લોકો રાખે છે અને માલ લાવવા લઇ જવામાં તેનો ઉપયોગ કરે છે.

**ઘેટાં બકરાં.** ઘેટાં બકરાં ભરવાડ અને એવા બીજા લોકો રાખે છે અને જ્યાં ચરવાનું મળે ત્યાં ચારવા લઇ જાય છે. તેમના વાળની ( ઉનની ) તથા દૂધની તેમને સારી પેદાશ થાય છે. એ ઉપરાંત માંસનો ખોરાક ખાનારા લોકોને ખોરાક માટે વેચવાથી પણ સારા પૈસા મળે છે.

**ગાય.** ગાયો ઘણું કરીને રબારી, અનાવલા તથા બીજા બ્રાહ્મણો અને મુસલમાનો રાખે છે. ખેડુતોના કરતાં ખેતી વગરના લોકોને ત્યાં ગાયની સંખ્યા વધારે હોય છે. તેઓ તેમને છૂટી મૂકી દે છે તેથી ખેતરોમાં પેસી તેઓ પાકને ઘણું નુકસાન કરે છે. સ્થાનિક ઉછેરની ગાયો તળપદી ગાયો કહેવાય છે; પણ ગુજરાત ( ભરૂચની ઉત્તરનો ) ભાગ અડીને આવેલો હોવાથી ચરોતરની તથા કાંકરેજી ગાયોનું મિશ્રણ દેશી ( સ્થાનિક ) ગાયોમાં પણ ઘણું જોવામાં આવે છે. ગીરની ગાયો પણ કોઇ કોઇ ઠેકાણે રાખવામાં આવે છે. વ્યારા અને સોનગઢ તાલુકામાં ખિલારી જાતને મળતી અગર તેના ગુણોથી મિશ્રિત ખાનદેશી ગાયો પણ જોવામાં આવે છે. ગાયો ભેંસના કરતાં દૂધ ઘણું ઓછું આપે છે.

**બળદ.** બળદનો ઉપયોગ ખેતીનાં હળ અને ગાડાં તથા સ્વારીની ગાડીઓ ખેંચવામાં થાય છે. સ્વારીની ગાડીના બળદ ઘણું કરીને નાના કદના તથા દોડવામાં ચાલાક હોય છે. ખેડુત લોકો ઘેર ગાય રાખી તેનાથી બળદની પેદાશ કરતા નથી.

સ્થાનિક બળદ તળપદાના નામથી ઓળખવામાં આવે છે. આ બળદોમાં નાના કદના " ગેણીઆ " કહેવાય છે અને તે શહેરમાં એક્કા ( એક બળદની ગાડી ) માં વપરાય છે.

કાંકરેજી બળદો હાલમાં બહુ લાવવામાં આવે છે પણ આ બળદો શુદ્ધ જાતના હોવાથી વધુ ટકી શકતા નથી; કારણ કે નવસારી પ્રાંતની જમીન સખત હોવાથી આ બળદોની ખરી વહેલી ઘસાઇ જાય છે; પરંતુ મિશ્ર કાંકરેજી ( દેશી કાંકરેજી ) હોય તે નભી શકે છે.

કરાંચી, હૈદરાબાદ તરફના સીન્ધી બળદો માંગરોળ અને કામરેજ તાલુકામાં બહુ જોવામાં આવે છે. સીંધ તરફના વેપારીઓ

દરેક ૨૦૦-૩૦૦ નાં ટોળાં લઇને આ તરફ ફેબ્રુઆરી માર્ચના અરસામાં ઉતરી પડે છે. આ બળદ નવા એટલે ૭-૮ વર્ષની ઉંમર સુધીના હોય છે. વેપારીઓ ત્રણ હપ્તાથી કિંમત લેવાનું ઠરાવી ખેડુતોને બળદ વેચે છે અને પહેલો હપ્તો રોકડો લઇ બાકીની રકમના એક એક વર્ષના બીજા બે હપ્તા પાડી લે છે. જેમને પૂરી કિંમત આપવા સંવડ ન હોય તે આવી રીતે સાધારણ હપ્તેથી રકમ આપવાની ઠરાવી બળદ લે છે;પણ આ રીતે ૧૦૦ રૂ. ના બળદના રૂ.૧૫૦ આપવા પડે છે. માંગરોળ તાલુકામાં દર વરસે આવા બળદો સુમારે ૫૦૦ સુધી વેચાયછે.

માલવી:—રતલામ ઇંદોર તરફના વેપારીઓ માર્ચ માસના અરસામાં ૧૦૦-૨૦૦ બળદનાં ટોળાં લઇને માંગરોળ, કામરેજ ને પલસાણા તાલુકામાં ઉતરી પડે છે. આ વેપારીઓ બળદોની કિંમતના બે હપ્તા કરીને વેચે છે. પહેલો રોકડો લે છે અને બીજો એક વરસ પછી લેવાનું ઠરાવે છે. એકંદરે રૂ. ૧૦૦ નો બળદ આ રીતથી રૂ. ૧૨૫-૧૩૦ માં વેચાય છે. માલવી બળદોને આ તાલુકાની જમીન ને હવાપાણી માફક આવે છે અને તેથી તે ટકી શકે છે; પણ સીંધી બળદને તે જોઇએ તેટલી માફક આવતી નથી,તેથી તે જોઇએ તેટલો વખત નભી પણ શકતા નથી. માલવી બળદો એકલા માંગરોળ તાલુકામાં દર વરસે ૩૦૦ સુધી ખપી જાય છે.

સોરઠી તથા ખાનદેશી:—સોરઠી-ગીર તરફના બળદો બહુ જોવામાં આવતા નથી. તેજ પ્રમાણે ખાનદેશી-ખીલારી જાતના બળદો માત્ર વ્યારા સોનગઢ મહાલોએજ જોવામાં આવેછે. ખાનદેશ પ્રદેશ એ મહાલોને અડીને આવેલો હોવાથી આ બળદો એ તરફ વેચાવા આવેછે.

**ભેંસો.**

ખેડુત લોકોને ઘેર ઘણું કરીને એક અથવા વધારે ભેંસ હોય છે. તેના દૂધનું દહીં, ઘી, છાશ, વગેરે બનાવવામાં આવે છે. નવસારી અને બીજે કેટલેક ઠેકાણે મલાઇ કાઢવાના સંચા દાખલ થયા છે તેનાથી દૂધમાંથી મલાઇ જૂદી કાઢી તેનું માખણ બનાવવામાં આવે છે.

સાધારણ રીતે નવસારી પ્રાંતમાં સુરતી જાતની સ્થાનિક ભેંસો જ જોવામાં આવે છે. કેટલાંક વર્ષ ઉપર કેટલેક સ્થળે વાલીપાડા તરિકે જાફ્‌રાબાદી પાડાનો ઉપયોગ થતો હતો અને તેને લીધે તેવી શુદ્ધ અગર મિશ્ર ગુણોવાળી ભેંસો પણ કવચિત્ જોવામાં આવે છે.

**ઢોરોની આવજત.**

ઘાસ માટેની જમીન ઢોરોની સંખ્યાના પ્રમાણમાં પૂરતી છે; એટલુંજ નહિ પણ મહુવા, વ્યારા અને માંગરોળ મહાલોએ મોટા જથામાં બીડની જમીનમાં ઘાસ મળી આવે છે. સાધારણ રીતે દરેક ખેડુત પોતાની જમીનમાંનો કેટલોક ભાગ ઘાસ અને ચરાણ માટે જુદોજ રાખે છે. સાધારણ રીતે અનાવલા, કણબી અને મુસલમાન ખેડુતો ગાયો ભેંસો પાળે છે અને તેની ચાકરી પણ ઠીક કરવામાં આવે છે; પણ હાલમાં ચારાના ભાવ ઉંચા હોવાથી વધારાના જાનવરો-વાછરડી, વાછરડા અને પાડીઓ બીજા લોકોને અરધે ભાગે ઉછેરવા આપે છે. આવી રીતે ઉછેરનારા કોળી, દુબળા, ભીલ, ઢેડ વગેરે હલકાં લોકો છે. આ લોકો નાનાં બચ્ચાંને રાખી, ઘર આગળ અગર બીજી રીતે મજુરી કરીને ઢોરને ઉછેરે છે અને જ્યારે વાછરડી અગર પાડી વિઆય, અગર વાછરડો ખેતીમાં વાપરવા લાયક ઉંમરનો થાય, ત્યારે ધણીને જાનવરની જરૂર હોય તો બે માણસ જે કિંમત કરે તેનો અડધો ભાગ રોકડો આપી જાનવરને તે ઘેર લાવે છે, અગર ત્રાહિત માણસને વેચે તો ધણી અને પાળનાર બંને અરધી અરધી રકમ લઇ લે છે, અગર પાળનારની રાખવાની ઇચ્છા હોય તો તે અરધી કિંમતે રાખે છે અને તેનાં નાણાં સ્થાનિક વ્યાજે અગર ૩-૪ વર્ષના હપ્તાથી આપે છે. પાળનારા લોકોમાં હાલમાં પાળવા લીધેલું ઢોર અરધી કિંમતે રાખી લેવાની વલણ જોવામાં આવે છે. નવસારી પ્રાંતમાં વાછરડા પાડાને ખસી કરવાનો રિવાજ ખેડુતોમાં બિલકુલ નથી અને તે કારણને લીધે પણ વાછરડા પાડા બીજાને પાળવા આપવા પડે છે. આ પાળનારા લોકો સ્થાનિક-પત્થર અને લાકડીની-રીતથી ખસી કરાવે છે અગર કેટલાક લોકો જાતે કરે છે.

**ઘાસ ચારો વગેરે ખોરાક**

નવસારી પ્રાંતમાં જાનવરોને મોટે ભાગે સૂકા ચારા ઉપરજ રાખવામાં આવે છે. ભારે કામે લાગેલા હોય ત્યારે બળદને ગુવાર અને તલનો ખોળ અને ભેંસ તથા ગાય દૂધ આપતી હોય ત્યારે ગુવાર, કપાસીઆ, ઘઉં તથા તુવેરનું ભુંસું ભેળવીને તેને ટોપલો ખવડાવે છે. જ્યારે જાનવર ગાભણું હોય ત્યારે, અગર બચ્ચું અવતર્યાં પછી, થોડા દિવસ તેને પૌષ્ટિક ખોરાક આપવામાં આવે છે. કણબી સિવાયના બીજા ખેડુતો જાનવરોને ઇલાયદા ઘર અગર છાપરામાં રાખે છે. કણબી લોકોમાં પોતાના રહેવાના મકાનમાં જુદો ભાગ પાડીને અગર જુદા ઘરમાં જાનવરોને બાંધવાનો રિવાજ છે. રાની પ્રદેશના લોકો રેહેવાના ઘરના ભાગમાંજ ઢોરને રાખે છે.

**ઘાસચારાનો સંચય.**

નવસારી પ્રાંતમાં ઢોરોને માટે ચોમાસાં સિવાયના બે ત્રણ માસ ચાલે એટલો ઘાસચારો ખેડુતો ભરી રાખે છે; પણ વરસાદ ખેંચાયો હોય અને ઘાસ ( લીલું ) વહેલું તૈયાર થઇ ના શક્યું હોય તેવા પ્રસંગે ઘણાને ઘાસચારાની તંગી જણાય છે. ભારે કામ માટે બળદને તથા દુઝણા ઢોરોને ગોતર ખવડાવાનો રિવાજ ઘણો પ્રચલિત છે.

**જાવનરોની જાત સુધારવાનું વલણ.**

નવસારી પ્રાંતમાં ખાસ જાનવરો ઉછેરવા તરફ લોકોનું ધ્યાન જોઇએ તેવું નથી. જો કે હાલમાં જાનવરોની વધારે ઉપજતી કિંમતને લીધે તે તરફ ધ્યાન ખેંચાવા માંડ્યું છે. આખા ગામનાં ઢોર મોટે ભાગે વગડામાં ભેગાંજ ચરે છે તેથી વાલી આખલા–પાડાની પસંદગીનો લાભ ગાયો ભેંસોને મળતો નથી. કેટલાંક ગામોએ પસંદ કરેલા સાંઢ–પાડા રાખવામાં આવે છે; પણ આવા આખલા પાડાની સંખ્યાના પ્રમાણમાં ગાયો ભેંસોની સંખ્યા વધુ હોવાથી ખાસ જાત સુધારવાનો લાભ લઇ શકાતો નથી. વળી પાડા અવતરે ત્યારે તેમને ઉછેરવામાં ઘણીજ નિષ્કાળજી બતાવવામાં આવે છે, અને તેથી તેમાંના મોટા ભાગના અવતરેલા પાડા મરી જાય છે.

પાડાનો ઉપયોગ ખેતીના કામે નવસારી પ્રાંતમાં ફક્ત કાળીપરજનાજ લોકો કરે છે.

**ખેતીનાં જાનવરોનો પુરવટો.**

નવસારી પ્રાંતમાં ગાયો ખપ પૂરતી છે; ભેંસોની સંખ્યા પણ ઠીક છે; પણ બળદો પૂરતા નથી. તેનું એક કારણ એ છે કે હાલમાં કપાસની ખેતી તરફ લોકોનું વલણ વધતું જતું હોવાથી તે ખેતીમાં બળદોનો ખપ બીજા તુલો જેટલો પડતો નથી તેથી ઘણા ખેડુતો ઓછા બળદ રાખે છે. કામરેજ, પલસાણા, ગણદેવી અને નવસારીનો થોડો ભાગ, એ ભાગમાં સ્થાનિક ઉછેરના બળદો પૂરતા છે; પણ વેળાછા તાલુકામાં અને નવસારીના કાંઠાના ગામોવાળા ભાગમાં, તેમ કામરેજ તાલુકાના મુસલમાનની વસ્તીવાળાં ગામોમાં બહારના સીંધીઆ અને માલવી બળદો વેચાતા લાવવામાં આવે છે.

**જાનવરોની કિંમત.**

દિવસે દિવસે જાનવરોની કિંમત વધતી જાય છે. સં. ૧૯૫૬ પહેલાં જાનવરોની કિંમત બહુ નહોતી તેનું કારણ કે તે વખતમાં આખા પ્રાંતમાં ચરણ અને બીડની પુષ્કળ જમીન હતી, તેમ ઘાસચારાના પાકો મોટા પ્રમાણમાં લેવાતા હતા; પણ તે પછી ઓછા વરસાદને લઇને તેમજ કપાસના સારા ભાવોને લઇને કપાસનું વાવેતર વધતું જાય છે અને ઘાસ બીડની જમીન બહુ ઓછી થતી જાય છે. સંવત ૧૯૫૬ પહેલાં તથા ૧૯૭૫ માં જાનવરોની કિંમત નીચે પ્રમાણે હતી:—

| જાનવર. | ૧૯૫૬ પહેલાંની કિંમત. | ૧૯૭૫ ની કિંમત. |
|---|---|---|
| સારો બળદ. | રૂ. ૬૦–૭૫ | રૂ. ૧૫૦ |
| સારી ગાય. | રૂ. ૧૫–૨૦ | રૂ. ૪૦ |
| સારી ભેંસ. | રૂ. ૭૫–૮૦ | રૂ. ૧૫૦–૨૦૦ |

બળદની કિંમત ઓછામાં ઓછી હંમેશાં ૫૦-૬૦ થી શરૂ થાય છે અને રૂ. ૩૦૦ સુધીની કિંમતે તે વેચાતા લેવામાં અગર આપવામાં આવે છે. તેજ પ્રમાણે ભેંસની કિંમત રૂ. ૭૫-૮૦ થી શરૂ થઇ રૂ. ૨૦૦ સુધી ઉપજે છે.

નવસારી પ્રાંતમાંથી સુરતી ભેંસ બહાર મુંબઇ તરફ ઘણી વેચાતી લઇ જવામાં આવે છે. આ લઇ જનારા મોટે ભાગે મુસલમાન વેપારીઓ હોય છે. તેજ પ્રમાણે ગાયો પણ આ વેપારીઓ વેચાતી લઇ જાય છે; પણ તેનો ઉપયોગ સ્થાનિકજ છે અને તે બહુ વેચાતી લઇ જવામાં આવતી પણ નથી.

**રાની પશુઓ.** નવસારી પ્રાંતના જંગલ પ્રદેશમાં વાઘ, દીપડો, રીંછ, વરૂ એ હિંસક પ્રાણીઓ માલમ પડે છે. તેમજ સાબર, ચિતળ, બેકરી ( ચાર શિંગડાંની ) અને ડુકર પણ હોય છે. શિયાળ, સસલાં લોંકડી, હરણ, વાંદરાં તમામ ભાગમાં જોવામાં આવે છે.

**પક્ષીઓ.** વાઘરી, દુબળા અને કાળીપરજના લોકો કૂકડાં રાખે છે અને તેનાં ઇંડામાંથી સારી પેદાશ કરે છે. નવસારી પ્રાંતમાંથી ઘણાં ઇંડાં મુંબઇ જાય છે. ચકલી, કાબર,કાગડા, કબુતર, હોલા, પોપટ વગેરે પક્ષીઓ સર્વત્ર જણાય છે. મોર જંગલમાંજ ઘણે ભાગે રહે છે તેમ ગામમાં પણ આવે છે. ઘુવડ તથા ગીધ અને સમડી એ હિંસક પક્ષીઓ છે. ઘુવડ અને ચીબરી રાત્રેજ બહાર નિકળે છે અને દિવસે ઝાડની બખોલોમાં કે કોતરોની ભેખડોમાં ભરાઈ રહે છે.

**માછલી.** ખાડી, નદી તથા તળાવમાંથી માછલી ઘણી પકડવામાં આવે છે અને સ્થાનિક ઉપયોગ કરતાં વધે તે મુંબઇ તરફ મોકલવામાં આવે છે; તેથી માછી લોકોને સારી કમાણી થાય છે. મુખ્યત્વે કરીને માછી, દુબ-

ળા, અને કોળી માછલી પકડવાનું કામ કરે છે. જે માછીઓ માછલી પકડે છે તે ધીમર કહેવાય છે અને જેઓ તે વેચે છે તે કડા માછી કહેવાય છે. માછલી પકડવામાં જે જાળનો ઉપયોગ કરવામાં આવે છે તે જુદા જુદા પ્રકારની હોય છે. છોગીઓ, ઓફ્રર, પન્ડે, ગોલ્વા વગેરે નામથી તે ઓળખાય છે. છોગીઓ જાળ ઉપરથી પહોળી અને નીચેથી સાંકડી હોય છે અને તે નાનાં માછલાં પકડવામાં વપરાય છે. પન્ડેજાળ ૧૭ ફૂટ લાંબી અને ૧૯ ફૂટ પહોળી હોય છે. નદીની પહોળાઇમાં જેટલી જાળો માઇ શકે તેટલી ગોઠવી જરૂર જેટલી માછલી તેમાં ભરાઇ જાય તેટલે તેને દૂર ખેંચવામાં આવે છે. ઓફ્રર ૩૦ ફૂટ લાંબી અને ૯ ફૂટ પહોળી હોય છે અને તેના છેડા નદીના તળીઆમાં ચોઢેલા થાંભલાએ બાંધી તે છોડી દેવામાં આવે છે. જે માછલાં મળી આવે છે તેમાં બોઇ, રાય, જીંગલો, ગરી, ધનગી, ચકલી, તરબોટીઆ, ગોદ્રા, વલવાડી, મોટીયા, ભાલુ, ભંજી, લેવટા, પડદાદ્રી, ખિંગ, જીપ્તીઓ અને બુમલા એ મુખ્ય છે.

# પ્રકરણ ૪ થું.

## ખેતી.

ખેતી એ નવસારી પ્રાંતના લોકોનો મુખ્ય ઉદ્યમ છે. પ્રાંતની એકંદર વસ્તીમાંથી સેંકડે ૭૫ માણસોની આજીવિકા ખેતી ઉપર ચાલે છે.

**જમીન.** પ્રાંતના જુદા જુદા ભાગમાં જમીન જુદા જુદા પ્રકારની છે; પણ સામાન્ય રીતે બોલતાં એમ કહી શકાય કે પ્રાંતની જમીન મુખ્યત્વે કરીને કાળી છે અને ગોરાટ જમીન ક્વચિત્ માલમ પડે છે. તાલુકાવાર જોતાં વેળાછા તાલુકામાં ઘણીખરી જમીન કાળી છે અને તેની ઉંડાઇ ઘણી હોય છે; તો પણ કેટલેક ઠેકાણે કાળી જમીન માત્ર સપાટી પૂરતી છાછરી છે અને દીણોદ તથા બીજાં કેટલાંક ગામોમાં તો કાળી માટીનું પડ એવું પાતળું છે કે અંદરના પથરા બહાર દેખાય છે. મહુવા તાલુકાની જમીન ઘણે ભાગે કાળી છે અને નદીનાળાંની બાજુએ ગોરાટ અને બેસર જમીન પણ કેટલેક ઠેકાણે હોય છે. કાળી જમીન હલકી પ્રતની હોય છે અને તેમાં મરડીઆ ને કાંકરી ઘણું કરીને હોય છે. તાલુકાની ગોરાટ અને બેસર જમીન કાળી જમીન કરતાં સારી હોય છે; પણ નવસારી ને ગણદેવીની એવાજ પ્રકારની જમીન કરતાં તે ઉતરતા દરજ્જાની છે. ત્રણે જાતની જમીનમાં જીરાયત, ક્યારી ને બાગાયત પાક થાય છે. ગણદેવી તાલુકાની જમીન બે જાતની છે: કાળી અને કાંપવાળી. કાળી જમીન કાનમની કાળી જમીન કરતાં હલકી છે ને તેમાં મરડીઆનો ભાગ વિશેષ હોય છે. કાળી જમીનમાં જીરાયત, ક્યારી ને બાગાયત પાક થાય છે. કાંપથી બનેલી જમીન ઉંડી

અને માવાદાર હોય છે ને તેનો રંગ રતાશ પડતો ભુરો હોય છે. ગણદેવી તાલુકાનાં ગામોમાંથી લગભગ અડધામાં આ જમીન માલમ પડે છે અને તેમાં ધમડાછાની જમીન તો સૌથી ઉત્તમ પ્રકારની છે. તેમાં શેરડી, આદુ, કેળ, અનેનાસ વગેરે ઉંચા બાગાયતી પાક થાય છે. કયારી જમીનમાં કડા નામના જાડા ચોખા તેમ કોલમ વગેરે ઉંચી જાતના ચોખા થાય છે. ડાંગરનો પાક લીધા પછી દીવેલા, વાલ, તથા બીજા બાગાયતી પાકો લેવામાં આવે છે. કામરેજ તાલુકાની જમીન કાનમના જેવી કાળી છે. નવસારીના જેવી બેસર જમીન અહીંઆં વિશેષ માલમ પડતી નથી; પરંતુ કેટલાંક ગામોએ થોડી થોડી ગોરાટ જમીન જોવામાં આવે છે. આ કાળી જમીનમાં ફળફળાદિ અને બાગાયત પાક ઘણું ઉત્પન્ન આપતાં નથી, અને તેથી તે વિશેષ કરવામાં આવતા નથી. તાપી નદીમાં જ્યાં ભાઠાની જમીન હોય છે ત્યાં વંત્યાક, તંબાકુ, દુધી વગેરે સારાં થાય છે. કપાસ ડાંગર અને જુવાર એ મુખ્ય પાક છે અને તેને કામરેજની કાળી જમીન ઘણી માફક આવે છે. આખા પલસાણા તાલુકામાં જમીન કાળી છે; પણ મીંઢોળા નદીને ઉત્તર કિનારે આવેલાં ગામોમાં ગોરાટ જમીન પણ મળી આવે છે. બંને પ્રકારની જમીન જીરાયત તથા કયારી તરીકે વપરાય છે ને તેમાં કપાસ, જુવાર અને ડાંગરનો પાક થાય છે. સોનગઢ તાલુકાની જમીન કાળી, બેસર ને રાતી છે. કાળી જમીન બીજી જમીન કરતાં વધારે છે. બધા પ્રકારની જમીન હલકી પ્રતની છે ને તેમાં ગોળ નાના પથરા ને બીજા પથરા હોવાથી પાક સારા થઇ શકતા નથી. વ્યારા તાલુકાની જમીન ઘણા ભાગે સોનગઢના જેવી છે; પણ રેલ્વે તથા નહેરને લીધે તે હાલ વધારે કિંમતી થઇ પડી છે. નવસારી તાલુકાની જમીન મોટે ભાગે બેસર છે. દેખાવમાં તે કાળી હોય છે, પણ તેમાં ગોરાટનાં તત્ત્વ વધારે હોય છે. આથી કરીને કાનમની ખરેખરી કાળી જમીનમાં ઝાડ, શેરડી વગેરે થતાં નથી તે અહીંઆં સારાં થાય છે. દરેક જાતના પાકને આ જમીન લાયક છે અને ડાંગર, શેરડી, જુવાર, કેળ અને દરેક જાતના કઠોળને માટે ખાસ લાયક છે.

**ખેતી ઉપયોગી જાનવરો, હળ ને ગાડાં.**

નવસારી પ્રાંતમાં ખેતી ઉપયોગી જાનવરો, હળ તથા ગાડાં સંવત ૧૯૭૫ માં નીચે પ્રમાણે હતાં:–

| તાલુકો | ખેતી ઉપયોગી જાનવરો | | | હળ | | કુલ | ગાડાં | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | બળદ | પાડા | કુલ | બે બળદનાં | ચાર બળદનાં | | ભારદારી | બેસવાનાં | કુલ |
| નવસારી | ૬૦૭૮ | ૩૪ | ૬૧૧૨ | ૨૪૨૭ | ૦ | ૨૪૨૭ | ૧૮૯૬ | ૫૮૦ | ૨૪૭૬ |
| ગણદેવી | ૪૦૮૫ | ૧૩૫ | ૪૨૨૦ | ૧૪૨૦ | ૮૩ | ૧૫૦૩ | ૧૩૩૫ | ૨૭૭ | ૧૬૧૨ |
| પલસાણા | ૪૧૧૪ | ૩૭ | ૪૧૫૧ | ૧૬૬૦ | ૦ | ૧૬૬૦ | ૧૩૨૩ | ૩૭૦ | ૧૬૯૩ |
| કામરેજ | ૮૮૪૦ | ૫૧ | ૮૮૯૧ | ૩૬૮૦ | ૩ | ૩૬૮૩ | ૨૮૯૨ | ૭૮૧ | ૩૬૭૩ |
| મહુવા | ૯૪૨૪ | ૪૫૧ | ૯૮૭૫ | ૩૯૦૭ | ૩ | ૩૯૧૦ | ૧૭૧૬ | ૪૨૬ | ૨૧૪૨ |
| માંગરોળ | ૧૨૧૪૧ | ૧૫૯ | ૧૨૩૦૦ | ૫૨૭૩ | ૦ | ૫૨૭૩ | ૨૩૩૫ | ૩૧૧ | ૨૬૪૬ |
| વ્યારા | ૧૭૦૩૪ | ૮૭૬ | ૧૭૯૧૦ | ૮૦૧૭ | ૦ | ૮૦૧૭ | ૨૪૯૮ | ૨૫૩ | ૨૭૫૧ |
| સોનગઢ | ૧૩૮૬૭ | ૬૪૦ | ૧૪૫૦૭ | ૬૩૦૨ | ૦ | ૬૩૦૨ | ૨૧૩૧ | ૧૧૭ | ૨૨૪૮ |
| કુલ | ૭૫૫૮૩ | ૨૩૮૩ | ૭૭૯૬૬ | ૩૨૬૮૬ | ૮૯ | ૩૨૭૭૫ | ૧૬૧૨૬ | ૩૧૧૫ | ૧૯૨૪૧ |

**દુઝણાં ઢોર.**

નવસારી પ્રાંતમાં દુઝણાં ઢોરોની કુલ સંખ્યા ૧૧૫૯૪૬ છે. આ પૈકી ૭૭૧૮૩ ગાયો અને ૩૮૭૬૩ ભેંસો છે.

**ખેતીની પેદાશ.**

નવસારી પ્રાંતમાં ખેતીની મુખ્ય પેદાશમાં કપાસ વિંઘાં ૩૨૭૯૪૦, જુવાર ૧૫૪૨૯૪, ડાંગર ૬૮૮૩૫, તુવેર ૩૦૧૧૬, કોદરા ૩૫૫૩૬, એરંડા ૧૩૨૯૦, ઘઉં ૨૫૦૪, ચણા ૪૦૯૪, શેરડી ૨૨૦૧, અને બીજું પરચુરણ અનાજ તથા ઘાસ છે. ઘાસ ૧૯૦૬૮૬ વિંઘાં જેટલી જમીનમાં ઉગાડવામાં આવે છે અને ઉપયોગ કરતાં વધે છે તે પરદેશ ચઢાવવામાં આવે છે. દુષ્કાળના વર્ષમાં ઢારોને બચાવવાને માટે નવસારી પ્રાંતનું ઘાસ બહુ મદદરૂપ થઇ પડે છે. આ ઉપરાંત ફણસ, કેળાં, અનેનાસ, આદુ, પીપર, વગેરે બાગાયત તુલનું વાવેતર પણ ૫૭૮૦ વિંઘાંમાં થાય છે.

તાલુકાવાર જોતાં નવસારી તાલુકામાં જીરાયત જમીનમાં એક વરસે કપાસ ને બીજે વરસે જુવાર એ પ્રમાણે ફરતાફરતી પાક લેવામાં આવેછે. બાગાયત જમીનમાં પ્રથમ શેરડી વાવી પછી બે ત્રણ વર્ષ કઠોળ વાવવામાં આવે છે અને ત્યારબાદ સણ અને તલી અગર અડદી વાવીને છોડ હાથ દોઢ હાથ મોટા થયેથી જમીન ખેડીને જમીનમાં દાબી દેવામાં આવેછે ને ત્યાર બાદ ફરીથી શેરડી કરવામાં આવે છે. જે જમીનમાં કેળ રોપવામાં આવે છે તેમાં ૪–૫ વર્ષ કેળ રહેવા દઇ પછી એક વર્ષ જુવાર કરવામાં આવે છે. ત્યાર બાદ શણ અને તલ વાવી જમીનમાં દાબી દેવામાં આવે છે ને ત્યાર બાદ ફરીથી કેળ રોપાય છે. ઉંચા પ્રકારની કયારી જમીનમાં ડાંગરને બદલે શેરડી રોપવામાં આવે છે. જે કયારી જમીનમાં ડાંગર વાવી હોય તેમાં ડાંગરનો પાક લીધા પછી વાલ અગર દીવેલા બીજા પાક તરીકે વાવવામાં આવે છે. ડાંગર અને જુવાર ઘરખપને માટે વાવવામાં આવે છે. સરકાર ધારો જીરાયતના કપાસ અને બાગાયતની શેરડી તથા કેળના ઉત્પન્નમાંથી આપવામાં આવે છે. દિન પ્રતિદિન કપાસનું વાવેતર વધતું જાય છે તેથી જુવાર અને ચોખાની આયાત બહારથી વિશેષ કરવી પડે છે.

મહુવા તાલુકામાં ખેતીની મુખ્ય પેદાશ-જુવાર, કપાસ, ડાંગર અને વાંસની છે. ખેડાણ જમીનમાં સુમારે ૩૪ ટકા જુવાર, ૧૯ ટકા કપાસ, ૨૩ ટકા ડાંગર, ૧૨ ટકા કોદરા, નાગલી તંબાકુ વગેરે પરચુરણ પાક અને ૨૨ ટકા જમીન ઘાસીયા છે.

માંગરોળ તાલુકામાં ખેતીનો મુખ્ય પાક કપાસનો છે. કપાસ શિવાય જુવાર, તુવેર, ઘઉં, કોદરા, ચણા અને દીવેલા પણ થાય છે.

સોનગઢ તાલુકામાં ખાતે દાખલ થયેલી જમીન પૈકી સુમારે ૩૦ ટકા પડતર રહે છે. બાકીની ખેડાણ જમીન પૈકી અર્ધભાગ ઉપરાંતમાં અનાજનું વાવેતર થાય છે. અનાજમાં ડાંગર, જુવાર ને કોદરા મુખ્ય છે. કોદરા, બંટી, નાગલી, અને કડા નામની હલકી ડાંગરનું વાવેતર આખા તાલુકામાં થાય છે. ઉંચી જાતના ચોખા, તુવેર, અડદ, અને તલ વગેરે તેલી બીયાં પરદેશ જાય છે ને બાકીનું હલકું ધાન્ય જંગલી લોકો પોતાને ખાવામાં વાપરે છે. કાળી જમીન કપાસના વાવતરને માટે લાયક છે તેથી અનાવલા અને બીજા કસબી ખેડુતો આ તરફ હવે ખેતી માટે આવવા લાગ્યા છે.

વ્યારા તાલુકામાં મુખ્ય પાક જુવાર, ડાંગર, કોદરા, તુવેર, વટાણા ને નાગલી છે. શેરડી, દીવેલી, ખરસાણી ને કપાસ પણ થાય છે. કુલ વાવેતરના ૧૮ ટકા જુવાર, ૧૬ ટકા ડાંગર, અને ૬ ટકા દીવેલી થાય છે. ઘાસીયા જમીન પણ ઘણી છે ને ઘાસ હવે મોટા પ્રમાણમાં મુંબઇ તરફ જવા લાગ્યું છે.

જુના વખતમાં આ (વ્યારા-તરફના) પ્રદેશમાં ઉમદા બાગાયત પાક થતા હતા. વ્યારાથી નંદુરબાર અને પીપળનેર સુધી ઘણા બંધારા બાંધેલા હતા. આ પ્રદેશ તેની દ્રાક્ષ અને બીજાં ફળ માટે ઘણો પ્રખ્યાત હતો. ચોખા ઘણા ઉંચા પ્રકારના થતા અને ઇરાન ને બીજા દૂર દેશોમાં તે મોકલવામાં આવતા.

**ખેતીની રીત.** મુખ્ય મુખ્ય પાકોની ખેતી કરવાની રીત સંબંધી વિગત નીચે પ્રમાણે છે:- *

**ડાંગર.** નવસારી પ્રાંતના બધા તાલુકામાં ડાંગરનું વાવેતર મોટા પ્રમાણમાં થાયછે. ડાંગરનો પાક શુદ્ધ અને મધ્યમ કાળી નીચાણવાળી જમીન કે જેમાં વરસાદનું પાણી એકઠું થતું હોય તેમાં કયારી બનાવી કરવામાં આવે છે. જે જમીનમાં પાણી થોડા વખત સુધી રહેતું હોય અગર બહુ ભેગું થતું ના હોય તેવી જગાએ કડા નામની હલકી ડાંગર રોપવામાં આવે છે; પણ જે જમીનમાં પાણી ઘણા વખત સુધી ભેગું થઇ રહેતું હોય અને આજુબાજુની જમીનમાંથી પાણી ઝરપીને ઘણું આવતું હોય તેવી જમીનમાં બંગાળીઉં અને સુખવેલ નામની ડાંગર થઇ શકે છે. પણ જ્યાં સાધારણ વધુ વરસાદ આવતો હોય અગર ગામની નજીકમાં કયારી એવી રીતે આવેલી હોય કે જેથી સાધારણ વરસાદનું પાણી ભેગું થઇને આખી કયારીમાં જઇ શકતું હોય, તો તેવી કયારીમાં-કડાવાળી જમીનમાં પણ કોલમની ડાંગર થઇ શકે છે. જમીનની જાત તો એકની એકજ હોય પણ વધુ અગર ઓછા પ્રમાણમાં પાણીનો પૂરવટો હોય તે પર, કઇ જાતની ડાંગર રોપવી એ વિષે આધાર રહે છે. તેવીજ રીતે તળાવના પાણીમાં પૂરવટો વધુ હોય તો તેની નીચેની કયારીમાં કોઇપણ જાતની ડાંગર ઉગાવી શકાય છે; પણ ડાંગરના સારા પાક માટે ભેજ, તડકો અને સુકી હવાની વારાફરતી જરૂર પડે છે. સાધારણ રીતે ડાંગરની કયારીમાં ડાંગર પછી ડાંગરજ લેવામાં આવે છે, પણ જ્યાં કૂવાના અગર બીજા પાણીની સવડ હોય ત્યાં ડાંગર પછી શેરડી અગર કાંદા અગર મેથીનો પાક લેવામાં આવે છે. ડાંગરનો

* આ વિષય ખેતીવાડી ખાતાના આસિસ્ટંટ રા. રા. ગુલાબભાઇ ખંડુભાઇ દેસાઇ તરફથી લખાઇ આવ્યો છે.

પાક લીધા પછી, પાછલો વરસાદ હોય અગર ભેજ પૂરતો હોય તો વાલ દીવેલાનો પાક સામાન્ય રીતે બીજા પાક તરિકે લેવામાં આવે છે. વ્યારા અને માંગરોલ તાલુકામાં વાલને બદલે ચણા અગર ઘઉંનો પાક લેવામાં આવે છે, પણ એનો વિસ્તાર ઘણો થોડો હોય છે. ડાંગર માટેની જમીનમાં મોટે ભાગે દર વરસે ખાતર નાંખવામાં આવે છે. કેટલાક લોકો ઉકરડામાંનો ઓઘાસનો કચરો દર વિંઘે ૨૫ ગાડાં સુધી નાખે છે અને વરસાદની ઋતુ પહેલાં આ ઓઘાસને કયારીમાં સરખો પાથરી દે છે અને પછી તેને સાંજની વખતે સળગાવી દે છે, જેને ગામડાના લોકો "આદર કર્યો" એમ કહે છે. બીજા લોકો ઉકરડાનું કોહેલું છાણનું ખાતર દર વિંઘે ૨૦ ગાડાં સુધી નાખી ચોમાસા પહેલાં સરખું પાથરી દે છે અને વરસાદ પછી વરાપે એક ચાસ કરી દે છે. જો વરસાદ સતત હોય, અગર રોપણીનો વખત આવી પહોંચે ત્યાં સુધી વરાપ ન મળે, તો તેવી જમીનમાં હળથી કાદવ કરવો પડે છે. આ પ્રમાણે કરવા માટે હળથી ખેડી, હળની પાટીથી તેને એક પાટીઉ બાંધીને જમીન સરખી કરી દે છે. ગણદેવી તાલુકામાં આને બદલે વરસાદની મોસમ શરૂ થતાં દર વિંઘે એક મણ પ્રમાણે શણનાં બી છાંટી દઇને એક હળથી ચાસ કરે છે અને શણ દોઢ બે ફુટનો થાય એટલે જમીનમાં ખેડી નાખે છે. હાલમાં ખાતરની અછત ને મોંઘવારીને લીધે, કયારી જમીનમાં બકરાં બેસાડવાનો રિવાજ પણ જોવામાં આવે છે. ૫૦૦ બકરાનું ટોળું ત્રણ દિવસ બેસે એટલે એક વિંઘું ખતરાયું એમ ગણાય છે અને તેનો ખર્ચ રૂ. ૫ સુધીનો થવા જાય છે. ડાંગરના પાક માટે તરૂ (ધરૂ) તૈયાર કરવાનો રિવાજ હોય છે અને તે માટે દરેક ખેડુત પાસે ખાસ તરૂવાડીઆં હોય છે. આવી જમીનમાં ખાસ કરીને એક વસા જમીને બે ગાડાં કોહેલું છાણનું ખાતર નાખે છે અને વરસાદ પડવાની સાથે બી છાંટીને તેનાપર એક ચાસ કરી દે છે. અગર ખેડીને જમીન સરખી કરીને, બી છાંટીને તેનાપર કાંટો અગર ઝાડવાની ડાળી સાવરણી માફક બનાવીને

ભારથી ફેરવી દે છે. એક વિંઘું જમીન રોપવા માટે એક મણ સુધીનું બીનું તરૂ બસ છે; પણ ડાંગરને ઓરવી પડે તો દર વિંઘે ૧૦ શેર સુધી બી બસ છે. તરૂમાં કચરૂં થાય છે તેને ખાસ કરીને કાળજીથી નિંદવું પડે છે. તરૂ પોણાથી એક ફુટનું થાય એટલે રોપવા લાયક થઇ જાય છે. તરૂવાડીયામાં તરૂને ઉખેડી તેની નાની ઝુડી બાંધી, ઘણી ઝુંડીઓનો ભારો બાંધીને રોપવાની જગોએ લઇ જાય છે અને ૫–૭ તરૂનું થુમણું કરીને એક એક જગોએ રોપી દે છે. એક વિંઘું જમીન રોપતાં ૮ મજુરો લાગે છે. તરૂ ઉખેડતી વખતે તરૂવાડીઆમાં પાણી હોવાની આવશ્યકતા છે, નહિતો તરૂનાં મુળીયાં ઉખડી આવે નહિ અને તેથી તરૂ રોપણીને લાયકનું રહે નહિ. ડાંગર રોપ્યા પછી આઠેક દિવસમાં રોપ ચોંટી જઇ નવાં પાન અને પીલા નીકળવા માંડે છે. ડાંગરમાં એકવાર સ્હેજસાજ નિંદવાનું થાય છે તે નિંદવામાં આવે છે પણ વધુ વરસાદ હોય અને કયારીમાં છોડ ડુબે ત્યાં સુધીનું પાણી થઇ જાય તો તે પાણીને પાળ ફોડીને બહાર કાઢી નાખવામાં આવે છે. કોઇપણ સંજોગમાં છોડનો ⅔ થી વધુ ભાગ પાણીમાં ડુબેલો ન રહે એવી રીતે વધારાના પાણીને બહાર કાઢી નાખવું પડે છે. ડાંગરમાં જીવ પડવાનો (કંઠી બંધાવાનો) વખત આવે તે પહેલાં ડાંગરનો પાક સારો દેખાતો ન હોય તો તેવા પ્રસંગે વિંઘે અડધી ખાંડી સુધી દીવેલીના ખોળનો ભુકો કેટલાક સારા ખેડુતો નાખે છે પરંતુ હમણાં હમણાં ખોળ મોંઘો હોવાથી તે ભાગ્યેજ નાંખવામાં આવે છે. પાછલો વરસાદ ઓછો હોય અને પાણી આપવાનું સાધન હોય તો કોસ વડે, અગર બાજુનાં તળાવ વગેરે સ્થળે પાણી હોય તો સુપડેથી, ખેંચીને એક બે પાણી આપવામાં આવે છે. ડાંગરનો પાક ઓકટોબર એટલે ભાદરવા માસથી તૈયાર થવા માંડે છે. કડા નામની ડાંગર ભાદરવામાં, કોલમ આસોમાં અને બંગાળીઉ તથા સુખવેલ જેવી ઉંચી અને ઝીણી જાત આસો

ભારથી ફેરવી દે છે. એક વિંઘું જમીન રોપવા માટે એક મણ સુધીનું બીનું તરૂ બસ છે; પણ ડાંગરને ઓરવી પડે તો દર વિંઘે ૧૦ શેર સુધી બી બસ છે. તરૂમાં કચરૂં થાય છે તેને ખાસ કરીને કાળજીથી નિંદવું પડે છે. તરૂ પોણાથી એક ફુટનું થાય એટલે રોપવા લાયક થઇ જાય છે. તરૂવાડીયામાં તરૂને ઉખેડી તેની નાની ઝુડી બાંધી, ઘણી ઝુંડીઓનો ભારો બાંધીને રોપવાની જગોએ લઇ જાય છે અને ૫–૭ તરૂનું થુમણું કરીને એક એક જગોએ રોપી દે છે. એક વિંઘું જમીન રોપતાં ૮ મજુરો લાગે છે. તરૂ ઉખેડતી વખતે તરૂવાડીઆમાં પાણી હોવાની આવશ્યકતા છે, નહિતો તરૂનાં મુળીયાં ઉખડી આવે નહિ અને તેથી તરૂ રોપણીને લાયકનું રહે નહિ. ડાંગર રોપ્યા પછી આઠેક દિવસમાં રોપ ચોંટી જઇ નવાં પાન અને પીલા નીકળવા માંડે છે. ડાંગરમાં એકવાર સ્હેજસાજ નિંદવાનું થાય છે તે નિંદવામાં આવે છે પણ વધુ વરસાદ હોય અને કયારીમાં છોડ ડુબે ત્યાં સુધીનું પાણી થઇ જાય તો તે પાણીને પાળ ફોડીને બહાર કાઢી નાખવામાં આવે છે. કોઇપણ સંજોગમાં છોડનો ¾ થી વધુ ભાગ પાણીમાં ડુબેલો ન રહે એવી રીતે વધારાના પાણીને બહાર કાઢી નાખવું પડે છે. ડાંગરમાં જીવ પડવાનો (કંઠી બંધાવાનો) વખત આવે તે પહેલાં ડાંગરનો પાક સારો દેખાતો ન હોય તો તેવા પ્રસંગે વિંઘે અડધી ખાંડી સુધી દીવેલીના ખોળનો ભુકો કેટલાક સારા ખેડુતો નાખે છે પરંતુ હમણાં હમણાં ખોળ મોંઘો હોવાથી તે ભાગ્યેજ નાંખવામાં આવે છે. પાછલો વરસાદ ઓછો હોય અને પાણી આપવાનું સાધન હોય તો કોસ વડે, અગર બાજુનાં તળાવ વગેરે સ્થળે પાણી હોય તો સુપડેથી, ખેંચીને એક બે પાણી આપવામાં આવે છે. ડાંગરનો પાક ઓકટોબર એટલે ભાદરવા માસથી તૈયાર થવા માંડે છે. કડા નામની ડાંગર ભાદરવામાં, કોલમ આસોમાં અને બંગાળીઉ તથા સુખચેલ જેવી ઉંચી અને ઝીણી જાત આસો

કારતકમાં તૈયાર થાય છે. ડાંગરને દાતરડાથી કાપીને તેને સાદડીની માફક છુટી બેએક દિવસ સુકાવા દઇ ત્રીજે દિવસે સવારના વખતથી પુળા બાંધી લેવામાં આવે છે. પછી તેને મસળવાને ઠેકાણે લઇ જઈ ઝુડી કાઢી ડાંગર અને પરાળ જુદું કરવામાં આવે છે. બાકી રહેલા દાણા પાળ ફેરવીને કાઢવામાં આવે છે. ખળીના મધ્ય ભાગમાં બાસ્ટીલ જેવું મૂકીને તેના પર દાણાવાળા ભાગ તરફથી પુડીને ઝુડે છે એટલે દાણા છુટા પડી જાય છે. પુડીમાં દાણા રહ્યા હોય તે બળદ ફેરવીને છુટા પાડવામાં આવે છે, પછી તેને પીછોડી બાંધીને વા દઇને દાણા સાફ કરવામાં આવે છે. પાક સોળ આની હોય ત્યારે એક વિઘામાં ૬૦ મણ સુધી ડાંગર થાય છે અને તે ઉપરાંત દોઢેક ગાડી (૩૦ મણ) પરાળ થાય છે. ડાંગરનો પાક સારી ઉપજવાળો તેમજ ઢોરના ઘાસચારામાં ઘણો મદદરૂપ છે. એક વિંઘું ડાંગરની ખેતી પાછળ રૂ. ૨૫ સુધીનો ખર્ચ થાય છે અને ઉપજમાં રૂ. ૯૦ થી ૧૦૦ સુધીની ડાંગર અને રૂ. ૫ સુધીનું પરાળ થાય છે. વરસાદ ઠીક હોય તો ડાંગર પછી વાલ, દીવેલા, ઘઉં અગર ચણાનો પાક લેવામાં આવે છે તેનું ઉત્પન્ન આ શિવાય જુદું થાય છે. નવસારી પ્રાંતમાં નવસારી, ગણદેવી, માંગરોળ, પલસાણા ને કામરેજ એ મહાલોએ કડા જાતની ડાંગર થાય છે. મહુવા, સોનગઢ, ને વ્યારા મહાલે કડા, કોલમ અને સુખવેલ એ જાતો થાય છે મહુવા મહાલે કેટલાંક ગામોમાં બંગાળીઉં પણ થાય છે. ડાંગરની આ જાતો ઉપરાંત કવચી નામની એક હલકી જાત છે તે વ્યારા અને સોનગઢ મહાલે જયાં પછાત ખેતી છે ત્યાં (પાળી વગરની) કયારીમાં અને જીરાયત જમીનમાં બી છાંટીને (broad-cast sowing) કરવામાં આવે છે. આ જાત મમરા માટે ઘણી ઉપયોગી છે. વળી જે જમીન નવીન કાઢેલી હોય ત્યાં કપાસના બે ચાસ ફડકાથી ઓરવામાં આવે છે અને તે પ્રમાણે પલસાંણા તથા કામરેજ તાલુકામાં પાક લેવામાં આવે છે. સોનગઢ અને વ્યારા મહાલે

જ્યારે જીરાયત અને ક્યારી જમીનમાં કવચીનો પાક લેવામાં આવે છે ત્યારે તેની સાથે થોડી જુવાર અને તુવેર છાંટવામાં આવે છે અને આ પ્રમાણે મિશ્ર પાક લેવાનો રિવાજ છે.

**કપાસ.** નવસારી પ્રાંતમાં કપાસનું વાવેતર ઘણા જુના વખતથી થતું આવ્યું છે. તેમાં ધીમે ધીમે વધારો થઇ હાલમાં તમામ મહાલોમાં તેનું વાવેતર થાય છે. માંગરોળ તાલુકામાં કપાસનું વાવેતર સૌથી વધારે થાય છે. તે પછી અનુક્રમે કામરેજ, પલસાણા, મહુવા, નવસારી, વ્યારા, સોનગઢ અને ગણદેવી આવે છે. સામાન્ય રીતે સંવત ૧૯૫૬ પહેલાં કપાસનું વાવેતર શુદ્ધ કાળી અને મધ્યમ કાળી જમીનમાં થતું હતું. પણ હવે સરાસરી કમી વરસાદને લીધે બધી જમીનમાં એ વાવેતર કરવામાં આવે છે. સામાન્ય રીતે એક સાલ કપાસ તો બીજી સાલ તેજ જમીનમાં જુવાર વાવવામાં આવે છે. પણ હાલમાં કામરેજ અને પલસાણા તાલુકામાં કેટલેક સ્થળે કપાસ પછી બીજી સાલ મગફળી વાવવાનો રિવાજ જોવામાં આવે છે. મહુવા અને નવસારી તાલુકામાં કપાસ પછી તલ તથા તુવેરો વાવવાનો પણ રિવાજ હજુ પ્રચલિત છે. જ્યારે વર્ષ કહોવાણીયું ( અતિ વરસાદનું ) હોય છે ત્યારે તે સાલે જુવારને બદલે ઘઉંનું વાવેતર થાય છે. કપાસના વાવેતર માટે ઉનાળામાં એક બે વાર ઘરડો ( કરબ ) ફેરવે છે અને ઉંડા ઘાસનાં ભોથાં ( patches ) હોય તેને ખોદી કાઢવામાં આવે છે. સારો વરસાદ પડયા પછી જુન માસની અધવચમાં ફડકાથી કપાસ ઓરી દેવામાં આવે છે. એક વિંઘામાં ૮–૧૦ શેર કપાસીઆ વાવે છે. કપાસીઆને વાવતા પહેલાં દોરીવાળા ખાટલામાંથી તેને ગાળી નાંખી, છાણ માટીના પાણીમાં રગદોળી દે છે. ફડકાના દાંતાનું અંતર ૧।। ફુટથી ૩ ફુટ સુધીનું હોય છે. કામરેજ તાલુકામાં મોટા ગાળાથી કપાસ વાવવાનો રિવાજ બહુ જોવામાં આવે છે. પૂરતો વાવેતર લાયકનો પ્રથમનો વરસાદ ના હોય અને સતત ભારે વરસાદ પડવાના સંજોગ ના હોય

તો ખેતરને હળ અગર મોટા કરબથી ચાસીને કપાસ ઓરવાની વલણ ખેડુતોમાં હાલમાં વિશેષ પ્રમાણમાં જોવામાં આવે છે. પરંતુ માંગરોળ તાલુકાની જમીન રેચાણીઆ હોવાથી વાવેતર જલદી (જુન માસમાં) કરવામાં આવે તો તે ટકી શકતું નથી અને જમીન વિશેષ કચરાવાળી હોવાથી ખડતુલને ગાળી નાખે, તેથી ઑગસ્ટ માસ સુધીમાં જમીનને ખેડી તૈયાર કરી ઑગસ્ટ, સપ્ટેંબરમાં કપાસનું વાવેતર કરવામાં આવે છે. પરંતુ શરૂઆતનો વરસાદ ઓછો અને માફકસરનો હોય તો બીજા તાલુકાની માફક વાવેતર વહેલું થઇ શકે છે. કપાસના વાવેતર માટે સાધારણ રીતે જમીનમાં ખાતર નાખવામાં આવતું નથી; તોપણ સારા ખેડુતો દર વિંઘે ૧૫-૨૦ ગાડાં છાણનું ખાતર નાખે છે. એક વખત ખાતર નાખ્યા પછી પાંચ સાત વરસ સુધી ફરીથી ખાતર નાખવું પડતું નથી. વળી કેટલાક ખેડુતો કપાસ વાવવાની જમીનમાં ઘેટાં, બકરાં બેસાડે છે. ૫૦૦ ઘેટાંનું ટોળું ત્રણ રાત બેસે એટલે એક વિંઘું જમીન ખતરાય એવો અંદાજ છે. હાલમાં અને ખાસ કરીને નવસારી તાલુકામાં કેટલાક ખેડુતો એક ચાસ અડદનો અને બીજો કપાસનો એવી રીતે મિશ્ર તુલ લે છે. આથી જમીન ખતરાતી રહે છે એટલે પછી તેને બીજું ખાતર આપવાની જરૂર રહેતી નથી. વળી કેટલાક ખેડુતો કપાસમાં પણ શણનો પડવાસ લે છે ત્યારે અડદના ચાસને બદલે શણનો ચાસ આપે છે. શણ ફુટ દોઢ ફુટનો થાય એટલે તેને ઉખેડીને કપાસની હારની બાજુમાં મુકી દે છે. આ પ્રમાણે કરવાથી શણ ધીમે ધીમે કોહી ખાતરની ગરજ સારે છે. કપાસ વાવ્યા પછી સાત આઠ દિવસે ઉગી હારમાં પડવા માંડે છે. છોડ ત્રણ પાતરીનો થાય એટલે ખેતરમાંનું કચરૂં નિંદી કાઢવામાં આવે છે. ત્યાર પછી ૧૫-૧૫ દિવસે કરપી અને પછી કરબ મારવામાં આવે છે. પાછલો વરસાદ ઓછો હોય તો હળવામાં પણ આવે છે. સામાન્ય સંજોગમાં કપાસનું વાવેતર જુન માસની અધવચમાં થાય તો તેનો

પાક માર્ચ માસમાં તૈયાર થઇ જાય છે. પણ પાછલો વરસાદ ઓછો હોય તો તે પહેલાં અને વધુ હોય તો તે પછી તૈયાર થાય છે. કપાસનો ઉતાર મોસમની અનુકુળતાપર બહુ આધાર રાખે છે. પ્રથમનો વરસાદ સારો હોય અને પાછલો પૂરતો ના આવે તેમ પવન વિશેષ ફુંકાય અને ઝાકળ ના પડે તો પાક સારો ઉતરતો નથી. સામાન્ય રીતે સાધારણ વર્ષમાં દર વિંઘે કપાસ ૫ મણ સુધી ઉતરે છે, પણ અનુકુળ સંજોગમાં ૫ થી ૧૦ મણ સુધી ઉતરે છે. નવીન તેમજ બેસર જમીનમાં કપાસ સારો થાય છે. કપાસના પાકને સામાન્ય રીતે બહુ રોગ જોવામાં આવતો નથી, પણ કેટલેક પ્રસંગે સપ્ટેંબર ઑકટોબર માસમાં કપાસની ડુંખમાં કીડા પડી આવે છે. વળી કેટલેક પ્રસંગે કપાસનાં પાદડાં ઉપર ચીકણો પદાર્થ જોવામાં આવે છે. આ રોગને "છાસીઓ" અથવા "દહીડો" એ નામથી ઓળખવામાં આવે છે. આ રોગ મોટા પ્રમાણમાં દેખાય તો પાકને નુકસાન કરે છે. કેટલેક પ્રસંગે કપાસના ઉભા ને ઉભા છોડ સુકાઈ જાય છે તેને "સુકારો" નો રોગ કહેવામાં આવે છે. કેટલીક વખત કીડા જીંડવાને કોચી ખાય છે. કપાસના પાક પાછળ દર વિંઘે નીચે પ્રમાણેનો ખર્ચ કરવામાં આવે છે:—

| | |
|---|---|
| પાછલા પાકના ખુંપરા ખોદામણી | ૦—૫—૦ |
| ઘરડો ( કરબ ) બે વખત | ૦—૬—૦ |
| હળથી ચાસવાનો એક વાર | ૦—૧૨—૦ |
| કોદાળી મારવાનો | ૦—૮—૦ |
| ઓરાણ મજુરી | ૦—૮—૦ |
| બી શેર ૧૦ | ૦—૫—૦ |
| નિંદામણ બે વાર | ૨—૦—૦ |
| કપાસ વલવાનો ( thinning ) | ૦—૪—૦ |
| કરપી ત્રણ વાર | ૦—૯—૦ |
| કરબ મોટો બે વાર | ૦—૮—૦ |

| | |
|---|---|
| કપાસ વિણામણી દર મણના ૦-૫-૦ પ્રમાણે | ૧--૯-૦ |
| | ૭-૧૦-૦ |
| જમીન મહેસુલ | ૪--૦-૦ |
| | રૂ. ૧૧-૧૦-૦ |

નવસારી કપાસની જાતો બાબતઃ-નવસારી પ્રાંતમાં ૧૯૫૬ પહેલાં શુદ્ધ દેશી કપાસ થતો હતો, પણ તે પછી ઓછો વરસાદ અને સારા ભાવોને લીધે કપાસનું વાવેતર વધતું ગયું. આથી જીનો વધતાં ગયાં, જીનોમાં કપાસ ભેળસેળથી પીલાવા માંડયો, એટલુંજ નહિ પણ જયારે જીનવાળા ખોટમાં હોય ત્યારે નાંદોદ, ભરૂચ, અંકલેશ્વર, પાલેજ, ડભોઇ વગેરે સ્થળેથી હલકી જાતનો કપાસ લાવી નવસારી કપાસ ભેગો પીલે, તેથી શુદ્ધ નવસારી કપાસનાં બીજમાં બીજાં બીજનો ભેળ ઘણો થઇ ગયો છે. હાલમાં કાનમી અને ઘોઘારી કપાસનું મિશ્રણ મોટા પ્રમાણમાં જોવામાં આવે છે અને આવા મિશ્રણવાળો કપાસ માંગરોળ, કામરેજ, પલસાણા અને નવસારી મહાલે વધુ જોવામાં આવે છે. એટલુંજ નહિ પણ છેલ્લાં પાંચેક વર્ષથી એકલા ઘોઘારી કપાસનું વાવેતર નવસારી તાલુકાના ધામણ, કુંચેદ, શરોણા, આલેક, પારડી વગેરે ગામોમાં કરવામાં આવે છે. આ ભેળ થવાનું મુખ્ય કારણ એ છે કે એક ખાંડી રૂ માટે ઘોઘારી કપાસ મણ ૫૦, મિશ્રિત કપાસ મણ ૬૦, અને શુદ્ધ દેશી કપાસ મણ ૭૨ જોઇએ છે. પ્રથમ આ રહસ્યનો લાભ જીનવાળા લેતા હતા. પણ હવે ખેડુતો પણ આ રહસ્ય સમજતા થયેલા હોવાથી ખેડુતો પોતે જાતે ઘોઘારી કપાસ મિશ્રણ તરીકે અગર એકલો વાવવા તરફ ઘણું વલણ ધરાવે છે. આ સ્થિતિને લીધે નવસારી કપાસની આબરૂ-પતીજ ( Reputation ) ને ધોકો પહોચવો શરૂ થયો છે.

**જુવાર.** નવસારી પ્રાંતમાં જુવાર એ ઘણું અગત્યનું ધાન્ય છે. લોકોના ખોરાકની મુખ્ય ચીજ છે તેમ ઢોરો કિંમતી ચારાની વસ્તુ છે. ખેતીની દ્દષ્ટિએ

ધાન્યના બે વર્ગ પાડી શકાયઃ—( ૧ ) ખરીફ અથવા ચોમાસુ જુવાર અને ( ૨ ) રવી જુવાર. જે જમીનમાં વરસાદનું પાણી ઝટ નીકળી જાય અને વરાપ જલદીથી મળે એવી કાળી જમીનમાં સાધારણ રીતે ચોમાસુ જુવાર લેવામાં આવે છે. નવસારી પ્રાંતના ફક્ત માંગરોળ તાલુકામાં શીઆળુ જુવારનું વાવેતર થાય છે, પરંતુ જ્યારે સતત વરસાદ પડયા કરે અને વરાપ મળતાં વધુ વખત લાગે તેવા સંજોગમાં અર્ધ ચોમાસું અને અર્ધ શીઆળુ એવી ' નિઆલો ' નામની જુવાર લેવામાં આવે છે. એવા સંજોગમાં આ જુવાર કામરેજ અને પલસાણા તાલુકામાં ખાસ કરીને વાવવામાં આવે છે. આ પ્રાંતમાં પાણી પાઈને જુવાર તૈયાર કરવામાં આવતી નથી, પણ જ્યારે દુષ્કાળ જેવો પ્રસંગ આવે છે ત્યારે જે ખેડુતો પાસે કુવા વગેરેનું સાધન હોય છે તેમાંના કેટલાક ઘાસ માટે સુંઢીયું અગર દેશી જુવાર વાવે છે. નવસારી પ્રાંતમાં નીચેની જુવારની જાતો થાય છેઃ—( ૧ ) પીરીઓ તથા હલકો પીરીઓ ( ૨ ) દેશી, ( ૩ ) ચપટી, ( ૪ ) સોલાપુરી ( ૫ ) નીઆલો અને ( ૬ ) શીઆળુ. આ ઉપરાંત " રાતી " જુવાર ( રાતડીઆ ) નો પાક પણ લેવામાં આવે છે, પણ તેનું સ્વતંત્ર વાવેતર થતું નથી. ઉપર જણાવેલી જાતોમાં થોડી રાતી જુવાર ભેળવીને પણ વાવેતર કરવામાં આવે છે આ જુવાર ધાણી માટે સારી છે. વળી ' વાની ' નામની જુવાર થાય છે પણ તેનું વાવેતર સ્વતંત્ર થતું નથી. આ જુવાર પોંક માટે ઘણી સારી છે. જુવારના પાકને માટે તૈયાર કરવાની જમીનમાં આગલા પાકની કરાંઠી અગર ખુંપરા ( Stubbles ) ખોદી કાઢવામાં આવે છે ને ત્યાર પછી એટલે મે માસમાં એક બે વાર ઘરડો ( કરબ ) મારે છે. સારા ખેડુતો આવી જમીનમાં ઉંડા ખડનાં ટાલાં ( patches ) હોય તેને ખોદી કઢાવે છે. વરસાદ આવ્યા પછી વરાપ થયે જે જમીનમાં પુષ્કળ ખડ હોય તેવી જમીન એકવાર હળથી ચાસવામાં આવે છે અને તે પછી વખત મળે તો એકવાર કરબ ફેરવવામાં આવે છે. ઓરતા પહેલાં

ખડ વધારે હોય તો મજુરો રાખી તેવા ખડને ટોચી કાઢવામાં આવે છે. આ ક્રિયાને ‘ કોદાળી મારી ’ એમ કહેવામાં આવે છે. ત્યાર પછી ફડકા વડે ઓરણીથી જુવાર ઓરવામાં આવે છે અને ખુલ્લા ચાસને કરપીથી ઢાંકવામાં આવે છે. એક ફડકો અને એક જોડી કરપીથી રોજની ૬ થી ૮ વિંઘાં સુધી વાવેતર થઇ શકે છે. જુવારના પાકને સામાન્ય રીતે ખાતરની અછત અને મોંઘવારીને લીધે ખાતર નાખવામાં આવતું નથી. પરંતુ હાલમાં કોઇ કોઇ ઠેકાણે અને ખાસ કરીને નવસારી તાલુકાના પરથાણ ગામે જુવારને વલખલની માફક વાવે છે, એટલે કે એક ચાસમાં જુવાર અને બીજા ચાસમાં શણ–એ પ્રમાણે વાવી જ્યારે શણ દોઢેક ફુટ ઉંચો થાય ત્યારે તેને ઉખેડી જુવારની હાર સાથે મુકી દે છે અને પાછળથી કરપી મારતાં, શણ માટીથી ઢંકાઇ જઇ છેવટે કોહી જાય છે. એ રીતે જમીનને ખાતર આપવામાં આવે છે. જુવારના પાકને વાવ્યા પછી એકાદ માસ પછી જુવાર જાડી ( thick sown ) હોય તો તેને વલ્લે છે એટલે દર બે છોડ વચ્ચે ૪ થી ૬ ઇંચનું અંતર રહે એવી રીતે છોડ રહેવા દઇ બાકીના ઉખેડી લે છે. બે હાર વચ્ચેનું અંતર ૧૮ થી ૨૪ ઇંચ સુધીનું હોય છે. આ વલણ ( વલ્લેલી જુવાર ) એકાદ દિવસ વાસી રાખી, ઢોરને નિરવામાં આવે છે. પ્રથમ ખડ થાય તે હાથે વતી દાતરડીથી નિંદી કાઢવામાં આવે છે ને ત્યાર પછી કરપીથી નિંદામણ કાઢવામાં આવે છે. ઉપરનું પડ તોડેલું રાખવામાં આવે છે. પાક તૈયાર થાય તે પહેલાં ત્રણચાર કરપી મારવામાં આવે છે. જે વરસે વરસાદ ઓછો હોય તે વરસે જુવાર ડોડાય તે પહેલાં કરપી ફેરવવાને બદલે હળવામાં આવે છે. દીવાળી ઉપર જુવાર ડોડાય છે અને તે પછી દાણા ભરાવા માંડે છે. આ વખતે પક્ષીઓથી થતા નુકસાન માટે જુવારના મધ્યભાગે અગર અનુકૂળ સ્થળે માળો બાંધી પાક સાચવવામાં આવે છે. સામાન્ય રીતે દર ૫ વિંઘાના ખેતરે એક માળો બાંધવો પડે છે. સોલાપુરી જેવી હલકી જુવાર પાંચ માસમાં તૈયાર થાય છે ને બીજી

ભારે જુવાર છ માસ પછી તૈયાર થાય છે. પાક તૈયાર થાય એટલે દાતરડાથી કાપી એક હાથમાં છોડ માય એવા બે હાથના છોડ મુકે એટલે એક પુળો થાય છે. આ પુળાને બે ત્રણ દિવસ સુકાવા દે છે અને પછી સવારના વખતમાં જુવારના છોડથી બાંધવામાં આવે છે. બંધાઇ રહ્યા પછી પાછા સુકાવા માટે ખેતરના મધ્યભાગમાં ઉભા ગોઠવવામાં આવે છે. સુકાયા પછી ખળામાં જુવારનાં કણસલાં કાપી લઇને, થોડી જુવાર હોય તો, હાથે ડફણાથી ઝુડીને અને વધુ હોય તો ગાલ્લીનો પાળ ફેરવીને દાણા છુટા પાડવામાં આવે છે. છેવટે કપડાની ફટકથી દાણા સાફ કરવામાં આવે છે. જ્યારે જુવાર માસ દોઢ માસની થાય છે ત્યારે તેમાં નારકોલ-કીડા પડી આવે છે. આ કીડા જુવારના રાડાને કોચી ખાઇ છોડને મારી નાખે છે. બીજો રોગ આંજીઆ નામનો છે. તેનાથી જુવારના દાણા મેશ જેવા થઈ જાય છે. આ રોગના નિવારણ અર્થે ખાસ કરીને માંગરોળ તાલુકાનાં કેટલાંક સ્થળે મોરથુથાનો ઉપયોગ લોકોએ કરવા માંડ્યો છે. વળી જુવાર ડોડાવાની હોય ત્યારે જુવારમાં "રાતડો" કરીને રોગ લાગુ પડે છે. આ રોગથી જુવારનાં પાતરાં અને પછી રાડાં લાલ થઇ જાય છે અને કણસલામાં જુવાર ભરાતી નથી. પછી જુવારના છોડ સુકાઇ પણ જાય છે. જે વરસે વરસાદ વધુ હોય તે વરસે આંજીઆનો અને રાતડાનો રોગ ઘણો જોવામાં આવે છે. સામાન્ય રીતે નવસારી પ્રાંતમાં જુવાર પછી કપાસ અને તે પછી પાછી જુવાર એ પ્રમાણેના ક્રમે વાવેતર થાય છે. પરંતુ કેટલાંક ખેતર કે જેમાં "આગીઆ" નામનો વનસ્પતિનો રોગ હોય છે તેમાં આ ક્રમે જુવાર લેવામાં આવતી નથી. જુવારના પાક સાથે કઠોળ તથા વાલોળ પાપડીનું મિશ્ર તુલ છાંટકાવ તરિકે લેવામાં આવે છે. કઠોળમાં મુખ્યત્વે મગ અને તુવેર હોય છે. કઠોળ સારૂં થાય તો દર વિંઘે ૨ થી ૩ મણ અને ગોતર પણ દોઢ બે મણ સુધી થાય છે. નવસારી પ્રાંતમાં ખેડુતો ખેતરમાં છોડ પસંદ કરી તેનું સારૂં બી જુદુ કાઢતા નથી. પરંતુ ખળામાં કણસલાં આવ્યા પછી તેમાંથી ઉત્તમ કણસલાં પસંદ કરી

તેનું ખી જુદું રાખે છે. પરંતુ આવી રીતે ખી રાખનારા થોડાજ હોય છે. મોટો ભાગ ખાવાની જુવારનો ખી તરિકે ઉપયોગ કરે છે. આ પાક માટેનો સામાન્ય ખર્ચ દર વિંઘે નીચે પ્રમાણે બાબતવારનો થાય છે:-

| | રૂ. આ. પ. |
|---|---|
| આગલા પાકના ઝુંપટા ખોદવાનો. | ૦-૫-૦ |
| ઘરડો ( કરબ ) ફેરવવાનો બેવાર. | ૦-૬-૦ |
| હળથી ચાસવાનો એકવાર. | ૦-૧૨-૦ |
| વાવેતર પહેલાં કોદાળી મારવા બે મજુર દર મજુરે ૦-૪-૦ પ્રમાણે. | ૦-૮-૦ |
| ઓરવાની ( બળદ-માણસની ) મજુરી ખર્ચ. | ૦-૮-૦ |
| ખી શેર ૫ તથા કઠોળ શેર ૧॥ | ૦-૪-૦ |
| નિંદણી બે વાર મજુર ૬ દર મજુરના ૦-૩-૦ પ્રમાણે | ૧-૨-૦ |
| છોડ આછા કરવાની મજુરી. | ૦-૩-૦ |
| કરપી ત્રણવાર. | ૦-૮-૦ |
| હળ મુકવાની મજુરી. | ૦-૧૨-૦ |
| માળો તથા જુવાર સાચવવાની મજુરી | ૧-૦-૦ |
| પુળા બાંધવાની, પુળા ભેગા કરવાની, પુળા ગોઠવવાની } મજુરી. | ૦-૮-૦ |
| જુવારના પુળા ખળામાં લાવવાની ( carting ), લણવાની } મજુરી. | ૦-૪-૦ |
| કણુસલા કાપવાની, પાળ ફેરવી દાણા કાઢવાની તથા વાઢેવાની } મજુરી. | ૦-૮-૦ |
| | ૭-૮-૦ |
| જમીન મહેસુલ | ૪-૦-૦ |
| કુલ ખર્ચ | ૧૧-૮-૦ |

**ટીપઃ**—વાવેતર પહેલાં વરસાદ થોડો હોય અને વાવેતરનો વરસાદ આવે તે પહેલાં પુષ્કળ ગાળો ( વગર વરસાદનો વખત ) હોય તો સામાન્ય રીતે ચાસવામાં આવે છે. તેજ પ્રમાણે જે વરસે ઓછો વરસાદ હોય અને ડોડાવા પહેલાં જમીનમાં ભેજ હોય તેને વધુ વખત જાળવી રાખવાની જરૂરીઆત ઉભી થાય તોજ આ પ્રમાણે હળવાનો રિવાજ છે. સાધારણ રીતે નવસારી પ્રાંતમાં શીયાળુ જુવાર માંગરોળ તાલુકામાંજ થાય છે. ત્યાંની જમીન રેચાણીઆ હોવાથી તેમ કચરાવાળી વધુ હોવાથી ખેડ્યા શિવાય વાવેતર થઇ શકતું નથી. ચોમાસામાં જ્યારે વરાપ મળે ત્યારે હળથી એક એક બે વાર ખેડવામાં આવે છે. અને તે પછી તેટલીજ વાર કરબવામાં આવે છે. ત્યાર પછી સપ્ટેંબર માસમાં ચોમાસુ જુવારની માફક ઓરી દેવામાં આવે છે. જુવાર સાથે તલ, તુવેર અને ચીભડીનો છંટકાવ કરવામાં આવે છે. આ પાક માટે કોઇ પણ જાતનું ખાતર આપવામાં આવતું નથી. દર વિંઘે બી શેર ૭–૮ સુધી જોઇએ છીએ. આવા તુલ માટે નિંદવાનું બહુ થતું નથી તેથી બે ત્રણવાર કરપી મારવામાં આવે છે. બીજી માવજતની રીત ચોમાસુ જુવારની માફકજ છે. પાક ફેબ્રુઆરી માસમાં તૈયાર થાય છે. ચોમાસુ જુવારની માફક ખુંપરા રાખી આ જુવારને લણતા નથી, પણ ભોંય સાથેથીજ રાડાંને કાપી લે છે. સામાન્ય રીતે એક વિંઘામાં ૧૦ મણ સુધી જુવાર થાય છે. કડબના પુળા નંગ ૧૦૦ સુધી થાય છે. તલ, તુવેર વિગેરે કઠોળ પણ મણ ૨ સુધી અને સારૂં વરસ હોય તો મણ બે મણ સુધી ચીભડાં થાય છે. માંગરોળ તાલુકામાં હાલમાં સામાન્ય રીતે એકજ ખેતરમાં વારંવાર કપાસનું તુલ લેવામાં આવે છે.

**વાલ.** નવસારી પ્રાંતમાં બે જાતના વાલ થાય છેઃ–(૧) કડવા ને (૨) મીઠા અથવા સુરતી. આ પૈકી કડવા વાલ વાવવાની રીત એવી છે કે ડાંગરની કયારીમાંથી ડાંગરનો પાક લીધા પછી ભેજ હોય તો (પાછલો વરસાદ

સારો હોય ત્યારે) કયારીને એક વાર ખેડી નાખી, પછી દર વિંઘે ૦ા મણ વાલ છાંટી, તેના પર સરખી ખેડ ( હળથી ) કરી દેવામાં આવે છે. જયારે વરાપ-ભેજ ઓછી હોય ત્યારે કયારીમાં નાની મોટી ફાટ પડી હોય તેમાં છુટા વાલના દાણા નાખવામાં આવે છે અને તેના ઉપર હળથી એક ચાસ કરી દેવામાં આવે છે. આ પછી કોઇ પણ જાતની માવજત કરવી પડતી નથી. પણ જ્યારે પાપડી બેસે છે ત્યારે વાંદરાંથી સાચવવાને માણસ રાખવો પડે છે. એક માણસ ૨૦-૨૫ વિઘાં કયારી સાચવી શકે છે. વાલના છોડવા ઉપર શીંગો પીળી થઇ સુકી થવા માંડે એટલે પાક તૈયાર થયો એમ સમજાય છે. સવારના પહોરમાં અગર સાંજના વખતમાં વાલને મૂળથી કાપી લઇને ખળીમાં લાવી સુકાવા દે છે અને બે ત્રણ દિવસે બાસ્ટીલપર ઝુંડી કાઢે છે. શીંગો બાકી રહી હોય તેને નાના ડંગોરાથી ઝુંડી, દાણા છુટા પાડવામાં આવે છે. પીછોડીના વાથી દાણા, કચરૂં અને ગોતર જુદું પાડવામાં આવે છે. એક વિંઘા જમીનમાં સારા વર્ષે ૧૫ મણ સુધી વાલ થાય છે. જયારે વાલની સીંગો બેસવા માંડી હોય તેવા વખતમાં વાદળ બે ત્રણ દીવસ સુધી લાગલગટ થાય તો વાલને 'ગેરવા' નામના જંતુનો રોગ નુકસાન કરે છે. આ સિવાય બીજો કોઇ રોગ વાલના પાકને હરકત કરતો નથી. વાલનું ગોતર ઘણું પૌષ્ટિક છે અને તે ચોમાસામાં ઓરણીના વખત સારૂ સાચવી રાખવામાં આવે છે. એક વિંઘામાં ગોતર ૫ મણ સુધી થાય છે. આ ઉપરાંત વાલની ડાંખરીઓ થાય છે તે ભેંસોને ખવરાવવાના કામમાં આવે છે. જો આ ડાંખરીને કાપીને ગોતર ભેગી ભેળવવામાં આવે તો મિશ્રણ સારૂં થાય. તુવેર, મગ, જુવારની બુરી અને વાલનું ગોતર એ દરેકનો એક એક થર કરીને ખેડુત લોકો ઢગલો કરે છે અને પછી તેમાંથી સરખી રીતે કપાતું લઇને ઢોરને નિરવાના ઉપયોગમાં લે છે. નવસારી તાલુકાના કસબાપાર ગામે અને વેરાવળ, ગણદેવી તાલુકાના ધમડાછા, ગડત વગેરે ગામે ભાઠાની જમીનમાં ચોમાસુ જુવાર, સાથે સુરતી વાલ નાખવામાં આવે છે. એક વિંઘા

જમીનમાં ૦ાા–૦ાાા શેર બી બસ છે. જુવારનો પાક લણી લીધા પછી આ વાલના વેલા વધે છે અને જુવારનાં રાડાં–સાંઠા પર પ્રસરે છે. આની લીલી સીંગો તોડીને છુટક બજારમાં વેચવામાં આવે છે. પાક સારો હોય તો એક વિંઘામાંથી ૭–૧૦ મણ સુધી પાપડી ઉતરે છે અને તેના રૂપીઆ ૨૫–૩૦ સુધી ઉપજે છે. બીજ માટે સુકી પાપડી થવા દે છે અને તેનું બી ૮–૧૨ આને શેર એ પ્રમાણે વેચાય છે.

**તુવેર.** શુદ્ધ કાળી, મધ્યમ કાળી, ગોરાટ તથા બાગાયતી જમીનમાં તુવેરનો પાક થાય છે. કપાસ પછી બીજે વર્ષે સાધારણ રીતે એકલી તુવેરનો પાક લેવાનો રિવાજ છે. પણ હવે તે ચાલ ઓછો થતો જાય છે. ગણદેવી તાલુકામાં બાગાયતી તુલોની ફેરબદલી તરીકે તુવેર–ગુવારનો મિશ્ર પાક લેવામાં આવે છે. બીજાં તુલ જેવાં કે જુવાર, કપાસ માફક આ પાકના બીની ઓરણી કરવામાં આવે છે, તથા તેની માવજત પણ એ તુલોના જેવી છે. તુવેરના પાકને કોઇ જાતનું ખાતર નાખવામાં આવતું નથી; બલકે એ સીંગવાળો પાક હોવાથી એનાથીજ જમીન તાજી થાય છે. તુવેર જુન માસમાં વાવવામાં આવે છે અને તે આઠ માસે એટલે જાનેવારીમાં તૈયાર થાય છે. તુવેરનું ગોતર પૌષ્ટિક છે. એક વિંઘામાં એકલી તુવેર કરવામાં આવે તો દર વિંઘે ૧૫ મણ સુધી પાક ઉતરે. બાગાયતી જમીનમાં એટલે ગણદેવી તથા નવસારી તાલુકામાં તુવેર અને ગુવારનો મિશ્ર પાક લેવામાં આવે છે અને તે બંને મળી ૨૦–૨૫ મણ સુધી પાક ઉતરે છે. દર એક મણ કઠોળે એક મણ ગોતર થાય છે. નવસારી પ્રાંતમાં મુખ્યત્વે સફેદ તુવેરનો પાક થાય છે, પણ સોનગઢ વ્યારામાં લાલ તુવેરનું પણ વાવેતર થાય છે. કાળી જમીનમાં તુવેરના પાક પાછળ દર વિંઘે રૂ. ૬ સુધી અને બાગાયતી જમીનમાં રૂ. ૮ સુધીનો ખર્ચ આવે છે. ઉત્પન્ન અનુક્રમે રૂ. ૨૫ અને ૩૫ સુધીનું થાય છે.

કેળનું વાવેતર મુખ્યત્વે કરીને ગણદેવી તાલુકામાં ધમડાછા,

ગણદેવી, દેવધા, ભાઠા, સોનવાડી અને ગડતમાં; નવસારી તાલુકામાં પોંસરા અને વાડામાં અને વ્યારા તાલુકામાં વ્યારા અને કાનપુરા એ ગામોમાં થાય છે. તેની મુખ્ય જાતો તાપરા, સોનેરી અને લીલી છાલનાં એ પ્રમાણે છે. ખાસડીઆ કેળોનું વાવેતર પહેલાં ઘણું થતું હતું પણ હવે તે જુજજાજ થાય છે. કેળ માટેની ફેરબદલીના મુખ્ય પાકો નીચે પ્રમાણે છે:—

**કેળ.**

| નવસારી ગણદેવીમાં | નવસારી ગણદેવીમાં | વ્યારામાં |
|---|---|---|
| સુરણ. | પડવાસ. | પડવાસ, } એકે વર્ષે. |
| તુવેર, ગુવાર. | શેરડી, | વાલ, દીવેલા, } |
| આદુ, | તુવેર, ગુવાર, | તુવેર, ગુવાર, |
| શેરડી અગર કેળ. | આદુ અગર સુરણ, કેળ | શેરડી અગર કેળ. |

કેળનું વાવેતર મગદુરવાળી ઉંડી કોઇ પણ જમીનમાં થઇ શકે છે તો પણ બાગાયતી, તળીઆની અને ગોરાટ જમીન વિશેષ અનુકૂળ થઇ પડે છે. આ પાક માટે ચોમાસા પહેલાં અને તે પછી જમીનને વારંવાર ખેડવામાં અને કરબવામાં આવે છે. મગદુરવાળી જમીનમાં છાણનું ખાતર નાખતા નથી પણ કેળના રોપાણ સાથે શણનો પડવાસ લેવાનો રિવાજ છે. એક ફુટ ઉંડો અને એક ફુટ પહોળો એવા ખાડા ખોદી તેમાં કેળ રોપે છે. બે બાજુથી સાત સાત ફુટને અંતરે એવા ૪૦૦ છોડ એક વિંઘામાં રોપવાનો રિવાજ છે. શણ દોઢેક ફુટનો થાય એટલે તેને ઉખેડી નાખી તેના પર ખેડ કરી કહોવડાવવામાં આવે છે. શુમારે ભાદરવા આસોમાં દર થડે બશેર સુધી દીવે-

લીનો ખોળ મુકે છે. રોપાયા પછી એટલે નવેંબર માસથી પાણી આપવું પડે છે. શીઆળામાં ૧૫ દિવસે અને ઉનાળામાં ૮ દિવસે પાણી અપાય છે. શીઆળામાં એકવાર ખેડ કરવી પડે છે તે ઉપરાંત બીજી ખાસ માવજત કરવી પડતી નથી. માત્ર કેળના નવા પીલા નીકળતા જાય તેમાંનો પહેલો એક પીલો રાખી, બાકીના જમીન સરખા કાપેલા રાખવામાં આવે છે. કેળ બાર માસની થયા પછી દોડા આવવા માંડે છે અને તેનાં કેળાં ત્યાર પછી ત્રણ ચાર માસે તૈયાર થાય છે. નવસારી પ્રાંતનાં કેળાં મુખ્યત્વે કરીને સુરત શહેરમાં વેચવામાં આવે છે. મોટે ભાગે સુરતના વેપારીઓ આગળથી ઉદ્ધડ કેળાંનો ભાવ ઠરાવીને રાખી લે છે. દર વિંઘે કેળનું ઉત્પન્ન રૂ. ૨૫૦ થી ૩૦૦ સુધીનું થાય છે અને ખર્ચ રૂ. ૧૫૦ સુધીનો આવે છે.

**મરચી.** બાગાયતી, ગોરાટ, ચગુવાળી તથા જલદીથી વરાપ થાય એવી મધ્યમ કાળી જમીનમાં મરચી થઇ શકે છે. પહેલે વરસે તુવેર કરી હોય તો બીજે વરસે મરચી કરવામાં આવે છે. અગર શેરડીનો પાક લીધા પછી તે વરસે તુવેર, ગુવાર અને મરચી કરવામાં આવે છે.

આગલા વર્ષના પાકનાં ઠુંઠાં ( stubbles ) ખોદી કાઢયા પછી જમીનને કરળી કાઢવામાં આવે છે. સાધારણ વરસાદ થયા પછી એક વિંઘામાં સવા-દોઢ મણ શણનાં બી આડાં ઉભાં છાંટી તેના ઉપર હળથી એક ચાસ કરી દેવામાં આવે છે. શણના છોડ ૧॥-૩ ફુટ ઉંચા થાય એટલે તેના ઉપર પાટ મારીને પાડી નાખી તેના પર દેશી હળથી ખેડ કરવામાં આવે છે. શણના છોડ મોટા થઇ જતા હોય અને વરાપ નહિ મળતી હોય તો શણને પાટથી પાડેલો રાખવામાં આવી, વરાપ મળે ખેડી નાખવામાં આવે છે. ત્યાર પછી જમીનને કરળી સરખી કરવામાં આવે છે. જે જમીનમાં ઉપર પ્રમાણે શણ નાખવામાં ન આવતો હોય તેવી જમીનમાં દર વિંઘે ૨૫-૩૦ ગાડાં છાણનું ખાતર નાખવામાં આવે છે. પહેલે વરસાદે વાડામાં (ઘરની પ-

છવાડે) સાધારણ છાયા નીચેની ઉંચાણમાં આવેલી જમીનમાં ખાતર નાખીને, કોદાળી વતી ખોદી કાઢવામાં (ગોડી નાંખવામાં) આવે છે. અને એક વસામાં ત્રણશેર બી પ્રમાણે છાંટી તેના ઉપર હાથે વતી માટી ઢાંકી દેવામાં આવે છે. વરસાદ ન હોય તો હાથે પાણી છાંટવું પડે છે. નવ દિવસે તરૂ ઉગવા માંડે છે. કચરૂં થાય તે હલકે હાથે નિંદવું પડે છે. એક મણ સુકાં મરચાંમાંથી ૫–૬ શેર બી નીકળે છે. આ પ્રમાણેનું તરૂ દોઢ માસમાં તૈયાર થાય છે. ઑગસ્ટ આખરથી તે સપ્ટેંબર આખર સુધીમાં રોપણીનું કામ ચાલે છે.

દોરડીની ચેન બનાવી બેઉ બાજુથી ત્રણત્રણ હાથે દરેક ખામણામાં ચાર પાંચ છોડ એ પ્રમાણે તરૂ ચોંપી દેવામાં આવે છે. એક વિંઘાની જમીનમાં સાડાત્રણ હજાર ખામણાં થાય છે. એક વસા જમીનમાં જેટલું તરૂ તૈયાર થાય તે એક વિંઘા જમીનમાં રોપવાને બસ છે. મરચી સાથે થોડે થોડે અંતરે રીંગણી તથા વચમાં વચમાં દુધીના છોડ નાખવામાં આવે છે. રોપણી પછી તરત ધીમો ધીમો વરસાદ આવે તે સારો; બિલકુલ વરસાદ ન હોય તો રોપેલા છોડને ટુવા દેવા પડે છે. ૨૦–૨૫ દિવસ પછી ગોડ મારવો પડે છે, પછી એક માસે કરબ મારે છે અને ઢેફાં પડે તે કોદાળીથી ભાગી નાખવામાં આવે છે. માગશર પોષથી કોસનું પાણી આપવું પડે છે ને એકંદરે પાંચ છ પાણી આપવાં પડે છે. મરચાં માગશર માસથી વેચવાનાં શરૂ થાય છે. આખો પાક આઠ માસે ખલાસ થઈ જાય છે. સારો ભાવ હોય તો લીલાં મરચાં તોડી વેચવામાં આવે છે. દર ૧૫–૨૦ દિવસે એક વાયણી થાય છે. સામાન્ય રીતે લીલાં મરચાંજ વેચી દેવામાં આવે છે. પાછલા ભાગનાં મરચાંને રાતાં થવા દઈ તેવાં રાતાં અગર સુકવીને વેચવામાં આવે છે. લીલાં મરચાંની વીણ ૫–૬ વાર થાય છે. રાતાં લીલાં એક મણ મરચાંમાંથી તદ્દન સુકાં મરચાં ૧૦–૧૨ શેર ઉતરે છે. એક મજુર રોજના બે મણ મરચાં તોડી શકે છે. નવસારી પ્રાંતમાં વેરાવળનાં મરચાં ઉત્તમ ગણાય છે, કારણ કે આ મરચાં લાંબો વખત સુધી સારી સ્થિતિમાં રહી શકે

છે. પાકનો ઉતાર મોસમ પર આધાર રાખે છે. સારી મોસમમાં દર વિંઘે ૨૫૦ મણ સુધી લીલાં મરચાં ઉતરે છે. આ ઉપરાંત રીંગણાં મણ ૪૦ ને દુધી મણ ૪૦ સુધી ઉતરી શકે છે. છુટાછવાયા દીવેલા નાખવામાં આવે છે, તેમાંથી ૭–૮ મણ દીવેલી આવે છે. મિશ્ર પાક લેવાનું કારણ એ છે કે એક પાક ઓછો ઉતરે તો બીજો પાક વધારે ઉતરે એટલે રાસ સારી આવી શકે. એ હેતુથી રીંગણી, દુધી તથા દીવેલા ઓછાવત્તા પ્રમાણમાં વાવવામાં આવે છે. દર વિંઘે મરચીના પાક પાછળ રૂ. ૮૦ સુધીનો ખર્ચ થાયછે, તેમાં ગણોત તથા જમીન મહેસુલનો સમાવેશ થઇ જાય છે. એકજ વિંઘામાં રૂ. ૨૦૦ સુધીનાં મરચાં થાય છે અને બીજા પાકના રૂ. ૫૦ સુધી ઉપજે છે. નવસારી પ્રાંતમાં મરચાંનો પાક ગણદેવી તાલુકાના બાગાયતી ગામોએ, નવસારી મહાલે વેરાવળ, કાછીઆવાડી અને કસ્બાપાર ગામે અને પલસાણા તાલુકામાં ગાંગપુર, એનાધામડોદ અને તુંડી એ ગામોએ મુખ્ય થાય છે. મરચાંમાં "ઠુંડરો" સિવાય બીજો કોઇ ખાસ રોગ નથી. આ રોગ આવે ત્યારે છોડનાં પાતરાં બીડાઇ જાય છે અને તેથી છોડને મરચાં બેસતાં નથી. આ રોગનું કારણ વધારે પાણી પડે છે, અગર જમીનમાંથી પીતનું પાણી નીતરી જતું નથી તે છે. અગર લીલી જમીન હોય તે વખતે તેવાં ખેતરોમાં ઘણા માણસોનું જવાનું થાય તે પણ કારણ છે. આવો રોગ દેખાય ત્યારે પીતનું પાણી ઓછું અને થોડુ આપવું એટલે રોગ નાબુદ અગર ઓછો થઇ જશે.

**આદુ.** આદાનો પાક શેરડીનો પાક લીધા પછી તેજ જમીનમાં બીજે વર્ષે તુવેર–ગુવાર લીધા પછી લેવામાં આવે છે. ગોરાટ, બેસર અને બાગાયતી જમીન કે જેમાંથી પાણી ઝટ નીતરી જાય એવી મગદુરવાળી જમીનમાં આદાનો પાક લેવામાં આવે છે. એપ્રિલ માસમાં જમીનમાં ભેજ હોય તો એમને એમ અને નહીં તો પાણી પાઇને ખેડવામાં આવે છે. પ્રથમ બે–ત્રણ વાર સામાસામી દેશી હળથી ખેડી પછી

કરબવામાં આવે છે. ત્યાર પછી જમીન પાક આપવામાં ઉતરી ગઇ હોય તો ૨૦–૩૦ ગાડાં છાણીઆ ખાતરનાં એક વિંઘામાં નાખી તેને સાદડીની માફક પાથરી નાખવામાં આવે છે અને ત્યાર પછી પાછી સામી બેત્રણ ખેડ કરવામાં આવે છે. ઉપર પ્રમાણેની તજવીજ એપ્રિલ માસથી તે મે માસમાં વાવવાની મોસમ સુધીમાં કરવામાં આવે છે. આદા માટે જમીન તૈયાર કરવામાં તમાકુ માટેની જમીન તૈયાર કરવામાં આવે છે તે પ્રમાણે ખેડ કરવી પડે છે. ત્યાર પછી એક વિંઘામાં ૭ હાથ લાંબા, ૨ા હાથ પહોળા ( ૧૮ ઇંચનો હાથ ) એ પ્રમાણે ૪૦૦ કયારા થાય છે. રોહિણી નક્ષત્રમાં ( મે અગર અશાડ માસમાં ) આદુ વાવ્યા પછી કયારામાં, એક વિંઘામાં એક મણ એ પ્રમાણે શણનાં બી છાંટવામાં આવે છે અને તે ઉપર દરેક કયારામાં કોહેલા છાણના ખાતરનો એક એક ટોપલો વેરવામાં આવે છે. એક ટોપલો ખાતરનું વજન મણ સુધી થવા જાય છે. જયારે શણ ૨ા–૩ ફુટ ઉંચો થાય છે ત્યારે દરેક કયારામાં જેટલા છોડ ઉગ્યા હોય તેના અરધા શણના છોડ ગાળે ગાળે નાખીને, તેને ભાગી નાખી આદુના છોડની હાર વચ્ચે મૂકવામાં આવે છે. આ શણ જમીનમાં ભેળાઇ ધીમે ધીમે ઓગળી કોહી જાય છે અને સારા ખાતરની ગરજ સારે છે. આ શણ ભાગવાનો વખત જુલાઇની અધવચમાં આવે છે. બાકીનો શણ રહ્યો તે ઑગસ્ટ અગર સપ્ટેંબર માસના પહેલા પખવાડીઆમાં પ્રથમ પ્રમાણે ભાંગી નાખે છે. સારા આદાનુ બી રાખેલું હોય તે એક વિંઘામાં ૨૫ મણ સુધી જોઇએ છીએ. દરેક કકડો ૦ા થી ૦ાા ઇંચનો અને તેના પર એક બે આંખ હોય એવો કાપવામાં આવે છે. જો આદાનું બી પાકું હોય તો ઓછું બી જોઇએ છીએ. બી તૈયાર કર્યા પછી દરેક કકડો ત્રણત્રણ ઇંચના અંતરે બે ઇંચ ઉંડો કયારામાં મુકવામાં આવે છે અને તેને હાથે માટીથી સરખો કરી દેવામાં આવે છે. આદુ સાથે રતાળુ, હળધર, દીવેલા, મરચી અને રીંગણી એ અંતરે અંતરે અને કયારાની પાળ ઉપર નાખવામાં આવે છે. એક વિઘા જમીનમાં ૪૦૦ કયારા આવે છે તેમાં નીચે પ્રમાણેના છોડ આવે છે.

૯૬ × ૪૦૦ = ૩૮૪૦૦ આદાના છોડ
૫ × ૪૦૦ = ૨૦૦૦ મરચીનાં થાણું
( એક થાણામાં બે ત્રણ છોડ )
૨ × ૨૦૦ = ૪૦૦ રીંગણીના છોડ
૨ × ૪૦૦ = ૮૦૦ હળધરના છોડ
૧ × ૨૦૦ = રતાળુ
૧ × ૪૦૦ = ૪૦૦ દીવેલાના છોડ.

જે કયારામાં રતાળુ આવે તેમાં દીવેલો નહીં આવે અને દીવેલો આવે ત્યાં રતાળુ નહીં; હળધર બે કયારાની વચમાં, રતાળુ અને દીવેલા મધ્યમાં એવી રીતે આવે કે શણ ભાગ્યા પછી, છાયા અને શીતળતા આપે જાય. મે માસમાં રોહિણી નક્ષત્રમાં આદુ, હળધર, રતાળુ, દીવેલા વાવી દેવામાં આવે છે. પછી તેના પર શણનાં બી છાંટવામાં આવે છે. જુલાઈ ઑગસ્ટમાં મરચી, રીંગણીના છોડ રોપવામાં આવે છે. શણના છોડ ભાંગવામાં આવે છે તે વખતે નિંદવાના કામ સાથે તે કરવામાં આવે છે. શણનાં નોરાં વચ્ચે નિંદામણ રાખીને તેને આદાના છોડની હાર વચ્ચે મુકી દેવામાં આવે છે. શણ ભાગી નાખ્યા પછી એટલે ઑગસ્ટ સપ્ટેંબર માસમાં એક વિંઘે એક ખાંડી એ પ્રમાણે દીવેલીનો ખોળ ભુકો કરીને એક બે ખોબા દરેક છોડને ફરતો આપવામાં આવે છે. ત્યાર પછી સપ્ટેં-બર ઑકટોબરમાં બીજી ખાંડી ખોળ મુકવામાં આવે છે. ભાદરવા માસમાં આદુ એક ફુટનું થાય ત્યારે આદાના પાક માટેની જમીન જેવી જમીનમાંનું માટોડું ભુકો કરીને દરેક કયારામાં એક ઇંચિ માટીનો થર થાય એવી રીતે પાથરવામાં આવે છે. ઊનાળામાં આઠ દિવસે અને શીઆળામાં દસ દિવસે પાણી આપવામાં આવે છે. એકંદરે ૧૨ થી ૧૫ વખત પાણી આપવું પડેછે. આદાનો પાક આઠ માસે એટલે માહ માસમાં તૈયાર થાય છે. આદાને ખોદીને ઠંડકવાળી જગામાં ગોઠવી રાખે છે. આદાનું વાવેતર ધમડાછા, દેવધા, કછોલી, ગડત, ખખવાડા, માણેકપુર, સોનવાડી, ગણદેવી,

દેવસર એ ગામોમાં થાય છે. આદુ અને તેની સાથેનો મિશ્ર પાક નીચે પ્રમાણે એક વિંઘામાં ઉતરે છેઃ—

| | મણ | અંદાજ કિંમત. | |
|---|---|---|---|
| આદુ | ૮૦ | ૩૨૦ | ભાવ લઢાઇ પહેલાંના લીધેલા છે. |
| હળધર | ૧૫ | ૬૦ | |
| રીંગણાં | ૨૫ | ૨૫ | |
| મરચાં | ૨૫ | ૨૫ | |
| દીવેલી | ૧૦ | ૨૫ | |
| રતાળુ | ૫૦ | ૫૦ | |
| | | ૫૦૫ | |

દર વિંઘા જમીનમાં ઉપર બતાવેલા પાક માટે રૂ. ૨૦૦ સુધીનો ખર્ચ થાય છે. ગણોતની જમીન હોય તો ગણોતના રૂ. ૪૦ થી ૬૦ સુધી આપવા પડે છે.

**પીપર.** પીપરના વાવેતર માટે બાગાયતી અગર ભાઠાની જમીન એવી જોઇએ કે જેમાંથી પાણી ઝટ જતું રહી શકે અને જેમાં ભઠોરાં ( cracks ) પડે નહિ. વળી આવી જમીનમાં આંબા, ફણસ જેવાં ઝાડનો છાયો જોઇએ. આવી જમીન અહીં તહીં ટુકડે ટુકડે હોય છે. તેને પ્રથમ ખોદીને સરખી કરવામાં આવે છે અને પછી છ ઇંચ ગોડી કાઢવામાં આવે છે. ખાતરમાં ઝાડનાં પાતરાં પડે જાય તે પૂરતું છે. પીપરનું વાવેતર તેના વેલાના કડકા રોપવાથી થાય છે. જમીનમાં કોદાળીથી ચાસ પાડી તેમાં વેલાને બે ઇંચ ઉંડા મુકી તેનાપર માટોડી પાથરી દેવામાં આવે છે. બે ચાસ વચ્ચે ચાર ઇંચનું છેટું રાખવામાં આવે છે. પ્રથમનો

વરસાદ સારો પડી ગયા પછી એટલે કે જુલાઈમાસમાં ઉપર જણાવ્યા પીપર વાવવામાં આવે છે. પ્રમાણે એક વસામાં એક મણ વેલા બીજ માટે પુરતા છે અને તેની કિંમત રૂ. ૪ થી ૫ સુધી આવે છે. સામાન્ય રીતે ખેડુતોને તે વેચાતા લેવા પડતા નથી. વેલા વાવ્યા પછી તેની ગાંઠમાંથી ( internodes ) મૂળ નાખે છે. પછી કચરૂં સાફ કરવામાં આવે છે. દીવાળી ઉપર કોસ વડે પાણી આપવામાં આવે છે અને ઊનાળો શરૂ થતાં વેલાને દેખાય નહિ એવી રીતે પાંદડાં અગર શેરડીનાં સુકાં પાતરાંથી ઢાંકી લેવામાં આવે છે. ઊનાળામાં ફરીથી એક બે પાણી આપવામાં આવે છે. વેલા નહિ ઉગતાં મરી જાય, તો નવા વેલાથી તેટલું ખાલું પુરવામાં આવે છે. તે સિવાય બીજી કંઇ ખાસ આવજાત કરવી પડતી નથી. જુલાઇ માસમાં રોપ્યા પછી બીજા ઑગષ્ટ માસમાં ( બીજે વર્ષે ) પુલો આવવા માંડે છે અને તેની વીણવા લાયક પીપર ઑકટોબર માસમાં એટલે દીવાળીપર થાય છે. પીપર સારી થાય તે વરસે તે દર વસાએ ૩–૪ મણ ઉતરે છે. પણ સરાસરી એક વસામાં દોઢમણ સુધી થાય છે. લીલી પીપરનો ભાવ દર મણના રૂ. ૭–૮ સુધી આવે છે. છેલ્લાં બે વરસમાં ૧૩–૧૫ રૂ. સુધી ભાવ આવ્યો હતો. લીલી પીપર ઘેર આણી ૮ શેર પીપરે ૩ શેર મીઠું ભેળવી, ખુલ્લા વાસણમાં રાખે છે. આઠ દિવસમાં પીપર અથાઇ જાય છે એટલે તેને તડકામાં સારી રીતે ફેરવી ફેરવીને સુકવે છે. આ પ્રમાણે બેએક દિવસ સુકવવામાં આવે છે. આથેલી મીઠાવાળી પીપરનો ભાવ દર મણે રૂ. ૧૨ થી ૧૫ સુધી હોય છે. છેલ્લાં બે વરસમાં તેનો ભાવ રૂ. ૨૦ થી ૨૫ સુધીનો હતો. આ પાક પાછળ ખાસ ખર્ચ કરવો પડતો નથી, કારણ કે વાવેતર બીજા ઉપયોગમાં ના આવે એવી છાયાવાળી જમીનમાં થાય છે અને બાગાયતી તુલોને પાણી આપવાનું તેની સાથે આને પણ પાણી આપવામાં આવે છે. પાછલું વાવેતર જાડું ( thick ) થઇ જાય એટલે વચમાં વચમાંથી કેટલાક છોડ મૂળથી ઉપાડી લઈ તેને આછું કરવું પડે છે અને આવી રીતે ખોદી

લીધેલા વધારાના વેલા ળી તરિકે ઉપયોગમાં લેવામાં આવે છે. પીપરની ખેતી મોટા વિસ્તારમાં થતી નથી. કોઇ ખાતાદારને બે, ત્રણ કે પાંચ વસા તો કોઇને એક બે વસા પીપર વાવેતરના હોય છે. આખા ગણદેવી તાલુકામાં ફક્ત ત્રણજ ખેડુતો છે કે જેમાંના દરેક પાસે પીપરનું વાવેતર ૨૬ વસા સુધીનું છે. સામાન્ય રીતે દર વસા પીપરની જમીનમાં રૂ. ૨૦ સુધીની પીપર થાય છે.

**અનેનાસ** લીંડી પીપરની માફક અનેનાસનો પાક ગણદેવી તાલુકામાં ભાઠા અને બેસર જમીનમાં થાય છે. આ જમીન એવા પ્રકારની હોય છે કે તેમાંથી પાણી ઝટ નીતરી જાય છે. અને જેમાં તડ બીલકુલ પડતી નથી. સાધારણ રીતે વાતાવરણમાં વિશેષ ગરમી ન હોય ત્યાં આ પાક થાય છે. અનેનાસની ખેતી મોટા વિસ્તારમાં કરવામાં આવતી નથી, પણ ખેડવા લાયક જમીનના ખુણા, ઢોળાવ અને ખાડા વગેરે ખાસ ઉપયોગમાં ના આવે તેવી જમીનમાં તથા જે જમીનમાં ફળાઉ ઝાડો વિશેષ પ્રમાણમાં આવી ગયાં હોય તેવી જમીનમાં કરવામાં આવેછે. અનેનાસના વાવેતર માટે બીજ લેવાની બે રીત છે. પહેલી રીત એવી છે કે, જુના અનેનાસનું વાવેતર હોય તેવા અનેનાસના છોડમાંથી બીજા પીલા નીકળે છે તે પીલા ઉખે-ડીને બીજી જગોએ રોપવામાં આવે છે. બીજી રીત એવી છે કે અનેનાસના છોડપર જે ફુલ આવે છે તે ફુલનો ઉપલો ચોટલી-વાળો ભાગ કાપીને જુદો પાડી રોપવામાં આવે છે. એમાંથી પીલા રોપવાની રીત ફાયદાકારક છે. અનેનાસના પીલા રોપવાનું કામ સારો વરસાદ પડી ગયા પછી એટલે જુલાઈ માસની શરૂઆ-તમાં કરવામાં આવે છે. જે જમીનમાં પીલા રોપવાના હોય તે જમીન સાફસુફ કરી ઓછી જમીન હોય તો કોદાળીથી અને વધુ હોય તો હળથી ખેડી નાખવામાં આવે છે અને તે પછી બંને બાજુથી ૧॥–૨ ફૂટના અંતરે રોપી દેવામાં આવે છે. આખા ખેતર જેટલા વિસ્તારમાં રોપ રોપ્યા હોય તો શીઆળા અને ઉનાળામાં

કોસથી પાણી આપવામાં આવે છે અને ખુણે ખોચરે રોપ્યા હોય તો બીજા તુલને પાણી આપવામાં આવે તે ભેગું આ તુલને પણ આપી દેવાય છે. એક વરસમાં ફળ આવી જાય છે. એક ફળની કિંમત બે આનાથી ચાર આના સુધી ઉપજેછે. કોઇ કોઇ વખત વધુ કિંમત પણ ઉપજે છે. ગણદેવી તાલુકામાં અનેનાસ પાછળ કંઇ ખાસ ખર્ચ કરવો પડતો નથી અને ઉપજ ઓછી વત્તી રૂ. ૨૫ થી ૨૦૦-૩૦૦ સુધીની થાય છે. ધમડાછા ગામે અનેનાસનું વાવેતર વધુ છે અને હાલમાં તેનું વાવેતર વધતું જાય છે, કારણ કે હમણાં હમણાં અનેનાસનો ભાવ દરેક ફળના આઠ આના સુધી આવે છે.

પાકનો ક્રમઃ—સુરણ, તુવેર, ગુવાર, આદુ, શેરડી અગર કેળ.

**સુરણ.** નવસારી અને ગણદેવી મહાલોએ બાગાયતી ગામોમાં અને પલસાણા તાલુકાના ધામડોદ, તુંડી, ગાંગપોર એ ગામોએ સુરણનું વાવેતર થાય છે. એપ્રિલ માસથી ખેડવાનું તથા કરબવાનું શરૂ કરવામાં આવે છે. બે ત્રણ ખેડ પછી .દર વિંઘે ૨૦ ગાડી છાણનું ખાતર નાખી તેને જમીન જોડે સરખું મેળવી દેવામાં આવે છે. વાવતા પહેલાં જમીન તમાકુના જેવી ખેડીને તૈયાર કરવી પડે છે. સુરણ ખોદતી વખતે નાની નાની ગાંઠ સુરણની મોટી ગાંઠને વળગેલી હોય છે તેને જુદી પાડે છે, અગર ખોદતાં નાની નાની ગાંઠ જુદી પડી જાય છે, એવી નાની ગાંઠો અરધા શેર સુધીની પાંચ હાથ પહોળા અને પાંચ હાથ લાંબા એવા ક્યારામાં છ છ ઇંચને અંતરે એક એક ગાંઠ ચાર ઇંચ ઉંડી મુકી દેવામાં આવે છે. એક વિંઘામાં આવા ૪૦૦ ક્યારા થાય છે. દરેક ક્યારો ક્યારીની માટીથી હાથે ઢાંકી સરખો કરી દેવામાં આવે છે. આ પ્રમાણે એક વિંઘામાં ૨॥-૩॥ ખાંડી બિઆરૂં જાય છે. ત્યાર પછી આ ક્યારીમાં પડવાસ માટે દર વિંઘે ૨૦ શેર પ્રમાણે અડદી છાંટી દેવામાં આવે છે. ક્યારાની પાળ પર ભીંડા, તુરીઆં, વાલ વિગેરે શાકભાજીનાં બી રોપી દેવામાં આવે છે. સુરણ વાવવાનો વખત રોહિણી નક્ષત્ર છે. વરસાદ પહેલાં આઠ દિવસે પાણી અપાય

છે. સુરણ ફુટીને ફુટ દોઢ ફુટનું થાય એટલે અડદીના છોડને ઉખેડી ક્યારામાં નોરાં ( કકડા ) કરીને પાથરી દેવામાં આવે છે. શીઆ-ળામાં દસબાર દિવસે પાણી આપવામાં આવે છે. સુરણની છત્રી-દાંડો-નમે-કરમાય એટલે પાક તૈયાર થયો જાણવો. આ પાક સાત માસે તૈયાર થાય છે. આ પાકની ગાંઠનું વજન રાા-૩ શેર સુધી હોયછે. દર વિંઘે ૮-૧૦ ખાંડી આવું સુરણ થાયછે. બીજી મોસમમાં પહેલા વરસની ૧ાા-૨ શેરની ગાંઠવાળું ૨-રાા ખાંડી બી દર વિંઘે જોઇએ છીએ. આને માટે જમીનમાં વિશેષ ખાતર નાખવામાં આવે છે. તેમ ગાંઠ રોપવાના દરેક ખાડામાં બે ત્રણ ખોબા કોહેલું છાણનું ખાતર પણ નાખવામાં આવે છે. દર વિંઘે ૧૦-૧૨ ખાંડી પાક ઉતરે છે. આ વખતે દરેક ગાંઠ શેર ૫ સુધીની હોય છે. ત્રીજી મોસમ:-સામાન્ય માવજત પહેલા વરસના જેવીજછે. દર વસે બે ગાડાં પ્રમાણે ખાતર નાખે છે. વાવતી વખતે દરેક ગાંઠના ખાડામાં અરધો ટોપલો ખાતર નાખવું પડે છે. સુરણ માહ માસમાં ખોદવામાં આવે છે. દરેક ગાંઠ ૧૦-૨૦ શેર સુધીની થાય છે. દરેક વિંઘે ૧૫-૨૦ ખાંડી સુરણ થાય છે. ચોથી મોસમ:-કેટલાક ખેડુતો ત્રીજી મોસમની ગાંઠ ૫-૭ શેર સુધીની હોય તે આ વરસે વાવે છે. હાલમાં ચોથા વર-સનું સુરણ લેવામાં આવતું નથી. સુરણનો પાક બહુ મહેનતવાળો અને ખરચાળુ છે. ત્રણ વરસમાં એક વિંઘા પાછળ રૂ. ૨૦૦-૩૦૦નું ખરચ થાય છે, તેમ ઉત્પન્ન પણ સારૂં થાય છે. આ પાકમાં નફો દર વર્ષના પાકમાં દર વિંઘે રૂ. ૧૨૫-૧૫૦ નો થાય છે. પણ ઉત્પન્ન અને ખર્ચ વરસના સંજોગ પર આધાર રાખે છે.

**ખેતીનાં ઓજારો.**

ખેતીનાં દેશી ઓજારો સોંઘાં અને લોકોની સ્થિતિને અનુકૂળ પડતાં છે અને ભાંગે ટુટે તો તે સહેલથી સમા-રાય છે. કિંમત પણ ભારે નથી. મુખ્ય ઓજારમાં હળ, નાંગર, વાવણિયું (ફડકો), કરબ, રાંપડી (કરપી) અને સમાર એટલાં બળદે જોડવાનાં છે. હળનું લાકડું તણચનું હોય છે. તેનાથી કાળી જમીનમાં ચાર ઇંચ

અને ગોરાટમાં પાંચથી સાત ઇંચ ઉંડા ચાસ પડે છે. એને સાંતીપણ કહે છે. નાંગર બાવળનું અને ભારે હોય છે. શેરડીના ખેતરમાં એનું બહુ કામ પડે છે. એને છથી આઠ બળદ જોડે છે. વાવણિયું ત્રણ જાતનું હોય છે. જેને ઓરણીને સારૂ બે નળી હોય છે તેને ફડકો, ત્રણ હોય તેને તરફેણ અને ચાર હોય તેને ચાવર કહે છે. કરણના નીચલા ભાગમાં ત્રણ ફુટ લાંબુ અને ઢળતું બેસાડેલું એક લોઢાનું પાનું હોય છે. એ વડે જમીન સાફ કરવામાં આવે છે, ઝાંખરાં વગેરે કાપી નાંખવામાં આવે છે અને ઘઉંના ખેતરમાં હળની ગરજ સારે છે. એને કરણ અથવા રાંપ પણ કહે છે. રાંપડી એ કરણના જેવી પણ જરા નાની હોય છે, તેથી વાવણિયા વતી જે ચાસ પાડયા હોય છે તેની વચમાં છોડને અડકયા વગર જઇ શકે છે. એના વતી જમીન ખોદવામાં તથા ઝાંખરાં વગેરે કાઢી નાખવામાં આવે છે. એને કરબડી, કરપી અથવા હાથીઓ પણ કહે છે. આઠ ફુટ લાંબા, એક ફુટ પહોળા અને અરધો ફુટ જાડા એક રાયણના પાટીયાને સમાર કહે છે. ઢેફાં ભાંગી ખેતર એક સરખું કરવાને અને ચાસ પાડયા હોય તેમાં બીને ઢાંકી દેવા માટે એ ફેરવવામાં આવે છે. કેટલીકવાર ભાર દેવો હોય ત્યારે હાંકનાર એ પાટીયા ઉપર ઉભો રહે છે. એને પાટ પણ કહે છે. હાથનાં નાનાં ઓજારોમાં ખરપડી, પંજેટી, કોદાળી, કોહાડી અને દાતરડું વગેરે હોય છે.

**વરસાદ.** નવસારી પ્રાંતમાં સામાન્ય રીતે વરસાદ જોઇએ તેટલો અને વખતસર પડે છે. છેલ્લાં ચાળીસ વર્ષમાં દર પાંચ વર્ષને આંતરે વરસાદ કેટલો પડયો હતો એ વિષે નીચેના પત્રકમાં મહાલવાર હકીકત આપવામાં આવી છે:—

## નવસારી મહાલ.

| વર્ષ | જાન્યુઆરીથી મે સુધી | જુન | જુલાઇ | ઑગસ્ટ | સપ્ટેંબર | ઑક્ટોબરથી ડિસેમ્બર સુધી | કુલ |
|---|---|---|---|---|---|---|---|
| ઇ. સ. | | | | | | | |
| ૧૮૮૦ | ૦ | ૧૩·૧૦ | ૨૫·૬૮ | ૯·૩૯ | ૧૦·૭૪ | ૩·૮૮ | ૬૨·૭૯ |
| ૧૮૮૫ | ૦ | ૨૧·૪૨ | ૩૨·૮૭ | ૧૨·૫૭ | ૨·૨૯ | ૨·૮૩ | ૭૨·૩૮ |
| ૧૮૯૦ | ૦ | ૨૨·૪૩ | ૧૩·૧૧ | ૩·૩૫ | ૬·૭૪ | ૦·૯૯ | ૪૬·૬૨ |
| ૧૮૯૫ | ૦ | ૧૮·૮૧ | ૨૭·૬૯ | ૬·૪૦ | ૬·૬૭ | ૦·૫૮ | ૬૦·૧૫ |
| ૧૯૦૦ | ૦ | ૨૭·૯૭ | ૧·૫૬ | ૨·૨૬ | ૦·૭૦ | ૦ | ૩૨·૪૯ |
| ૧૯૦૫ | ૦·૯ | ૧·૪૦ | ૨૨·૩૭ | ૫·૯૦ | ૫·૯૨ | ૧·૫૪ | ૩૭·૨૨ |
| ૧૯૧૦ | ૦ | ૧૧·૪૯ | ૧૭·૫૬ | ૧૨·૬૫ | ૩·૩૯ | ૧·૩૨ | ૪૬·૮૧ |
| ૧૯૧૫ | ૦ | ૮·૮૫ | ૮·૪૦ | ૧૦·૭૬ | ૫·૯૮ | ૪·૮૭ | ૩૮·૮૬ |
| ૧૯૧૮ | ૧·૨૫ | ૨·૩૧ | ૪·૯૫ | ૧૦·૦ | ૦ | ૦ | ૧૮·૮૧ |

## ગણદેવી મહાલ.

| વર્ષ | જાન્યુઆરીથી મે સુધી | જુન | જુલાઇ | ઑગસ્ટ | સપ્ટેંબર | ઑક્ટોબરથી ડિસેમ્બર સુધી | કુલ |
|---|---|---|---|---|---|---|---|
| ૧૮૮૦ | ૦ | ૧૪·૦ | ૨૦·૧૦ | ૬·૬૭ | ૮·૫૪ | ૨·૨૯ | ૫૧·૬૦ |
| ૧૮૮૫ | ૦·૬ | ૧·૭૯ | ૨૨·૭૧ | ૨૧·૬૨ | ૫·૫૦ | ૬·૧૨ | ૫૭·૮૦ |
| ૧૮૯૦ | ૦ | ૨૭·૫૧ | ૧૨·૩૬ | ૧૦·૯૪ | ૧૪·૬૧ | ૦·૨૯ | ૬૫·૭૧ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૮૯૫ | ૦ | ૨૫.૪૯ | ૩૨.૪૬ | ૧૪.૫૭ | ૬.૭ | ૨.૪૧ | ૮૧.૦ |
| ૧૯૦૦ | ૦ | ૨૧.૧૪ | ૧.૯૬ | ૨૩.૩૮ | ૩.૫૩ | ૦ | ૫૦.૧ |
| ૧૯૦૫ | ૧.૯ | ૪.૪૨ | ૧૦.૧૬ | ૩.૯૮ | ૩.૫૧ | ૦ | ૨૩.૧૬ |
| ૧૯૧૦ | ૦ | ૧૬.૭૪ | ૧૮.૯ | ૧૫.૬૩ | ૨.૮૮ | ૨.૮૭ | ૫૬.૩૧ |
| ૧૯૧૫ | ૦ | ૭.૭૨ | ૪.૮૧ | ૧૩.૭૨ | ૨.૬૩ | ૩.૨૨ | ૩૨.૧૦ |
| ૧૯૧૮ | ૦.૮૫ | ૨.૧૭ | ૭.૭૨ | ૧૦.૫૫ | ૦.૪૬ | ૦ | ૨૧.૭૫ |

## પલસાણા મહાલ.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૮૮૦ | ૦ | ૧૦.૬૮ | ૧૩.૪૪ | ૮.૮૭ | ૯.૪૭ | ૨.૧૫ | ૪૪.૬૧ |
| ૧૮૮૫ | ૦ | ૦.૭૦ | ૨૦.૯૪ | ૨૯.૧૬ | ૪.૨૪ | ૩.૨૦ | ૫૮.૨૪ |
| ૧૮૯૦ | ૦ | ૨૬.૫૫ | ૧૬.૨૪ | ૧૧.૮૭ | ૭.૬ | ૦ | ૬૧.૭૨ |
| ૧૮૯૫ | ૦ | ૧૪.૭૧ | ૩૪.૭૫ | ૭.૯૦ | ૬.૬૨ | ૯.૭૦ | ૭૩.૬૮ |
| ૧૯૦૦ | ૦ | ૧૧.૧૦ | ૨.૮ | ૧.૪૪ | ૦.૫૪ | ૦ | ૧૫.૧૬ |
| ૧૯૦૫ | ૦ | ૦.૫૭ | ૭.૭૬ | ૩.૮૬ | ૯.૮૭ | ૦.૬૭ | ૨૨.૯૫ |
| ૧૯૧૦ | ૦ | ૧૧.૯૯ | ૩૨.૧૨ | ૯.૬૯ | ૧૩.૧૯ | ૦.૪૧ | ૬૭.૪૦ |
| ૧૯૧૫ | ૦.૨૬ | ૮.૮૩ | ૭.૭૨ | ૬.૨૭ | ૨.૩૨ | ૪.૨૩ | ૨૬.૬૩ |
| ૧૯૧૮ | ૧.૫૧ | ૧.૧૩ | ૧૧.૩૪ | ૭.૪ | ૦.૪૯ | ૦ | ૨૧.૫૧ |

## કામરેજ મહાલ.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૮૮૦ | ૦ | ૬•૫૩ | ૧૩•૮૯ | ૫•૨૩ | ૭•૧૧ | ૩•૯૫ | ૩૬•૭૧ |
| ૧૮૮૫ | ૦ | ૨•૧ | ૧૯•૮૦ | ૩•૪૭ | ૨૪•૧૮ | ૧•૩૭ | ૫૦•૮૩ |
| ૧૮૯૦ | ૦ | ૧•૩૮ | ૧૯•૬ | ૩•૯૫ | ૩•૬૧ | ૧•૧૬ | ૨૯•૧૬ |
| ૧૮૯૫ | ૦•૧ | ૬•૨૭ | ૧૬•૭૮ | ૫•૮૩ | ૮•૭૦ | ૧•૪૪ | ૩૯•૩ |
| ૧૯૦૦ | ૦ | ૦ | ૨૦•૧૪ | ૧૨•૯૧ | ૪•૮૭ | ૦ | ૩૭•૯૨ |
| ૧૯૦૫ | ૦ | ૪•૮૨ | ૧૫•૩૨ | ૨•૪૫ | ૧•૬૫ | ૦ | ૨૪•૨૪ |
| ૧૯૧૦ | ૦ | ૭•૬૩ | ૧૫•૧૭ | ૧૬•૧૨ | ૧•૧૩ | ૦•૪૫ | ૪૦•૫૦ |
| ૧૯૧૫ | ૧•૦ | ૭•૮૮ | ૬•૮૨ | ૩•૧૫ | ૧•૧૫ | ૧•૪૫ | ૨૧•૮૫ |
| ૧૯૧૮ | ૦ | ૩•૧૦ | ૫•૧૦ | ૪•૯ | ૦•૬૧ | ૦ | ૧૨•૯૦ |

## મહુવા મહાલ

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૮૮૦ | ૦ | ૮•૫૯ | ૧૮•૭૭ | ૧૧•૩૦ | ૮•૩૮ | ૨•૯૯ | ૫૦•૩ |
| ૧૮૮૫ | ૦ | ૫•૯૦ | ૨૯•૩૩ | ૪•૩૪ | ૩૨•૫૭ | ૩•૨૯ | ૭૫•૪૩ |
| ૧૮૯૦ | ૦ | ૬•૯૦ | ૨૯•૧ | ૬•૮૩ | ૪•૩૯ | ૦•૫૯ | ૪૭•૭૨ |
| ૧૮૯૫ | ૦ | ૯•૭૮ | ૧૮•૨૨ | ૧૧•૨૭ | ૭•૦૦ | ૧•૯૩ | ૪૮•૫૦ |
| ૧૯૦૦ | ૦ | ૦•૬૫ | ૧૮•૪૦ | ૨૧•૮૯ | ૬•૬૧ | ૦ | ૪૭•૬૪ |
| ૧૯૦૫ | ૦ | ૪•૭ | ૨૪•૧૬ | ૩•૬૫ | ૩•૪૭ | ૦•૫૬ | ૩૫•૯૧ |
| ૧૯૧૦ | ૦•૮ | ૧૧•૮ | ૧૮•૨૬ | ૧૩•૯૩ | ૩•૬૮ | ૧•૪૫ | ૪૮•૪૮ |
| ૧૯૧૫ | ૦ | ૧૦•૪૭ | ૯•૭૧ | ૧૧•૩૭ | ૨•૭૩ | ૩•૯૦ | ૩૭•૬૮ |
| ૧૯૧૮ | ૦•૭૫ | ૦•૪૮ | ૧૧•૧૪ | ૯•૧૦ | ૦•૫ | ૦ | ૨૨•૨ |

## વેળાછા મહાલ.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૮૮૦ | ૦ | ૮.૪૭ | ૧૮.૧૫ | ૩.૪૦ | ૧૧.૭૦ | ૨.૪૮ | ૪૪.૨૦ |
| ૧૮૮૫ | ૦ | ૧.૨૬ | ૨૧.૩૬ | ૨.૪૮ | ૩૨.૧૩ | ૩.૯૫ | ૬૧.૧૮ |
| ૧૮૯૦ | ૦ | ૨.૬૨ | ૧૮.૨૬ | ૯.૫૫ | ૧.૮૮ | ૧.૮૦ | ૩૪.૧૩ |
| ૧૮૯૫ | ૦ | ૪.૪૦ | ૧૨.૯૭ | ૫.૬૨ | ૨.૬૭ | ૧.૯૦ | ૨૭.૫૬ |
| ૧૯૦૦ | ૦ | ૦.૨૦ | ૧૬.૧૦ | ૧૪.૧૯ | ૮.૫૬ | ૦ | ૩૯.૫ |
| ૧૯૦૫ | ૦ | ૪.૫૫ | ૧૬.૫૨ | ૦.૬૩ | ૩.૪૪ | ૦ | ૨૫.૧૪ |
| ૧૯૧૦ | ૦ | ૧૧.૪૪ | ૧૫.૪૬ | ૧૪.૨૨ | ૧.૫૪ | ૨.૯૯ | ૪૫.૬૫ |
| ૧૯૧૫ | ૦ | ૬.૫૪ | ૧૧.૩૧ | ૪.૮૦ | ૩.૭ | ૧.૩૯ | ૨૭.૬૧ |
| ૧૯૧૮ | ૩.૦ | ૩.૮૫ | ૩.૨૯ | ૦.૩૬ | ૦ | ૦ | ૧૦.૫૦ |

## વાકળ પેટા મહાલ.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૮૮૦ | ૦ | ૪.૨૨ | ૧૭.૭૫ | ૬.૫૧ | ૭.૨૮ | ૩.૬૦ | ૩૯.૩૬ |
| ૧૮૮૫ | ૦ | ૦.૪૦ | ૭.૯ | ૧૯.૧૭ | ૧.૯૯ | ૩.૩૬ | ૩૨.૩૧ |
| ૧૮૯૦ | ૦ | ૧૫.૮૧ | ૧૧.૫૪ | ૫.૫૪ | ૫.૯૬ | ૦ | ૩૮.૮૫ |
| ૧૮૯૫ | ૦ | ૫.૪૦ | ૧૨.૦ | ૫.૪૬ | ૩.૧૧ | ૨.૨૮ | ૨૮.૨૫ |
| ૧૯૦૦ | ૦ | ૦ | ૧૪.૮૧ | ૧૬.૯૬ | ૭.૪૦ | ૦ | ૩૯.૧૭ |
| ૧૯૦૫ | ૦ | ૩.૮૫ | ૨૩.૪૮ | ૧.૪ | ૨.૮૬ | ૦ | ૩૧.૨૩ |
| ૧૯૧૦ | ૦ | ૧૪.૩૩ | ૨૩.૩૫ | ૨૦.૮૬ | ૧.૯૮ | ૨.૫૫ | ૬૩.૭ |
| ૧૯૧૫ | ૦ | ૭.૧૧ | ૬.૩૯ | ૫.૪૫ | ૨.૬૦ | ૨.૨૯ | ૨૩.૮૪ |
| ૧૯૧૮ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |

## વ્યારા મહાલ.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૮૮૦ | ૦ | ૭.૩૪ | ૧૯.૪૬ | ૧૩.૨૯ | ૧૧.૯૪ | ૧.૫૪ | ૫૩.૫૭ |
| ૧૮૮૫ | ૦ | ૧૦.૮૬ | ૩૦.૬૫ | ૧૧.૩૮ | ૨.૮૯ | ૬.૩૧ | ૬૨.૯ |
| ૧૮૯૦ | ૦ | ૭.૬૫ | ૧૯.૧૨ | ૧૨.૭૮ | ૨.૪૮ | ૨.૯ | ૪૪.૧૨ |
| ૧૮૯૫ | ૦ | ૧૮.૬૯ | ૪૨.૬૧ | ૬.૪૦ | ૧૧.૮૬ | ૯.૧૮ | ૮૮.૭૪ |
| ૧૯૦૦ | ૦ | ૧૦.૪૨ | ૩.૯ | ૨.૪૫ | ૦.૫૯ | ૦ | ૧૬.૫૫ |
| ૧૯૦૫ | ૦.૨૬ | ૩.૪૨ | ૩૩.૩૪ | ૩.૬૯ | ૨.૮૫ | ૦ | ૪૩.૫૬ |
| ૧૯૧૦ | ૦ | ૧૮.૩૬ | ૨૪.૭૨ | ૧૭.૯ | ૬.૭૯ | ૧.૯૮ | ૬૮.૯૪ |
| ૧૯૧૫ | ૦.૧૦ | ૧૦.૦ | ૧૩.૧૦ | ૧૨.૬૬ | ૪.૩૧ | ૨.૪૫ | ૪૨.૬૨ |
| ૧૯૧૮ | ૦.૫૫ | ૯.૮ | ૧૬.૯૦ | ૧૨.૫૧ | ૦.૯૯ | ૦.૨ | ૪૦.૫ |

## સોનગઢ મહાલ.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૮૮૦ | ૦ | ૪.૩૭ | ૧૮.૧૭ | ૧૫.૦ | ૧૪.૫૦ | ૨.૫૦ | ૫૪.૫૪ |
| ૧૮૮૫ | ૦.૪ | ૪.૨૯ | ૨૧.૫૬ | ૨૨.૧૭ | ૧.૮૭ | ૨.૭૧ | ૫૨.૬૪ |
| ૧૮૯૦ | ૦.૭૫ | ૫.૩૬ | ૧૩.૬૩ | ૧૧.૨૩ | ૧.૪૦ | ૩.૩૬ | ૩૫.૭૩ |
| ૧૮૯૫ | ૦.૨ | ૧૪.૬૨ | ૪૧.૬૬ | ૬.૯૫ | ૯.૪૩ | ૭.૫૦ | ૮૦.૧૮ |
| ૧૯૦૦ | ૦ | ૭.૯૮ | ૨.૬૬ | ૨.૬૫ | ૦.૯૪ | ૦ | ૧૪.૨૩ |
| ૧૯૦૫ | ૦.૩૪ | ૪.૬૦ | ૨૮.૭૬ | ૩.૯૭ | ૩.૨૪ | ૦.૨ | ૪૦.૯૩ |
| ૧૯૧૦ | ૦ | ૧૩.૪૦ | ૨૫.૨૬ | ૧૭.૫૧ | ૮.૧૯ | ૦.૬૮ | ૬૫.૪ |
| ૧૯૧૫ | ૦.૩૩ | ૧૧.૧ | ૧૩.૯૭ | ૧૨.૩૮ | ૩.૮૫ | ૫.૫૯ | ૪૭.૧૩ |
| ૧૯૧૮ | ૦.૪૮ | ૦.૫૬ | ૧૪.૨૪ | ૧૦.૩૨ | ૧.૩૭ | ૦ | ૨૬.૯૭ |

આ ઉપરથી જણાય છે કે આ પ્રાંતમાં વરસાદ માફકસર અને સારો પડે છે અને કમી વરસાદને લીધે દુષ્કાળનો પ્રસંગ ભાગ્યેજ આવે છે.

**કુવા.** નવસારી પ્રાંતમાં કુવાઓની સંખ્યા કુલ ૧૦૧૩૦ છે. આ પૈકી ૨૦૦૫ કુવા કાચા અને ૮૧૨૫ પાકા છે. આ કુવાઓમાં ૮૭ કાચા કુવા અને ૨૭૭૯ પાકા કુવા ખેતી ઉપયોગી છે અને ૧૯૧૮ કાચા તથા ૫૩૪૬ પાકા કુવા ઇતર ઉપયોગના છે.

**પાણી.** નવસારી પ્રાંતમાં પાણીની ખુટ કોઇ વખત પડતી નથી. પાતાળ પાણી પૂરતું છે અને કુવા તળાવ પૂરતી સંખ્યામાં છે. કુવા વધારે ઉંડા ખોદવા પડતા નથી. વધારેમાં વધારે ૪૦-૫૦ ફુટની ઉંડાઇએ પાણી નીકળે છે. નદી નાળાં પણ ઘણાં છે ને તેથી પણ પાણીની સારી અનુકૂળતા છે.

**તળાવો.** ક્યારી તથા બાગાયત ખેતીને પાણી પાવા માટે તળાવો અને નહેરો બાંધવાની તજવીજ ઇરીગેશન ખાતેથી ચાલે છે. આવાં તળાવો પૈકી નવસારી તાલુકામાં પોંસરા ગામે એક તળાવ થયેલું છે તેમાં ૨,૧૦,૦૦,૦૦૦ ઘન ફૂટ પાણી રહે છે અને ૪૭૫૭૧૦૪ ચોરસ ફૂટ જમીન તેમાં રોકેલી છે. એનો આવરો એક જુના વખતનો છે, આઉટલેટ દુરસ્ત કરવાનું છે, વેસ્ટ વેઅર પાકો છે, પણ કાંસ ખોદવાનો અધુરો છે અને થએલાને દુરસ્તીની જરૂર છે. કામરેજ તાલુકામાં ઉભેળ ગામે એક તળાવ છે તે ૨૩ વિંઘાં ને ૧૧ વસા વિસ્તારનું છે. સને ૧૯૦૯-૧૦ માં એ તૈયાર થયું હતું. એ તળાવમાં પાણી આવવાનો માર્ગ ખેતરોમાંથી છે. તળાવમાં વેસ્ટ વેઅર સ. નં. ૪૩૫ માં ૧૦૦ ફુટ લંબાઇનો છે, અને સ. નં. ૧૦૪ માં ૧૫૦ ફુટ લંબાઇનો છે. સદર તળાવમાં એ

આઉટલેટ બાંધેલા છે. મહુવા તાલુકામાં ત્રણ તળાવો બંધાવેલાં છે. એક અનાવલ તળાવ, બીજું કોસ તળાવ અને ત્રીજું આંગલધરા તળાવ. અનાવલનું તળાવ ૨૨ વિંઘાંના વિસ્તારમાં છે. અને તેનો લાભ આશરે ૧૦૦ વિઘાં જમીન લે છે. કોસ તળાવ ૧૫ વિઘાંનું અને આંગલધરા તળાવ ૩૨ વિઘાંનું છે. એ બંને તળાવો પણ ૧૦૦–૧૦૦ વિઘાં જમીનને પાણી પાઇ શકે છે. આ ત્રણે તળાવો ઉપર ઇનલેટ ( પાણી દાખલ થવાનો માર્ગ ) તથા વેસ્ટ વેઅર (વધારાનું પાણી નીકળી જવાનો માર્ગ) બાંધવામાં આવેલા છે. કાંસનું પાણી પરહદમાં જતું નથી, તેમ પરહદનું પાણી તળાવમાં આવતું નથી. આ તળાવોના પાણીથી ડાંગરના પાકને બહુ ફાયદો થાય છે. સોનગઢ તાલુકામાં ડોસવાડાનું તળાવ અને વ્યારામાં ચીખલીનો બંધારો છે. ડોસવાડા તળાવમાં ૭,૯૦,૦૦,૦૦૦ ઘનફૂટ પાણી માય છે અને ૧૦૮૮ વિઘાં જમીનને તે પાણી પૂરૂં પાડે છે, જે જમીન વ્યારા તાલુકાના કાનપુરા, મુસા, પાનવાડી, અંધારવાડી વગેરે ગામોમાં આવેલી છે. તેનો બંધારો મંટોડુ તથા ચુનાગચ્ચીથી બાંધેલો છે. પાણી આવવાના ભાગમાં બાંધકામ ચુનાગચ્ચીનું છે અને વેસ્ટવેઅરના ઉપયોગમાં આવે છે. ચુનાગચ્ચી કામની લંબાઇ ૭૦૦ ફૂટ છે. વ્યારા તાલુકામાં ૫ માઇલપર ચીખલી બંધારાના નાળામાં પાણી લઇ જવામાં આવે છે અને ત્યાંથી વ્યારા તાલુકાની જમીનને પાણી પાવાને નીક કરવામાં આવેલી છે. ચીખલી બંધારાના આઉટલેટની સીસ્ક ૨૮૩–૪૭ છે અને વેસ્ટ વેઅરનો સ્કસ ૨૮૭–૧૫ R. L. છે. બંધારાનું મથાળું ૨૮૭–૭ R. L છે. આ તળાવના પાણીથી રવીનું તુલ, શેરડી, કેળ અને શાકભાજી થાય છે. કાનપુરા ગામને માટે દર વિંઘે રૂ. ૭–૮–૦ હિમાયત છે અને મુસા, પાનવાડી અને અંધારવાડીને માટે દર વિંઘે રૂ. ૫–૦–૦ હિંમાયત લેવાય છે. વ્યારા તાલુકામાં ટીચકીયા ગામ પાસે ઝાંખરી નદીનો બંધારો થયો છે. પણ સન ૧૯૧૭–૧૮ માં તેના ઉપરનો ડેમ તુટી ગયો હતો.

વરસાદનું વધારાનું પાણી ખેતરમાંથી કાઢી નાખવાને માટે લોકોએ “ કાઢા ” ( નીકો ) કરેલા હોય છે.

**કાંસ.** આવી રીતે નીકળતું પાણી જ્યાં ઘણું એકઠું થાય છે ત્યાંથી કાઢી નાખવા માટે કાંસ કરવામાં આવે છે. આવો કાંસ કામરેજ તાલુકામાં “ સામપુરા જોખા ” કાંસ એ નામથી ઓળખાય છે અને તેની લંબાઈ ૮ માઇલ ૪ ફૂટ અને પહોળાઇ ૮ ફૂટ છે.

**ખેતીવાડી-માં સુધારા.** ખેતીવાડી એ રાજ્યનો મુખ્ય ઉદ્યોગ હોવાથી ખેતીવાડીમાં સુધારા કરવા માટે સરકાર બનતી તજવીજ કરાવે છે. આ હેતુસર ખેતીવાડીના કામમાં કેટલાક વિદ્યાર્થીઓને તરબેજ કરવાને અને પ્રયોગ ક્ષેત્ર સ્થાપવાને સને ૧૮૮૭–૮૮ માં ખેતીવાડી ખાતાની સ્થાપના કરવામાં આવી હતી અને ઈંગ્લાંડમાં ખેતીવાડીની ઉંચી કેળવણી પામેલા અમલદારના હાથ નીચે આ ખાતું મુકવામાં આવ્યું હતું. ખેતીવાડી ખાતાની સ્થાપના થઇ ત્યારે તેને મુલકીના તાબામાં સોંપવામાં આવ્યું હતું. જ્યારે સને ૧૯૦૪ માં ખાસ જમીનને સંબંધ કરતાં કામ મુલકી ખાતે રાખી બીજાં કામો મુલકી ખાતામાંથી અમાત્યની દેખરેખ નીચે લેવામાં આવ્યાં ત્યારે ખેતીવાડી ખાતું પણ અમાત્યના તાબામાં લેવામાં આવ્યું હતું. બાદ સને ૧૯૦૭–૮ માં જોઈંટ મુલકી ખાતું સ્થાપવામાં આવ્યું ત્યારે તેની સુપ્રત પાછી જોઇન્ટ મુલકી ખાતાને કરવામાં આવી હતી અને હાલ તે પ્રગતિઅધિકારીના તાબામાં છે.

**રેશમની ખેતી.** રેશમનો પાક તૈયાર કરવાને માટે ખેતીવાડી ખાતું તેની શરૂઆતથીજ પ્રયોગો કરે છે. સોનગઢમાં એક રેશમ બનાવવાનું મોટું ખેતર રાખવામાં આવ્યું હતું તેમજ વ્યારામાં પણ એક ખેતર રાખવામાં

આવ્યું હતું. આ પાક સંબંધે સરકારને સલાહ આપવા બંગાળાના આ કામના એક અનુભવી પ્રવીણ અમલદારને બોલાવવામાં આવ્યો હતો. સોનગઢ અને વ્યારાની હવા એરી રેશમના કીડાને બરોબર પસંદ નહિ હોવાથી તેની સલાહ પ્રમાણે વડોદરામાં અને નવસારીમાં આ કીડાઓ ઉછેરી રેશમનો પાક મેળવવા ખાસ તજવીજ કરવામાં આવી હતી. વડોદરામાં નમુનાના ખેતરમાં આ ગોઠવણ કરી હતી અને નવસારીમાં આ માટે ખાસ જુદીજ જમીન રાખવામાં આવી હતી. આ કામમાં આ ખાતાને બ્રિટીશ ખેતીવાડી ખાતા તરફથી સલાહ, ઓજાર, એરી રેશમના કીડા વગેરેની પણ વખતો વખત મદદ મળતી હતી તેમજ અહીંના પ્રયોગોનો ઉપયોગ ત્યાં પણ થતો હતો. સને ૧૯૧૪–૧૫ સાલમાં આવા પ્રયોગોમાં સરકાર તરફથી થતો ખર્ચ નિરર્થક જણાવાથી તે બંધ કરવામાં આવ્યો હતો. સોનગઢ અને વ્યારામાં રેશમ કાઢવાનો ધંધો કાળીપરજના લોકોમાં દાખલ કરવા ઘણી મુશ્કેલીઓ આવવાથી સોનગઢનું રેશમનું કારખાનું ૧૯૧૦–૧૧ થી નવસારી બદલવામાં આવ્યું હતું. ત્યાં પારસી વગેરે ઉજળીઆત કોમોમાં આ ધંધો સહેલાઇથી દાખલ થશે એવી આશા હતી; પરંતુ ચાર વર્ષના અનુભવને અંતે તે નિષ્ફળ ગઇ તેમજ સોનગઢનો પ્રદેશ શેતુરની લાગવડને જેટલો અનુકૂળ છે તેટલો પણ નવસારીનો પ્રદેશ અનુકૂળ નહિ આવ્યાથી ૧૯૧૫–૧૬ માં રેશમનું કારખાનું પાછું સોનગઢ લઇ જવા ઠર્યું હતું.

**ઢોરોની ઓલાદનો સુધારો.**

સારી જાતનાં જનાવર પેદા થવા માટે તેમનાં માબાપની જાત સારી જોઇએ. આ કારણથી ગીરના સાંઢ લાવીને કેટલાક રબારી લોકોને ગાય બળદની જાત સુધારવા આપવામાં આવ્યા હતા. મીલીટરી ખાતામાં વાલીઘોડા હતા તે પણ ખેતીવાડી (મુલકી) ખાતાને સોંપવામાં આવ્યા હતા અને તે વડોદરા તથા નવસારીમાં રાખવામાં આવ્યા હતા. વળી કાઠીઆવાડના સારા પાડા મંગાવી તે

કડી, વડોદરા અને નવસારી પ્રાંતમાં રાખવામાં આવ્યા હતા. વડોદરાના નમુનાના ખેતરમાં કેટલીક ગીરની ગાયો તથા સાંઢ રાખવામાં આવ્યા હતા. હાલ વડોદરાના નમુનાના ખેતરમાંથી ગાયો વગેરે કમી કરવામાં આવ્યાં છે; અને આ બાબતમાં સરકાર તરફથી ખરચ કરી ઢોર ઉછેરવાની અને તેની જાત સુધારવાની તજવીજ કરવા કરતાં આ કામ પંચાયતોને સોંપવામાં આવે તો વધારે સારૂં થશે એમ લાગવાથી જે પંચાયત વાલી જનાવરને નીભાવવાનું ખરચ સોસવા તૈયાર થાય તેને સરકાર ખરચે સારી જાતના પાડા, આખલા વગેરે આપવા હાલ તજવીજ ચાલે છે.

**ઢોરના વૈદ્ય.** ઢોરના રોગ અટકાવવાની અને તે માટે દવાદારૂ કરવાની ખાસ જરૂર છે. સાધારણ રીતે લોકો ઢોરના રોગ સંબંધે ઘણા અજ્ઞાન હોય છે અને આવી અજ્ઞાનતાને લીધે ઘણાં ઢોર મરી જાય છે; આનો અટકાવ થવા માટે ચારે પ્રાંતમાં ઠેક ઠેકાણે વેટરનરી સર્જન (ઢોરના વૈદ્ય) ની નિમણુંકો કરી દવાખાનાં ઉઘાડવામાં આવ્યાં છે. નવસારી પ્રાંતમાં નવસારી અને વ્યારામાં એવાં દવાખાનાં છે. ત્યાંના ઢોર વૈદ્ય જરૂર પ્રમાણે ફરતા રહી દરદી ઢોરની સારવાર કરે છે. કોઇ જગ્યાએ ઢોરમાં રોગ ફાટી નીકળે છે તો તેની ખબર આપવા માટે ગામના પટેલો સાથે ખાસ ગોઠવણ કરેલી છે, તે પ્રમાણે ખબર મળેથી તુરતજ ઢોરનો વૈદ્ય રોગવાળી જગ્યાએ જાય છે અને ત્યાં દરદી ઢોરની દવા કરે છે તથા રોગ નાબુદ કરવા ઉપાયો યોજે છે.

**ખેતી સંબંધી જ્ઞાનનો પ્રચાર** સુધરેલી ઢબની ખેતીવાડી સંબંધે માહિતી ફેલાવવા સારૂ ખેતીવાડી ખાતા તરફથી પાક સંબંધે, ખાતર સંબંધે, ઓજારો સંબંધે અને જમીન, પાણી વગેરે સંબંધે ખાસ લેખો લખાઇને આજ્ઞાપત્રિકામાં પ્રસિદ્ધ થાય છે. સને ૧૯૦૯ થી ખેતીવાડીનું એક

ત્રિમાસિક ચોપાનીયું કાઢવામાં આવતું હતું, તેમાં સહકાર્ય સંબંધી માહિતી વધારી હાલમાં તે "ખેતી અને સહકાર્ય" એ નામથી પ્રગટ થાય છે અને તેની પ્રતો ખેડુત મંડળો, સહકારી મંડળીઓ વગેરેને આપવામાં આવે છે.

**એક જથે જમીન.** ખેતીવાડીનો ખરો સુધારો કરવાને માટે ખેતીની જમીન એક જથે કરવી એ અગત્યનો પ્રશ્ન છે. હાલ ખાતેદાદારોની જમીન એક જથે ન છતાં, જુદે જુદે ઠેકાણે નાનાં નાનાં ખેતરોમાં ગામની સીમમાં ચો તરફ આવેલી હોય છે. આથી એક ખેતરમાંથી બીજા ખેતરમાં જવાને ઘણો વખત જાય છે, વાડોમાં ઘણી જમીન રોકાય છે, સુધરેલી ઢબનાં ઓજારો વાપરી શકાતાં નથી અને ખેતીના સુધારા કરવામાં ઘણી હરકત આવે છે. ખાતેદારની જેટલી અને જે પ્રકારની જમીન હોય તેટલી અને તેવા પ્રકારની તેને એક જથે કરી આપવાનો પ્રશ્ન સરકારે હાલમાં હાથમાં લીધો છે અને થોડા વખતમાં તેનો સંતોષકારક નિવેડો થશે અને તેના પરિણામે ખેતીમાં સુધારા થઇ ખેતીની પેદાશ વધશે એવી આશા રાખવામાં આવે છે.

**દુકાળ.** આપણે અહીં જુના વખતમાં જાણવાજોગ બનતી બિનાનો હેવાલ લખી રાખવાનો રિવાજ બહુધા ન હોવાથી નવસારી પ્રાંતમાં પાછલા વખતમાં દુકાળ અને મોંઘવારીનાં વર્ષ ક્યારે ક્યારે આવેલાં તે જાણવાને ચોકસ સાધન નથી. આ પ્રાંતમાં તેમજ નજીક સુરત જીલ્લાના ભાગમાં વરસાદ હરહમેશ સારો થાય છે અને નિયમિત રીતે પડે છે તેથી દુકાળના પ્રસંગ ઓછા આવે છે. ઇતર ઠેકાણે દુકાળ હોય ત્યારે અહીં વધારેમાં વધારે સાધારણ રીતે મોંઘવારીનો પ્રસંગ આવે છે. ગુજરાતમાં અને વિશેષે કરીને નર્મદાની દક્ષિણ તરફના ભાગમાં પડેલા દુકાળની અસર નવસારી તરફના પ્રદેશમાં પણ

કંઈક દરજ્જે થયેલી હોવી જોઈએ એમ જાણી સુરત જીલ્લામાં નોંધાયલા દાખલા ઉપરથી દુષ્કાળ સંબંધી નીચેની હકીકત લેવામાં આવી છે:—

સને ૧૬૩૧–૩૨ એટલે સંવત ૧૬૮૭ માં દુષ્કાળ પડયો હતો, તેને પહેલો સત્યાસીઓ કરીને કહે છે. એ વરસમાં ગુજરાતમાં તેમજ દક્ષિણમાં પણ વરસાદ થયો નહિ. ગરીબ લોકો કટકા રોટલા સારૂ પણ પોતાનાં છોકરાંને આપી દેવા રાજી હતા, છતાં કોઈ લેનાર મળતું નહિ. આથી ઘણાએ તેમને રઝળતાં મુકી દીધાં હતાં. “ મીરાંતી અહમદી ” નામના મુસલમાની ઇતિહાસમાં લખ્યું છે કે જેઓ રોજ સદાવ્રતો આપતા તેઓને પણ એ દુકાળમાં મહોલ્લે મહોલ્લે ફરી અનાજ માટે ભીખ માગવી પડતી હતી. કુતરાનું માંસ ખાવા માટે વેચાયું હતું, હાડકાં દળી લોટમાં ભેળાયાં હતાં અને માણસો એક બીજાને મારી ખાતા હતા. મડદાને ઠેકાણે પાડવામાં મહા મહેનત પડતી હતી. લોકોને ઘણી ધાસ્તી રહેતી કે એકલા કે હથિઆર વગર જઈશું તો બીજા કોઈ તેઓને મારી નાખી ભક્ષ કરી જશે. ધંધો કે ખાવાનું મળે તે લાલચે ગરીબ લોકો મોટા શહેરમાં જઈ ભરાયા અને ઘણા જણ ત્યાં મહોલ્લામાં ભૂખે મરણ પામ્યા. ઘણા લોકો દેશ છોડી હિંદુસ્તાનના બીજા ભાગોમાં નાશી છુટયા. આ દુકાળમાં આગળના દુકાળ કરતાં લોકોને ભારે વિટંબણા પડી હતી અને લોકો મુવા પણ ઘણા હતા. ઢોર તો ઘણું કરીને બધાંજ મરણ પામ્યાં હતાં. એ વરસમાં સરકારે વસુલાતમાં ઘણી છુટ મૂકી હતી તોપણ લોકોને પાછા ઠેકાણે પડતાં ઘણાં વરસ લાગ્યાં હતાં. સને ૧૬૯૪ માં મોંઘવારી ઘણી થઈ હતી. સુરત ભરૂચ અને કાઠીઆવાડમાં લોકોને ઘણી આપદા પડી અને તેથી ગરીબ લોકોને માટે અનાજ ઓછે ભાવે વેચાવવું પડયું હતું. સને ૧૭૧૮–૧૯ નો દુકાળ ઘણો ભારે હતો. એ સંવત ૧૭૭૫ માં પડયો હતો તે ઉપરથી પંચોતરો દુકાળ કહેવાય છે. એ દુકાળમાં બાજરી અને મઠ રૂપીઆનાં ચાર શેર પ્રમાણે વેચાયાં હતાં. વચ્ચે વરસાદ બે વાર પડયો હતો

પણ તે કવખતનો પડવાથી ખેતીને લાભકારક થઇ પડયો નહિ. ગરીબ લોકોએ ઝાડનાં પાંદડાં તથા મૂળીઆં ખાવા માંડયાં હતાં. આવા રોગકારી ખોરાકને લીધે સઘળે રોગ પ્રસર્યો હતો અને ઘણા લોક તેમાં મરણ પામ્યા હતા. ઘણાએ રૂપીએ અને બબ્બે રૂપીએ છોકરાં વેચી દીધાં હતાં. સને ૧૭૩૧–૩૨ માં બીજો સત્યાસીઓ દુકાળ પડયો હતો. પહેલો સત્યાશીઓ જે સંવત ૧૬૮૭ માં પડ્યો હતો ત્યારપછી બરાબર ૧૦૦ વર્ષે એટલે સંવત ૧૭૮૭ માં એ દુકાળ પડયો હતો. એ લીલો દુકાળ હતો. ચૌદ દિવસ સુધી વરસાદ એક સરખો મૂશળધાર વરસ્યો હતો. "મીરાતે અહમદી" પ્રમાણે દેશમાં સઘળે રેલછેલ થઇ રહી હતી. ઘાસ મળે નહિ તેથી ઢોર અને ઘોડાને ઝાડનાં પાંદડાં ખવડાવવાં પડયાં હતાં. અનાજ રૂપીએ શેર વેચાયું હતું. ચોમાસુ વીત્યા પછી તાવનો રોગ અને કોલેરા ચાલ્યો હતો. આ પછી સને ૧૭૯૧ માં એટલે સંવત ૧૮૪૭ માં ફરીથી પાછો મોટો દુકાળ આખા સુરત જીલ્લામાં પડયો જે સુડતાળાના નામે પ્રસિદ્ધ છે. વરસાદ સમૂળગો વરસ્યો નહિ અને ઘાસ તથા અનાજ બિલકુલ પાકયું નહિ તેથી ઘાસચારા વગર ઢોર અને અનાજ વગર માણસો મરવા લાગ્યાં. ભૂખ્યા લોકો કુશકી ખાતા અને ઓસામણ માગી માગીને પીતા. સોના રૂપાના દાગીના ને રાચરચીલું લોકોએ વેચી ખાધું હતું. કહે છે કે આ દુકાળમાં દાણા કરતાં ઘી સોંઘું હતું તેથી ભૂખે મરતા લોકો અડાયાં તથા જમીનના પોપડાને ઘીમાં તળીને ખાતા. આ દુકાળ પછી સંવત ૧૮૬૯ માં દુકાળ પડયો તે અગણોતરો દુકાળ કહેવાયો. એ પણ ઘણો સખત હતો. એમાં વરસાદ તો થયો હતો પણ બંગાળા તરફથી નીકળેલાં તીડ મારવાડનું સત્યાનાશ વાળી સને ૧૮૧૨ માં ગુજરાતમાં દાખલ થયાં ને ખેતરમાંના અનાજના છોડ તથા ઝાડપાન ખાઇ જઇને સાફ કરી નાખ્યાં. આ દુકાળમાં મારવાડના ભૂખે મરતા લોકો પણ ગુજરાતમાં બહુ ઉતરી આવ્યા હતા તેથી પણ સંકટમાં વધારો થયો હતો. અધુરામાં પૂરૂં મરકી ચાલી અને લોકો ટપોટપ મરવા

લાગ્યા. ઇ. સ. ૧૮૩૩ માં પાક ઓછો ઉતરવાથી મોંઘવારી થઇ હતી અને સને ૧૮૯૭ માં પાછો ભારે દુકાળ પડયો હતો. પરંતુ ઇ. સ. ૧૯૦૦ એટલે સંવત ૧૯૫૬ નો દુકાળ તો બહુજ આકરો હતો. તે છપનીઓ કાળ કહેવાય છે. આ દુકાળ આખા દેશમાં પડયો હતો. વરસાદ બિલકુલ વરસ્યો નહિ ને કશું પાકયું નહિ તેથી ટુકડા રોટલાને માટે લોકો આમ તેમ રખડતા થઇ ગયા હતા. કેટલાક સખી શેઠીઆઓએ આ દુકાળમાં ભૂખે મરતા લોકોને સારી મદદ આપી હતી.

---

# પ્રકરણ ૫ મું.

## વેપાર ઉદ્યોગ.

**રસ્તા.**

નવસારી પ્રાંતમાં જમીન કાળી હોવાથી ચોમાસામાં રસ્તા ઉપર ગાડાં ચાલી શકતાં નથી તેથી જ્યાં રસ્તા પાકા થયા ન હોય ત્યાં એક ગામથી બીજે ગામ જવાની ઘણી અડચણ પડે છે. કેટલેક ઠેકાણે નદીનાળાં ઉપર પૂલ બાંધેલા નહિ હોવાથી ચોમાસામાં તે ઓળંગવાને અડચણ પડે છે, એટલુંજ નહિં પણ બીજી મોસમમાં પણ ગાડાં ખેંચી જવાને બળદને ઘણી તાણ કરવી પડે છે. આથી કરીને વેપારને તથા ચાલુ વ્યવહારને હરકત થતી હોવાથી રસ્તા બનાવવાનું કામ સરકારે કેટલાંક વર્ષથી હાથપર લીધું છે અને ધીમેધીમે રસ્તાની સંખ્યામાં વધારો થતો જાય છે. હાલ નીચે પ્રમાણે મુખ્ય મુખ્ય રસ્તા થયેલા છે:—

નવસારી તાલુકામાં નવસારીથી પલસાણા સુધીનો ૧૦ માઇલ લાંબો ને ૬૦ ફુટ પહોળો મેટલ રોડ, અને મરોલીથી ઉભરાઠ સુધી ૧૦ માઇલ લાંબો ને ૬૦ ફુટ પહોળો મેટલરોડ છે; કામરેજ તાલુકામાં કામરેજથી સાયણ સુધી ૪ માઇલ લાંબો ને ૬૦ ફુટ પહોળો મેટલરોડ ને કામરેજથી સરથાણ સુધી ૫ માઇલ લાંબો ને ૬૦ ફુટ પહોળો સેન્ડરોડ છે; મહુવા તાલુકામાં મહુવાથી અનાવલ સુધી ૧૮ માઇલ લાંબો ને ૨૦ ફુટ પહોળો પહેલા ૪ માઇલ મેટલરોડ ને પછીનો ફેરવેધરરોડ છે, અને ટોકરવાથી મહુવા થઇને બોરીઆ સુધીનો ૮ માઇલ લાંબો ને ૨૦ ફુટ પહોળો ફેરવેધરરોડ છે;સોનગઢ તાલુકામાં સોનગઢથી વાજપુર સુધીનો ૨૧ માઇલ લાંબો ને ૧૨ ફુટ

પહોળો પહેલા બે માઇલ મેટલરોડ ને બાકીનો ફેરવેધરરોડ છે અને સોનગઢથી સાદડુન સુધીનો ૩૧ ૧/૨ માઇલ લાંબો ને ૨૦ ફુટ પહોળો પહેલા ૧ ૧/૪ માઇલ મેટલરોડ ને બાકીનો ફેરવેધરરોડ છે; માંગરોળ તાલુકામાં કોસંબાથી ઝંખવાવ સુધીનો ૨૪ માઇલ લાંબો ને ૨૦ ફુટ પહોળો પહેલા ૪ માઇલ મેટલરોડ ને બાકીનો ફેરવેધરરોડ તથા વેળાછાથી કીમ સુધીનો ૫ માઇલ લાંબો ને ૨૦ ફુટ પહોળો ફેરવેધર રોડ છે; પલસાણા તાલુકામાં મીંઢોળા નદીથી કડોદરા સુધીનો ૮ માઇલ લાંબો ને ૨૦ ફુટ પહોળો મેટલરોડ તથા અંત્રોલીથી બારડોલી સુધી ૧૩ માઇલ લાંબો ને ૨૦ ફુટ પહોળો ફેરવેધરરોડ છે; વ્યારા તાલુકામાં વ્યારાથી દેવકી ઉનાઇ સુધી ૨૦ માઇલ લાંબો ને ૨૦ ફુટ પહોળો અર્ધો મેટલરોડ ને અર્ધો ફેરવેધરરોડ છે; અને ગણદેવી તાલુકામાં ગણદેવીથી બીલીમોરા સુધીનો ૩ ૩/૪ માઇલ લાંબો ને ૨૦ ફુટ પહોળો મેટલરોડ છે.

**રેલ્વે.**

મુંબઇ વડોદરા રેલ્વે લાઇનનો કોસંબાથી બિલીમોરા સુધીનો કેટલોક ભાગ નવસારી પ્રાંતમાં આવેલો છે. તે ઉપર કોસંબા, મરોલી, નવસારી અને બિલીમોરા સ્ટેશનો નવસારી પ્રાંતની હદમાં આવેલાં છે. આ રેલ્વે સન ૧૮૬૦ થી ૧૮૬૯ દરમ્યાન વેપારને માટે ખુલ્લી થઇ હતી. તેની ઉપરનાં આ હદનાં સ્ટેશનો પૈકી નવસારી અને બિલીમોરાથી માલ તથા ઉતારૂઓની ચઢ ઉતર ઘણી હોય છે. બી. બી. સી. આઇ રેલ્વેની મુખ્ય લાઇન શિવાય ટાપ્ટીવેલી રેલ્વે પણ નવસારી પ્રાંતના કેટલાક ભાગમાં થઇને જાય છે. તેની ઉપરનાં ચલથાણ, ગંગાધરા, વ્યારા અને સોનગઢ સ્ટેશનો આ હદનાં છે. વ્યારા તથા સોનગઢથી જંગલનો કાટ તથા ઘાસ મોટા જથામાં દેશાવર જાય છે. કોસંબાથી ઝંખવાવ સુધી અને બિલીમોરાથી કાળા આંબા સુધી શ્રીમંત ગાયકવાડ સરકારે શાખા રેલ્વેઓ ખોલી મુખ્ય લાઇનને જોડી છે, તેથી જંગલના વેપારમાં ઘણો વધારો થયો છે અને આગળ ઉપર વેપાર વધારે ચાલશે એવી આશા રહે છે.

**પૂલ.** નવસારીની પૂર્ણા નદી ઉપર આવેલો કાશીરાવ બ્રીજ સન ૧૯૧૪ માં મેસર્સ બર્ન્સ અને કંપની મારફતે બંધાવવામાં આવ્યો હતો. એ બંધાવતાં રૂ. ૧૭૦૦૦૦ ખર્ચ થયું હતું. એ પૂલની લંબાઇ ૮૮૦ ફુટ, પહોળાઇ ૧૮ ફુટ, અને ઉંચાઇ ૨૮ ફુટ છે. પૂલ ઉપર થઇને જવા આવવાનો ટોલ નીચે પ્રમાણે લેવામાં આવે છેઃ—

૧ લાધેલું ગાડું તથા ગાડી જતાં તથા આવતાં દરેક વખત રૂ. ૦–૨–૦.

૨ માત્ર ઉતારૂઓ બેઠેલા હોય તેવું ગાડું અથવા ગાડી જતાં તથા આવતાં દરેક વખત રૂ. ૦–૧–૦

૩ ખાલી ગાડું અથવા ગાડી દરેક વખત રૂ. ૦–૧–૦

૪ સાયકલ, ઘોડો, ઉંટ, ભેંસ, ગાય રૂ. ૦–૧–૦

૫ હાથી રૂ. ૧–૦–૦

૬ મોટર ગાડી ખાલી અથવા વધારેમાં વધારે આઠ માણસોથી ભરેલી રૂ. ૦–૮–૦

૭ ઘેટાં, બકરાં, કુતરાં અને બીજાં નાનાં પ્રાણીઓ રૂ.૦–૦–૧

૮ બે ટનથી વધારે અને પાંચ ટનથી ઓછા વજનની બીજી ભારે ચીજો ગાડામાં અગર ટ્રોલીમાં ભરેલી એવા દરેક ગાડે અથવા ટ્રોલીએ રૂ. ૧–૦–૦

૯ ટ્રોલીમાં લાધેલાં ૧૨ ટનથી ઓછા વજનનાં બોઇલર એન્જીન વગેરે રૂ. ૫–૦–૦

૧૦ ટ્રોલીમાં લાધેલાં ૨૦ ટનથી ઓછા વજનનાં બોઇલર એન્જીન વગેરે રૂ. ૨૫–૦–૦

( ૯-૧૦ માટે પ્રથમથી એકઝીકયુટીવ ઇન્જીનીઅરની ખાસ પરવાનગી લેવી જોઇએ. )

નીચે જણાવેલી બાબતો માટે ટોલ લેવામાં આવતો નથીઃ—

૧ પગે ચાલનારાં માણસો.

૨ કામગીરી ઉપર જતા સરકારી નોકરો.

૩ કસબાની હદમાં આવેલાં ખેતરોમાંથી ગામમાં પોતાને ઘેર લઇ જવાના પાકનાં ખેડુતોનાં ગાડાં.

૪ પ. વ. ડીપાર્ટમેન્ટના ચાલતા કામને માટે મજુરો, કારીગરો, ઓજારો ( ટુલ્સ અને પ્લાન્ટસ ) ભરેલાં અને ખાલી ગાડાં, અને બળદ, ઘોડા, પોઠી, ઉંટ વગેરે કામમાં લાગતાં જનાવરો ઉપર કલમ ૪ થી ૧૦ માટે તેજ દિવસે પરત જાય તો એકવડી ફી લેવાય છે. દિવસ રાતના ૧૨ થી બીજી રાતના ૧૨ સુધી ગણાય છે.

નવસારી પ્રાંતમાં નવસારી અને બિલીમોરા એ બે બંદરો છે.

**બંદરો**

બિલીમોરા અંબિકાના* મુખ આગળ અને નવસારી પૂર્ણાનામુખ આગળ આવેલું છે.આ બંદરોમાં આગળ ઘણો સારો વેપાર ચાલતો હતો અને મોટાંવહાણુ માલ લઇને જતાં આવતાં; પણ છેલ્લાં પચીસેક વર્ષથી ખાડી પૂરાવા લાગી છે તેથી હવે માત્ર નાનાં વહાણુજ આવી શકે છે. ઘણું કરીને કાઠીઆવાડનાં બંદરો, મુંબઇ અને હિંદુસ્તાનના પશ્ચિમ કિનારાનાં બંદરોએ માલ લઇને વહાણો જાય છે. બહાર જતા મા-

* જુના વખતમાં નવસારી પ્રાંતની હદમાં અંબિકા ઉપર ધમડાછા, દેવધા, વલોટી, દેસવર, વગેરે બંદરો પણ હતાં.

લમાં અનાજ, મહુડાં, અને ઇમારતી કાટમાલ મુખ્ય હોય છે. બહારથી આવતા માલમાં ચોખા, ઇમારતી પત્થર, તમાકુ અને નાળીએર એ મુખ્ય હોય છે. નવસારી અને બિલીમોરા બંદરોએથી છેલ્લાં ૨૦ વરસમાં કેટલો માલ બહારથી ગયો અને કેટલા રૂપીઆનો માલ બહારથી આવી ઉતર્યો તે નીચેના આંકડા ઉપરથી જણાશેઃ—

| બંદરનું નામ | આવક | જાવક | કુલ. |
|---|---|---|---|
| | રૂ. આ.પા | રૂ. આ.પ | રૂ. આ.પ. |
| નવસારી. | ૩૦૫૬૨૩૮-૧-૪ | ૧૯૭૫૭૫૬-૭-૦ | ૫૦૩૧૯૯૪-૮-૪ |
| બિલીમોરા | ૬૬૪૫૮૫૬-૪-૦ | ૬૪૬૨૬૧૭-૪-૧ | ૧૩૧૧૨૪૭૩-૮-૧ |
| કુલ. | ૯૭૦૧૦૯૪-૫-૪ | ૮૪૩૮૩૭૩-૧૧-૧ | ૧૮૧૪૪૪૬૮-૦-૫ |

**બિલીમોરા બંદર.**

બિલીમોરા એ અંબિકા નદીના મુખ આગળ સમુદ્રથી ૩-૪ માઇલ દૂર આવેલું નાનું સરખું બંદર છે. સુરત જીલ્લો પ્રથમ ઇંગ્રેજ સરકારના તાબામાં હતો ત્યારથી આ બંદર ઉપર શ્રીમંત ગાયકવાડ સરકાર તરફથી જકાત લેવાય છે. સંવત ૧૯૦૧ થી સંવત ૧૯૨૨ સુધી સદર બંદરની જકાતનો વહિવટ વડોદરાના ગોપાળરાવ મૈરાળ તરફથી થતો હતો. તે વખતના ઉપજ ખર્ચના ચોકસ આંકડા મળી શકતા નથી, તોપણ દફતરમાં જે બીજા કાગળો છે તે ઉપરથી એમ જણાયછે કે તે વખતમાં ઉપજ જેટલોજ ખર્ચ પણ થતો હતો. સંવત ૧૯૨૩ સુધીનાં દફતરો જોતાં જણાય છે કે પ્રથમ જેવો ઇજારા વહિવટ ચાલતો હતો, તેવોજ વહિવટ એ વખતે પણ ચાલતો હતો. એ વખતમાં બંદર ઉપર નીચે પ્રમાણે સાત બાબતોની ઉપજ ઇજારદારો લેતા હતાઃ—

(૧) કોલ—કોલ એટલે બેઠક ફી. આ બેઠક ફી વરસમાં એક વખત—નાનું કે મોટું વહાણ હોય તોપણ—વહાણ દીઠ રૂ. ૧–૪–૦ થી રૂ. ૧૦–૮–૦ સુધી.

(૨) વળાવું—વહાણ ભરેલું હોય ત્યારેજ દર ફેરે વહાણના પ્રમાણમાં રૂ. ૭–૦–૦ થી રૂ. ૧૧–૧૨–૦ સુધી.

(૩) આધીયું—વહાણના પ્રમાણમાં રૂ. ૦–૮–૦ થી રૂ. ૨–૦–૦ સુધી.

(૪) વાનગી—જે ચીજ વહાણમાં ચઢે તે માલના પ્રમાણમાં, નંગ હોય તો ૫ નંગથી ૫૦ નંગ સુધી અને વજન હોય તો ૫ શેરથી ૧૦ શેર સુધી.

(૫) ફાગ—મહા મહિનાથી મૃગશાલ સુધી વહાણ દીઠ તેના પ્રમાણમાં રૂ ૧ અગર રૂ. ૨

(૬) મહાકોટીયું—માછલાંનાં કોટીયાં વગેરે દરેક વહાણે રૂ૦–૨ ૦

(૭) ભેટ—નવાં વહાણો બંધાય અને બીજે ઠેકાણેથી આવે તેવાં વહાણો ઉપર દર વહાણ દીઠ રૂ. ૧ થી રૂ. ૩

ઉપર પ્રમાણે સાત બાબતો શિવાય કેટલુંક વળાવું દર ખાંડીએ રૂ. ૦–૪–૦ પ્રમાણે વજન ઉપર લેવામાં આવતું હતું.[૧] ઇજારદારોના વખતમાં જકાતનો હક લેવા સંબંધી ચોકસ ધોરણ ઠરેલું નહિ હોવાથી ઇજારદારો મનસ્વી રકમ વસુલ કરતા, તોપણ તેઓ એ પ્રમાણે જે વસુલાત લેતા તે ઇજારદારો, વેપારીઓ અને વહાણવાળાઓની સમજુતીથી ઠરાવવામાં આવતું અને એ સમજુત થવાનું કારણ

૧ ગામનો મારવાડી વેપારી ભરૂચ વગેરે સ્થળેથી કાપડની ગાંસડીઓ લાવે તેના ઉપર કોઇ વેરો લેવાતો નહિ પણ ફક્ત વર્ષે રૂ. ૫|) અને દરમાસે દિવેલ શેર ૭॥ થાણામાં તેની પાસેથી લેવામાં આવતું.

એ હતું કે દરીઆમાં તથા કિનારા ઉપર ચાંચીઆ લોકો જે લુટફાટ કરતા તેનો બંદોબસ્ત સરકાર તરફથી સારી રીતે કરવામાં આવતો. સંવત ૧૯૩૦ ની સાલમાં ઉપજ વસુલ કરવા ઇજારદાર તથા કારકુન અને સિપાઇઓ ગયેલા તેમને બ્રિટિશ સરકાર તરફથી પકડવામાં આવ્યા હતા. આવા બનાવ વારંવાર બનતા તેથી કોઇ ઇજારો લેવા તૈયાર થયું નહિ. આથી સંવત ૧૯૩૨ ની સાલથી ઉપરનાજ ધોરણે સરકાર વહિવટથી બંદર ઉપર જકાત લેવાની શરૂ થઇ એ વખતથી એટલે સંવત ૧૯૩૨ થી ૧૯૫૨ સુધી દરસાલ કેટકેટલી ઉપજ આવેલી તે નીચેના આંકડાથી જણાશેઃ—

| સંવત | ઉપજ રૂપીયા |
|---|---|
| ૧૯૩૨ | ૭૧૮૬ |
| ૧૯૩૩ | ૧૦૩૮૨ |
| ૧૯૩૪ | ૧૧૩૫૯ |
| ૧૯૩૫ | ૮૧૩૪ |
| ૧૯૩૬ | ૧૦૦૪૨ |
| ૧૯૩૭ | ૯૧૬૮ |
| ૧૯૩૮ | ૧૦૭૨૫ |
| ૧૯૩૯ | ૧૦૪૭૪ |
| ૧૯૪૦ | ૧૦૮૮૦ |
| ૧૯૪૧ | ૧૦૨૩૮ |
| ૧૯૪૨ | ૯૯૨૫ |

| | |
|---|---|
| ૧૯૪૩ | ૯૬૦૭ |
| ૧૯૪૪ | ૯૫૬૨ |
| ૧૯૪૫ | ૧૨૨૨૨ |
| ૧૯૪૬ | ૧૧૦૧૨ |
| ૧૯૪૭ | ૧૧૬૯૭ |
| ૧૯૪૮ | ૧૦૩૪૦ |
| ૧૯૪૯ | ૧૧૪૬૫ |
| ૧૯૫૦ | ૧૧૧૨૧ |
| ૧૯૫૧ | ૧૦૦૮૮ |
| ૧૯૫૨ | ૧૦૬૩૨ |

સંવત ૧૯૩૨ થી સંવત ૧૯૫૨ સુધી ૩૧ વર્ષ સુધી જુની ઈજારદારોની પદ્ધતિ પ્રમાણે વસુલાત લેવાનું સરકાર તરફથી પણ ચાલુ રહ્યું. એ અરસામાં વહાણોની ઝડતી લેતાં વહાણો પણ ઘણાં જતાં આવતાં અને ઉપજ લેવાની જુદીજુદી સાત બાબતો હોવાથી ઉત્પન્ન પણ વધારે આવતું. સંવત ૧૯૫૨ ની સાલમાં જકાત લેવાના ધોરણમાં જાહેરનામા નં. ૧૩ તા. ૨૧-૩-૯૬ થી મહત્વનો ફેરફાર કરવામાં આવ્યો. એ જાહેરનામાથી પ્રથમ સાત બાબતોની ઉપજ લેવામાં આવતી તે બંધ કરી ફક્ત બેઠક ફી અને વળાવું બેજ બાબતની ઉપજ લેવાનું ઠરાવ્યું અને તેમાં પણ બેઠક ફી વરસમાં એકજ વખત અને વળાવું વહાણમાં માલ ભરેલો હોય ત્યારેજ લેવાનું ઠરાવી ખાલી વહાણને માફી આપવામાં આવી હતી. સંવત ૧૯૬૨ ની સાલમાં ઉપરનું જાહેરનામું રદ કરી નં. ૩૨ તા. ૨૭-૬-૦૫ નું નવું જાહેરનામું કાઢવામાં આવ્યું તેમાં બેઠક ફી રૂ. ૧ અને વળાવું દર ટને રૂ. ૦-૩-૦ રાખવામાં આવ્યાં. ત્યાર પછી

વળી જાહેરનામા નં. ૧૪ તા. ૩-૧૨-૦૬ થી વળાવાના ભરેલા વહાણના રૂ. ૦-૨-૬ રાખી ખાલી વહાણ ઉપર રૂ. ૦-૨-૦ કર બેસાડવામાં આવ્યો. આજ સુધી એ પ્રમાણેજ જકાત લેવાનો વહીવટ ચાલે છે. સંવત ૧૯૫૨ સુધી અનાજ ઉપર જકાતની માફી હતી અને જુના વહિવટમાં ટાંચણ ઉપરથી કામ કરતા તેથી સતમીની નોંધ થયલી નથી; પણ ત્યાર પછી એટલે સંવત ૧૯૫૩ થી દરસાલ કેટલી ઉપજ આવી તથા આમદાની અને રવાનગી સતમી વગેરે કેટલી થઇ તે નીચેના આંકડાથી જણાશેઃ--

| સાલ (સંવત) | વહાણની સંખ્યા | બેડક ફી રૂ. આ. પા. | વળાવું ખૂંટો રૂ. આ. પા. | કુલ રૂ. આ. પા. |
|---|---|---|---|---|
| ૧૯૫૩ | ૧૯૨૧ | — | — | ૫૭૧૧-૦-૦ |
| ૧૯૫૪ | ૧૯૫૫ | — | — | ૧૦૨૦૧-૦-૦ |
| ૧૯૫૫ | ૨૧૦૮ | — | — | ૬૯૮૮-૦-૦ |
| ૧૯૫૬ | ૪૦૦૭ | — | — | ૮૯૦૨-૦-૦ |
| ૧૯૫૭ | ૨૨૨૧ | ૨૦૭૬-૧૨-૦ | ૫૨૨૯-૮-૦ | ૭૩૦૬-૪-૦ |
| ૧૯૫૮ | ૨૩૧૯ | ૨૧૦૪-૪-૦ | ૫૧૯૫-૦-૦ | ૭૨૯૯-૪-૦ |
| ૧૯૫૯ | ૧૯૩૧ | ૧૭૯૫-૦-૦ | ૪૨૮૧-૧૨-૦ | ૬૦૭૬-૧૨-૦ |
| ૧૯૬૦ | ૧૯૬૨ | દાખલો | નથી. | ૬૧૬૫-૦-૦ |
| ૧૯૬૧ | ૨૧૫૨ | ૧૯૯૪-૪-૦ | ૪૫૧૬-૧૨-૦ | ૬૫૧૧-૦-૦ |
| ૧૯૬૨ | ૨૩૯૦ | ૪૭૭-૦-૦ | ૭૩૮૨-૭-૦ | ૭૮૫૯-૭-૦ |
| ૧૯૬૩ | ૩૧૯૯ | ૪૭૬-૦-૦ | ૬૧૭૮-૭-૬ | ૬૬૫૪-૭-૬ |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૯૬૪ | ૩૭૩૦ | ૫૩૨-૦-૦ | ૬૬૬૫-૧૨-૦ | ૭૧૯૭-૧૨-૦ |
| ૧૯૬૫ | ૩૪૦૭ | ૫૨૨-૦-૦ | ૬૩૯૯-૧૧-૦ | ૬૯૨૧-૧૧-૦ |
| ૧૯૬૬ | ૩૧૮૨ | ૪૮૭-૦-૦ | ૫૯૯૧-૧૩-૬ | ૬૪૭૮-૧૩-૬ |
| ૧૯૬૭ | ૨૭૪૨ | ૪૪૯-૦-૦ | ૫૩૫૩-૪-૬ | ૫૮૦૨-૪-૬ |
| ૧૯૬૮ | ૩૨૨૫ | ૪૫૪-૦-૦ | ૫૭૯૮-૧૩-૦ | ૬૨૫૨-૧૩-૦ |
| ૧૯૬૯ | ૩૨૩૦ | ૪૭૧-૦-૦ | ૫૫[illegible]૬-૧૫-૦ | ૬૦૫૭-૧૫-૦ |
| ૧૯૭૦ | ૨૪૮૩ | ૩૯૨-૦-૦ | ૪૬૩૪-૨-૬ | ૫૦૨૬-૨-૬ |
| ૧૯૭૧ | ૨૪૩૫ | ૪૩૧-૦-૦ | ૪૫૨૦-૮-૬ | ૪૯૫૧-૮-૬ |
| ૧૯૭૨ | ૨૬૦૩ | ૪૦૮-૦-૦ | ૪૯૭૮-૧૦-૦ | ૫૩૮૬-૧૦-૦ |
| ૧૯૭૩ | ૨૪૧૬ | ૩૭૭-૦-૦ | ૪૦૪૭-૬-૦ | ૪૪૨૪-૬-૦ |
| ૧૯૭૪ | ૨૫૬૯ | ૪૨૯-૦-૦ | ૪૬૫૧-૧૫-૬ | ૫૦૮૦-૧૫-૬ |

ઇજારા વહિવટમાં એટલે ગોપાળરાવ મૈરાળના હાથમાં જ્યારે બંદરનો વહિવટ હતો ત્યારે ઉપજ વધારે હતી અને ખર્ચ પણ વધારે થતો હતો. એ વખતે બંદરને માટે નીચે પ્રમાણે નોકરો રાખવામાં આવતા હતાઃ—

૧ વહીવટદાર.
૧ ટાઉન મેજીસ્ટ્રેટ.
૧ બીલીમોરા થાણદાર.
૧ જમાદાર.
૮ સિપાઇ.
૧ શાગીર્દ.

૧ મોતફાર.

૧ કમાઠી.

૧ ખીજમતદાર અને

૧ શિંગાડી.

એ પ્રમાણે ૧૭ નોકરોની ફોજ રહેતી. એ શિવાય દેવસ્થાન ધર્માદાય, ખેરાત, ભોજન, રોશનાઇ, દેણગી, આહેર, નજરાણા, વગેરેનો ખર્ચ થતો. તેમજ હોળી, દીવાળી, તુળશીવિવાહ, દશરાપૂજન, ગ્યારમી, સમુદ્રપૂજન વગેરેનો ખર્ચ પણ થતો. પરંતુ સંવત ૧૯૩૨ ની સાલથી સરકાર વહિવટ શરૂ થયો ત્યારથી ૧ કારકુન, ૨ મુલકી સિપાઇ, ૧ પોલીસ સિપાઇ, ૧ ફરાસ અને ૧ શિંગાડી કાયમ રાખી બાકીના તમામ નોકરોનો ખર્ચ કમી કરવામાં આવ્યો હતો. તેમજ દેવસ્થાન, ધર્માદાય, ખેરાત, ભોજન, રોશનાઇ, દેણગી, આહેર અને નજરાણાનો ખર્ચ પણ તેજ વખતથી કમી કરવામાં આવ્યો હતો. સંવત ૧૯૫૪ ની સાલમાં કારકુનની રૂ. ૩૫ ની જગો હતી તે કમી કરી કામની સોઇ ખાતર હુજુર હુકમથી એક રૂ. ૨૫ નો અને બીજો રૂ. ૧૦ નો એમ બે કારકુનની જગાઓ કરવામાં આવી અને કમાઠી તથા શિંગાડીની જગો કમી કરવામાં આવી. તેમજ સદર બંદર કચેરીમાં શ્રીમંત ગાયકવાડ સરકારની ગાદી ઘણાં વરસથી હતી તે સંવત ૧૯૬૩ માં ત્યાંથી ઉઠાવી લઇ લેવામાં આવી, તેથી તેને અંગે થતો હોળી, દીવાળી, તુળશીવિવાહ, દશરાપૂજન, ગ્યારમી અને સમુદ્રપૂજનનો ખર્ચ પણ તે વખતથી બંધ કરવામાં આવ્યો. તા. ૧-૪-૧૯૧૦ થી આબકારી સંબંધી એકંદર વહિવટમાં ફેરફાર થયો ત્યારે બંદર ઉપર રૂ. ૨૦ થી ૩૨ ની ગ્રેડનો એક હેડ કારકુન, રૂ. ૧૨ થી ૧૮ ની ગ્રેડનો એક દુયમ કારકુન, રૂ. ૭ ના પગારના બે સિપાઈ, અને એક પોલીસ ખાતાનો સિપાઇ એ પ્રમાણે નોકરો કાયમ રાખવામાં આવ્યા અને તેમને નવસારી-

–ગણદેવી આબકારી ઇન્સ્પેકટરની દેખરેખ નીચે મૂકવામાં આવ્યા. પહેલાં સતમી વગેરે કરવાનું કામ મહાજન ખાતા તરફથી કરવામાં આવતું. એ વખતે ઇજારાનો વહિવટ ચાલતો અને મારફતીઆ તરફથી કામ કરાવતા તેથી ઇજારદાર તથા ઇજારદારના હાથ નીચે સરકાર તરફથી આપેલા કારકુનો કામ કરતા હતા. એ વખતે મારફતીઆ લોકો સતમીની લાગત રૂ. ૧–૨–૦ લેતા હતા, તેમાં પાવડાની એટલે ડક્કાના રસ્તાની દુરસ્તી તે ખર્ચમાંથી કરી મારફતીઆને પગાર આપવામાં આવતો. હાલ પણ એજ વહિવટ ચાલે છે અને ડકકાની દુરસ્તી સરકાર તરફથી થાય છે. વહાણવાળાઓ નાશી જાય અગર જકાત ડુબાવે તો તેમના ઉપર ટાઉન માજીસ્ટ્રેટ આગળ ફોજદારી કામ ચાલતું હતું. પ્રથમ બિલીમોરા મહાલ ગણાતો હતો અને ફોજદારી અને દીવાની કામો બિલીમોરામાં ચાલતાં હતાં. હવે બિલીમોરા માજીસ્ટ્રેટની જગ્યા તા. ૧૬–૯–૯૧ થી કમી થયેલી છે. બિલીમોરા બંદરે થઇને નીચે જણાવેલાં બંદરો તથા ગામોનાં વહાણ આવજા કરે છેઃ—(૧) વાગરેજ, (૨) ધોલાઇ, (૩) કાંકરા, (૪) મેથીઆદાંડા, (૫) મોવાસા, (૬) વલસાડ, (૭) દમણ, (૮) તલાજા, (૯) કકવાડી, (૧૦) માંડવી, (૧૧) જંબુ, (૧૨) દ્વારકાં, (૧૩) કચ્છ, (૧૪) મટવાડ, (૧૫) વાસી, (૧૬) બોદાલી, (૧૭) ભાટ, (૧૮) દેલવાડા, (૧૯) કરાડી, (૨૦) ઉભરાટ, (૨૧) સાલાબેટ, (૨૨) દાંતી અંગ્રેજી, (૨૩) દાંતી ગાયકવાડી, (૨૪) ભીનાર, (૨૫) નિમરાઇ, (૨૬) બોરસી, (૨૭) જાફરાબાદ, (૨૮) ભરૂચ, (૨૯) વજેન અને (૩૦) રાનીફળી.

**નવસારી બંદર.**

નવસારી બંદરે બિલીમોરા બંદર પ્રમાણેજ હકક લેવામાં આવે છે. એ હકક લેવા સંબંધી બિલીમોરા બંદરે જેમ જેમ ફેરફાર થયો છે તેમ તેમ નવસારી બંદરે પણ થયો છે. નવસારી બંદરની એકંદર ઉપજ નીચે પ્રમાણે છેઃ—

| વરસ (સંવત) | ગાડીઓ કુલ | એઠક ફી રૂ. આ. પા. | વળાઉ ખૂટો રૂ. આ. પા. | કુલ રૂ. આ. પા. |
|---|---|---|---|---|
| ૧૯૫૨ | ૪૬૩ | ૦ | ૨૨૪૭-૮-૯ | ૨૨૪૭-૮-૯ |
| ૧૯૫૩ | ૩૫૨ | ૦ | ૧૪૦૪-૧૦-૩ | ૧૪૦૪-૧૦-૩ |
| ૧૯૫૪ | ૪૦૩ | ૦ | ૧૪૮૫-૬-૦ | ૧૪૮૫-૬-૦ |
| ૧૯૫૫ | ૫૦૯ | ૦ | ૧૭૪૫-૮-૦ | ૧૭૪૫-૮-૦ |
| ૧૯૫૬ | ૬૯૦ | ૦ | ૧૯૯૯-૧૨-૦ | ૧૯૯૯-૧૨-૦ |
| ૧૯૫૭ | ૩૨૦ | ૦ | ૧૦૨૯-૮-૦ | ૧૦૨૯-૮-૦ |
| ૧૯૫૮ | ૩૨૩ | ૦ | ૧૨૨૪-૪-૦ | ૧૨૨૪-૪-૦ |
| ૧૯૫૯ | ૩૨૪ | ૦ | ૧૦૮૨-૧૨-૦ | ૧૦૮૨-૧૨-૦ |
| ૧૯૬૦ | ૩૬૧ | ૦ | ૧૨૪૧-૪-૦ | ૧૨૪૧-૪-૦ |
| ૧૯૬૧ | ૫૭૨ | ૫૭૬-૦-૦ | ૧૧૨૪-૦-૦ | ૧૭૦૦-૦-૦ |
| ૧૯૬૨ | ૬૮૮ | ૧૪૨-૮-૦ | ૧૦૪૯-૧૦-૦ | ૧૧૯૨-૨-૦ |
| ૧૯૬૩ | ૫૨૨ | ૧૨૨-૦-૦ | ૭૧૯-૯-૬ | ૮૪૧-૯-૬ |
| ૧૯૬૪ | ૫૯૨ | ૧૧૪-૦-૦ | ૭૩૧-૫-૦ | ૮૪૫-૫-૦ |
| ૧૯૬૫ | ૬૦૨ | ૧૪૨-૦-૦ | ૭૫૧-૧૨-૦ | ૮૯૩-૧૨-૦ |
| ૧૯૬૬ | ૫૬૪ | ૧૩૫-૦-૦ | ૭૩૭-૧૨-૦ | ૮૭૨-૧૨-૦ |
| ૧૯૬૭ | ૫૫૩ | ૧૨૬-૦-૦ | ૭૬૬-૬-૬ | ૮૯૨-૬-૬ |
| ૧૯૬૮ | ૭૭૨ | ૧૬૫-૦-૦ | ૧૧૦૯-૬-૬ | ૧૨૭૪-૬-૬ |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૯૬૯ | ૫૩૬ | ૧૨૬-૦-૦ | ૮૭૫-૨-૦ | ૧૦૦૧-૨-૦ |
| ૧૯૭૦ | ૪૬૧ | ૧૦૪-૦-૦ | ૮૧૮-૮-૬ | ૯૨૨-૮-૬ |
| ૧૯૭૧ | ૪૧૧ | ૧૩૦-૦-૦ | ૬૨૭-૬-૦ | ૭૫૭-૬-૦ |
| ૧૯૭૨ | ૫૮૪ | ૧૧૫-૦-૦ | ૯૨૮-૭-૦ | ૧૦૪૩-૭-૦ |
| ૧૯૭૩ | ૪૮૭ | ૧૨૯-૦-૦ | ૮૭૯-૧-૦ | ૯૦૮-૧-૦ |
| ૧૯૭૪ | ૪૩૨ | ૭૬-૦-૦ | ૬૧૭-૭-૬ | ૬૯૩-૭-૬ |

નવસારીની પૂર્ણા નદીમાં કસબાપાર સુધી અને મિંઢોળા નદીમાં મરોલી સુધી નાનાં વહાણ આવી શકે છે. બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વે થયા પછી દરીઆ ને ખાડીથી ચાલતો વેપાર ઘણો કમી થઇ ગયો છે. મુખ્ય નિકાશ કપાસ ને ગોળની છે. નવસારીનો ગોળ ઘણો વખણાય છે અને એક તરફ મુંબઇ સુધી ને બીજી તરફ અમદાવાદ સુધી દેશાવર જાય છે. તેની કિંમત પહેલાં સારી આવતી, પણ રજપૂતાના માળવા રેલ્વે થયા પછી ઉત્તર તરફ મધ્ય પ્રાંત તરફનો ગોળ અમદાવાદ જવા લાગ્યો છે અને નવસારીના ગોળની ખપત કમી થઇ છે. કેળાં અને આદુ પણ રેલ્વે માર્ગે સુરત અને મુંબઇ જાય છે.

**હોડી ઉતાર.** નવસારી પ્રાંતમાં તાપી અને પૂર્ણા એ બે નદીમાં પાણી ઘણાં હોય છે અને તેથી કેટલેક ઠેકાણે એક ગામથી સામે ગામ જવાને હોડી ઉતારના ઘાટ નક્કી કરેલા હોય છે. એવા ઘાટ નીચે પ્રમાણે છેઃ—

| તાલુકો | કયી નદીમાં | કયા ગામથી સામેપાર કયે ગામ |
|---|---|---|
| નવસારી | પૂર્ણા | તવડીથી નવસારી |
| કામરેજ | તાપી | વરીઆવથી સુરત |
| ,, | ,, | અબ્રામાથી ભાવા |
| ,, | ,, | કઠોરથી ખોલવડ |
| ,, | ,, | કામરેજથી આંબોલી |
| ,, | ,, | ધોરણથી ખોલેશ્વર |
| ,, | ,, | કરજણથી ડુંગરા |
| ,, | ,, | ધળાથી ધાતવા |

**નવસારી** તાલુકાના આયાત માલમાં તમાકુ, ઘઉં અને ખાંડ એ મુખ્ય છે. ચોખા, જુવાર, નાળીએર, **બજાર.** કેરોસીન અને ઇમારતી લાકડાં દરીઆ માર્ગે ઘણું કરીને આવે છે. તમાકુ ઘણે ભાગે ભરૂચ તરફથી આવે છે. નર્મદાના ભાઠામાં થતી "બેટ" નામથી ઓળખાતી તમાકુ અહીંના લોકોને ઘણી પસંદ પડે છે અને બીડી બનાવવામાં વપરાય છે. આ તરફના બીડી પીનારા લોકો ઘણા શોખીન હોય છે. ઘઉં ભરૂચ જીલ્લાના હાંસોટ પેટા મહાલમાંથી ઘણું કરીને આવે છે. ખાંડ પ્રથમ બંગાળામાંથી ઘણી આવતી પણ કેટલાંક વર્ષથી બંગાળી ખાંડને બદલે મોરીસથી ખાંડ આવવા લાગી છે. નવસારી જેવા શેરડીનું વાવેતર કરનાર તાલુકામાં ખાંડ, સાકર, પરદેશથી લાવવી પડે એ ખરેખર દિલગીર થવા જેવું છે. જુવાર સોલાપુર તરફથી અને ચોખા બંગાળા ને બરમાથી આવે

છે. નાળીએર કોકણ અને મલબાર કિનારેથી વહાણમાં આવે છે. દિનપ્રતિદિન ઘાસતેલનો વપરાશ વધતો જાય છે અને દિવાબત્તીના કામમાં દીવેલ અને કોપરેલનો વપરાશ હવે નહિ જેવોજ રહ્યો છે. હલકા પ્રકારનું ઇમારતી લાકડું સોનગઢ, વ્યારા અને ડાંગમાંથી આવે છે પણ ઉંચા પ્રકારનું મલબાર અને બરમા તરફથી દરીઆ માર્ગે આવે છે. **માંગરોળ** તાલુકાનું મુખ્ય બજાર અંકલેશ્વર છે, પણ ખેતીની પેદાશનો કેટલોક માલ બ્રિટિશ હદના કીમ અને પાનોલી સ્ટેશનેથી પરદેશ રેલ્વેમાં ચઢે છે. કોસંબામાં બે જીન છે; ત્યાં કેટલોક કપાસ જાય છે અને કેટલોક કપાસ કીમ અને પાનોલી જાય છે. **ગણદેવી** તાલુકાનું મુખ્ય બજાર બિલીમોરા ને ગણદેવી છે; એ બંને સારાં ગણાય છે. ગુજરાતના બધા ભાગમાંથી અને કાઠીઆવાડના કેટલાક ભાગમાંથી વેપારીઓ અહીંઆં આવે છે. તાલુકાનાં બધાં ગામ બિલીમોરા અને અમલસાડ રેલ્વે સ્ટેશનોની નજીકમાં છે અને હાલમાં બિલીમોરા કાળાઆંબા રેલ્વે ચાલુ થવાથી ગણદેવી પણ રેલ્વે સ્ટેશન થયું છે. ગોળ, કેરી, ફણસ, અનેનાસ, આદુ, કેળાં, વગેરે માલ ભાવનગર, સુરત, મુંબઇ, વગેરે તરફ ઘણો જાય છે. અંબિકા નદીના મુખ ઉપર આવેલું બિલીમોરા એક સારૂં બંદર હોવાના કારણે ત્યાં પરદેશથી કરીઆણું, તમાકુ, પત્થર, નળીઆં વગેરે ઘણો માલ ઉતરે છે અને સુંઠ, લાકડાં, કેળાં, દીવેલી, ડોલી વગેરે ઘણો માલ પરદેશ જાય છે. **પલસાણા** તાલુકાનું મુખ્ય બજાર સુરત છે. સુરત સિવાય પલસાણા તાલુકાની અંદર પલસાણા અને બલેસરમાં અને તાલુકા બહાર બ્રિટિશ હદમાં બારડોલી અને મોતામાં પણ કેટલોક પેદાશનો માલ વેચાય છે. કપાસ બલેસર, બારડોલી, સાણરગામ, સીસોદરા, સણીઆ અને કોઇવાર સુરત અને રાંદેર જાય છે. **મહુવા** વેપારને માટે જાણીતું નથી. તાલુકાના લોકોને પોતાનો માલ વેચવાને માટે સુરત, નવસારી, બિલીમોરા, ગણદેવી અને બારડોલી જવું પડે છે. ઉત્તર તરફનાં ગામનાં લોકોનું બજાર

સુરત છે, મધ્ય ભાગનાં ગામોનું બજાર નવસારી છે અને દક્ષિણ તરફનાં ગામોનું બિલીમોરા ને ગણદેવી છે. ઘરગુતી અને સાધારણ વસ્તુઓને માટે દર અઠવાડીએ કંકરીઆ, વહેવલ, વલવાડા, કરચલીઆ અને ડુંગરી ગામે હાટ ભરાય છે. તાલુકાની નિકાસ વસ્તુઓમાં જુવાર, કપાસ ને ડાંગર પરદેશ જાય છે ને આયાતમાં કાપડ, કરીઆણું, લોઢું ને તાંબા પિત્તળનાં વાસણ છે. જાણવા જેવી કોઇ બનાવટની વસ્તુ બનતી નથી. હાથની સાળોથી કેટલાક મુસલમાન ખાદી જેવું જાડું કપડું બનાવે છે; અને હલકી કોમના કેટલાક લોકો ખજુરીનાં પાંદડાંની સાદડીઓ બનાવે છે. **સોનગઢ** તાલુકાનું મુખ્ય બજાર સોનગઢ છે. આસપાસનાં ગામડાંના લોકો ત્યાં પોતાના ખેતરની પેદાશનો માલ વેચવા લઇ આવે છે. દર અઠવાડીએ હાટ ભરાય છે ત્યારે વાણીઆ, વહોરા અને બીજા વેપારીઓ કાપડ, ધાતુનાં વાસણ, ગોળ, ટોપરાં વગેરે માલ લઇ આવે છે. વેપારી લોકો માલ તોળી આપવાને કાટલાં વાપરે છે, પણ કાળી પરજના લોકો ચંપુ, આઠીઉં, નીથીઉં, ચીપટીઉં એ વગેરે નામથી ઓળખાતાં માપ વાપરે છે. કાળીપરજના લોકો અનાજ, મહુડાં, દીવેલી, આસતરીનાં પાન, વગેરે માલ હાટમાં વેચે છે ને તેના બદલામાં કાપડ, મરચાં, ડુંગળી, ખારેક, ઘરેણાં, મણકા વિગેરે ખરીદે છે. **વ્યારા** તાલુકાનું મુખ્ય બજાર બારડોલી તાલુકાનું બુહારી ગામ છે. ત્યાં તાલુકાનો ઘણોખરો માલ વેચાવા જાય છે.

**હાટ.** કસબા તથા મોટાં ગામનાં બજાર તથા ચોટામાં વેપાર ચાલે છે. તે ઉપરાંત રાની મહાલોમાં હાટ ભરાય છે તેમાં પણ ઘણો વેપાર થાયછે. અઠવાડીઆમાં એક અથવા બે વખત હાટ ભરાય છે અને તેમાં ગોળ, કોપરાં, મીઠું, મરચું, તંબાકુ, કાપડ, માટી તથા ધાતુનાં વાસણ, શાકભાજી વગેરે વેચાય છે. ગામડાના લોકો શાકભાજી, ટોપલીઓ, લાકડાં, વગેરે ઘરની પેદાશ વેચવા લઇ આવે છે અને તેના ઉપજેલા પૈસાથી પોતાને જોઇતી ચીજો ખરીદી લઇ

જાય છે. એવાં હાટ વ્યારા તાલુકામાં દર શુક્રવારે ખોડતલાવ અને પંચોળી ગામે, શનિવારે વ્યારામાં, સોમવારે બાલપુરમાં, મંગળવારે વાસકુઇમાં અને ગુરૂવારે કપુરામાં ભરાય છે. માંગરોલ તાલુકામાં દર શુક્રવારે વાકળમાં હાટ ભરાય છે; સોનગઢ તાલુકામાં દર રવિવારે સોનગઢમાં, સોમવારે બંધારપાડામાં તથા સીંગપુરમાં, મંગળવારે ઉમરદામાં, બુધવારે સેગુપાડામાં અને ગુરૂવારે બુધામાં ભરાય છે; અને મહુવા તાલુકામાં દર રવિવારે ધોળી કુઇમાં તથા વલવાડામાં, સોમવારે મહુવામાં, મંગળવારે નલધારા કર્નલીઆમાં, બુધવારે અનાવલમાં, ગુરૂવારે વહેવલમાં; શુક્રવારે કાંકરાથામાં અને શનિવારે ખરવાણમાં ભરાય છે. હાટમાં વાણીયા સોની, વહોરા, ગોલા, ઘાંચી, માળી, છીપા, ભાવસાર, દરજી, મુસલમાન, કંદોઇ વગેરે વેપારીઓ મેદાનમાં માંડવા નાખી દુકાનો માંડે છે. માલ ખરીદવા આવનાર કાળી પરજના લોકોની સંખ્યા જુદા જુદા હાટમાં ઓછામાં ઓછા ૧૦૦ થી ૨૦૦૦ સુધી હોય છે.

**તોલ-માપ.** અનાજ, ઘી, તેલ, ગોળ, ખાંડ વગેરે મણના માપથી વેચાય છે. ૪૦ રૂપીઆ ભારનો શેર અને ૪૦ શેરનો મણ ગણાય છે. પણ સુરત જીલ્લામાં ૩૭½ રૂપીઆ ભારનો શેર ગણાતો હોવાથી નવસારી પ્રાંતમાં પણ તે પ્રમાણે ગણાય છે. ખાંડ, ગોળ વગેરે કેટલોક માલ બેંતાળા, ચુંવાળા વગેરે તોલથી વેચાય છે; એટલે તેનો ૪૨ કે ૪૪ શેરનો મણ ગણાય છે. ૭ મણનો હારો, ૧૨ મણની માણી, ૧૬ મણની કળશી, ૨૧ મણનો મોટો હ.રો, ૩૦ મણની ગાલ્લી ને ૩૨ મણનું ખેડીયું કહેવાય છે. કપાસ ૪૮ શેરની ધડી અને ૨૦ ધડીનો અથવા ૨૪ મણનો ભાર એ રીતે ગણાય છે. કાળી પરજનાં ગામડાંમાં અનાજ વગેરે તોલને બદલે માપથી લેવાય અપાય છે. એવા માપનું નામ ચંપુ, અડધીયું અથવા અડધું ચંપુ, આડીયું, અથવા પાંચપું અને નીથીઉં અથવા પાંચપાંનું અર્ધ, એવાં હોય છે; એક ચંપા માપમાં ૭ શેર અનાજ માય છે; પણ ડાંગર પા શેર જેટલી માય છે. દુધ, ઘી,

તેલ વગેરે પ્રવાહી પદાર્થ ભરવાનાં માપ હોય છે. તેમાં શેરનાં માપને શેરીયું ને અચ્છેરના માપને અચ્છેરીયું કહે છે. માપ ધાતુ અથવા લાકડાનાં હોય છે. લુગડાં અને લાકડાં માપવાને ગજ, તસુ ને વારનું માપ ગણાય છે. ૨ આંગળાનો તસુ, ૨૪ તસુનો ગજ ને ૧॥ ગજ અથવા ૩ ફુટનો વાર થાય છે. લાકડાં ઘન માપથી મપાય છે. સોનું રૂપું વગેરે કિંમતી ધાતુઓ તોલા, ગદીઆણા, વાલ ને રતીથી તોળાય છે. તોલો એટલે એક રૂપીઆ ભાર; એનું અર્ધ તે ગદીઆણો; ગદીઆણાના વાલ ૧૬ અને એક વાલની રતી ૩. વાલ તે વાલના દાણા જેટલું વજન ને રતી તે ચણોઠી જેટલું વજન.

## બનાવટ અને ઉદ્યોગ.

**વણાટકામ:**—નવસારી પ્રાંતની બનાવટ અને હુન્નરકળામાં ખેતી પછી બીજો નંબર વણાટકામનો આવે છે. બસેં વર્ષ ઉપર ગણદેવીમાં વણાટકામ ઘણા ઉંચા પ્રકારનું થતું. વિલાયત મોકલવા માટે સુરતમાં અંગ્રેજની કોઠીવાળા ત્યાંથી ઘણો માલ ખરીદતા. ડાકટર હાઉ નામનો એક અંગ્રેજ તો વણાટકામ શીખવા ગણદેવી આવ્યો પણ હતો. પણ વરાળથી ચાલતી મીલોની તથા પરદેશથી આવતા માલની હરીફાઇથી વણાટકામ ધીમે ધીમે પડતી દશામાં આવી ગયું છે. નવસારી, ગણદેવી, કઠોર, ખોલવડ, વિગેરે સ્થળે ખત્રી અને મુસલમાન વણકરો હજી પણ ઉંચી તરેહની સાડીઓ બનાવે છે. કઠોર અને ખોલવડમાં વહોરા વણકરો સ્થાનિક ખપતને માટે જાડું કાપડ બનાવે છે. પુરૂષો કરતાં સ્ત્રીઓ સ્વદેશી માલને હજી વધારે ચુસ્તતાથી વળગી રહીછે. જો કે ગવન, વાયલ, વિગેરે ભપકાદાર અને બારીક કુમાસનાં કપડાં દાખલ થવા લાગ્યાં છે, તો પણ નવસારી અને ગણદેવીની વણેલી સાડીઓ હજી વધારે વપરાશમાં છે અને તેને લીધે વણકરનો ધંધો તદ્દન પડી ભાગતાં અટક્યો છે. નવસારી પ્રાંતના વણકરોમાં

નવસારીમાં ૯, ગણદેવીમાં ૬, કઠોરમાં ૫, કછોલીમાં ૨, ને મહુવામાં ૨, સુધરેલી ઢબની સાળો (ફ્લાઇ શટલ હેન્ડ લૂમ); અને નવસારીમાં ૫, તથા ગણદેવીમાં ૨૩ ડોબી (નકશી કાઢવાનાં યંત્રો) રાજ્યના વેપાર ઉદ્યોગ ખાતા તરફથી દાખલ કરવામાં આવ્યાં છે.

**ભરતકામ:**—ભરતકામ ઘણું કરીને પારસી, અનાવલા અને બીજી કોમનાં બૈરાં ઘર કામમાંથી પરવાર્યા પછી નવરાશના વખતમાં કરે છે અને તેમાંથી સારી કમાઇ કરે છે.

**સુખડની પેટીઓ:**—બિલીમોરામાં સુખડની નાની નાની પેટીઓ ઉંચી કોતર કામની કારીગરીવાળી બહુ સારી થાય છે. સોનાના અને ઝવેરાતના દાગીના મૂકવાને માટે ગૃહસ્થ લોકો એ ભારે કિંમત આપીને લઇ જાય છે. ઘણે ભાગે યૂરોપીઅનોમાં તેની ખરીદી વધારે થાય છે ને તે લોકો તે વિલાયત મોકલી દે છે.

**લકડકામ:**—ખુરશી, ટેબલ, પલંગ, વગેરે ઉત્તમ પ્રકારનું ફરનિચર નવસારીમાં બહુ સારૂં થાય છે. તે મલબારી સાગનું સુશોભિત અને ટકાઉ હોવાથી બહાર ગામ બહુ ચઢે છે.

**ધાતુકામ:**—બળદની કોટે બાંધવાના પિત્તળના ભરતરના ઘુઘરા વ્યારામાં બહુ સારા બનાવવામાં આવે છે. નવસારી તથા ગણદેવીમાં તાંબા પીતળનાં વાસણ પણ સારાં બને છે.

**વહાણ બનાવવાનો હુન્નર:**—બિલીમોરા વહાણ બનાવવા માટે પ્રખ્યાત છે. ત્યાંના પારસી વ્હાણીઆ (વાડીઆ) વહાણ તથા હોડીઓ બાંધવાનું કામ ઘણું સારૂં જાણે છે. હાલ વહાણ બનાવવાના ત્યાં ૬ વાડા છે. તેમાં દર વર્ષે ૬–૭ વહાણ નવાં બંધાય છે. પહેલાં એ ધંધો સારો ચાલતો હતો પણ હવે તો છેક પડી ભાગવા આવ્યો છે.

કેટલાક વખતથી વરાળથી ચાલતાં કારખાનાં શરૂ થયાં છે.

**વરાળથી ચાલતાં કારખાનાં.** તેમાં સૌથી પહેલું સ્થાન કપાસ પીલવાનાં જીનને ઘટે છે. નવસારી પ્રાંતમાં કપાસ સારો થાય છે તેથી કોસંબાથી બિલીમોરા સુધી રેલ્વેની મુખ્ય લાઇન ઉપર તથા સુરતથી સોનગઢ સુધી દરેક સ્ટેશને જીન સ્થાપન થયાં છે. હાલ તેની સંખ્યા ૧૦ છે. એ શિવાય બીજાં કારખાનાં પણ શરૂ થવા લાગ્યાં છે. તેમાંનાં મુખ્ય નીચે પ્રમાણે છેઃ—(૧) **હિંદ કેન્ડલ વર્ક્સ** એ નામનું મીણબત્તી બનાવવાનું વરાળથી ચાલતું મોટું કારખાનું બિલીમોરામાં છે. તેમાં બનતી મીણબત્તીઓ તથા ગ્લીસરાઇન જથાબંધ મુંબઇ જાય છે. (૨) **ઇસ્ટ ઈન્ડીઆ ચોકોલેટ વર્ક્સ**—આ કારખાનું પણ બિલીમોરામાં છે ને તેમાં બનતો માલ મુંબઇ જાય છે. (૩) **તેલની મીલો**—બિલી-મોરામાં પાંચ છે જેમાં ૫૫ ઘાણીઓ છે ને તે ક્રુડ ઓઇલથી ચાલે છે. (૪) **ચોખાની મીલ**—બિલીમોરામાં એક મોટી ચોખાની મીલ છે ને બીજાં ત્રણ નાનાં કારખાનાં છે. આસ-પાસના બ્રિટિશ પ્રદેશમાંથી અને વાંસદા સંસ્થાનમાંથી ડાંગર પુષ્કળ આવે છે અને તેમાંથી ચોખા કાઢી બહાર દેશાવર મોકલવામાં આવે છે. (૫) **લાકડાં વહેરવાની મીલ**-બિલી-મોરામાં લાકડાં વહેરવાની બે મીલો છે. રેલ્વે માટેના સ્લીપરો અને લાકડાનાં પાટીઆં વહેરીને બહારગામ ચઢાવવામાં આવે છે. આ ઉદ્યોગ આગળ ઉપર ખીલશે તેવી આશા રહે છે. આ ઉપરાંત બિલીમોરામાં લોટ દળવાની મીલો, ઈંટો બનાવવાની ભઠ્ઠી અને ચુનાની ભઠ્ઠીઓ છે. (૬) **માંગલોરી નળીયાં બનાવવાનાં કાર-ખાનાં**-ગણદેવી તાલુકામાં ૩ અને નવસારીમાં ૧ મળી ૪ છે.

**ઉદ્યોગ.** સોનગઢ તાલુકાની મુખ્ય નિકાશમાં ઇમારતી લાકડું, સુરત, વ્યારા, બાજીપરા, કડોદ, વાલોડ, બારડોલી અને બિલીમોરા વગેરે ઠેકાણે જાય છે. એ ઉપરાંત

વળી દીવેલી, ખરસાણી, ડોળી, કણઝી, રોહીસેલતેલ, ચામડાં, ઘાસ અને મધ પણ બહાર જાય છે. આયાત માલમાં મીઠું, મસાલા, કાપડ, કેરોસીન, પીત્તળના દાગીનાં, મણુકા વગેરે છે. કેટલોક માલ પોઠીઆની પીઠ ઉપર વરઘાટનાં ગામોમાંથી ખાનદેશ તરફ ચીમેર બારીને રસ્તે વણઝારા લઇ જાય છે. તાલુકાનાં પશ્ચિમ તરફનાં ગામોની કેટલીક પેદાશ બ્યારા પ્રમાણે છે. ખેતી શિવાય બીજો જાણવા જેવો ઉદ્યોગ નથી. ચોધરા ને કોટવાળીઆ લોકો વાંસની ટોપલીઓ, સૂપડાં અને ખજૂરીનાં પાનની સાદડીઓ બનાવે છે પણ તેની ખપત તાલુકા બહાર કંઇ વિશેષ થતી નથી.

**ખાંડનું કારખાનું.** ગણદેવી તાલુકામાં શેરડી થતી હોવાથી સરકારે ગણદેવીમાં ખાંડનું કારખાનું ઉઘાડયું હતું અને શરૂઆતમાં સરકાર તરફથી ચલાવી પાછળથી ખાનગી સાહસે ચલાવવા વેચી દીધું હતું. પરંતુ છેલ્લાં ૩૦ વર્ષથી કારખાનું હયાતીમાં છતાં હજી સુધી સંતોષકારક રીતે ચાલતું નથી તેનું મુખ્ય કારણ એ છે કે કારખાનું ચલાવવા જેટલી શેરડી ગણદેવીમાં થતી નથી અને બહારથી ગોળ કે જાગરી લાવી કારખાનું ચલાવવું પરવડે એમ નથી. ગણદેવીની શેરડી પૈકી ઘણી ખરી સાંઠા તરીકે ખાવાને માટે સુરતના ઘાંચી વિગેરે લોકો વેચવા લઇ જાય છે. તેઓ ભાવ આપે છે તેટલો ભાવ આપી કારખાના માટે શેરડી લેવી એ પરવડે એમ પણ નથી.

**છાપકામ.** ગણદેવી તથા કઠોરમાં છીપા લોકો કપડાં રંગવાનું ને છાપવાનું કામ સારૂં કરે છે. છીપા લોકો મુંબઇ તથા સુરતથી કાપડ લાવે છે અને તેને રંગીને તથા છાપીને તેના સાલ્લા, જાજમો, ગોદડાનાં ખોળીઆં વગેરે બનાવી બહાર ગામ મોકલે છે.

નવસારી પ્રાંતમાં ડેરીનો નિયમીત ધંધો, વેપારી દૃષ્ટિથી બહુ

જોવામાં આવતો નથી. થોડા વર્ષ ઉપર અને હાલમાં છુટા છવાયા પ્રયત્નો જોવામાં આવે છે કે જેની રૂએ ક્રીમ કાઢવાના સેપરેટર કોઈ ગામડામાં જોવામાં આવતા હતા અને આવે છે. પણ એ ધંધો જામ્યો નથી તેમ હાલના સંજોગમાં જામે એમ નથી.

**ડેરીના ધંધા બાબત.**

તેનું મુખ્ય કારણ એ છે કે આખા વર્ષમાં દુધનો પૂરવટો અનિયમિત છે. એટલે શીઆળામાં જે પુરવટો હોય તેમાં બે માસ સુધીમાં ધીમે ધીમે ઘણો ઘટાડો થઇ જાય છે. નવસારી અને બીજા મોટા કસ્બામાં ભાટીઆ-દુધવાળાની દુકાનો હોય છે ત્યાં તેની આજુબાજુ કેટલાંક ગામડાંમાંથી કેટલાક ખેડુતોનું દુધ આખા વર્ષ માટે આગળથી ભાવ નક્કી કરીને રાખી લેવામાં આવે છે; અગર જ્યારે આવા દુકાનદારને ત્યાં વધુ માગણી આવે ત્યારે તેવા દુકાનદારો ગામડામાં માણસો મોકલીને તેટલું વધારાનું દુધ રાખી લે છે. સામાન્ય રીતે ખેડુતો પોતાના ઘરનું દુધ થાય તેનું ઘી કરે છે અને તે ઘીનો ઉપયોગ પોતાના ઘરને માટે કરે છે અગર શહેરમાં વેચવા મોકલે છે અગર શહેરમાંથી વેપારીઓ ઘી લેવા આવે તેમને સામટું વેચી દે છે. નવસારી પ્રાંતના પલસાણા, કામરેજ, વ્યારા અને નવસારી મહાલના મોટા ભાગનાં કણબી ખેડુતો પોતાના ઘરનું ઘી "ધાડવામાં" ભેગું કરીને સુરત શહેરમાં વેપારીને ત્યાં (છુટક વેચાણથી) વેચે છે. તે શિવાયના લોકો ગામડામાં ખેડુતો અગર વાણીઆ વેપારીને વેચાતું આપે છે. આવા વેપારીઓ ઘી એકઠું કરી જ્યારે મોટા ખર્ચ લગ્ન વગેરેના પ્રસંગે જરૂર હોય ત્યારે સામટું ખરીદનારને વેચે છે. નવસારી પ્રાંતમાં ચરોતરનું ઘી પણ વેચવા માટે લાવવામાં આવે છે, પણ તેનો જથો ઘણો નથી. નવસારી પ્રાંતમાં ઘેટાં બકરાંનો પણ જથો છે અને તે રાખનારા ભરવાડ લોકો છે. આ ભરવાડ બકરાંનું દુધ થાય તેમાંથી ઘી બનાવે છે અને તે ઘી સ્થાનિક ઉપયોગમાં-લગ્ન મરણના ખર્ચ પ્રસંગે તળવાના કામમાં-ખપી જાય છે અગર કેટલેક પ્રસંગે વાણીઆ જેવા

વેપારીઓ સારા ચોખ્ખા ગાય ભેંસના ઘીમાં ભેળ કરવા માટે ખરીદે છે.

સામાન્ય રીતે સારી ગાયને આઠ માસ સુધીની રોજની સરાસરીનું દુધ ૫ શેર સુધી અને ભેસંનું ૮ શેર સુધી થાય છે. ગાય અને ભેંસ સાધારણ રીતે આઠ માસ સુધી દુધ આપે છે. સામાન્ય રીતે રોજના ફાજલ દુધમાં ખટાશ ( છાશ અગર દહીંનું મેળવણ ) નાખીને દહીં બનાવવામાં આવે છે. આ પ્રમાણે ૫–૬ દિવસનું દહીં થાય એટલે તેને દેશી રવાઇથી વલોવી માખણ બનાવે છે અને માખણને તાવીને ઘી બનાવવામાં આવે છે. ભેંસના દુધમાંથી સેંકડે ૮ થી ૧૨ અને ગાયના દુધમાંથી ૫ થી ૯ ટકા ઘી થાય છે. આ પ્રમાણે ઘર ઉપયોગના ઘીમાંથી ફાજલ રહે તે ભેગું કરી સામટું મણ અર્ધોમણ થાય એટલે વેચે છે અગર સુરત વેચવા મોકલવામાં આવે છે. નવસારી પ્રાંતમાં એકલા ઘી બનાવવાના ધંધાથી ગુજરાન કરનારા ખેડુતો જુજજાજ છે. ખેતીની સાથે ઘરગતુ ધંધા તરીકે ઢોરો રાખીને તેમાંથી ઘી, દુધ વેચવાનો ધંધો ખાસ કરીને કણબી લોકો કરે છે. ઢોરોની માવજત બીજા ખેડુતો કરતાં કણબી, કોળી, કાછીઆ જાતના ખેડુતો તરફથી સારી થાય છે. નવસારી શહેરમાં પાછલા વખતમાં સુધરેલી જાતની પદ્ધત ઉપર ડેરી ઉઘાડવાના પ્રયત્નો ઘણી વખત કરવામાં આવ્યા હતા પરંતુ તે પ્રયત્નો થોડો વખત ચાલી બંધ પડયા હતા. હાલમાં શહેરોમાં બહારનું દુધ વેચાવા આવે છે તેમાં ઉમેરો કરવા માટે થોડાં ઢોર રાખીને જુજજાજ દુધઘી પેદા કરવામાં આવે છે. સુરત શહેરમાં તેવો રિવાજ ઘણો છે. સુરતમાં વેપારી દૃષ્ટિથી દુધ ઘી પૂરૂ પાડવા માટેના તબેલા–ડેરીઓ છે. નવસારીમાં તેવી ગોઠવણ નથી.

નવસારી પ્રાંતમાં સાધારણ રીતે દુઝણાં ઢોરને ઘાસ ચારા ઉપરાંત બીજો પૌષ્ટિક ખોરાક આપવામાં આવે છે. આ પૌષ્ટિક ખોરાકમાં કપાસીઆ અને ખોળ મુખ્ય છે. પણ જે ખેડુતો ફકત દુધ વેચવાનો ધંધો કરે છે તે પૌષ્ટિક ખોરાકમાં ફકત દુધ વધુ આવે

એવો ખોરાક જેમકે કપાસીઆ, કોપરાં, કુસકી એ વગેરે મુખ્ય ચીજો આપે છે. જેઓ ઘી બનાવી વેચે છે તેઓ ખોળ, ગુવાર, તુવેરનું ભુસું, કુસકી વગેરેનું મિશ્રણ કરીને ખવડાવે છે અને તેની સાથે ગોતર પણ મુકવામાં આવે છે. દુઝણાં જાનવરને દોહતા પહેલાં પાણી પાવાથી વધુ દુધ નીકળે છે એવી ખેડુતોમાં માન્યતા છે તેથી સવાર સાંજ દોહતા પહેલાં પાણી પાવાનો રિવાજ સારા ખેડુતોમાં હોય છે.

ઘી દુધના ધંધામાં બીજી વસ્તુઓ મેળવણી કરીને વેચવનો રિવાજ જોવામાં આવે છે તેને લીધે શહેરોમાં ચોખું દુધ મળી શકતું નથી. શહેરોમાં દુધ વેચવામાં આવે છે તેમાં પાણીનો ભેળ વધુ હોય છે. તેજ પ્રમાણે ઘીમાં બકરાંના ઘીનો અને કેટલીક વખત તેલનો ભેળ જોવામાં આવે છે. હાલમાં મોંઘવારીને લીધે સારૂં ઘી ખરીદી વાપરવાની શકિત ન હોવાથી લોકો સસ્તા માલ તરફ વિશેષ ધ્યાન પહોંચાડે છે અને તેને લીધે આવા ભેળસેળને ઉત્તેજન મળે છે.

**તાર.**

રેલ્વેની સાથે તાર ઓફિસોની સવડ થઇ છે. રેલ્વે સ્ટેશનની તાર ઓફિસમાં રેલ્વેનું તેમ લોકોનું તાર સંબંધી કામ થાય છે. એ ઉપરાંત કેટલીક મોટી પોસ્ટ ઓફિસના સંબંધમાં પોસ્ટખાતા તરફથી પણ તાર ઓફિસો ઉઘાડવામાં આવી છે.

**ટપાલ.**

સરકારે ટપાલ ખાતું ઉઘાડયું તે પહેલાં લોકો ખાસ ખેપીઆ રાખી કાગળ પત્રો મોકલાવતા. સન ૧૮૫૫ પહેલાં વડોદરા અને બ્રિટીશ રાજય વચ્ચે ટપાલ સંબંધી કંઇ ગોઠવણ નહોતી. એ વર્ષમાં ઉત્તરમાં ડીસા, દક્ષિણમાં મુંબઇ અને પૂર્વમાં માળવા તરફના ધોરી રસ્તા ઉપર ટપાલ લઇ જનાર હલકારા મૂકવાની ગોઠવણ બ્રિટિશ સરકારે કરી ત્યારે વડોદરા રાજ્યની હદમાંથી ટપાલ લઇ જવા હલકારા મૂકવાની પરવાનગી માગવામાં આવી હતી. આ પરવાનગી

ના બદલામાં ગાયકવાડ સરકારની જે સરકારી ટપાલ બ્રિટીશ પોષ્ટ મારફતે થઇને જાય તેનું ખર્ચ થાય તે મજરે આપવા ઠરાવ્યું હતું. આ ખર્ચ વડોદરા રેસીડેન્સીમાંથી અપાતું અને સને ૧૮૬૩ સુધી તેનો વાર્ષિક આંકડો વધારેમાં વધારે રૂ. ૪૦ અને કમીમાં કમી રૂ.૨૩ જેટલો જુજ થતો. સન ૧૮૬૩ પછી ખર્ચ વધવા માંડયું.૧૮૬૩–૬૪ માં બ્રિટીશ પોષ્ટ ખાતાની ખીલવણી થઇ,તેથી ગુજરાતમાં મોટાં મોટાં ગામોમાં ટપાલ ઓફિસો સ્થાપન થવા લાગી ત્યારે વડોદરા રાજ્યનાં ગામોમાં પણ ટપાલ ઓફિસો ઉઘાડવા પરવાનગી લેવામાં આવી; અને ત્યાર પછી ધીમે ધીમે ટપાલ ઓફીસો, કાગળ નાખવાની પેટીઓ વગેરેની સંખ્યા દિનપ્રતીદિન વધતી ચાલીછે. નવસારી પ્રાંતમાં નવસારી અને ગણદેવીની પોષ્ટ ઓફિસો જુનામાં જુની છે. સન ૧૮૭૮ માં મહુવા શિવાય પ્રાંતના દરેક તાલુકાના સદર સ્ટેશનમાં ટપાલ ઓફિસ સ્થાપન કરવામાં આવી હતી. ધીમે ધીમે ટપાલ ઓફિસ તથા કાગળ નાખવાની પેટીઓની સંખ્યા વધતી ગઇ હતી અને હાલ નવસારી પ્રાંતમાં એકંદરે ૪૭ ટપાલ ઓફિસો અને ૧૩૨ કાગળ નાખવાની પેટીઓ છે.

**વેપારીઓ.**

વેપારી વર્ગમાં વાણીઆ અને મારવાડી મુખ્ય છે. પારસી લોકો ઘણું કરી દારૂ તાડીનોજ રોજગાર કરે છે. કેટલાક અનાવલા ગોળ ને તમાકુનો વેપાર કરે છે. વહોરા લોકો ઘણે ભાગે દુકાનદારી કરે છે નાણાંની આપ લેનું અને શાહુકારી કામ ગુજરાતી અને મારવાડી વાણીઆના હાથમાં છે. કેટલાક વખતથી કાઠીયાવાડ તરફથી પણ લોકો વેપાર અર્થે આવવા લાગ્યા છે.

**મજુરીના દર અને માલના ભાવ.**

છેક ૧૯ મી સદીની અધવચ સુધીમાં મજુરીના દર ઘણા ઓછા હતા અને અનાજના ભાવ પણ ઘણા સસ્તા હતા. નવસારીના પ્રખ્યાત દેશાઇ જી ખુરસેદજી ટેમુલજીના રોજમેળોને આધારે સંવત ૧૮૨૧–૨૨ માં મજુરીના દર અને અનાજના ભાવ શા

પ્રમાણે હતા તે વિષે શેઠ સોરાબજી મંચેરજી દેશાઇ કૃત "તવારીખે નવસારી" નામના પુસ્તકના પાન ૨૨૪–૨૫ ઉપર આપેલી હકીકત ઉપરથી તે વખતે નીચે પ્રમાણે ભાવ હતા એમ જણાય છેઃ—

## ધંધાદારીની મજુરીના રોજ.

| | | | |
|---|---|---|---|
| સુથાર | ૬ આના | સોની | ૧૨ આના |
| લુહાર | ૮ ,, | કંસારા | ૭ ,, |
| દરજી | ૩ ,, | મજુર | ૨ ,, |
| મોચી | ૨ ,, | કડીયા | ૫ ,, |

## અનાજના ભાવ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ભાત ( ડાંગર ) | ૪॥ રૂ. એ હારો | | તેલ | ૨॥ રૂ. એ | મણ |
| ,, બંગાલીયું | | | ગોળ | ૧॥ | ૧ |
| ,, સાળીયું | ૨॥ | ,, | મટન | ૧ | ,, |
| ,, કડા | ૨ | ,, | તાડી | ૦। વાસણ | ૧ |
| ઘઉંનો લોટ | ૦॥–॥ રૂ. એ મણ | | ઇંડાં | ૧ પૈનું | ૧ |
| જુવાર બાજરી | ૦। | ૧ | મરઘાં | ૧ આનાનું | ૧ |
| દાળ તુવરની | ૧ | ,, | મીઠું | ૦)–। એ | મણ |
| દાળ ચણાની | ૦॥ | ,, | દૂધ | ૦।–॥ | ,, |
| કપાસ | ૧॥ | ,, | મરચાં | ૦।– | ,, |
| ઘી | ૮॥ | ,, | ખાંડ | ૨॥ | ,, |
| દારૂ | ૨।૦। | ,, | લાકડાં | ૧) એક ગાડી ખાળવાનાં | |
| દિવેલ | ૨।–॥ | ,, | | | |

હાલના ભાવ સાથે ઉપર જણાવેલા દર તથા ભાવ સરખાવતાં જણાશે કે પહેલાંના કરતાં હાલમાં ઘણીજ મોંઘવારી થઇ ગયેલી

છે. જુના વખતમાં રેલ્વે તથા આગબોટોની સવડ ન હોવાથી જે તે ઠેકાણે પેદા થતો માલ સ્થાનિક ઉપયોગમાં જ આવતો અને ભાવ તાલ સ્થાનિક જરૂરીયાત અને પેદાશ ઉપરથી બંધાતા. પણ હવે ઉપરનાં સાધનો થવાથી આખી દુનિયાંનો ભાવ એક સરખો થતો આવ્યો છે. માત્ર એક ઠેકાણેથી બીજે ઠેકાણે માલ લઇ જવાનો ખર્ચ અને જોખમ પૂરતો જ ફરક રહે છે. વળી પહેલાંના કરતાં હાલ નાણાંની છત પણ વિશેષ થઇ છે એટલે રૂપિયાની ખરેખરી કિંમત પણ પ્રમાણમાં ઘટી છે; અને તેથી પણ ભાવ વધે એ સ્વાભાવિક છે.

**સહકારી મંડળીઓ.**

ખેડુતો, કારીગરો અને ઓછી કમાણીવાળા લોકોને કરકસર કરી નાણાં બચાવવાનું અને એક બીજાને મદદ કરવાનું શીખવવાને અને સ્વાવલંબી કરવાને શ્રીમંત સરકાર તરફથી " આંટ વધારનારી સહકારી મંડળીઓ સંબંધી નિબંધ" સને ૧૯૦૪ માં મંજુર કરવામાં આવ્યો હતો; અને તેને અનુસરીને ૧૯૦૬ માં નિયમો મંજુર કરવામાં આવ્યા હતા. આ નિબંધ નિયમથી ફકત નાણાં

**નિબંધ તથા નિયમ.**

ધીરધાર કરવાની મંડળીઓજ સ્થાપન થતી; પણ સામટો માલ ખરીદવો, વેચવો, ઢોરનો વિમો ઉતારવો અને એવાજ બીજા ધંધામાં સહકાર્ય કરવું એ વગેરે બાબતની મંડળીઓ કાઢવાની એમાં છુટ ન હોતી. તેથી લોકોની આર્થિક, નૈતિક ને સામાજીક સ્થિતિ સુધારે એવી બધી જાતની મંડળીઓ સ્થાપન થઇ શકે એવી રીતે સુધારીને ૧૯૧૪ માં નવીન નિબંધ મંજુર કરવામાં આવ્યો હતો.

**ખાતાની સ્થાપના.**

રાજ્યના ખેતીવાડી ખાતાને સહકારી મંડળીઓ સંબંધી કામ પ્રથમ સુપ્રત કરવામાં આવ્યું હતું. પરંતુ ૧૯૦૭ માં વેપાર ઉદ્યોગ ખાતું નવું નીકળવાથી તે ખાતાને એ કામ સુપ્રત થયું. પણ બ્રિટીશ રાજ્યની

માફક આ રાજ્યમાં પણ સહકારી મંડળીઓની હિલચાલ જોરથી ચાલે એટલા માટે ૧૯૦૮-૦૯ માં એ ખાતે એક સ્વતંત્ર અમલદારની નિમણુંક થઇહતી. એ યોજના થોડા વખતમાં બંધ થઇ તોપણ છેવટે તા. ૧-૩-૧૯ થી સહકારી મંડળીઓનું સ્વતંત્ર ખાતું સ્થાપન કરવામાં આવ્યું છે અને તેના ઉપર સ્વતંત્ર અધિકારીની નિમણુંક થઇ છે.

**પ્રાંતમાં મંડળીઓ.**

નવસારી પ્રાંતમાં સહકારી મંડળીઓ સ્થાપન કરવાની શરૂઆત ૧૯૦૮-૦૯ થી થઇ હતી. શરૂઆતમાં ખેડુતોની ૩ મંડળીઓ નીકળી હતી. તેના સભાસદોની સંખ્યા ૭૬ હતી અને રૂ. ૮,૧૩૦નું ભંડોળ હતું. હાલ એટલે ૧૯૧૮-૧૯ માં ૬૪ ખેડુતોની મંડળીઓ છે, તેના સભાસદોની સંખ્યા ૧,૮૨૫ છે અને તેની પાસે રૂ. ૨,૮૨,૭૦૨ નું ભંડોળ છે. એ ઉપરાંત નવસારી પ્રાંતમાં એક સરકારી નોકરોની સહકારી મંડળી છે અને એક સહકારી બેંકિંગ યુનિયન છે એટલે તે સાથે બધી મળીને કુલ ૬૬ મંડળીઓ હાલ નવસારી પ્રાંતમાં છે. એ પ્રમાણે નવસારી પ્રાંતમાં હાલ જે ૬૬ મંડળીઓ છે તે ફક્ત નાણાંની ધીરધારનું જ કામ કરે છે. બીજા કામ માટે કાઢવાની મંડળીઓને માટે સારા, વેપાર કુશળ અને પ્રમાણિક માણસો જોઇએ તે આ પ્રાંતમાં મળતા નથી અને જે છે તેમને વખત નથી, એટલે એવી મંડળીઓ કાઢી શકાતી નથી; તોપણ કેટલીક મંડળીઓ કિફાયત ભાવે સામટો માલ લાવવાનું કામ કરે છે.

નવસારી પ્રાંતમાં ખેડુતોની મંડળીઓની પ્રગતિ શી રીતે થઇ તે નીચેના કોઠા ઉપરથી જણાશે:—

| તાલુકો. | મંડળીઓની સંખ્યા. | સભાસદોની સંખ્યા. | ભંડોળ રૂ. |
|---|---|---|---|
| નવસારી ... ... | ૨ | ૪૧ | ૨,૮૪૬ |
| ગણદેવી ... ... | ૯ | ૧૯૪ | ૨૫,૭૦૯ |
| પલસાણા ... ... | ૧ | ૨૧ | ૩,૦૬૭ |
| કામરેજ ... ... | ૪ | ૨૧૩ | ૫૩,૯૨૨ |
| મહુવા ... ... | ૧૧ | ૩૮૧ | ૩૧,૮૬૪ |
| માંગરોળ ... ... | ૩૨ | ૮૪૫ | ૧,૫૪,૭૦૨ |
| સોનગઢ ... ... | ૨ | ૫૧ | ૩,૫૭૯ |
| વ્યારા ... ... | ૩ | ૭૯ | ૭,૦૧૩ |
| કુલ ... | ૬૪ | ૧૮૨૫ | ૨,૮૨,૭૦૨ |

ઉપરના આંકડા ઉપરથી જણાય છે કે, માંગરોળ તાલુકામાં બીજા બધા તાલુકા કરતાં વધારે મંડળીઓ નીકળેલી છે અને તેમાં સભાસદોની સંખ્યા પણ વધારે છે. એ ઉપરથી જણાય છે કે તાલુકાના લોકો સહકારનું તત્ત્વ સારી રીતે સમજ્યા છે. એથી ઉલટું પલસાણા તાલુકામાં આખા પ્રાંતમાં ઓછામાં ઓછી એટલે માત્ર એકજ મંડળી નીકળેલી છે અને નવસારી જેવા સુધરેલી વસ્તીવાળા તાલુકામાં પણ બેજ મંડળીઓ છે. બીજા પ્રાંતો કરતાં નવસારી પ્રાંતની સ્થિતિ ઘણે ભાગે સારી છે. આ પ્રાંતમાં હંમેશાં વરસાદ સારો થાય છે તેથી દુકાળના પ્રસંગ ઓછા આવે છે અને લોકોનો ઘણો ભાગ ઉદ્યોગી અને સમજુ છે અને તેથી કામરેજ, નવસારી,

પલસાણા અને ગણદેવી મહાલના લોકોની આર્થિક સ્થિતિ સારી છે. ખેતી ઉપયોગી સાધારણ કામકાજ માટે તેમને નાણાંની ઓછી જરૂર પડે છે અને જોઇએ છીએત્યારે અંદર અંદરથી સસ્તા વ્યાજે નાણાં મળે છે તેથી એ તાલુકાઓમાં વધારે મંડળીઓ નીકળી નથી એમ લાગેછે. સોનગઢ, વ્યારા, મહુવા, અને માંગરોળ તાલુકાના વાકળ ટપ્પા-માં ઘણી વસ્તી રાની પ્રજાની છે. એમની નાણાં સંબંધી સ્થિતિ સારી ન હોવાથી તેમજ લોકો અભણ હોવાથી તેઓ સાહુકારોના પંજામાં વધારે સપડાયલા છે. આ લોકોની સ્થિતિ સુધારવાને માટે તથા તેમને મદદ કરવાને માટે સોનગઢ તથા વ્યારામાં સરકાર તરફથી ખેતીવાડી પેઢીઓ કાઢવામાં આવેલી છે અને મહુવા તાલુકામાં તથા વાકળ ટપ્પામાં સહકારી મંડળીઓ સ્થાપન કરવાનું કામ છેલ્લાં એક બે વર્ષથી ખાસ હાથપર ધરવામાં આવેલું છે. આ ચાર તાલુકાઓમાં સહકારી મંડળીઓની ખાસ આવશ્યકતા છે. જો મંડળીઓ નીકળે તો સાહુકારોના ત્રાસથી લોકો બચે. પરંતુ લોકો અજ્ઞાન હોવાથી તેમની મંડળીઓ ચલાવવા સારા સલાહકારની જરૂર છે તેથી તાલુકાના સારા પ્રતિષ્ઠિત માણસોને ઓનરરી ઓરગે-નાઇઝરો તરીકે નીમવાની ખાતાએ યોજના કરેલી છે.

**મંડળીઓને નાણાં ધીરવાની યોજના.**

સહકારી મંડળીઓને પ્રથમ સરકારમાંથી નાણાંની મદદ આપવામાં આવતી હતી. પરંતુ એક વખત સરકારમાંથી ધીરાણ થયા પછી ફરીથી મંડળી-ઓને જોઇતાં નાણાં મળવાને અડચણ પડવા લાગી તેથી અને આ હિલચાલ લોકોની છે અને લોકોજ તે નિભાવી લે એ સારૂ છે એમ જાણી સર-કારે રકમ ધીરવાનું બંધ કરી મંડળીઓને નાણાં ધીરવા માટે ૧૯૧૨–૧૩ માં નવસારી પ્રાંતમાં “સહકારી બેંકિંગ યુનિઅન” સ્થાપન કરાવ્યું હતું. આથી મંડળીઓને નાણાં મળવાની સરળતા થઇ છે. આ યુનિઅન સાથે જોડાનારી દરેક મંડળી યુનિઅનનો રૂ. ૨૦૦નો એક શેર લઇને તેમાં મેમ્બર થઇ

શકે છે. યુનિઅન લોકોની થાપણ વ્યાજે મેળવી મંડળીઓને તેમની જરૂરીઆત પ્રમાણે સહકારી મંડળીઓના અધિકારીની ભલામણથી નાણાં ધીરે છે. આ યુનિઅનને રૂ. ૨૬,૦૦૦ જેટલી મોટી રકમ જાથુની દેણગી તરિકે સરકારે આપેલી છે, તે ઉપરાંત સરકાર ડિપોઝીટના રૂપમાં પણ મદદ આપે છે. વળી વ્યકિતવાર રકમ ધીરવા કરતાં સહકારી મંડળીઓ મારફત નાણાં ધીરવાનું બિન જોખમી હોવાથી વ્યારાની ખેતીવાડી પેઢીએ પણ સહકારી મંડળીઓને નાણાં ધીરવાનું તત્ત્વ સ્વીકાર્યું છે.

**ઓડિટર.**

સહકારી મંડળીઓ સ્થાપન કરવાનું અને તેની તપાસણીનું કામ પ્રથમ સહકારી મંડળીઓના અધિકારી તરફથી તેમના મહેકમ મારફત થતું હતું. પણ ત્યાર પછી રાજ્યમાં મંડળીઓની સંખ્યા વધવાથી મંડળીઓના કામકાજ ઉપર પુરતી દેખરેખ રખાય તથા સહકાર્યનું શિક્ષણ લોકોને આપી શકાય એટલા માટે સ્વતંત્ર ઓડિટરો રાખવાની જરૂર પડી હતી. તે પ્રમાણે નવસારી પ્રાંત માટે ૧૯૧૬–૧૭ માં એક સ્વતંત્ર ઓડિટરની નિમણુંક થઇ હતી, ત્યારથી આ પ્રાંતમાં મંડળીઓના કામ માટે વધુ પ્રયાસ થાય છે.

**મંડળીઓથી થયેલા લાભ.**

સહકારી મંડળીઓ સ્થાપન થવાથી સભાસદો પોતાના નાણાંનો સારો ઉપયોગ કરવાનું અને કરકસર કરવાનું શીખ્યા છે. સને ૧૯૧૮–૧૯ માં સભાસદોની થાપણ ઉપરાંત ઇતર લોકોની પણ રૂ. ૪૨,૯૮૨ જેટલી રકમ મંડળીઓમાં જમા હતી. તે ઉપરથી જણાય છે કે મંડળીઓ ઉપર લોકોનો વિશ્વાસ બેસતો જાય છે. નાણાં મળવાની સવડ થવાથી કેટલાક લોકોએ સુધરેલી ઢબનાં ખેતીનાં ઓજારો આણ્યાં છે ને તેથી ખેતીમાં કંઇ સુધારો થયો છે. વળી સરકાર મહેસુલ ભરવા હપ્તા વખતે ખેતીની પેદાશનો માલ સસ્તે ભાવે વેચવો પડતો તે પણ કંઇ દરજ્જે બંધ થયું છે. માંગરોળ

તાલુકાના લોકોને સાહુકારોને ભારે વ્યાજ આપવું પડતું તથા અગાઉથી માલ જરપ કરવો પડતો તેમાં હવે કંઇક સુધારો થયો છે કારણકે મંડળીઓમાંથી ઓછે વ્યાજે નાણાં મળે છે ને નાણાં મળવાથી માલ જરપવો પડતો નથી. મંડળીઓ નીકળવાથી સાહુકારોને પોતાના વ્યાજનો દર પણ ઓછો કરવો પડયો છે.

---

# પ્રકરણ ૬ ઠું.

## ભંડોળ.

શ્રીમંત ગાયકવાડ સરકારને ઘણા જુના વખતથી પોતાની ટંકશાળ હતી તેમાં રૂપા તથા ત્રાંબાના ચલણી સિક્કા પાડવામાં આવતા હતા. આ નાણું બાબાશાઇ અગર શીહાશાઇ એ નામથી ઓળખાતું. પહેલા સયાજીરાવ મહારાજના મુતાલિક ફતેસિંહરાવ ગાયકવાડનું ઉર્ફે નામ બાબાસાહેબ હતું, તે ઉપરથી બાબાશાઇ અને એ સયાજીરાવ મહારાજના નામ ઉપરથી શીહાશાઇ નામ પડ્યું હોય એવો સંભવ છે. પહેલા સયાજીરાવ મહારાજના પહેલાંના વખતના બાબાશાઇ સિક્કા જોવામાં આવતા નથી. જો કે આ રાજ્યનું એ પ્રમાણે જુદું રૂપાનાણું હતું તોપણ નવસારી પ્રાંતમાં તેને બદલે ભરૂચી રૂપીઆ ચાલતા હતા. ભરૂચનો નવાબ દિલ્હીના બાદશાહથી સ્વતંત્ર થયો ત્યારે ઇ. સ. ૧૭૪૮ ના અરસામાં ભરૂચમાં તેણે પોતાની ટંકશાળ સ્થાપન કરી હતી. ભરૂચી નાણું પ્રથમ ચોખ્ખું હતું; પણ સિંધીઆએ ભરૂચ જીતી લીધા પછી ભરૂચી નાણાંમાં તાંબાનો ભેગ વધારે દાખલ થયો, તેથી ૧૦૦ ભરૂચી રૂપીઆ ૯૫ કંપની ( કલદાર ) રૂપીઆની બરોબર ગણાતા. કોઇ કોઇ વખત વટાવ કમીજાસ્તી થતો અને કોઈ કોઇ વાર બંને નાણાં સરખાં ગણાતાં. આખા નવસારી પ્રાંતમાં ભરૂચી રૂપીઆ ચાલતા હોવાથી સરકારી વસૂલ ભરૂચી રૂપીઆમાં લેવામાં આવતું. પણ તીજોરીમાં જે નાણાં અદા થતાં તે બાબાશાઇમાં થતાં અને વડોદરાની તીજોરીમાં નાણાં રવાના થતાં તે પણ બાબાશાઈમાં થતાં. પરંતુ વડોદરા અને નવસારી વચ્ચે કંઇ વેપાર નહિ હોવાથી બંને સિક્કા વચ્ચે વટાવનો દર સરકારને ઠરાવી આપવો પડતો. નવસા-

રીની આસપાસ અંગ્રેજી હદ આવેલી હોવાથી બજારની આપ લે કલદારમાં થતી. પણ તીજોરી સાથેનો વ્યવહાર ભરૂચી અને બાબાશાઇમાં ચાલતો હોવાથી લોકોને ઘણી અડચણ પડતી અને નુકસાન શોસવું પડતું. સન ૧૮૬૭–૬૮ માં મુંબઇ સરકારે સુરતના કલેકટરને એવો હુકમ કર્યો હતો કે ભરૂચી રૂપીઆના બદલામાં કલદાર રૂપીઆ આપીને તે ચલણમાંથી પાછા ખેંચી લેવા અને તેને ગાળી નાખી કલદાર બનાવવા ટંકશાળ તરફ મોકલી આપવા. આ સવલતનો લાભ લઈ નવી કારકીર્દીની શરૂઆતમાં એમ ઠરાવવામાં આવ્યું કે સરકારી નોકરોનો પગાર તથા તેમને તીજોરીમાંથી રોકડ રકમ મળતી હોય તો તે બાબાશાઈને બદલે કલદાર પણ નાણાંમાં આપવી અને સરકાર લહેણા બદલ તીજોરીમાં ભરૂચી રૂપીઆ લેવાને બદલે પોણા સોળ કલદાર આનાનો એક ભરૂચી રૂપીઓ એ પ્રમાણે ગણીને કલદાર નાણું લેવું. સ્ટાંપ વગેરેની કિંમત પણ કલદારમાં ઠરાવવામાં આવી. આ પ્રમાણે થવાથી ભરૂચી રૂપીઆ આપોઆપ ચલણમાંથી નીકળી ગયા અને કલદાર દાખલ થયા. આ પછી રાજ્યમાં બીજે ઠેકાણે પણ કલદાર અને બાબાશાઇ વચ્ચે વટાવના દરમાં વખતો વખત ઘણો ફેરફાર થતો હોવાથી વેપારને નુકસાન થાય છે એમ જણાયાથી બાબાશાઇ નાણું પાછું ખેંચી લઇ તેને બદલે આ રાજ્યમાં કલદાર નાણાનું ચલણ દાખલ કરવામાં આવ્યું હતું. આ બાબત તા. ૯ ઓગસ્ટ ૧૯૦૦ ના રોજ સરકાર તરફથી આજ્ઞા પત્રિકા ભા. ૧ પાન. ૧૯ માં એક જાહેરનામું બહાર પાડી લોકોને જણાવવામાં આવ્યું હતું કે "બાબાશાઈ રૂપીઆની કિંમતમાં કલદાર રૂપીઆની સરખામણીમાં ઘટાડો થયો છે તેમજ એ બંને નાણાં વચ્ચેના વટાવના દરમાં હંમેશ વધઘટ થયા કરે છે જેથી વેપારને મોટી હરકત થાય છે અને આ રાજ્યની પ્રજાને નુકસાન થાય છે તે સર્વ બાબતોનો કૃપા દષ્ટિથી વિચાર કરી શ્રીમંત સરકાર મહારાજા સાહેબે નામદાર હિંદુસ્થાન સરકાર સાથે બંદોબસ્ત કરી, આ રાજ્યની તમામ હદમાંથી બાબાશાઇ નાણું પ્રચાર-

માંથી ખેંચી લઇ તેને બદલે તેની કિંમત પુરતું કલદાર નાણું આપી પચાસ વર્ષથી ઓછી નહિ એટલી મુદત સુધી કલદાર નાણું ચાલુ કરવાનું ઠરાવ્યું છે. " આ પ્રમાણે બાબાશાઇ નાણું પાછું ખેંચી લઇ તેને બદલે કલદાર નાણું આપવાનો ભાવ બાબાશાઇ રૂ. ૧૩૦) ની કિમતના રૂપાનાણાંના કલદાર રૂ. ૧૦૦) આપવાનો ઠરાવ્યો હતો અને તા. ૧૩ ઓગષ્ટ ૧૯૦૧ થી છ માસ સુધીમાં તમામ બાબાશાઇ રૂપાનાણું ચલણમાંથી પાછું ખેંચી લઇ તા. ૧૩ ફેબ્રુઆરી ૧૯૦૧ થી આખા રાજ્યમાં સર્વત્ર કલદાર રૂપાનાણું ચાલુ કરવાનું ઠરાવવામાં આવ્યું હતું.× એ મુદત પછી બાબાશાઈ રૂપા નાણાની કિંમત સાધારણ રૂપા જેટલી ગણવાનું ઠરાવ્યું હતું. વળી તા. ૯-૮-૧૯૦૦ અને તે પછી બાબાશાઇ નાણાંમાં થએલા કરારોમાં પણ બાબાશાઇ રૂ. ૧૩૦) નાં કલદાર રૂ. ૧૦૦) ના હિસાબે લેવા આપવાનું ઠરાવવામાં આવ્યું હતું. પરંતુ વટહુકમ નં. ૨૨ તા. ૨૩ ફેબરૂઆરી ૧૯૦૧ આજ્ઞાપત્રિકા ભા. ૧ પાન. ૪૫૧ તા. ૨૮-૨-૧૯૦૧ થી એમ ઠરાવવામાં આવ્યું હતું કે બાબાશાઇ નાણાંમાં ઠરેલી નિમણુંક પગાર, આસામી, વર્ષાસન, દેવસ્થાન વગેરે કલદાર નાણાંમાં આપવું પડવાનું હોવાથી તે બાબાશાઇ રૂ. ૧૨૧$\frac{1}{2}$ ના રૂ. ૧૦૦ કલદાર એ હિસાબે આપવું.

આજ ધોરણ દેવા લહેણાના સંબંધમાં પણ લાગુ કરવામાં આવ્યું હતું, એટલે તા. ૯ ઓગસ્ટ ૧૯૦૦ પહેલાનું જે લોકોનું પરસ્પર દેવું લહેણું હતું તે પણ રૂ. ૧૨૧$\frac{1}{2}$ બાબાશાઇના રૂ. ૧૦૦ કલદાર એ હિસાબે લેવા આપવાનું કાયદેસર ઠરાવ્યું હતું.

સને ૧૯૧૧ ની વસ્તી ગણત્રી પ્રમાણે નવસારી પ્રાંતમાં જેમની

× એ મુદત પાછળથી ના. હિંદુસ્તાન સરકારની સંમતિથી લોકો ની સગવડની ખાતર આજ્ઞાપત્રિકા ભાગ. ૧ પાન ૩૯૧ તા. ૭-૨-૧૯૦૧ ઉપર તા. ૫-૨-૧૯૦૧ ના જાહેરનામાથી તા. ૨૮-૨-૧૯૦૧ સુધીની વધારવામાં આવી હતી.

પાસે થોડું કે ઘણું ભંડોળ હોવાનું અનુમાન થઇ થકે એવા વેપારના ધંધાથી આજીવિકા ચલાવનાર ૩૬૭૮ પુરૂષો અને ૬૪૬ સ્ત્રીઓ મળી કુલ ૪૩૨૪ હતાં. આ પૈકી ૩૩૫

**થાપણ વાળાઓ.** પુરૂષો અને ૨૮ સ્ત્રીઓ નાણાંની ધીરધાર કરવાનો ધંધો કરતાં હતાં અને બાકીના દુકાનદારી કરનારા અગર પોતાની થાપણના વ્યાજમાંથી નિર્વાહ કરનારા હતા. આ એંકદર ઇસમો પાસે નાણું કેટલું હશે તે ચોકકસ રીતે જાણવાને કંઈ સાધન નથી; પરંતુ જેઓ આયપતવેરો ભરે છે તેઓ જેટલો વેરો ભરે છે તેના પ્રમાણમાં તેમની વાર્ષિક ઉપજ હશે એમ માનીએ તો છેલ્લા ( સં. ૧૯૭૪-૭૫ ) ના વર્ષના નવસારી પ્રાંતના આયપત વેરાના પત્રક પ્રમાણે નીચે પ્રમાણે માલમ પડે છેઃ-

| | ઇસમ | | | વેરો રૂપીઆ | | |
|---|---|---|---|---|---|---|
| | સરકારી નોકર | ઇતર | કુલ | સરકારી નોકર પાસેથી | ઇતર પાસેથી | કુલ |
| રૂ. ૭૫૦ થી ૧૦૦૦ અંદર | ૫૯ | ૫૮૩ | ૬૪૨ | ૩૬૮– ૭–૨ | ૫૮૩૧–૧૨–૦ | ૬૨૦૦– ૩–૨ |
| રૂ. ૧૦૦૦ થી ૨૫૦૦ અંદર | ૫૮ | ૩૪૬ | ૪૦૪ | ૧૧૬૯–૧૨–૬ | ૭૬૮૭– ૨–૦ | ૮૮૫૬–૧૪–૬ |
| રૂ. ૨૫૦૦ થી ૫૦૦૦ અંદર | ૨૧ | ૩૭ | ૫૮ | ૬૭૭– ૬–૦ | ૧૭૭૯– ૦–૦ | ૨૪૫૬– ૬–૦ |
| રૂ. ૫૦૦૦ થી ૧૦૦૦૦ અંદર | ૬ | ૮ | ૧૪ | ૬૦૪–૧૪–૦ | ૭૦૬– ૮–૦ | ૧૩૧૧– ૬–૦ |
| રૂ. ૧૦૦૦૦ થી ૧૫૦૦૦ અંદર | ૦ | ૧ | ૧ | ૦ | ૧૯૮– ૦–૦ | ૧૯૮– ૦–૦ |
| રૂ. ૩૦૦૦૦ થી ૪૦૦૦૦ અંદર | ૦ | ૧ | ૧ | ૦ | ૪૮૦– ૦–૦ | ૪૮૦– ૦–૦ |
| કુલ | ૧૪૪ | ૯૭૬ | ૧૧૨૦ | ૨૮૨૦–૭–૮ | ૧૬૬૮૨–૬–૦ | ૧૯૫૦૨–૧૩–૮ |

આ ઉપરથી જણાશે કે સેંકડે ૫૭ ટકા રૂ. ૧૦૦૦) અંદર વાર્ષિક ઉપજવાળા; સેંકડે ૩૬ ટકા રૂ. ૧૦૦૦ થી ૨૫૦૦ અંદર ની વાર્ષિક ઉપજવાળા; સેંકડે ૫ ટકા રૂ. ૨૫૦૦ થી ૫૦૦૦ અંદર વાર્ષિક ઉપજ વાળા; સેંકડે ૧ ટકો રૂ. ૫૦૦૦ થી ૧૦,૦૦૦ અંદર વાર્ષિક ઉપજવાળા અને હજારે ૧ ટકો દશ હજાર અને પંદર હજારની વચ્ચેની આવકવાળા તથા હજારે એક ટકો રૂ. ૩૦,૦૦૦ અને ૪૦,૦૦૦ વચ્ચેની વાર્ષિક ઉપજવાળા છે. લોકોનું વલણ બને ત્યાં સુધી કરકસર કરી બચત કરવા તરફ હોય છે પરંતુ કરકસર કરી કરેલી બચત નવું દ્રવ્ય ઉપાર્જન થાય એવા કામમાં રોકવાને બદલે ન્યાતવરા, વરઘોડા વગેરે પ્રકારના ઉડાઉ ખર્ચોમાં ઘણે ભાગે ખર્ચાઇ જાય છે. વળી મજુર અને કારીગર વર્ગ દારૂ પીવામાં ઘણો પૈસો ઉડાવી દે છે ને તેથી તેઓ હંમેશાં કંગાલ સ્થિતિમાં રહે છે. ભંડોળ વાળા ઘણું કરીને વેપારી, નાણાં ધીરનારા સરકારી નોકરો વકીલો, ડાકટરો અને રેલ્વે તથા કારખાનાંમાં રોકાયલા ઇસમો હોય છે.

**થાપણનું રોકાણ.**

જેમની પાસે નાણું હોય તે પ્રથમ દરજ્જે તો સોના કે ચાંદીના દાગીના કરાવવામાં વાપરે છે અને એ ઉપરાંત હોય તો પોતાના સાહુકારોને ત્યાં વ્યાજે મૂકે છે. નાણું ઘરમાં દાટી મૂકવાનો રિવાજ ઘણો કમી થઇ ગયો છે. પ્રાંતમાં પોસ્ટ ઓફિસને અંગે ૧૯ સેવિંગ બેંકો છે જેમાં આ રાજ્યનાં ૫૬૧૫ ખાતાં છે ને રૂ. ૧૧,૯૪,૬૮૭ ની થાપણ તેમાં રોકાયલી છે. તો પણ તેનો લાભ હજુ જોઇએ તેટલો લોકો લેતા નથી. કેળવાયલા લોકો જેઓ બેંકના ફાયદા સમજી શકે છે તેઓ સેવિંગ બેંકમાં ખાતાં ખોલાવે છે

**સેવિંગ બેંકો**

અને તેની મારફત કેટલુંક નાણું સરકારી જામીનગીરીઓ ખરીદવામાં રોકે છે. નવસારીમાં વડોદરા બેંકની શાખા ૧૯૧૦ની આખરે ખોલવામાં

આવી છે તેમાં પણ સેવિંગ ખાતામાં અગર બાંધી મુદતથી થાપણો મૂકી વ્યાજ ઉપજાવવામાં આવે છે. કપાસની

**કપાસ.** મોસમમાં જીનના માલીકો તથા રૂના વેપારીઓ થોડી મુદત માટે નાણાં વ્યાજે રાખે છે તેમને ત્યાં પણ પૈસા વાળાઓ નાણાં વ્યાજે મૂકે છે.

ખેડુતો અને જમીનદારો ઘણું કરીનેં ફાજલ નાણાં વધારે જમીન ખરીદવામાં કે ગીરો રાખવામાં રોકે છે.

**જમીન.** વેપારી અને બીજા વર્ગનું વલણ પણ ફાજલ નાણાં જમીન ખરીદવામાં રોકવાનું વધતું જાય છે. આફ્રિકા અને હિંદુસ્તાન બહારના બીજા પ્રદેશોમાં કમાવા માટે ગયેલા લોકો પણ પોતાની કમાઈ જમીન ખરીદવામાં રોકે છે. આથી કરીને જમીનની કિંમત દિનપ્રતિદિન વધતી ચાલી છે. સોનગઢ, વ્યારા, મહુવા વગેરે તરફ આથી ઘણી જમીન આબાદ થઈ છે.

જોઇન્ટ સ્ટોક કંપનીઓના શેરો ખરીદવામાં પણ નાણાંનું રોકાણ હાલમાં વિશેષ થવા લાગ્યું છે. દસ વર્ષ

**શેરો.** પહેલાં કેટલાક પારસી અને વણિક ગૃહસ્થો શિવાય બીજા લોકો શેરોમાં નાણાં રોકવાનું સમજતા નહોતા પરંતુ જોઇન્ટ સ્ટોક કંપનીઓ તરફથી મળતા છમાસિક અને વાર્ષિક નફાથી તેમજ શેરોના ભાવમાં વધારો થવાથી શેર વેચાણથી મળતા નફાને લીધે લોકો હવે શેર ખરીદવા તરફ વધારે આકર્ષાય છે.

ઘર ખરીદવામાં અગર જુનાં ઘર દુરસ્ત કરવામાં અગર નવેસર બાંધવામાં પણ કેટલાંક વર્ષથી વધારે નાણું

**ઘર.** ખર્ચાતું જોવામાં આવે છે. પૈસા વાળા પોતાના ઘર નજીકના બીજા લોકોનાં ઘર ખરીદવામાં તથા દુકાનો વગેરેમાં નાણું છુટથી રોકે છે. આથી કરીને ઘરો અને

ઘરથારની જમીનની કિંમતમાં પણ પહેલાંના કરતાં ઘણો વધારો થઇ ગયો છે અને એ વધારો દિનપ્રતિદિન વધતો જાય છે.

**શરાફ.** શરાફો ઘણે ભાગે વાણીઆ, શ્રાવક કે મારવાડી હોય છે ને કેટલાક પારસી પણ શરાફી કરે છે. તેઓ પારેખ કે નાણાંવટી પણ કહેવાય છે ને વેપારી વર્ગમાં તેમની આબરૂ સારી ગણાય છે. કેટલીક વખત લોકો સહીસલામતીને સારૂ પોતાનું નાણું શરાફોને ત્યાં વગર વ્યાજે કે વરસે ટકો દોઢ ટકો વ્યાજે મુકે છે. પણ હવે બેંકો નીકળવાથી તેમ શેર વગેરેમાં નાણાં રોકવા સવડ થયાથી સરાફોને ત્યાં નાણાં વ્યાજે મૂકવાની રીત શિથિલ થતી જાય છે. જેમનો ધંધો નાણાંની ધીરધાર કરવાનો છે તેના મુખ્ય ત્રણ વર્ગ પાડી શકાયઃ-( ૧ ) શરાફ એટલે હુંડી પત્રી લખનારા તથા નાણાં ધીરનારા, ( ૨ ) જણસાઉ સાહુકાર એટલે તારણમાં દાગીના વગેરે માલ મિલકત રાખી નાણાં વ્યાજે ધીરનારા અને ( ૩ ) ગામડાંમાં વ્યાજવટુ કરનારા. નવસારી પ્રાંતમાં શરાફી પેઢીઓની સંખ્યા બીજા પ્રાંતને મુકાબલે થોડી છે. જે છે તે ઘણુંકરી નવસારી, ગણદેવી, બિલીમોરા સોનગઢ અને વ્યારામાં છે. રેલ્વે થતા પહેલાં સુરત અને ખાનદેશ વચ્ચેનો બધો વેપાર વચમાં વ્યારા અને સોનગઢ થઇને ચાલતો. સોનગઢ અને વ્યારામાં વેપારીઓ તથા માલનાં ગાડાંનો મુકામ થતો અને મોટી શરાફી પેઢીઓના આડતીઆ આ કસ્બાઓમાં રહેતા; પરંતુ રેલ્વે થયા પછી આ વ્યવહાર બંધ થઇ ગયો છે. કેટલાક શરાફો વહીઆત તરીકે કામ કરે છે અને ખેડુતને સરકાર ધારો ભરવાનો હોય તે તેના તરફથી ભરી પાછળથી વ્યાજ સાથે તેની પાસેથી વસૂલ લે છે. જુના વખતમાં બધો વ્યવહાર તેમની મારફતે થતો પણ હવે ખેડુતો પોતાને ભરવાનો ધારો ઘણું કરી પોતે સરકારમાં ભરે છે તેથી સોનગઢ, વ્યારા વગેરે સ્થળોએ વહીયાતું કરતા સરાફોનો ધંધો પડી ભાગ્યો છે. નવસારી કસ્બાના સરાફો મોટે ભાગે ગુજરાતી વાણીયા, શ્રાવક, મારવાડી અને

પારસીઓ છે. બિલીમોરામાં તેઓ મોટે ભાગે શ્રાવક અને પારસી છે, અને સોનગઢ તથા વ્યારામાં વાણીયા છે. બેંકો વગેરે નીકળવાથી તથા પોસ્ટ ખાતે મનીઓર્ડરની સવડ થવાથી શરાફીનો ધંધો હાલ મંદીમાં છે કેમકે પહેલાંની પેઠે હવે મુંબઇ પૂના વગેરેની હુંડીઓની કંઇ વિશેષ માગણી થતી નથી. વળી સરકાર તરફથી શરાફોને જે કામ મળતું હતું તે પણ બંધ થઇ ગયું છે. સને ૧૮૭૪ માં શ્રીમંત મલ્હારરાવ મહારાજે નવસારીમાં પોતાના નામની શરાફી પેઢી કાઢી હતી તે પહેલાં નવસારી પ્રાંતમાં સરકારી પેઢી નહોતી. એ પેઢી ૧૮૭૫ માં બંધ થઇ છે.

**જણસાઉ સાહુકારો.**

જેમનો ધંધો શરાફીનો નથી એવા પણ કેટલાક લોકો પોતાના ધંધા ઉપરાંત કે સ્વતંત્ર નાણાં ધીરવાનો ધંધો કરે છે. એ લોકો જેને પૈસા ધીરવાના હોય તેની પાસેથી ધીરવાની રકમના અવેજમાં ચાંદીની કે સોનાની કોઇ જણસ રાખે છે અને તેથી તેમને જણસાઉ સાહુકાર કહે છે. અવેજમાં રાખવાની રકમની કિંમત ધીરવાની રકમ કરતાં લગભગ સવાઇ જેટલી હોય તોજ તેઓ પૈસા ધીરે છે. આવા જણસાઉ સાહુકારોમાં વાણીઆ, બ્રાહ્મણ, મારવાડી ને પારસી હોય છે. પૈસાદાર ખેડુતો પણ કેટલીક વખત આ ધંધો કરે છે.

**ગામડામાં ધીરનારા.**

છેક નાનાં ગામડાંમાં ધીરધાર કરનારા ગામના પટેલો, કણબી, ભાઠેલા, વાણીઆ, મારવાડી ને પારસી છે પણ તેમાં મારવાડીને પારસી મુખ્ય હોય છે. તેઓ ગરીબ લોકોને અનાજ લુગડાં વગેરે આપે છે અને મોસમમાં સવાયા દોઢા પાછા લે છે. જે દાણા આપવામાં આવે છે તેમાં મણના સવામણ પાછા લેવામાં આવે છે છતાં ગરીબ લોકોને તેમ લીધા વગર છુટકો થતો નથી. પટેલો, કણબી ને ભાઠેલા ખેતીની મોસમમાં તેમની પાસેથી પોતાના ખેત-

રની મજુરી લખાવી લે છે. પારસીઓની નાનાં નાનાં ગાંમડામાં દારૂની દુકાનો હોય છે અને કાળીપરજના લોકોને દારૂનું વ્યસન વધારે હોય છે તેથી પારસીઓ તેમને ઉધારે દારૂ આપે છે અને મોસમમાં સવાઇ દોઢી કિંતનો ખેતીનો પાક લઇ લે છે. દારૂને લીધે કાળીપરજના લોકો પારસીના ગુલામ જેવા થઇ રહે છે તેથી પારસીઓ પોતાની ખેતીને માટે એ લોકોમાંથી સહેલાઇથી સેંકડો મજુરો મેળવી શકે છે. પારસીને ત્યાંથી વ્યાજે નાણું લેનારા અને ઉધાર દારૂ લેનારા કાળીપરજના લોકો ઉપર પારસીઓનો કરપ બહુ હોય છે તેથી તેનું નાણું ખોટું થતું નથી; તોપણ તેમની સાથે તે સલુકાઇથી વર્તે છે અને તેની હાજતો પૂરી પાડે છે, તેથી પારસીઓને છોડીને તેઓ જતા નથી. સરકારી અમલદાર કે પટેલ કરતાં પણ તેઓ પારસીના હુકમમાં વધારે રહે છે.

**મારવાડી.** નવસારી પ્રાંતના દરેક ગામડાંમાં ઘણું કરીને એકએક મારવાડીનું ઘર હોય છે. નર્મદાની ઉત્તરે મારવાડીઓ માલમ પડતા નથી તેથી એ મારવાડીઓ દક્ષિણના થાણા જીલ્લામાંથી આવેલા હોય એમ લાગે છે. મારવાડી ઘણા સંપીલા હોય છે. કોઇ ગામમાં મારવાડી ફકત દોરી લોટો લઇને આવે છે અને ત્યાં બે ચાર રૂપીઆનો માલ લાવી નાની સરખી દુકાન કાઢે છે અને બહુ કંજુસાઇથી રહે છે. ત્યાર પછી ધીમે ધીમે ભંડોળ વધારી મોટી દુકાન કાઢે છે, સાથે ગામડાંના લોકોને નાણાં ધીરે છે પછી પોતાના હાથમાં આવેલા ઘરાકને તે ખસવા દેતો નથી. વ્યાજનું વ્યાજ ચઢાવી તે આંકડો વધારતો જાય છે ને ઘરાકનું ઘરબાર કે ખેતર લખાવી લે છે ને પછી દમીને નાણાં વસુલ કરે છે, તો પણ ઘરાક સાથે બગાડતો નથી. ચોપડામાં ફકત ઠામ ખાતા વહી રાખે છે તેમાં ઘરાકનું સામા દસ્તકનું ખાતું પડાવી લે છે. હાલ તો કેટલાક મારવાડી મોટા પૈસાદાર થઇ પડેલા છે ને આડતનો કે શરાફનો ધંધો કરે છે.

**ખાંધાં પાંજરાં.** નાણાં ધીરવાની એક રીત ખાંધાં પાંજરાં છે. એ રીતથી પહેલેથી રકમ ઉપર વ્યાજ ચઢાવી ખાતું પડાવી લેવામાં આવે છે અને પછી અમુક રકમના હપ્તાથી મુદત બંધી તે રકમ વસુલ કરવામાં આવે છે. આવી રીતે ધીરવામાં વ્યાજ સેંકડે ૨૦ થી ૫૦ સુધી હોય છે અને દર મહિને કે બબ્બે મહિને ભાગે પડતી રકમ વસૂલ કરવાનું ઠરાવે છે. ગામડાના ગરીબ ખેડુતોને ગાય, ભેંસ વગેરે ઢોર લેવું હોય તો આવી રીતે ખાંધું કરી પૈસા ઉપાડે છે અને ઘી દૂધની ઉપજ હપ્તાસર સાહુકારને ત્યાં ભરે છે.

**ચોપડા.** શરાફનો ધંધો કરનારા મુખ્યત્વે કરીને નીચે પ્રમાણે ચોપડા રાખે છેઃ-

( ૧ ) રોજમેળઃ—દરરોજનો જમા ખર્ચ લખવાનો ચોપડો.

( ૨ ) ખાતાવહીઃ—રોજમેળમાં જેના નામે જમા ખર્ચ થયો હોય તેનાં ખાતાં પાડી તે જમા ખર્ચ તેમાં નોંધી રાખવાનો ચોપડો.

( ૩ ) હુંડીની નોંધ.

( ૪ ) સામા દસ્કતની ચોપડીઃ—જેને પૈસા આપવામાં આવે તેના હાથ દસ્કતનું ખાતું પડાવી લેવાનો ચોપડો.

( ૫ ) વ્યાજવહીઃ—તમામ આસામીઓને ધીરેલી રકમનું આખા વર્ષનું વ્યાજ ખાતાવાર કાઢવાનો ચોપડો. આ વ્યાજ કારતક શુદ ૧ થી આસો વદ ૦)) સુધીનું ગણાય છે. નવસારીના કેટલાક સાહુકારો કાચો મેળ રાખે છે. નાના સાહુકારો રોજમેળ અને ખાતાવહી બેજ રાખે છે અને ગામડાના સાહુકારો કે જણસાઉ સાહુકારો ફક્ત સામાદસ્કતની ચોપડી કે બેઠી ખાતાવહીજ રાખે છે. આ ચોપડા અમદા-

વાદ્દી જાડા કાગળનાં લાંબાં પાન રાખી, સળપાડી એક છેડેથી બાંધવામાં આવે છે અને તેને વચ્ચેથી ગડી વાળવામાં આવે છે. ચોપડાને ચામડાનું કે છીંટનું પૂઠું ચઢાવવામાં આવે છે ને લાંબી દોરીથી તેને બાંધવામાં આવે છે.

**કરજે નાણું કાઢનારા.** નાણું કરજે કાઢનારા પાંચ પ્રકારના હોય છેઃ—(૧) સરકારી નોકરો અને વતનદારો, (૨) વેપારીઓ, (૩) કારીગરો, (૪) ઘર ધંધાના નોકર ચાકરો, અને (૫) ખેડુતો તથા મજુરો.

સરકારી નોકરોમાં જેઓની આવક ઓછી હોય છે અથવા ખર્ચ વધારે હોય છે તેને કરજ કાઢવું પડે છે. તેઓ પગાર થાય છે એટલે સાહુકારને ઉપાડેલા પૈસા આપી દે છે અને દર મહિને એમ ચાલ્યાજ કરે છે. સારા આબરૂદાર નોકરને ઓછે વ્યાજે કે એમને એમ નાણું મળે છે; પણ બીજાને જામીનગીરી આપવી પડે છે કે જણસ ગીરો મૂકવી પડે છે. વધારે રકમ ઉપાડવાનો પ્રસંગ આવે છે ત્યારે દર મહિને પગારમાંથી અમુક રકમના હપ્તા આપવાનું ઠરાવે છે. વતનદારોને આવ્યા ગયા ખર્ચને માટે વતન ઉપર દેવું કરવું પડે છે. ઘણે ભાગે વતનદારોની હાલત સારી હોતી નથી.

નાના વેપારીઓ મોટા વેપારીને ત્યાંથી ઉધાર માલ લાવી વેપાર કરે છે અને વખતે માલ લાવવા સાહુકારને ત્યાંથી કરજાઉ નાણાં કાઢે છે. વેપારીની શાખ સારી હોય તો તેને એમને એમ નાણાં મળે છે;નહિ તો જણસ ગીરો મૂકવી પડે છે કે રોજનો વકરો સાહુકારને ત્યાં ભરવાની શરત કરવી પડે છે.તેની શાખ પ્રમાણે છથી બાર ટકાનું વ્યાજ તેને આપવું પડે છે. કારીગરોને પોતાના ધંધાનાં ઓજાર ખરીદવા કે લગ્ન મરણ વગેરે પ્રસંગે નાણાં ઉપાડવાની જરૂર પડે છે. પરંતુ કેટલાક વણકર વગેરે કારીગરો તો વેપારીના બાંધેલા હોય છે એટલે વેપારીને ત્યાંથી ૨૦૦–૩૦૦ રૂપીઆ અગાઉથી ઉપાડે છે અને પછી તેના ઘરનું જ કામ કરે છે અને પોતાની

મજુરીમાંથી પૈસા વાળી આપે છે. ઘણું કરીને કારીગરો આળસુ અને દુર્વ્યસની હોય છે તેથી તેમને વારંવાર પૈસાની જરૂર પડે છે અને તેથી તેઓ દેવામાંથી છુટતાજ નથી.

**નોકર ચાકરો.** ઘર ધંધાના નોકર ચાકરો બે પ્રકારના હોય છે:–ઘરનું સામાન્ય કામકાજ કરનારા; અને ખેતીના "હાળી" વગેરે. ઘરકામના નોકરોને કોઇ વખત જુજ રકમની જરૂર પડે છે ત્યારે ઘણું કરીં તે પોતાના શેઠને ત્યાંથીજ ઉપાડી પગારમાંથી વાળી આપે છે.

**હાળી.** ભીલ, કોળી, દુબળા વગેરે ખેડુતોને ત્યાં "હાળી" રહે છે. તેઓ પોતાની જાતમહેનત ગીરો મૂકી ૨૦૦–૩૦૦ રૂપીઆ તેમને ત્યાંથી ઉપાડે છે. એના બદલામાં તે આખું વરસ પોતાના માલીકને ત્યાં ખેતીની મજુરી કરે છે. કેટલેક ઠેકાણે "હાળીઓ" પોતાના શેઠને ત્યાં ખેતરમાં રહે છે અને કેટલેક ઠેકાણે ગામમાં પોતાને ઘેર રહે છે. તેઓ આખો દહાડો ખેતરમાં કામ કરે છે તેના બદલામાં સાંજે મરદને ચાર શેર, બૈરીને બશેર અને છોકરાને શેર ભાત ખેડુત ખાવા આપે છે. શેઠને ત્યાં કામ ના હોય ત્યારે "હાળીઓ" બીજાને ત્યાં મજુરી કરવા જઈ શકે છે. જ્યારે એમ બીજાની મજુરી કરવા જાય ત્યારે તેને શેઠને ત્યાંથી ખાવાનું મળતું નથી. શેઠ હાળીને વખતે પરણાવી પણ આપે છે ને પરણ્યા પછી બૈરીનો ધણીયામો જો જૂદો હોય તો તે પોતાના ધણીયામાને ત્યાં કામ કરવા જાય છે. છોકરાં બંને ધણીયામાને ત્યાં વહેંચી આપવામાં આવે છે. "હાળી" મરી જાય તો બૈરી નાતરૂં કરી શકે છે અને જ્યારે એમ કરે છે ત્યારે તેને જુના ધણીના ધણીયામા સાથે સંબંધ રહેતો નથી; પણ તેનો છોકરો હોય તો તેને બાપની જગાએ કામ કરવું પડે છે. ખેડુતને ને હાળીને કેટલીક વખત સંબંધ બહુ સારો રહે છે ને તે એક કુટુંબના માણસ જેવા જ થઇ રહે છે. એ સંબંધ ઘણી વખત વંશપરંપરા કાયમ રહે છે,

**કાળીપરજ.** પરંતુ આ પ્રમાણે જેઓ "હાળી" તરિકે રહેલા હોતા નથી એવા કાળીપરજના લોકોને ખેતીના કામ સારૂ, સરકારનું મહેસુલ ભરવા સારૂ, લગ્ન મરણ વગેરેના ખર્ચ સારૂ, કપડાંલત્તાં ને ખાવાના અનાજ સારૂ કે દારૂ તાડી પીવા સારૂ નાણાં મેળવવા સાહુકારોને ઘેર જવું પડે છે. એ લોકો એટલા બધા અજ્ઞાન છે કે તેઓ પૈસો સંઘરી જાણતા નથી અને પાસે જે કંઇ હોય તે દારૂ પીવામાં ઉડાવે છે. દાણા પાકે છે ત્યારે તેઓ ઉદારતાથી ખરચે છે ને જ્યાં સુધી પાસે ખાવાનું હોય છે ત્યાં સુધી બીજા દિવસની ફિકર રાખતા નથી. ખાવાનું ખૂટે છે ત્યારે સાહુકારનું ઘર શોધે છે. શાહુકાર તેમની પાસે સ્ટાંપના કાગળ ઉપર ખત લખાવી લઇ ૨૪ થી ૭૫ ટકા સુધી વ્યાજે નાણાં આપે છે. આટલા વ્યાજ ઉપરાંત વટાવ કે સુખડીની રકમ જુદી લે છે. જે અનાજ આપવામાં આવે તે જો ખાવાને માટે લીધું હોય તો દોઢું અને બીને માટે લીધું હોય તો બમણું મોસમમાં પાછું લેવાનું ઠરાવે છે. આ ઉપરથી કહેવત પડી છે કે "બીના બમણા ને ખાવાનાં દોઢા." અનાજ પાકે છે એટલે સાહુકાર આવીને બધું લઇ જાય છે ને તેને ખાતે જમે કરેછે. આ પછી બાકી પડે તેનું પાછું ખાતું પડાવી લે છે. આમ સાહુકારના પંજામાંથી તેને છુટવાનો વખત આવતો જ નથી. સાહુકારને કેટલું આપ્યું અને શું બાકી પડયું તે તેઓ જાણતા જ નથી; ફકત વિશ્વાસે મતું મારી આપે છે. સાહુકાર પણ જાણે છે કે ફરીઆદ કરીને તેની પાસેથી કંઇ મળવાનું નથી કેમકે તેઓ ઠરીઠામ રહેતા નથી ને તેમની પાસે કંઇ માલ મત્તા હોતી નથી, તેથી તેઓ સમજાવી પટાવીને તેમની સાથે કામ લે છે.

**ખેડુત.** ખેડુતોને સરકારનું મહેસુલ ભરવા અથવા ખેતીને માટે બળદ, બીજ, ઓજાર વગેરે લેવા અથવા સારો માઠો અવસર ઘેર આવે ત્યારે નાણાંની જરૂર પડે છે. સારા ખેડુતોને ઓછે વ્યાજે નાણાં મળે છે પણ

બીજાને વ્યાજ વધારે બેસે છે ને વખતે જમીન કે ઘર ગીરો મૂકવું પડે છે. કેટલીક વખત કપાસ વગેરે તુલ ગીરો મૂકીને ખેડુતો પૈસા ઉપાડે છે.

**વ્યાજનો દર.** વ્યાજનો દર વ્યાજે રૂપીઆ લેનારની શાખ ઉપર અને બજારની હાલત ઉપર આધાર રાખે છે અને તે દરમાસે સેંકડે ચાર છ આનાથી માંડીને ગમે તેટલો હોય છે. વ્યાજની રકમ ઉપરાંત નાણું ધીરનારા પોતાના ઘરાક પાસેથી વટાવ, મનોતી, કોથળી છોડામણી, દીવાળી પાઘડી, વધારો વગેરે જુદે જુદે નામે જુદી જુદી રકમ લે છે. વ્યાજે રૂપીઆ ધીરવાની બે રીત છેઃ અંગ ઉધાર અને સાનમાં. સારી સાહુકારી વાળા ઇસમને અંગ ઉધાર એટલે કોઇ પણ રકમ કબજામાં કે સાનમાં રાખ્યા વગર રૂપીઆ ધીરવામાં આવે છે ને તેનું વ્યાજ પણ ઓછું હોય છે. કમી સાહુકારીવાળાને રૂપીઆ ધીરતી વખત તેની કોઇ જણસ, ઢોર, ઘર, ખેતર વગેરે લખી લેવામાં આવે છે ને તે સાહુકાર પોતાને કબજે લે છે અગર ફક્ત " સાનમાં " એટલુંજ લખી લે છે. કેટલીક વખત ધીરતી વખત ઘરના બધા માણસની સહી દસ્તાવેજ ઉપર લેવામાં આવે છે અને કેટલીક વખતે બીજા માણસને જામીન પણ લેવામાં આવે છે.

**હુંડી.** શરાફો પ્રાંતના એક ભાગમાંથી બીજા ભાગના વેપારી ઉપરની અને પહેડી વાળાઓ મુંબઇ,મારવાડ, દિલ્હી, કલકત્તા, મદ્રાસ વગેરે દુરના પ્રદેશના વેપારીઓ ઉપરની હુંડીઓ લખી આપે છે. હુંડી લખી આપવા બદલ સેંકડે અમુક રકમ–ઘણું કરીને બે આનાથી રૂપીઆ સુધી–તેઓ વટાવ લે છે. એને હુંડીઆમણ કહે છે. બીજા ગામની આવેલી હુંડી શિકારીને એ લોકો તેનાં નાણાં પણ આપે છે. તેમાં પોતાના નામની જ હુંડી હોય તો કંઇ લેતા નથી, પણ બીજાના નામની

હુંડી હોય તો સેંકડે અમુક વટાવ લે છે તેને શિકરામણ કહે છે. બેંકોના ચેક લખાતા થવાથી અને પોસ્ટ મારફતે મનીઓર્ડરથી નાણાં મોકલવાની સવડ થવાથી હુંડીઓનો રિવાજ દિવસે દિવસે ઓછો થતો જાય છે. હુંડીઓ આઠ જાતની હોય છે: તરત મુદતની એટલે તુરત શીકારવાની; દિન વળતાની એટલે બીજે દિવસે શીકારવાની; વાર સોમની એટલે ચોથા દહાડાની; દિન ચચ્ચારની એટલે આઠ દહાડાની; તેજ પ્રમાણે અગીઆર દિવસની; એકવીસ દિવસની; એકસઠ દિવસની; અને ૯૧ દિવસની પણ હોય છે. હુંડી નામ જોગી અને શાહ જોગી હોય છે. નામ જોગી એટલે હુંડીમાં જેનું નામ લખ્યું હોય તેનેજ નાણાં મળે તે ને શાહજોગી એટલે બજારમાં વેચી શકાય એવી હોય તે. શાહ જોગ હુંડીમાં લેનાર આસામીની કંઇ ઓળખાઇ આવે એવી નિશાની લખેલી હોય છે. હુંડીમાં જે મુદત લખી હોય તેને બીજે દીવસે જ નાણાં મળે છે. લીધેલી હુંડી ખોવાઇ જાય તો તેને બદલે બીજી હુંડી મળે છે તેને પેંઠ કહે છે. પેંઠ ખોવાઇ જાય તો પરપેંઠ મળે છે. બીજી ચીજોની માફક બજારમાં હુંડીની પણ આપ લે થાય છે ને દલાલ મારફતે હુંડી વટાવી શકાય છે.

# પ્રકરણ ૭ મું.

## વસ્તી.

**વસ્તી.** સને ૧૮૭૨ અને ત્યાર પછીથી દર દસ દસ વર્ષે થયેલી વસ્તી ગણત્રી પ્રમાણે નવસારી પ્રાંતની વસ્તી નીચે પ્રમાણે હતી:—

| ૧૮૭૨ | ૧૮૮૧ | ૧૮૯૧ | ૧૯૦૧ | ૧૯૧૧ |
|---|---|---|---|---|
| ૨,૪૧,૨૫૫ | ૨,૮૭,૫૪૯ | ૩,૧૯,૪૪૩ | ૩,૦૦,૪૪૧ | ૩,૩૫,૪૬૭ |

આ ઉપરથી જણાશે કે નવસારી પ્રાંતની વસ્તીમાં દરેક ગણત્રી વખતે વધારો જણાયો છે. સન ૧૮૭૨ થી ૧૮૮૧ ના દસકામાં એ પ્રાંતની વસ્તીમાં સેંકડે ૧૯.૧૯ ટકા જેટલો વધારો થયો હતો. ત્યાર પછીના સન ૧૮૮૧ થી ૧૮૯૧ ના દસકામાં સેંકડે ૧૧ ટકા ઉપરાંત સહેજ વધારો થયો હતો. સને ૧૮૯૧ થી ૧૯૦૧ ના દસકામાં સંવત ૧૯૫૬ નો મોટો દુકાળ જે છપની-આના નામે કહેવાય છે તે પડયો હતો તેથી એ દસકામાં આખા રાજ્યની વસ્તી સેંકડે ૨૦ ટકા એટલે કુલ વસ્તીના $\frac{૧}{૫}$ જેટલી ઘટી ગઇ હતી; પરંતુ નવસારી પ્રાંત વરસાદના સંબંધમાં બીજા પ્રાંતો કરતાં વધારે અનુકૂળતા વાળો હોવાથી એ પ્રાંતમાં એ દસ-કામાં માત્ર ૬ ટકાજ વસ્તી ઘટી હતી. ત્યાર પછીના દસકામાં એટલે કે સને ૧૯૦૧ થી ૧૯૧૧ સુધીમાં નવસારી પ્રાંતની વસ્તી જેટલી હતી તેના કરતાં સને ૧૯૧૧ સુધીના ૪૦ વર્ષમાં તે ૩૬

ટકા જેટલી વધી હતી. સને ૧૯૧૧ ની વસ્તી ગણત્રી પ્રમાણે નવસારી પ્રાંતમાં કસ્બા અને ગામ કેટલાં છે, વસ્તીવાળાં ઘર કેટલાં છે, વસ્તી કેટલી છે અને તે તાલુકાઓમાં કેવી રીતે વહેંચાયલી છે તે નીચેના કોઠા ઉપરથી જણાશેઃ—

| પ્રાંત, મહાલ, અને પેટા મહાલ. | ગામડાંની સં. | કસ્બા | વસ્તીવાળાં ઘર | વસ્તી | | | દર ચોરસ માઈલે સરાસરી વસ્તી |
|---|---|---|---|---|---|---|---|
| | | | | કુલ | પુરૂષ | સ્ત્રી | |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| **નવસારી પ્રાંત** | **૧૯૧૪** | **૬** | **૬૮૦૬૫** | **૩૩૫૪૬૭** | **૧૬૯૨૨૫** | **૧૬૬૨૪૨** | **૧૭૫** |
| નવસારીતાલુકો | ૧૨૫ | ૧ | ૧૨૫૭૩ | ૫૫૨૭૦ | ૨૬૪૭૯ | ૨૮૭૯૧ | ૪૪૨ |
| ગણદેવી ,, | ૪૬ | ૨ | ૭૨૮૬ | ૩૩૦૫૮ | ૧૬૬૪૮ | ૧૬૪૧૦ | ૭૧૯ |
| પલસાણા ,, | ૯૧ | ૦ | ૫૨૨૩ | ૨૪૯૦૮ | ૧૨૬૪૯ | ૧૨૫૨૯ | ૨૭૪ |
| કામરેજ ,, | ૧૫૭ | ૧ | ૯૨૭૦ | ૪૧૯૬૯ | ૨૧૦૦૧ | ૨૦૯૬૮ | ૨૬૭ |
| મહુવા ,, | ૧૪૩ | ૦ | ૭૧૭૭ | ૩૯૭૪૧ | ૨૦૨૬૬ | ૧૯૪૭૫ | ૨૭૮ |
| વેળાછા ,, | ૧૪૯ | ૦ | ૫૮૯૦ | ૨૭૪૩૧ | ૧૩૯૮૪ | ૧૩૪૪૭ | ૧૮૪ |
| સોનગઢ ,, | ૭૮૨ | ૧ | ૮૧૦૩ | ૪૨૪૪૧ | ૨૧૯૭૯ | ૨૦૪૭૨ | ૫૪ |
| વ્યારા | ૩૨૧ | ૧ | ૧૦૨૭૪ | ૫૭૪૭૯ | ૨૯૪૨૭ | ૨૮૦૫૦ | ૧૭૯ |
| વાકળ પેટા મહાલ | ૭૮ | ૦ | ૧૮૬૬ | ૧૦૮૧૨ | ૫૫૩૭ | ૫૨૭૫ | ૧૩૯ |
| ઉમરપાડા ,, | ૨૨ | ૦ | ૪૦૩ | ૨૩૫૫ | ૧૨૬૦ | ૧૦૯૫ | ૧૦૭ |

**ગામો.** નવસારી પ્રાંતમાં હાલ કુલ ગામો ૯૮૨ છે. તે પૈકી ૭૯૧ વિંઘોટી વહીવટનાં, ૧૫૪ બીજા વહીવટનાં અને ૩૭ પરભાર્યાં વહીવટનાં ઇનામી વગેરે છે. તાલુકાવાર પ્રાંતમાં જુદા જુદા વહીવટનાં કુલ કેટલાં ગામો છે તે નીચેના આંકડાથી જણાશેઃ—

| તાલુકા. | વિંઘોટી વહીવટનાં ગામો. | બીજા વહીવટનાં ગામો. | પરભાર્યાં વહીવટનાં ગામો. | કુલ ગામો. |
|---|---|---|---|---|
| નવસારી | ૫૯ | ૦ | ૨ | ૬૧ |
| ગણદેવી | ૨૮ | ૦ | ૨ | ૩૦ |
| પલસાણા | ૪૫ | ૦ | ૬ | ૫૧ |
| કામરેજ | ૬૯ | ૦ | ૩ | ૭૨ |
| મહુવા | ૬૭ | ૦ | ૨ | ૬૯ |
| માંગરોળ | ૧૮૮ | ૦ | ૧ | ૧૮૯ |
| વ્યારા | ૧૪૬ | ૦ | ૬ | ૧૫૨ |
| સોનગઢ | ૧૮૯ | ૧૫૪ | ૧૫ | ૩૫૮ |
| કુલ | ૭૯૧ | ૧૫૪ | ૩૭ | ૯૮૨ |

**પ્રાંતના ત્રણ મુખ્ય ભાગ.** આબો હવાના કારણથી નવસારી પ્રાંતના ત્રણ મુખ્ય ભાગ ગણાય છે. તેમાંનો પહેલો ભાગ રાસ્તી કહેવાય છે અને તેમાં નવસારી, ગણદેવી, પલસાણા અને કામરેજ એ તાલુકાઓ આવેલા છે. એમાં વસ્તી સારી અને ઉજળીયાત છે. આ તાલુકાઓની જમીન ફળદ્રુપ

કાળી અને ચીકણી છે. આ ભાગની વસ્તીમાં અનાવલા અને કણબી જેવા કુશળ ખેડુતોનો મોટો ભાગ છે. ગણદેવી તાલુકામાં સૌથી શ્રેષ્ઠ બાગાયત જમીન હોવાથી તેમાં વસ્તીનું પ્રમાણ વધારે છે. તેમાં દર ચોરસ માઇલે ૭૧૯ માણસોની સરેરાશ આવે છે. વસ્તીના પ્રમાણમાં નવસારી ગણદેવીથી બીજે નંબરે છે અને જમીનની ફળદ્રુપતામાં તે તથા કામરેજ ગણદેવીથી બીજે નંબરે છે. એમાં અનુક્રમે ૪૪૨, ૨૬૭ માણસોની સરેરાસ દરચોરસ માઇલે આવે છે. નવસારી પ્રાંતનો બીજો ભાગ અર્ધો–રાસ્તી મુલક કહેવાય છે, જેમાં મહુવા અને માંગરોળ તાલુકા આવેલા છે. આ અર્ધા રાસ્તી પ્રદેશમાં મહુવામાં દર ચોરસ માઇલે ૨૭૮ માણસોની સરેરાશ આવે છે અને ખેતીની આબાદી થવાથી તે સપાટાબંધ સુધરતો જાય છે, તેમજ વસ્તીના ગાઢપણામાં તે એક સાધારણ રાસ્તી મહાલની બરાબરી કરી શકે એમ છે. માંગરોળ તાલુકામાં ૧૮૪ માણસની સરેરાશ દર ચોરસ માઇલે આવે છે અને જો કે તે મહુવા જેટલો સપાટાબંધ આબાદ થયો નથી છતાં નવસારી પ્રાંતના ત્રીજા ભાગમાં રાની પ્રદેશમાં આવેલા મહાલો કરતાં વસ્તીના પ્રમાણમાં ચઢીઆતો છે. નવસારી પ્રાંતના ત્રીજા ભાગને રાની પ્રદેશ કહે છે અને તેમાં સોનગઢ તથા વ્યારા મહાલ અને વાકળ તથા ઉમરપાડા પેટામહાલ આવેલા છે. આ ચાર તાલુકાઓમાં વસ્તીનું પ્રમાણ દર ચોરસ માઇલે અનુક્રમે ૫૪, ૧૭૯, ૧૩૯ અને ૧૦૭ માણસોની સરેરાશનું આવે છે. આ રાની પ્રદેશમાં વસ્તી બહુ આછી છે અને મુખ્યત્વે કરીને અનાર્ય પ્રજાની બનેલી છે. વિંઘોટીનો દર ઓછો હોવાથી તથા જમીન આબાદ થવા સારૂ કેટલીક સવલતો આપેલી હોવાથી આ તાલુકાઓમાં પણ વસ્તી સપાટાબંધ વધતી જાય છે. તાપ્ટી રેલ્વે શરૂ થયા પછી રાની પ્રદેશમાંની પડતર જમીન ઘણી આબાદ થઇ છે અને તેમાં વસ્તીનું પ્રમાણ ૭૨ થી વધી ૯૪ સુધી ચઢયું છે અને થોડા વખતમાં અર્ધા રાસ્તી વિભાગ જેટલું વધી જશે. ઉમરપાડા અને વાકળ પેટા મહાલોમાં વસ્તી આછી છે, પણ પહેલાંના

કરતાં અહીં પણ જમીનની માગણી વધી છે. આ પ્રદેશની હવા સારી નહિ હોવાથી તેમ જ માલ લઇ જવા લાવવાનાં સાધન નહિ હોવાથી ગીચ વસ્તીવાળા રાસ્તી મહાલના લોકો સોનગઢ તાલુકામાં જઈ, ત્યાં રહી જમીન આબાદ કરતાં અચકાય છે. આ ભાગની આબાદી કરવા સારૂ વખતો વખત અનેક ઉપાયો લેવામાં આવ્યા છે. ધીમે ધીમે જંગલ ઓછું થતું હોવાથી થોડા વખતથી હવા સુધરતી ગઇ છે અને હાલમાં જે રસ્તાઓ કરવામાં આવ્યા છે અથવા જે કરવાનો વિચાર ચાલે છે તે પૂરા થશે એટલે સોનગઢ તાલુકો પણ હાલના કરતાં વસ્તીના પ્રમાણમાં વધ્યા વિના રહેશે નહિ.

**કસ્બા.** નાની અગર મોટી સુધરાઇવાળા ૬ કસ્બા નવસારી પ્રાંતમાં છે. તેની કુલ વસ્તી નીચે પ્રમાણે ૪૨,૨૨૧ છેઃ—

| | |
|---|---|
| નવસારી | ૧૭,૯૮૨ |
| ગણદેવી | ૬,૪૮૨ |
| બિલીમોરા | ૬,૪૬૨ |
| વ્યારા | ૪,૬૦૪ |
| કઠોર | ૪,૩૭૦ |
| સોનગઢ | ૨,૩૨૧ |

પશ્ચિમ હિંદુસ્થાનમાં આવેલા પારસીઓની મુખ્ય નિવાસભૂમિ નવસારીની વસ્તી ઇ. સ. ૧૯૦૧ માં ૨૧,૪૫૧ હતી તે ઇ. સ. ૧૯૧૧ ની વસ્તી ગણત્રીમાં ૧૭,૯૮૨ થઇ હતી. આ ઘટાડાનું કારણ પ્લેગ છે. આ મહાન્ વ્યાધિના સપાટાથી છેલ્લાં દશ વર્ષમાં એક પણ વરસ નવસારી મુક્ત રહ્યું નથી. બિલીમોરા દિન પ્રતિદિન આબાદ થતું શહેર છે. તેમાં ઇંટો બનાવવાનાં ઘણાં કારખાનાં છે અને તેથી પાસેનાં ગામડાંમાંના ઘણા લોકોને રોજી મળે છે. આ ઇંટો તૈયાર થયા પછી મુંબઇ ચઢાવવામાં આવે છે. ઇંટો સિવાય

ચોકોલેટ, નળીયાં, સાબુ મિણબત્તી વગેરે બનાવવાનાં કારખાનાં ઉઘડયાં છે અને સુતર કાંતવાની મોટી મીલો પણ થોડા વખતમાં થવાની છે તેથી બિલીમોરાનું ભવિષ્ય ઝળકતું લાગે છે. આ શહેરની વસ્તી ઇ. સ. ૧૯૦૧ માં ૪,૬૯૩ હતી તે વધીને ઇ. સ. ૧૯૧૧ ની વસ્તી ગણત્રી વખતે ૬,૪૬૨ ની થઇ હતી. ગણદેવી પહેલાં વ્યાપારનું મુખ્ય મથક હતું પણ બીલીમોરા તથા અમલસાડ તરફથી હરિફાઇ ચાલતી હોવાથી મુખ્ય વ્યાપારના મથક તરિકે તેનું મહત્ત્વ ઓછું થતું ગયું છે. તોપણ હાલ બિલીમોરાકાળાઅંબા રેલ્વે નીકળવાથી ગણદેવી એ રેલ્વે સ્ટેશન થયેલું હોવાથી હવે એની સ્થિતિ સુધરતી જશે એમ આશા રખાય છે. પ્લેગને લીધે પણ તેની વસ્તીની આબાદીને ધોકો પહોંચ્યો છે તેથી તે લગભગ હતી તેટલી જ રહી છે. પરંતુ એકંદર ૫,૯૨૭ ઉપરથી વધીને ૬,૪૮૨ ઉપર ગએલી હોવાનું છેલ્લી ગણત્રી ઉપરથી જણાયું છે. તેનું કારણ એ છે કે વસ્તી ગણત્રી થઇ તે દિવસે જૈન લોકોનો સંઘ ત્યાં ભરાયો હતો અને તેથી પાસેનાં ગામડાંમાંથી ઘણા લોકો ત્યાં આવ્યા હતા.

**ગામડાની અને શહેરની વસ્તી.**

નવસારી પ્રાંતની વસ્તી મુખ્યત્વે કરીને ખેડુત વર્ગની છે અને એક બે અપવાદ શિવાય જેમની ગણના એ પ્રાંતમાં કસ્બા તરિકે કરવામાં આવી છે, તે પણ ગામડા જેવા જ છે. કસ્બામાં રહેનાર વસ્તીનો મોટો ભાગ ખેતીની વસ્તુઓ બનાવવા અથવા તેમનો વેપાર કરવાના ઉદ્યમમાંજ રોકાયલો છે. ઉદ્યોગનું સાહસ અને પાશ્ચાત્ય પદ્ધતિ પ્રમાણેનાં કારખાનાં નવસારી અને બિલીમોરા જેવા બે ત્રણ કસ્બામાં જ જોવામાં આવે છે. એમ માનીને ચાલીએ કે કસ્બામાં ગણાતા ગામોની બધી વસ્તી, વેપાર ઉદ્યોગ કરનાર છે અને બાકીની વસ્તી ખેતી કરનારી છે તોપણ નવસારી પ્રાંતની એકંદર વસ્તી પૈકી સેંકડે ૮૮ ટકા ખેતી કરનારી છે અને માત્ર ૧૨ ટકાજ વેપાર કરનારી છે.

બીજા પ્રાંતો કરતાં નવસારી પ્રાંતમાં ઘર બાંધવાની ઢબ કંઇ જુદીજ હોય છે. કસ્બા શિવાય ઇતર ઠેકાણે ઘરો

**ઘર.** ઘણું કરીને એક માળનાં હોય છે અને દરેક ઘરને પાછળ વાડો હોય છે તેમાં લાકડાં, ઘાસ, ચારો વગેરે નાખવાની તથા ઢોર બાંધવાની સવડ હોય છે. ઘણે ખરે ઠેકાણે ઘર મુકરર થયેલી ગામઠાણની જમીનમાંજ બંધાય છે પણ સોનગઢ, વ્યારા અને મહુવા વગેરે રાની મહાલોમાં તો લોકો પોતાની મરજીમાં આવે ત્યાં છૂટાં છવાયાં ઘર બાંધે છે. ક્ષેત્રફળ સાથે ઘરની સંખ્યા સરખાવતાં દર ચોરસ માઇલે ઘરની સંખ્યા ૩૯ આવે છે. વસ્તી સાથે ઘરની સંખ્યા સરખાવતાં સરેરાશ દર ઘરમાં પાંચ માણસ આવે છે. આખા રાજ્યની સરેરાશ દર ઘરે ચાર માણસની આવે છે, અમરેલીમાં સાડા ચારની આવે છે અને બીજા પ્રાંતોમાં ચારની અંદર આવે છે, તેથી સરખામણીમાં નવસારી પ્રાંતમાં ઘરની સંખ્યા કમ છે એમ જણાય છે.

નવસારી પ્રાંતની એકંદર વસ્તીના સેંકડે ૬૫ ટકા હિંદુ, ૨૫ ટકા અનાર્ય, ૭ ટકા મુસલમાન, ૧ ટકો

**ધર્મવાર વસ્તી.** જૈન અને ૨ ટકા પારસી છે; બાકીની સેંકડે ૨૫/૧૦૦ ટકા વસ્તી ખ્રિસ્તી તથા બીજા લોકોની છે.

ધર્મ પ્રમાણે એકંદર વસ્તી નીચે પ્રમાણે વહેંચાયલી છેઃ—

| પ્રાંત અને તાલુકા. | હિંદુ. | જૈન. | અનાર્ય. | મુસલમાન | ખ્રિસ્તી | પારસી | [illegible] |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| **નવસારી પ્રાંત** | **૨૧૭૧૯૫** | **૨૭૬૨** | **૯૪૮૯૪** | **૨ ૨૦૭** | **૬૦** | **૭૦૭૯** | **૧૬૦** |
| નવસારી તાલુકો | ૪૩૭૮૦ | ૬૪૦ | ૭૦૩ | ૫૬૭૬ | ૨૦ | ૪૪૦૪ | ૧૭ |
| ગણદેવી ,, | ૨૬૩૧૫ | ૫૨૬ | ૧૭૪૫ | ૩૧-૧ | ૫ | ૬૩૫ | ૧૩ |
| પલસાણા ,, | ૨૩૬૮૮ | ૬૬ | ૭૦ | ૧૦૫૫ | ૦ | ૨૯ | [illegible] |
| કામરેજ ,, | ૩૪૮૪૩ | ૬૦૧ | ૭૭૮ | ૫૪૯૨ | ૦ | ૧૫૦ | ૦૫ |
| મહુવા ,, | ૧૭૧૧૩ | ૨૪૩ | ૨૦૯૧૮ | ૧૦૪૮ | ૦ | ૪૧૦ | ૯ |
| વેળાછા ,, | ૧૮૬૪૪ | ૩૮૭ | ૨૬૧૯ | ૫૬૪૮ | ૭ | ૧૧૪ | ૧૨ |
| સોનગઢ ,, | ૨૭૫૩૪ | ૮ | ૧૪૪૨૫ | ૩૨૯ | ૬ | ૧૪૩ | ૧ |
| વ્યારા ,, | ૨૫૦૨૨ | ૨૮૮ | ૩૧૦૯૦ | ૫૭૯ | ૨૧ | ૪૭૨ | ૫ |
| વાકળ ,, | ૨૪૫ | ૧૩ | ૧૦૧૮૭ | ૨૪૭ | ૧ | ૧૧૯ | ૦ |
| ઉમરપાડા ,, | ૧૧ | ૦ | ૨૩૨૯ | ૧૨ | ૦ | ૩ | ૦ |

**હિંદુ.** પ્રાંતની એકંદર વસ્તીના ૬૫ ટકા હિંદુ છે. અનાર્ય લોકો જે પહેલાં પોતાને અનાર્ય તરીકે લખાવતા હતા તેમનું વલણ હવે પોતાને હિંદુ લખાવવા તરફ થતું જાય છે, તેથી જે લોકોએ વસ્તી ગણત્રી વખતે હિંદુ લખાવ્યા છે તે બધા હિંદુ જ હશે એમ લાગતું નથી. ઇ. સ. ૧૯૦૧ ની વસ્તી ગણત્રી વખતે રાજ્યની અનાર્ય વસ્તી જે જણાઇ હતી તે ત્યાર પછી છેલ્લી વસ્તી ગણત્રીમાં કમી થઇ છે. એ ઉપરથી એમ લાગે છે કે કેળવાયલા અનાર્યો હવે પોતાને પોતાની મૂળ જાતથી ન ઓળખાવતાં હિંદુ તરીકે ઓળખાવવા લાગ્યા છે અને તેથી હિંદુની વસ્તી વાસ્તવિક જે છે તે કરતાં વધારે જણાય છે. હિંદુ વસ્તીમાં બ્રાહ્મણ, વાણીઆ, કણબી વગેરે જુદી જુદી ન્યાતો હોય છે અને તેમના રીત રિવાજ પણ જુદા જુદા હોય છે. આ વિષે કેટલીક મુખ્ય મુખ્ય હકીકત ન્યાતોનું વિવેચન કરતી વખત આગળ આપવામાં આવશે. હિંદુ ધર્મમાં ઘણા પંથ છે તેના મુખ્ય વિભાગ નીચે પ્રમાણે થઇ શકે:—(૧) વૈદિક અને પૌરાણિક દેવતાઓને માનનારા. જેમકે શૈવ, શાકત અને વૈષ્ણવ. વૈષ્ણવપંથના રામાનુજી, રામાનંદી, વલ્લભાચાર્ય, સ્વામીનારાયણ વગેરે પેટા પંથ છે. (૨) વૈદિક અને પૌરાણિક દેવતાઓને નહિ માનનારા. આમાં કબીરપંથી, બીજપંથી, પ્રણામી, દાદુપંથી અને એવાજ બીજા પંથોનો સમાવેશ થાય છે. હિંદુઓમાં ત્રીજો મુખ્યપંથ મુસલમાન ઓલીઆઓને માનનારો છે. આમાં પીરાણા એ પંથ મુખ્ય છે.

**મુસલમાન.** એકંદર મુસલમાનની વસ્તીના ⅓ ઉપરાંત નવસારી, કામરેજ અને માંગરોળમાં છે. ગણદેવી, પલસાણા અને મહુવામાં પણ મુસલમાનની વસ્તી સારી છે. નવસારી પ્રાંતની મુસલમાન વસ્તીમાં ઘણે ભાગે વહોરા લોક છે તેઓ મૂળમાં હિંદુ કણબી અગર રજપુત હતા (૧૪ મા ૧૫ મા સેંકડામાં) વટલાઇ મુસલમાન થએલા છે. તેઓ ગુજરાતી ભાષા બોલે છે અને બાજરીના રોટલા, દાળ ખીચડી વગેરે ખાય છે. તેઓ

માછલી અને માંસ ખાય છે પણ દારૂ પીતા નથી. કેટલાકનાં નામ હજુ પણ અજુભાઇ, બાજીભાઇ વગેરે ગુજરાતી હિંદુ જેવાં હોય છે. કેટલાકોએ મુસલમાન નામમાં કંઇ ફેરફાર કરી નામ રાખેલાં હોય છે, જેમકે ઇબ્રાહિમને બદલે ઇબુ અથવા ઇબલો, યુસફ ને બદલે ઇસફ, ફાતિમાને બદલે ફાટુડી, ખતીજાને બદલે ખાજા. આ લોકોનું વલણ દિન પ્રતિદિન ખેતીમાંથી વેપાર તરફ અને ગુજરાતી ભાષામાંથી ઉર્દુ ભાષા તરફ થતું જાય છે. વહોરા શિવાય મોમના, મતીઆ અને શેખ એ નામથી ઓળખાતા પીરાણાપંથી મુસલમાનો પણ હોય છે. પીરાણાપંથનું નામ અમદાવાદથી અગ્નિકોણમાં પીરાણા નામના ગામ ઉપરથી પડેલું છે. એવું કહેવાય છે કે ઇમામશા નામના એક શીઆ ઇસલામીઆ સૈયદે ૧૬ મા સેંકડામાં ગુજરાતના ઘણાક કણબીઓને ચમત્કાર બતાવી મુસલમાન ધર્મ અંગીકાર કરાવ્યો હતો. કેટલાક હિંદુ જાત્રાળુઓ કાશી જતાં રસ્તામાં પીરાણા આગળ મુકામ નાખી પડયા હતા ત્યાં ઇમામશાહ તેમને મળ્યા ને કહ્યું કે મારા કહ્યા પ્રમાણે કરો તો અહીંઆં બેઠાં કાશી બતાવું. કેટલાંક જાત્રાળુઓ ઇમામશાહનું કહ્યું ન માનતાં આગળ ચાલ્યા ગયા, પણ કેટલાક તેનું કહેવું માની ત્યાં રહ્યા તેમને ત્યાં બેઠે ઇમામશાહે કાશી બતાવી ગંગાજીમાં સ્નાન કરાવ્યું. એ પરથી તેઓએ ઇમામશાહને પોતાના ગુરૂ તરિકે માન્યા. જેઓએ મુસલમાન ધર્મ અંગીકાર કર્યો તેઓ મોમના કહેવાયા ને જેઓએ અડધો મુસલમાન ધર્મ ને અડધો હિંદુ ધર્મ રાખ્યો તેઓ મતીઆ કહેવાયા. એવા જ પ્રકારના બીજા કેટલાક લોકો શેખ અથવા શેખડા કહેવાયા. મોમના, મતીઆ અને શેખ પીરાણાપંથી કહેવાય છે. ઇમામશાહના ગ્રંથ કે જેમાં અથર્વવેદનો આધાર બતાવેલો છે તે પીરાણા પંથીઓ વાંચે છે. તેમના રીત રિવાજ અરધા હિંદુ અને અરધા મુસલમાન જેવા છે. મતીઆ લોકોનું વલણ દીન પ્રતિદિન પોતાનું મુસલમાની વલણ દૂર કરી હિંદુધર્મ તરફ આવવાનું

છે. સન ૧૮૮૦ માં નિર્મળદાસ નામના એક રામાનંદી સાધુના બોધથી કેટલાક મતીઆ પીરાણા પંથ છોડી દઇ પીરાણા–મતીઆને બદલે વૈષ્ણવ–મતીઆ તરીકે પોતાને ઓળખાવવા લાગ્યા છે. વ્હોરા, મતીઆ વગેરે પ્રકારના મુસલમાન શિવાય સૈયદ, શેખ, તાઇ, તુર્કી હજામ, પઠાણ વગેરે જાતના મુસલમાનો પણ નવસારી, ગણદેવી, કામરેજ વગેરે તાલુકામાં છે.

**જૈન.** જૈનોની વસ્તી નવસારી, ગણદેવી, કામરેજ, મહુવા, માંગરોળ, અને વ્યારા મહાલોમાં છે. હિંદુ વાણીઆમાં કેટલાક જૈન અને કેટલાક હિંદુ હોય છે, પણ મારવાડી વાણીઆ ઘણું કરીને જૈન હોય છે. જૈનધર્મ બુદ્ધની પહેલાં સુમારે ૨૦૦ વરસ પર પાર્શ્વનાથ નામના મહાત્માએ સ્થાપન કર્યો હતો. ઇ. સ. પૂર્વે ૫૯૯ માં પટણા પાસે વન્થલી ગામમાં વર્ધમાન અથવા મહાવીર નામનો ક્ષત્રીય રાજકુમાર જન્મ્યો હતો તેણે જૈન ધર્મ સુધાર્યો અને વધાર્યો. મહાવીરે પોતાનું મન જીતી લીધું તે ઉપરથી તે જીન એટલે જીતનાર કહેવાયા અને તે ઉપરથી તેમણે સ્થાપેલો ધર્મ જૈન કહેવાય છે. મહાવીર, જીનેશ્વર, અર્હંત, સર્વજ્ઞ, ભગવંત એ વગેરે બીજાં નામથી પણ ઓળખાય છે. જૈન ધર્મની ખાશિયત એ છે કે એ ધર્મમાં વેદ અને બ્રાહ્મણનું સર્વોપરીપણું માન્ય રાખવામાં આવતું નથી. જૈન ધર્મનો ઉદ્દેશ આર્ય કે અનાર્ય એ બધાને મોક્ષ આપવાનો છે. જૈન લોકો સૃષ્ટિ પેદા કરનાર તરીકે ઇશ્વરને માનતા નથી, પણ ચોવીસ તીર્થંકરોને પ્રભુની ઉપમા આપીને પૂજે છે. પાર્શ્વનાથ ને મહાવીર એ બે છેલ્લા તીર્થંકર હતા. ધર્મગુરૂઓ યતિ અથવા સાધુ કહેવાય છે, અને શિષ્યો શ્રાવક કહેવાય છે. મોક્ષ મળવાના સાધન તરીકે સદ્જ્ઞાન, સદ્દર્શન અને સત્ ચરિત્ર એ ત્રણ મુખ્ય માનવામાં આવે છે. જૈન લોકોમાં હિંદુ ધર્મની કેટલીક બાબતો ધીમે ધીમે પેસવા લાગી છે. તેઓ દિવાળી, હોળી, અખાત્રીજ વગેરે હિંદુ તહેવારો પાળે છે અને બ્રહ્મા, વિષ્ણુ, શિવ ગણેશ વગેરેને પણ

પૂજે છે. કેટલીક જ્ઞાતિમાં જૈન અને હિંદુ ધર્મ પાળનારાઓ અરસ પરસ લગ્ન કરી શકે છે. ઉદાહરણ તરીકે જૈન શ્રીમાળી વાણીઆ, વૈષ્ણવ શ્રીમાળી વાણીઆમાં લગ્ન કરી શકે છે. એથી ઉલટ જૈન ધર્મની અસર હિંદુઓ ઉપર પણ થયેલી છે. હીન્દુઓમાં આગળ પશુનાં બળીદાન અપાતાં તે જૈન ધર્મની અસરથી ઘણે દરજે બંધ થયાં છે. કુતરાં મારવાં, તળાવમાંથી માછલાં પકડવાં એ વગેરે જૈનોને નાપસંદ છે, તેવી જ રીતે હિંદુઓને પણ છે. જૈનોમાં મુખ્ય પંથ બે છે:– શ્વેતાંબરી અને દીગંબરી. શ્વેતાંબરી જૈનોના દેવળમાં મૂર્તિઓ કપડાં પહેરેલાં હોય એવી રીતે ઘડેલી હોય છે, અને તેની આંખોમાં સ્ફાટિક, હીરા વગેરે ઘાલેલા હોય છે. મૂર્તિનો ડાબો હાથ જમણા હાથ ઉપર ટેકવેલો હોયછે. દિગંબરીઓના દેવળોની મૂર્તિને વસ્ત્ર હોતાં નથી, તેમ આંખોમાં પણ હીરા ઘાલેલા હોતા નથી. બેઠેલી મૂર્તિનો જમણો હાથ ડાબા હાથ ઉપર હોય છે. શ્વેતામ્બરી બાર સ્વર્ગ હોવાનું માને છે ત્યારે દિગમ્બરી સોળ સ્વર્ગને માને છે. સ્ત્રીને મોક્ષ મળી ન શકે એમ શ્વેતામ્બરી માને છે પણ દિગંબરીની માન્યતા એથી ઉલટી છે. સુમારે ૪૦૦ વર્ષથી શ્વેતાંબરીઓમાં ઢુંડીઆ નામનો એક પેટા પંથ પડયો છે. ઢુંડીઆના દેવળમાં મૂર્તિ બિલકુલ હોતી નથી.

**પારસી.** પારસી લોકો ઇરાનની અગ્નિ કોણમાં પાર્સ અથવા ફાર્સ નામનું પરગણું છે ત્યાંના મૂળ વતની હતા. તેમના પેગંબર ઝોરોસ્ટર જે ઇ. સ. પૂર્વે ૨૫૦૦ વર્ષ ઉપર થઇ ગયા તેના નામ ઉપરથી તેમનો ધર્મ ઝોરોસ્ટ્રીઅન તરિકે ઓળખાય છે. ઇરાનની જીત કરનાર મુસલમાન લોકોના જુલમથી સુમારે ૧૩૦૦ વરસ ઉપર કેટલાક પારસીઓ ઇરાન છોડી આ દેશમાં નાસી આવ્યા તેમના વશંજ હાલના પારસી છે. એવું કહેવાય છે કે તેઓ પ્રથમ કાઠીઆવાડના દીવ બંદરે ઉતર્યા હતા અને ત્યાંથી દમણ નજીક સંજાણ ગયા હતા. સંજાણના હિંદુ રાજાએ તેમને આશ્રય આપ્યો હતો અને પોતાનો

પૂજે છે. કેટલીક જ્ઞાતિમાં જૈન અને હિંદુ ધર્મ પાળનારાઓ અરસ પરસ લગ્ન કરી શકે છે. ઉદાહરણ તરીકે જૈન શ્રીમાળી વાણીઆ, વૈષ્ણવ શ્રીમાળી વાણીઆમાં લગ્ન કરી શકે છે. એથી ઉલટ જૈન ધર્મની અસર હિંદુઓ ઉપર પણ થયેલી છે. હીન્દુઓમાં આગળ પશુનાં બળીદાન અપાતાં તે જૈન ધર્મની અસરથી ઘણે દરજ્જે બંધ થયાં છે. કુતરાં મારવાં, તળાવમાંથી માછલાં પકડવાં એ વગેરે જૈનોને નાપસંદ છે, તેવી જ રીતે હિંદુઓને પણ છે. જૈનોમાં મુખ્ય પંથ બે છે:– શ્વેતાંબરી અને દીગંબરી. શ્વેતાંબરી જૈનોના દેવળમાં મૂર્તિઓ કપડાં પહેરેલાં હોય એવી રીતે ઘડેલી હોય છે, અને તેની આંખોમાં સ્ફટિક, હીરા વગેરે ઘાલેલા હોય છે. મૂર્તિનો ડાબો હાથ જમણા હાથ ઉપર ટેકવેલો હોયછે. દિગંબરીઓના દેવળોની મૂર્તિને વસ્ત્ર હોતાં નથી, તેમ આંખોમાં પણ હીરા ઘાલેલા હોતા નથી. બેઠેલી મૂર્તિનો જમણો હાથ ડાબા હાથ ઉપર હોય છે. શ્વેતામ્બરી બાર સ્વર્ગ હોવાનું માને છે ત્યારે દિગમ્બરી સોળ સ્વર્ગને માને છે. સ્ત્રીને મોક્ષ મળી ન શકે એમ શ્વેતામ્બરી માને છે પણ દિગંબરીની માન્યતા એથી ઉલટી છે. સુમારે ૪૦૦ વર્ષથી શ્વેતાંબરીઓમાં ઢુંડીઆ નામનો એક પેટા પંથ પડયો છે. ઢુંડીઆના દેવળમાં મૂર્તિ બિલકુલ હોતી નથી.

**પારસી.** પારસી લોકો ઇરાનની અગ્નિ કોણમાં પાર્સ અથવા ફાર્સ નામનું પરગણું છે ત્યાંના મૂળ વતની હતા. તેમના પેગંબર ઝોરોસ્ટર જે ઇ. સ. પૂર્વે ૨૫૦૦ વર્ષ ઉપર થઇ ગયા તેના નામ ઉપરથી તેમનો ધર્મ ઝોરોસ્ટ્રીઅન તરિકે ઓળખાય છે. ઇરાનની જીત કરનાર મુસલમાન લોકોના જુલમથી સુમારે ૧૩૦૦ વરસ ઉપર કેટલાક પારસીઓ ઇરાન છોડી આ દેશમાં નાસી આવ્યા તેમના વંશજ હાલના પારસી છે. એવું કહેવાય છે કે તેઓ પ્રથમ કાઠીઆવાડના દીવ બંદરે ઉતર્યા હતા અને ત્યાંથી દમણ નજીક સંજાણ ગયા હતા. સંજાણના હિંદુ રાજાએ તેમને આશ્રય આપ્યો હતો અને પોતાનો

ધર્મ પાળવાની છુટ આપી હતી તેની યાદગીરીમાં હાલ ત્યાં એક સ્થંભ ઉભો કરવામાં આવ્યો છે. પારસી લોકોનું ધર્મ પુસ્તક ઝંદ-અવસ્તા એ નામથી ઓળખાય છે. દંતકથા એવી છે કે, ઝોરોસ્ટરના વખતમાં આ પુસ્તકમાં ૨૧ મુસ્ક ( ભાગ ) હતા, પણ તેમાંના હાલ થોડાજ કાયમ રહ્યા છે. આ પુસ્તક શિવાય કેટલાંક ધર્મ-પુસ્તક ઉપર ટીકાઓનાં પુસ્તક છે. ધર્મપુસ્તકોની ભાષા ઝંદ છે અને ટીકાઓની ભાષા પહેલવી છે. આ શિવાય કેટલાંક રવાયત અગર રિવાજનાં પુસ્તકો છે. ધર્મ ક્રિયાની બાબતમાં હિંદુસ્તાનમાં આવેલા પારસીઓને શક રહેતો તો તે વિષે પોતાના વતનના જરથોસ્તીઓને પુછાવી મંગાવતા, તે ઉપરથી આ પુસ્તકો થયેલાં છે. પારસીઓ અહુરમ્ઝદ નામના એકજ ઇશ્વરને માને છે. અહુરમ્ઝદ શિવાય પારસી ધર્મમાં બીજું જાણીતું નામ અહિરયન અગર શેષનાગનું છે. અહુરમ્ઝદ માણસની પ્રાર્થના સાંભળે છે અને તેનું ભલું કરે છે; પરંતુ અહિરયન તેને ખોટે રસ્તે દોરી જાય છે અને પાપ કરાવે છે. પારસી લોકો માને છે કે આત્મા અમર છે અને મરણ પછી દરેક માણસ પોતાના પુણ્ય અગર પાપ પ્રમાણે બહેસ્ત ( સ્વર્ગ ) અગર દોઝખ ( નરક ) માં જાય છે. પારસી લોકો અગ્નિ, પાણી, સૂર્ય, ચંદ્ર, અને તારા તરફ માનની લાગણીથી જુએ છે. તેઓ ઝોરોસ્ટર અગર જરથુસ્તને અહુરમ્ઝદ એટલે ખુદાએ મોકલેલા પેગંબર તરિકે માને છે. પારસી ધર્મનો સાર ત્રણ ત્રણ શબ્દનાં બે વાક્યોમાં ટુંકામાં આવી જાય છે તે આ પ્રમાણેઃ-હુમત, હુખ્ત, હુવ્રસ્ત એટલે પવિત્ર મન, પવિત્ર બોલી અને પવિત્ર કૃત્યો ઇશ્વરને પસંદ છે અને સ્વર્ગમાં લઇ જાય છે માટે તે પ્રમાણે ચાલવું. બીજું વાક્ય દુશ્મત, દુઝુક્ત, દુઝુવર્ત એ પ્રમાણે છે. તેનો અર્થ એવો છે કે ખરાબ મન, ખરાબ ભાષા અને ખરાબ કૃત્યો ઇશ્વરને નાપસંદ છે અને નરકમાં લઇ જાય છે માટે તેથી દૂર રહેવું. પારસીઓ અગ્નિ ( આતસ ) પૂજક હોવાથી તેમના દેવળમાં તે પૂજ્ય પવિત્ર વસ્તુ તરિકે રાખવામાં આવે છે અને તેથી ધર્મના સ્થાનને આતશ

બહેરામ અને અગિયારી કહે છે. ધર્મિષ્ટ પારસીઓ આતશ બહેરામમાં હરરોજ જાય છે અને દરેક પારસી મહિનાની ત્રીજી, નવમી, સત્તરમી અને વીસમી તારીખ આતસને માટે ખાસ પવિત્ર ગણાય છે, તેથી એ ચાર દિવસ બધા પારસીઓ આતસ બહેરામમાં જાય છે. પારસીમાં મોબેદ અને બહેદીન એવા બે મુખ્ય વર્ગ છે. જેમ હિંદુઓમાં બ્રાહ્મણ છે તેમ પારસીઓમાં મોબેદ ગણાય છે. લગ્ન, મરણ વગેરે હરેક પ્રકારની ધર્મ ક્રિયા મોબેદ વગર બીજા કોઈથી થઇ શકે નહિ. આતસબહેરામમાં અગર યજમાનને ત્યાં બેહદીન ધર્મ ક્રિયા કરવા બેસે તે પહેલાં તેને ૯ દિવસ સુધી કેટલીક ક્રિયાઓ કરવી પડે છે. એ મુદતમાં તે કોઇને અડી શકતો નથી; તેમ જ્યારે ધર્મ ક્રિયા કરતો હોય ત્યારે બહેદીન સાથે અગર બહેદીનનો રાંધેલો ખોરાક ખાઇ શકતો નથી. પારસી બાળકોને ધર્મની દિક્ષા ૭ થી ૯ વર્ષની ઉમર દરમ્યાન આપવામાં આવે છે તેને નવજોત કહે છે. એ વખતે તેને સદરો એ નામથી ઓળખાતું કુરતું પહેરાવે છે અને કસ્તી નામથી ઓળખાતી જનોઈ તેની કેડે બાંધે છે. કસ્તી પારસીનાં બૈરાં ૭૨ ઝીણા ઉનના તાંતણા ગુંથીને બનાવે છે. કેડની આસપાસ ત્રણ વખત વિંટાઇ શકે એટલી તે લાંબી હોય છે. એક વખત કસ્તી પહેર્યા પછી પારસી ધર્મ પ્રમાણે સ્ત્રી પુરૂષોએ તે હમેશાં પહેરવી જોઇએ. કસ્તી દરરોજ છોડી પ્રાર્થના વખતે ફરી બાંધવામાં આવે છે તેમ જુની થાય ત્યારે નવી વાપરવામાં આવે છે. પારસીનું મરણ થાય ત્યારે તેને નવરાવવામાં આવે છે, ધોળાં ચોખાં કપડાં પહેરાવવામાં આવે છે અને મડદાના પગ ઉત્તર તરફ રાખી સુવાડવામાં આવે છે; નજીકમાં ઘીનો દીવો બળતો રાખવામાં આવે છે અને મોબેદ પ્રાર્થના ભણે છે અને સુખડ બાળે છે. મડદાની સાથે બારણા આગળ બે મોબેદો ધસરણાં નામની પ્રાર્થના ભણે છે. મડદાને લોઢાની ઠાઠડીમાં બાંધી લઇ જતા પહેલાં તેનું મોં જોવાને અને પિશાચોને કાઢી મૂકવા માટે એક કુતરૂં તેની પાસે રાખવામાં આવે છે. મડદું નસેસલાર નામથી ઓળખાતા

અને એજ કામ માટે ખાસ રાખેલા પારસીઓ ઉપાડે છે. મડદાના પગ આગળ રાખી ચાર નસેસલારો ઠાઠડી ઉંચકે છે અને મરનારનાં સગાં, મિત્રો અને બીજા અંધ્યારૂઓ બબ્બેની હાર થઇ એક બીજાને રૂમાલથી પકડી મડદાની પાછળ ગંભીરાઇથી ચાલે છે. દોખમા પાસે પહોંચતાં તેના બારણાથી કેટલેક છેટે ઠાઠડી જમીનપર મૂકવામાં આવે છે. આ વખતે હાજર મંડળી મરનારને નમન કરે છે. ત્યાર બાદ ઠાઠડી દોખમાની અંદર લઇ જવામાં આવે છે અને મડદું છુટું કરી અંદરના ભાગમાં મુકવામાં આવે છે, મડદા ઉપરનાં કપડાં ફાડી નાખવામાં આવે છે અને મડદું એવી રીતે ખુલ્લું રાખવામાં આવે છે કે ગીધ વગેરે પક્ષીઓ તેનો સહેલાઇથી ભોગ કરી લે. જો નજીકમાં દોખમું ન હોય તો પારસીને દાટવામાં આવે છે. મરણ પછી ત્રીજે દાહડે પાછલે પહોર ઉઠમણું થાય છે તે વખતે સગાં સ્નેહીઓ દિલાસા માટે આવે છે. ચોથે દિવસે મોબેદોને જમાડવામાં આવે છે. દશમે ને તેરમે દિવસે તેમજ મરણ પછી પહેલા વર્ષમાં દર મહિને મરણ તિથિને દહાડે ને ત્યાર પછી દર વરસે મરણ તિથિને દહાડે મરનારના હિત માટે ધર્મ ક્રિયા કરવામાં આવે છે.

આખા રાજ્યમાં પારસીની વસ્તી ૭૯૫૫ છે તે પૈકી લગભગ ૯૦ ટકા જેટલી નવસારી પ્રાંતમાં છે. નવસારી પ્રાંતની પારસી વસ્તી પૈકી મુખ્ય ભાગ નવસારી ( ૪૪૦૪ ) ને ગણદેવી ( ૧૩૩૫) તાલુકામાં છે. ઈતર ઠેકાણે પારસીની વસ્તી થોડી થોડી છે તે ખેતી, વેપાર અગર દારૂ તાડીની દુકાન ચલાવવામાં રોકાયલી રહે છે. નવસારી એ પારસી લોકોનું વિલાયત ગણાય છે. હિંદુસ્તાનના જુદા જુદા ભાગમાં વેપાર ધંધામાં જાણીતા થયેલા ઘણા પારસીઓ નવસારી સાથે સંબંધ ધરાવતા માલમ પડે છે. આખી કોમમાં પ્રખ્યાત થયેલા સર જમશેદજી જીજીભાઇ બાટલીવાળા અને જમશેદજી નસરવાનજી ટાટા મૂળમાં નવસારીનાજ વતની હતા. એ શિવાય બીજાં ઘણાં જાણીતાં નામનો સંબંધ પણ એક અગર બીજી રીતે નવસારી સાથે છે.

**અનાર્ય અથવા કાળીપરજ.**

જે લોકોને સામાન્ય રીતે "કાળીપરજ" તરિકે ઓળખવામાં આવે છે તે લોકોની વસ્તી નવસારી પ્રાંતની એકંદર વસ્તીના એક ચતુર્થાંશ જેટલી છે. કાળીપ્રત અથવા 'કાળીપ્રજા' ઉપરથી "કાળીપરજ" શબ્દ થયો હશે એમ લાગે છે. તેમના શરીરના સામાન્ય રીતે કાળા રંગ ઉપરથી એ નામ આપવામાં આવ્યું હોય એમ ધારવામાં આવે છે. વળી તોછડી બોલીમાં બીજા લોકો તેમને 'નરડા' પણ કહે છે. કાળીપરજના લોકો આ દેશના અસલ વતનીઓના વંશના છે. આર્ય લોકો હિંદુસ્તાનમાં આવ્યા ત્યારે આ દેશના અસલ વતનીઓને અનાર્ય કહેવા લાગ્યા એમ ઋગવેદમાં જણાવેલું છે. વેદમાં અનાર્ય લોકોને કાચું માંસ ખાનારા અને કાયદા વિનાના વર્ણવ્યા છે અને પાછળથી કેટલાક સુધરેલા અનાર્યને ધર્મની વિધિવાળા અને પરલોક પ્રાપ્તિની ઇચ્છાવાળા જણાવ્યાછે. અનાર્ય લોકો હિંદુસ્તાનમાં કયારે આવ્યા તથા તેમનું મૂળ રહેઠાણ કયાં હતું તે અદ્યાપિ સુધી બરોબર માલમ પડયું નથી; પણ તેઓ ટિબેટ અને બ્રહ્મદેશમાંથી હિંદુસ્તાનમાં ઉતરી આવ્યા હશે એમ ઘણાનું ધારવું છે. નવા આવેલા આર્ય લોકો જેમ આવતા ગયા તેમ તેમના ત્રાસ તથા દબાણથી અનાર્ય લોકો સપાટ ભૂમિ ઉપરથી ખસતા જઇ જંગલ અને ડુંગરાવાળા પ્રદેશ તરફ ખસતા ગયા હોવા જોઇએ. અનાર્ય લોકો ગુજરાતમાં આવ્યા ત્યારે તેમાંનો લગભગ સઘળો પ્રદેશ અરણ્યમય હતો. તે પૈકી નર્મદાની દક્ષિણે ભરૂચથી માંડી વસાઇ અને સોપારા સુધી દંડકારણ્ય ગણાતું. શિકારી પશુઓને હાંકી મૂકવામાં આવે છે ત્યારે તે વસ્તી વગરના પ્રદેશમાં જઇ રહે છે અને ડુંગર, ઝાડી વગેરે તેમનાં રહેઠાણ થઇ પડે છે, તેજ પ્રમાણે આર્યલોકો અનાર્ય લોકોના પ્રદેશમાં આવીને વસવા લાગ્યા અને જંગલો કપાતાં ગયાં તેમ તેમ અનાર્યલોકો દબાતા ગયા અને જંગલ તથા ડુંગરોમાં રહેવા લાગ્યા. નવસારી પ્રાંત પૈકી સોનગઢ, વ્યારા, મહુવા અને વાકળ મહાલોના કેટલાંક ભાગ જંગલ અને

ડુંગરથી ભરાયેલા છે તેથી એમ લાગે છે કે જ્યારે પશ્ચિમ દિશા તરફનો સપાટ પ્રદેશ આર્યલોકોએ કબજે લીધો હશે ત્યારે અનાર્ય લોકો આ ડુંગર અને જંગલથી ભરેલા પ્રદેશમાં વસ્તી કરી રહ્યા હશે. સરહદ ઉપર આવેલા ડાંગ, રાજપીપળા અને વાંસદાનાં જંગલના અને ડુંગરાના પ્રદેશમાં પણ અનાર્ય લોકોની વસ્તી તેજ પ્રમાણે થયેલી હોવી જોઇએ. ધીમે ધીમે આર્યલોકોની બીક જેમ જેમ ઓછી થતી ગઇ તેમ તેમ અનાર્ય લોકો તેમના સંબંધમાં આવવા લાગ્યા છે. અનાર્યો પ્રથમ રાની પ્રદેશમાં ખસતા જતા હતા, તે ધીમે ધીમે રાસ્તી પ્રદેશમાં પણ વસ્તી કરવા લાગ્યા છે. કેટલાક તો પોતાનાં જંગલનાં ઘરબાર છોડી રાસ્તી ભાગમાં સ્થાયી તરીકે રહેવા લાગ્યા છે. આર્યલોકો સાથેના વધતા જતા સંબંધથી તથા શ્રીમંત સરકાર મહારાજ સયાજીરાવ ગાયકવાડ એમણે કૃપાવંત થઇ આ લોકોના ઉદ્ધાર માટે તેમના પ્રદેશમાં વસ્તીગૃહો સ્થાપી તેમની કેળવણી માટે તજવીજ કરવા માંડી છે તેની અસરથી આ લોકો હવે સુધરતા ચાલ્યા છે અને તેમના જુના રીતરિવાજમાં ફેરફાર થવા માંડયો છે, એટલુંજ નહિ પણ તેમાંના કેટલાક પોતાને "હિંદુ" તરિકે ઓળખાવવા પણ લાગ્યા છે. સને ૧૮૯૧ માં અનાર્ય લોકોની વસ્તી ૧,૪૮,૦૪૭ થઇ હતી. અનાર્ય પ્રજાની ખરેખરી ગણત્રી પહેલવહેલી ઇ. સ. ૧૯૦૧ માં કરવામાં આવી હતી તે વખતે તેમની સંખ્યા ૧,૭૬,૨૫૦ થઇ હતી. તે વખતે આ વર્ગમાં તમામ નહિ સુધરેલી જાતોને ગણી લેવામાં આવી હતી. ૧૯૧૧ ની ગણત્રીમાં અનાર્ય જાતો પૈકી ૧,૬૫,૪૧૧ અનાર્ય તરિકે નંધાવ્યા છે. ઇ. સ. ૧૯૦૧ સાથે સરખાવતાં અનાર્ય તરિકે નંધા-એલી પ્રજામાં ૩૪૦૫ જેટલો ઘટાડો થયેલો જણાઇ આવે છે. તે ઉપરથી એમ અનુમાન થાય છે કે તેમનામાં પોતાને હિંદુ તરિકે કહેવડાવવાનું વલણ વધ્યું છે, તેને લીધે અનાર્ય છતાં તેમણે પોતાને હિંદુ તરિકે ગણત્રી વખતે નંધાવ્યા છે. તેઓ પૈકી કેટલાક હિંદુની પેઠે કપાળમાં ચાંલ્લો કરે છે, ગળામાં કંઠી પહેરે છે અને રોજ સ્નાન કરે છે; તોપણ તેમાંનો મોટો ભાગ વાસ્તવિક રીતે હિંદુ

ધર્મ પાળતો હશે કે કેમ એ સંશયની વાત છે. છેલ્લી વસ્તી ગણત્રીમાં જેઓએ પોતાને અનાર્ય તરિકે નંધાવ્યા છે તેટલાજ અનાર્ય હવે હશે એમ માનીને ચાલીએ તો નવસારી પ્રાંતમાં કુલ અનાર્ય પ્રજા કેટલી છે અને તે તાલુકાવાર કેવી રીતે વહેંચાયલી છે તે નીચેના આંકડા ઉપરથી જણાશે:—

| તાલુકો. | અનાર્ય વસ્તી. |
|---|---|
| નવસારી | ૭૩૩ |
| ગણદેવી | ૧૭૪૫ |
| પલસાણા | ૭૦ |
| કામરેજ | ૭૭૮ |
| મહુવા | ૨૦૯૧૮ |
| માંગરોળ | ૨૬૧૯ |
| સોનગઢ | ૧૪૪૨૫ |
| વ્યારા | ૩૧૦૯૦ |
| વાકળ | ૧૦૧૮૭ |
| ઉંમરપાડા | ૨૩૨૯ |
| કુલ નવસારી પ્રાંત. | ૮૪૮૯૪ |

ધર્મવાર વસ્તીનો વિચાર કર્યા પછી હવે ન્યાતો સંબંધી વિચાર કરીએ:

ન્યાતો.

જે આર્ય લોકો યુરોપમાં જઇ વસ્યા તે ધીમે ધીમે એક પ્રજા બન્યા અને જે આર્ય લોકો હિંદુસ્તાનમાં આવ્યા તેમનામાં દિન પ્રતિદિન ભેદ પડતા જઇ તરેહવાર ન્યાતોમાં તેઓ વહેંચાઇ ગયા તેનું કારણ એવું ધારવામાં આવે છે કે જે આર્યો બીજી દિશામાં ગયા તેમને કંઇ વિશેષ અડચણ પડી નહોતી, પણ જે આ દેશમાં

આવ્યા તેમને આ દેશની અસલ અનાર્ય પ્રજા સાથે લઢવું પડયું હતું. જે અનાર્યો તાબે થયા તેમને ગુલામ બનાવવામાં આવ્યા અને જેઓ શરણે ન આવ્યા તેમને પર્વતોમાં હાંકી કાઢવામાં આવ્યા. આર્ય લોકોની દરેક જાતનો આગેવાન હતો અને તેમના પૈકી દરેક જણ આયુધ ધારણ કરતો, ખેતીનું કામ કરતો અને પુરોહિતનું કામ પણ કરતો. પણ હિંદુસ્તાનમાં પેઠા પછી ધીમે ધીમે જ્યારે આ સમાજ જેમ જેમ વધારે ગુંચવાડા ભરેલી થતી ગઇ તેમ તેમ તેના જુદા જુદા વર્ગ પડી ગયાં. આર્યો પંજાબમાં રહ્યા ત્યાં સુધી તેમનામાં ત્રણ પંકિતઓ અગર વર્ગ હતા. જેઓ પહેલી પંકિતમાં હોઇ દેવની પૂજા શી રીતે કરવી તે જાણતા હતા અને જેમણે ઇશ્વરની સ્તુતિવાળા બ્રાહ્મણ ગ્રંથો રચ્યા હતા તેઓ બ્રાહ્મણ કહેવાયા. જેઓ રાજકિય બાબતમાં આગેવાની ભર્યો ભાગ લેતા અને લઢાઇઓ લઢતા તેઓ બીજી પંકિતના એટલે ક્ષત્રીય કહેવાયા; અને બાકીના જે ત્રીજી પંક્તિમાં ગણાયા તે વૈશ્ય એટલે સામાન્ય લોક તરિકે ઓળખાવા લાગ્યા. આ ત્રણ વર્ગની એક સમાજ થઇ અને જે અનાર્યો આર્યોને શરણે આવ્યા હતા તેમને પણ દાસ એ નામ આપી તે સમાજમાં શૂદ્ર તરિકે રાખવામાં આવ્યા. સમાજના આ પ્રમાણે ચાર વર્ગો થયા. તેમાંનો અંદર અંદરનો ભેદ હાલની ન્યાતોની માફક સખત નહોતો. ક્ષત્રિયોની જાતો હતી અને બ્રાહ્મણોનાં ગોત્ર હતાં, પણ હાલની ન્યાત જેવું સખત બંધારણ નહોતું. ક્ષત્રિય, બ્રાહ્મણ થઇ શકતો અને બ્રાહ્મણો ક્ષત્રિય થઇ શકતા. કન્યા પોતાના વર્ગમાંથી અગર બીજા વર્ગોમાંથી લઇ શકાતી.

લઢાયક વર્ગની વસ્તી નવસારી પ્રાંતમાં નીચે જણાવ્યા સુજબ માત્ર ૫૮૦૩ છેઃ—

**લઢાયક વર્ગ**

| | |
|---|---|
| રજપુત ... | ૪,૯૧૪ |
| મરાઠા ... | ૮૮૯ |
| કુલ ... | ૫,૮૦૩ |

**રજપુત,**

ઘણા સૈકા સુધી ગુજરાતના રજપુત રાજાઓની રાજધાનીનું શહેર કડી પ્રાંતમાં આવેલું અણહિલવાડ પાટણ હતું તેથી સ્વાભાવિક રીતે રજપુત જાત કડી પ્રાંતમાં ઘણી જોવામાં આવે છે. આ એક ક્ષત્રિયની જાત છે. તેઓની ૧૦૩ જાત ગુજરાતમાં જુદા જુદા નામથી ઓળખાય છે. બધી જાતોમાં રોટી વહેવાર હોય છે પણ બેટી વહેવાર હોતો નથી. એક જાતના માણસો પોતાની જાતમાં પરણતા નથી કારણ કે તેઓ એમ માને છે કે તેઓ એકજ વંશના છે. ડાધ, કરાડીઆ અને પાધરા જાતમાં વિધવા માટે પુનર્લગ્નની છુટ છે અને તેઓની સ્ત્રીઓમાં ઓઝલ પડદો નથી; આથી તેઓ હલકા ગણાય છે. ડાધ કચ્છમાં, કરાડીઆ આખા ગુજરાત અને કાઠીઆવાડમાં અને પાધરા ફક્ત સુરત અને નવસારી જીલ્લામાં જોવામાં આવે છે. બાકીની જાતોમાં ફક્ત ચાવડા, ચોહાણ, ગોહેલ, ગોરી, જાડેજા, ઝાલા, પરમાર, રાઠોડ, રહેવાર, સરવૈયા, સીસોદીઆ, સોલંકી અને વાઘેલા પોતાનો મોભો જાળવી રહ્યા છે.

**ખેતી કરનાર વર્ગ.**

ખેતી કરનારા વર્ગમાં નીચે લખેલી ન્યાતના લોકો મુખ્ય છે:-

| | | |
|---|---|---|
| ૧ | કણબી. કડવા ... ... | ૪,૦૯૩ |
| | લેઉવા ... ... | ૧૦,૦૪૯ |
| ૨ | આંજણા ... ... ... | ૮૮૭ |
| ૩ | કાછીઆ ... ... ... | ૭૫૪ |
| ૪ | મતીઆ ... ... ... | ૩૯૮ |
| ૫ | માળી ... ... ... | ૧૬૨ |
| ૬ | બીજા ... ... ... | ૩,૦૮૦ |

મતીઆ કણબીની વસ્તી માત્ર નવસારી પ્રાંતમાંજ છે. તેઓ મૂળમાં હિંદુ કણબી હતા; પણ પાછળથી તેઓએ મુસલમાની ધર્મ સ્વીકાર્યો ત્યારથી તેઓ મુસલમાન ગણાય છે. પરન્તુ હાલમાં તેમના મૂળ હિંદુ ધર્મ તરફ તેઓનું વલણ વધતું જાય છે અને તેથી હિંદુઓના આચારવિચાર તેઓ ગ્રહણ કરતા જાય છે.

**કણબી.** કણબી લોકોની વસ્તી આ પ્રાંતમાં ઘણી છે. તેઓ રામના પુત્ર લવકુશથી પોતાની ઉત્પત્તિ માને છે. તેઓ અયોધ્યાથી ખસીને મથુરાના મુલકમાં ને ત્યાંથી મારવાડમાં ને પછી ગુજરાતમાં આવીને વસ્યા (આશરે બે હજાર વરસ ઉપર) એમ કહેવાય છે. કણબીમાં મુખ્ય લેઉવા અને કડવા છે.

**લેઉવા.** લેઉઆ કડવાને બેટી વહેવાર નથી પણ તેઓ સાથે જમે છે ને દેખાવ તથા નીતિ રીતીમાં ઘણું કરીને મળતા છે. લેઉવાની સંખ્યા ઘણી મોટી છે. તેના બે વર્ગ છે: (૧) ખેતી કરનારા ને (૨) કારીગર. શહેર કસ્બામાં

રહેનારા લેઉવા વણકર (સુતર તથા રેશમના), રંગારા ને છાપગરનો ધંધો કરે છે. ગામડામાં રહેનારા ખેતી કરે છે. તેઓ ચરોતરમાંથી સુરત, નવસારી તરફ સુમારે ત્રણસો વર્ષ ઉપર આવેલા હોય એમ લાગે છે. હજીપણ તેમાંના કેટલાક નારીયા, સોજીતરિયા વગેરે અટકથી ઓળખાય છે. નવસારી તરફના લેઉવામાં નાતરાંનો રિવાજ છે. નાતરાંની રીત એવી છે કે પુરૂષ થોડાં સગાસંબંધી પુરૂષ તથા ઘરનાં બૈરાં સાથે જેની સાથે નાતરૂં કરવું હોય તેને ઘેર જાય છે. ત્યાં એક ઠેકાણે અબોટ દઇ તે ઉપર સાથીઆ પુર્યા હોય છે અને બે પાટલા મૂકેલા હોય છે તે ઉપર બે જણ છેડાછેડી ગાંઠીને બેસે છે. ભીંત ઉપર અથવા ખાવાનાં પાન ઉપર ગણપતી ચીતરેલા હોય છે. ગણપતીનો પાટલો અને વરવહુના પાટલા એ બેની વચ્ચે તપેલામાં દીવો હોય છે. પછી ગોર ગણપતી પૂજન તથા દીપપૂજન કરાવીને તપેલા ઉપર ચારણી ઢાંકે છે ને બેઉને ગોળ ખવડાવે છે ત્યાં કોઈ સોવાસણ હાજર રહેવા દેવામાં આવતી નથી.

**કડવા.** કડવા પોતાની ઉત્પત્તિ માટે કહે છે કે ઉમાએ માટીનાં પુતળાં બનાવ્યાં અને શિવે તેને સજીવન કરી એક ગામમાં વાસ આપ્યો. એ લોકે ગામનું નામ ઉમીઆ આપ્યું ને ત્યાં તેનું દહેરૂં બંધાવ્યું. એ ગામ હાલ ઉંઝા એ નામથી ઓળખાય છે. એ કુળદેવીને માનતા ચઢાવવાને બહુ દૂરથી પણ કડવાઓ જાય છે. અગીઆર અગીઆર વર્ષે કેટલાક બ્રાહ્મણ ગોર, જોષી ને ઉંઝા ગામનાં બે પટેલ ઉમીઆને દહેરે જઇ પૂજા કરીને ચીઠ્ઠીઓ નાખે છે ને લગ્ન આ આ સાલ કે બીજે વર્ષે થાય તે નક્કી કરવાને ચીઠ્ઠીથી જે ઉત્તર મળે તે વર્ષ આખી ન્યાતમાં લગ્નનું ઠરાવે છે. એને "કડવાની દેવી બોલી" એમ કહે છે. પછી જોષીઓ દહાડો નક્કી કરે છે. એ દહાડો માર્ચથી તે જુન સુધીમાં કે બીજો કોઇ દિવસ ઠરાવે છે. વર્ષ તથા દિવસ નક્કી થયાં કે બ્રાહ્મણ ગોર ગામે ગામ જઇ કડવાઓને જાણ કરે છે ને તેઓ બહુ રાજી થઇ તેઓનો સારો સત્કાર કરે છે.

પછી ઠરાવેલે દિવસે કડવા કણબીઓ પોતપોતાના ગામમાં પણ સૌ એકજ દિવસે છોકરીઓને પરણાવે છે. કદાપિ લાયક વર નાં મળ્યો હોય ને બીજાં અગીઆર વર્ષમાં છોકરી બહુ મોટી થઇ જાય તેવું હોય તો તે છોકરીને ફૂલના દડા સાથે પરણાવે છે. પછી દડાને કુવામાં નાખી દે છે એટલે જાણે તે છોકરી રંડાઇ ને એ પછી નાતરાંની રીતનાં લગ્ન ગમે ત્યારે થઇ શકે છે. બીજી રીત એવી છે કે કોઇ પરણેલો નાણાંની લાલચે છોકરી સાથે પરણે ને પરણી રહે કે તરત જ તેને તલાક આપે. લેઉવા અને કડવા કણબી જોકે જૈન નથી તો પણ જીવદયા રાખે છે. ખેતરને વણસાડનાર હરણ, વાંદરાં, પક્ષી, જીવડાં વગેરેને તેઓ હાંકી મેલે છે પણ મારતા નથી. તેઓ મહેનતુ, કરકસરથી રહેનારા, દરેક જાતની જમીનની ખાશિયત સમજેલા ને દરેક પાક સારો કરવાને જોઇતી ચીજોથી સારી પેઠે જાણીતા છે.

**આંજણા.** આંજણા લોકો કેટલીક વાતમાં રજપુત જેવા છે. તેઓ ઘેટાં તથા બકરાંનું માંસ ખાય છે, દારૂ પીએ છે ને જેઓ ખેતી નથી કરતા તેઓ રજપુતનો પહેરવેશ રાખેછે ને સ્ત્રીઓને બહાર કાઢતા નથી. તેઓ જો કે સીપાઇનો ધંધો કરનારા નથી તોપણ હંગામના વખતમાં બ્રિટીષ રાજ્યની શરૂઆતમાં તેઓએ હથીઆર લઇ રજપુતની પેઠે સાહસ કરીને પોતાનાં ઢોર તથા ખેતરનો બચાવ કર્યો હતો. ખેતી કામમાં તેઓ રજપુત કરતાં વધારે સારા પણ કણબી જેવા મહેનતુ કે કરકસરીઆ નથી.

**મતીઆ.** મતીઆ પીરાણાના પીરને માનનારા છે. તેઓમાંના ઘણા હિંદુ ધર્મ પાળનારા છે પણ મડદાને દાટે છે. એ વિના પહેરવેશ, રીત ભાત વગેરેમાં તેઓ પોતાની મૂળ જાત જે લેઉવાની છે તેનાથી જુદા પડતા નથી.

**બ્રાહ્મણ.** વડોદરા રાજ્યની કુલ બ્રાહ્મણ વસ્તીનો ૭ મો ભાગ નવસારી પ્રાંતમાં વસે છે. નીચેના કોષ્ટકમાં બતાવ્યા પ્રમાણે જુદી જુદી જાતના બ્રાહ્મણો નવસારી

પ્રાંતમાં છે. અનાવલાની વસ્તી વડોદરા રાજ્યમાં ફક્ત નવસારી પ્રાંતમાંજ માલમ પડે છે. પરંતુ નોકરી વગેરે કારણથી બીજા પ્રાંતમાં પણ જઇ રહેલા હાલમાં જણાય છે. અનાવલા આ

| | | |
|---|---|---|
| અનાવલા | ... | ૯,૫૫૯ |
| ઔદીચ્ય | ... | ૨,૦૬૧ |
| દેશસ્થ | ... | ૭૨૩ |
| મેવાડા | ... | ૨૬૫ |
| મોઢ | ... | ૧,૬૯૬ |
| નાગર | ... | ૭૯ |
| બીજા | ... | ૧,૪૧૪ |
| કુલ | ... | ૧૫,૮૬૭ |

પ્રાંતના સર્વોપરિ ખેડુત છે. તેઓનો મૂળ વાસ મહુવા તરફ અનાવલ ગામ આગળ હતો. તેઓ ભાઠેલા કે

**અનાવલા.** માસ્તાન એ નામે ઓળખાય છે. સુરત પાસે કતારગામના ભાઠેલાનાં કેટલાંક કુટુંબની અટક કનોજીઆ છે. ઉઢીઆના ખેડુત બ્રાહ્મણ અને સિદ્ધપુરમાં વસેલા કેટલાક બ્રાહ્મણ પણ માસ્તાન કહેવાય છે. આગ્રા ઇલાકાના એટવા તાલુકામાં બ્રાહ્મણોનો એક ખેડુત વર્ગ છે તે ભાઠેલી કહેવાય છે. ભાઠેલામાં બે અટક છેઃ—વસી એટલે જ્યાં પ્રથમ વસ્તી કરેલી ત્યાંજ રહેલા તે અને નાયક એટલે અસલ ઠેકાણેથી ખસી બીજે ઠેકાણે જઇ વસ્તી કરેલી તે. કનોજ મહાસ્થાનના માટે માસ્તાન એમ એક અંગ્રેજ કહે છે પણ સમસ્તજન ઉપરથી માસ્તાન એમ

હોવાનો સંભવ વિશેષ છે. એનો અર્થ અમુક એક કુળના માણસોનો મોટો જથો કે મોટા જથાવાળા એવો થાય છે. માસ્તાન સોની એવી એક જ્ઞાતિ પણ છે. ભાઠેલા એ ભ્રષ્ટ દ્વિજનો અપભ્રંશ હોય એમ લાગે છે, કહેવાય છે કે ડુંગરવાસીઓને રામે બ્રાહ્મણ કીધા હતા તે અનાવલા. અનાવલાની જ્ઞાતિમાં કોઇ પણ માણસ ભિક્ષુક નથી, સઘળા અયાચક ગૃહસ્થો છે. તેઓમાં બ્રાહ્મણનું નિત્ય કર્મ પણ કરવાવાળા થોડા છે અને નૈમિત્તિક કર્મ તેઓ કુળગોર કે બીજા કોઇ પાસે કરાવે છે, તે ઓદિચ્ય કે મોઢ બ્રાહ્મણ હોય છે. વળી તેઓની ગણના યજુર્વેદી ને શૈવમાં થાય છે. જેમ ધર્મની બાબતમાં તેમ જ્ઞાતિમાં ધારાના અમલ બાબત પણ તેઓ ઝાઝી દરકાર રાખતા નથી. વેશ, વાણી અને રીતમાં તેઓ ઓછા સુઘડ છે, તોપણ નિત્ય ઉદ્યમી, સંતોષી, સમયે સમયે સાહસિક, અને મોટાઇને ઇચ્છનારા છે. પરોણાની ખાતર કરવે તો તેઓ સારા કહેવાય છે. પોણોસો વર્ષ ઉપર ઘણું કરીને સઘળા જમીન ને ખેતીના સંબંધમાં હતા. જો કે આજે પણ મોટો ભાગ ખેતી કરે છે તોપણ કેટલાક વાંચતાં લખતાં શીખીને ગામના તલાટી તથા ગામના મહેતાજી થયા છે. કેટલાક ધંધો કરે છે, કેટલાક વકીલ છે ને થોડાક સરકારી નોકરીમાં મોટા ભરોંસાના ને જવાબદારીના દરજ્જા પર ચઢયા છે. સંસારી સ્થિતિએ અનાવલામાં દેસાઇ ને ભાઠેલા એવા બે વર્ગ છે. પેશવાઇમાં ને અંગ્રેજીની શરૂઆતમાં કેટલાક અનાવલાઓ મુલકની ઉપજ ઉઘરાવનારા કે તેના ઇજારા રાખનારા કે ગામોની સંભાળ રાખનારા અધિકારી હોવાથી દેસાઇ એ નામ ધરાવતા થયા. કેટલાક બહુ ધન તથા સત્તા મેળવીને જમીનદાર કે તાલુકદાર એ નામે પદવી વાળા કહેવડાવી બસો બસો ત્રણસો ત્રણસો હાળી–ગુલામ રાખતા થયા. ઉપરી સરકારની બે દરકારીમાં કેટલાકે આપ અખત્યારી ચલાવી, કરો મૂકી ખેડુતોને પોતાના તાબેદાર કરી મુકયા હતા. સરકારે ઇજારાનો ચાલ બંધ કરી ખાતાબંધીની રીત દાખલ કરી, તેથી દેસાઇઓની સત્તા છેક ઓછી થઇ ગઇ અને તેઓ નિર્ધન થયા. ઉપર પ્રમાણે

દેસાઇ કુળ બંધાઇ તે વર્ગ ઉંચો મનાયો ને આજે પણ તેમાંનાં ત્રણ ઘર ગણદેવી, પલસાણા ને મહુવામાં ઉંચાં છે એમ સૌ અનાવલા માને છે. દેસાઇ કુળની દીકરી દેસાઇ કુળમાં જાય છે. વળી ભાઠેલા વર્ગમાંના ધનવંતો પોતાની દીકરી દેસાઇને આપવામાં મોટું માન માની લે છે. દેશાઇ વર્ગ ઘણે ભાગે નિર્ધન છે. વળી દીકરી પરણાવવાનો ખરચ કુળની રીત પ્રમાણે બહુ હોવાથી તેમને બહુ વેઠવું પડેછે. દીકરીનાં લગ્નનો, તે ધણીને ઘેર જાય ત્યારે સુપડાની રીતનો, તેને સીમંત આવે ત્યારે, બાળક અવતરે ત્યારે ને એને લઇ સાસરે જાય ત્યારે સપડાની રીતનો તેના બાપને કેટલોક ખર્ચ કરવો પડે છે; ને તે એટલો ભારે હોય છે કે ઘણી છોકરીઓ વાળા દેસાઇને પોતાની જમીન તથા ઘર ગીરો મૂકવાં પડેલાં એવા ઘણાક દાખલા બન્યા છે ને એજ કારણથી કેટલીક છોકરીઓ ૨૦-૨૫ વર્ષની થતાં લગી સાસરે જઇ શકી નથી. દેસાઇ કુળમાં દીકરીનો જન્મ એ મોટો સંતાપ મનાય છે. વાંકડાની રીત તરિકે લગ્ન પહેલાં રૂ. ૫૦૦ થી તે રૂ. ૨૦૦૦ સુધી રોકડા કે જણસ અને બે મણથી દશ મણ સુધી ઘી દીકરીનો બાપ વહેવાઇને આપે છે. ભાઠેલા વર્ગની સ્થિતિ બહુ સુધરી છે. તેઓ કણબી ખેડુત જેવા મહેનતુ ને તજવીજે ખરચ ચલાવનારા નથી તોપણ પોતાના કામમાં કુશળ છે. તેઓ કેટલાંક ગામોમાં મોટા ખાતેદાર છે, ઉંચો પાક પેદા કરે છે ને ઢોર તથા ઘર પણ તેઓનાંજ સારાં હોય છે.

**ઔદિચ્ય.** ઔદિચ્ય જ્ઞાતિની સહસ્ર ને ટોળકીઆ એવી બે મુખ્ય શાખાઓ છે. સહસ્રની બે ઉપશાખા સિદ્ધપુરા તથા સીહોરા છે ને ટોળકીઆનો એક જથો ખંભાતીઆનો ને બીજો ચરોતરીઆનો છે. ઔદિચ્ય જ્ઞાતિની ઉત્પત્તિ વિષે એવું કહેવાય છે કે અણહિલવાડના મૂળરાજ સોલંકીએ (સન ૯૪૨-૯૪૭) મોટા યજ્ઞને અર્થે ઉત્તર હિંદુસ્તાનના ઘણાક બ્રાહ્મણોને બોલાવેલા તેમને ગામો આપી ગુજરાતમાં રાખ્યા. તેમાં જે હજાર જણનો જથો તે ઉદિચિ-

ઉત્તરદિશા તરફના, માટે ઔદિચ્ય સહસ્ર કહેવાયા. વળી હજાર ઉપરના થોડાક જેઓએ પ્રથમ દાન લીધેલું નહિ તે ટોળકીઆ કહેવાયા. ઔદિચ્યમાં ગૃહસ્થવર્ગ જુદો નથી. મોટો ભાગ ભિક્ષા, યજમાનવૃત્તિ ને ખેતી કરે છે. થોડાક પુરાણ વાંચનારા જોષી તથા પૂજારી છે. કેટલાક વેપાર ધંધો ને કેટલાક સરકારી નોકરી કરે છે ને કેટલાક રસોઈઆ છે.

**મોતાળા.** મોતાળાનો એક જથો મોતા ગામમાં છે ને બીજા બે ઓરપાડ તથા સરસ એ બે ગામમાં છે. જોકે તેઓ ધંધા રોજગારને માટે દુર દેશાવર જાયછે, તોપણ શુભાશુભ કર્મ કરવાને તેઓ પોતપોતાને ગામ આવે છે. કહેવાય છે કે મોતાળા, જાંબુ ( જંબુસરના ) ને કપિલ ( કાવીના ), એ ત્રણ જ્ઞાતિ પ્રથમ એકજ હતી ને દક્ષિણથી ગુજરાતમાં આવી હતી. સો વરસ ઉપર મોતાળાને જાંબુ સાથે બેટી વહેવાર હતો. તેઓની કુળદેવી કોલાપુરની મહાલક્ષ્મી છે. લગ્ન થતી વેળા ને પછી ચાર દિવસ સુધી કન્યા ( વહુ ) પોતાનું માથું ઉઘાડું રાખે છે ને જમણો હાથ ઉઘાડો રહે તેવી રીતે લુગડાનો છેડો ડાબી બાજુએ ખોસે છે. વળી લગ્નનું નાડું ઉનનું હોય છે. મોતાળા દર ચોથે વરસે છોકરા છોકરી પરણાવવાને પોતપોતાના ગામમાં ભેગા થાય છે. તેઓ યજુર્વેદી છે પણ કણ્વ શાખાના હોવાથી કંઠસ્વરે મંત્ર ભણે છે. તેઓમાંના ઘણાખરા સરકારી કે ખાનગી નોકરી કરે છે. એ વર્ગમાં કેટલાકે વેદાધ્યયન કીધું છે ને કેટલાક જોષીઓ છે. મોતાળા બુદ્ધિવંત, ઉદ્યમી ને શ્રમ વેઠી કામ કરનારા બ્રાહ્મણ છે.

**મોઢ.** મોઢ એ નામ કડી પ્રાંતના ચાણસ્મા તાલુકામાં આવેલા મોઢેરા ગામ ઉપરથી પડેલું છે. મોઢ બ્રાહ્મણ મોઢ વાણીઆના ગોર હોય છે. કેટલાકને યજમાન છે, થોડાક ખેડુત છે. જુજ વેદીઆ કે કર્મ

કરાવનારા પણ મોટી સંખ્યા શાસ્ત્રી કે પુરાણી છે અથવા તો ભિક્ષા વૃત્તિવાળા છે. તેમના ૬ પ્રકાર છે. તેમાં ચાતુર્વેદીને ત્રિવેદી એ બેજ ઊંચા ગણાય છે. ધીણોજા મોઢ સાથે બીજા મોઢ કે બીજા બ્રાહ્મણ જમતા નથી. ચાતુર્વેદી ને ત્રિવેદી એ બેને પણ રોટી બેટીનો વહેવાર નથી. ચાતુર્વેદી કહે છે કે બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર એમણે યજ્ઞ કર્યો ત્યાં ૧૮૦૦૦ બ્રાહ્મણ હતા; તેઓને સ્ત્રીરહિત જોઇ શકિતઓએ દેવોની આજ્ઞા લઇ એકેક જણે છ છ હજાર કુમારિકા ઉત્પન્ન કરી તેમને પરણાવી. તેઓનાં કુટુંબ મોઢેરામાં રહેતાં માટે તે મોઢ કહેવાયા. ત્રિવેદી મોઢ કહે છે કે ચુંવાળમાં મોઢેરામાં રામચંદ્રે યજ્ઞ કર્યો ત્યાં ૧૮૦૦૦ બ્રાહ્મણ હોવાથી તેઓના નિર્વાહને માટે ૩૬૦૦૦ વાણીઆ ઉત્પન્ન કર્યા અને ઠરાવ્યું કે બબ્બે વાણીઆએ એકેક બ્રાહ્મણનો નિર્વાહ કરવો.

**મેવાડા.** મેવાડા લોકો પ્રથમ મેવાડથી આવેલા. તેઓનો કુળદેવ મેવાડના એકલિંગ મહાદેવ છે. તેમનામાં ગૃહસ્થ ભિક્ષુકનો ભેદ નથી. તેમનામાં બધા યજુર્વેદી છે. કેટલાક ખેતી કરે છે, કેટલાકને યજમાન (મેવાડા વાણીઆ, મેવાડા સુથાર) હોય છે અને ઘણાક તો ભિક્ષાવૃત્તિ વાળા છે. ચોરાશી મેવાડામાં વેદશાસ્ત્રનું અધ્યયન કરવાવાળા કેટલાક છે ને ભટ મેવાડામાં કેટલાક જોષી, પુરાણી, વૈદ્ય ને મહેતાજી છે. ત્રવાડી મેવાડા ગરીબ હાલતમાં છે. તેઓ જ્ઞાતિને ભોજન આપવામાં અને મેળાવામાં ઘી પીરસી જમનારને તૃપ્ત કરવામાં મોટું માન સમજે છે. સાડી સત્તાવીશ એ નામે ઓળખાતાં કૂળ જેને ઘી પીરસવાનો હક છે તેમાં ગણાવાનો તેઓ બહુ લોભ રાખે છે.

**નાગર.** નાગરની વડનગરા, વિસનગરા, સાઠોદરા, વગેરે છ પેટાજ્ઞાતિ છે, તે પૈકી નવસારી પ્રાંતમાં વડનગરા નાગર વસે છે તે ઘણું કરીને નોકરી અર્થે બહારથી આવેલા હોય છે.

નાગર ખંડમાં લખેલું છે તે ઉપરથી સમજાય છે કે વડનગર મોટું તીર્થ હતું. ત્યાં હજારો બ્રાહ્મણ આવજા કરતા પણ તેમાંથી જેઓએ પોતાનો સ્થાયી વાસ ત્યાંજ રાખ્યો તે વડનગરા કહેવાયા. નાગરમાં ગૃહસ્થ અને ભિક્ષુકનો ભેદ છે. ગૃહસ્થ અને ભિક્ષુકને જમવાનો વહેવાર હોય છે પણ કન્યા વહેવાર નથી હોતો. વડનગરા નાગરમાં ઋગવેદી ઘણા ને યજુર્વેદી થોડા છે. વડનગરામાં શુભાશુભ કર્મ કરાવી જાણે તેવા ભિક્ષુક વર્ગમાં છે. વડનગરામાં સ્ત્રીને માટે પલ્લાની રકમ ઘણી ભારે હોય છે. એમના કુળદેવ હાટકેશ્વર મહાદેવ ને કુળદેવી અંબા છે. પ્રતિ વર્ષે શુદ ૧૪ ને રોજ નાગર બ્રાહ્મણ ને વાણીઆ તેનું પૂજન કે સ્મરણ કરી ભોજન કરે છે. જે જે ગામમાં મોટા જથા છે ત્યાં ત્યાં હાટકેશ્વરનું દહેરૂં હોય છે ને ઓચ્છવને દિવસે જ્ઞાતિ ભોજન થાય છે.

**હિંદુ વેપારી વર્ગ.**

હિંદુ વેપારી વર્ગમાં વાણીઆ, ભાટીયા અને લુહાણાનો સમાસ થાય છે. બીજા ત્રણે પ્રાંત કરતાં નવસારી પ્રાંતમાં હિંદુ વેપારી વર્ગની વસ્તી ઘણી ઓછી છે. આખા રાજ્યની હિંદુ વેપારી વસ્તીના સેંકડે ૫.૨ વેપારી નવસારી પ્રાંતમાં છે. હિંદુ વેપારી વાણીઆમાં દિશાવાળ, ખડાયતા, લાડ, મોઢ, વગેરેનો સમાસ થાય છે. વાણીઆ તથા ભાટીઆ અને લુહાણાની વસ્તી નવસારી પ્રાંતમાં નીચે લખ્યા પ્રમાણે છે:—

| | | | |
|---|---|---|---|
| અગરવાળ | ૫૭ | ઝારોળા | ૯ |
| દિશાવાળ | ૫૬ | કપોળ | ૧૫૪ |
| ગુજ્જર | ૩ | ખડાયતા | ૧૫૬ |

| | | | |
|---|---|---|---|
| લાડ | ૧૫૭૧ | શ્રીમાળી | ૧૩૬ |
| બાજ | ૧૦૫ | સોરઠીઆ | ૨૨ |
| મેવાડા | ૭૭ | વાયડા | ૧ |
| મોઢ | ૩૬૦ | ભાટીઆ | ૬ |
| નાગર | ૪૬ | લુહાણા | ૨૧ |
| ઓસવાળ | ૬ | બીજા | ૨ |
| પોરવાડ | ૩૬ | | |
| | કુલ ૨૮૨૪ | | |

**કપોળ.** કપોળનું મૂળ સ્થાન જુનાગઢ અગર ગીરનાર છે, ત્યાંથી એ લોકો આ તરફ ગુજરાતમાં આવેલા હોવા જોઇએ. અમરેલી પ્રાંતમાં એમની વસ્તી વધારે છે. એમનામાં દશા અને વીશા એવા બે ભેદ નથી, પણ તેને બદલે દેલવાડીઆ અને ઘોઘારી એવા બે ભેદ છે. એ બન્ને વચ્ચે રોટી વ્યવહાર છે પણ બેટી વ્યવહાર નથી. કાઠીઆવાડમાં થાન પાસે કંડોલ ગામ છે ત્યાંથી આવેલા કંડોલીઆ બ્રાહ્મણ તે કપોળના ગોર છે. કપોળની કુળદેવી સામુદ્રીમાતા છે અને થાનથી દશ માઇલ ઉપર ધ્રાંગદ્રા તાબાનું એક નામનું ગામડું છે ત્યાં એ માતાનું સ્થાનક છે. કપોળનાં ઘણાં કુટુંબો હાલમાં મુંબઇમાં સ્થાયી રહે છે અને તેમાં કેટલાક ધનાઢ્ય વેપારીઓ છે. તેઓ વલ્લભાચાર્યના મતના વૈષ્ણવો છે.

**ખડાયતા.** કડી પ્રાંતના વિજાપુર પાસે ખડાત ગામ છે તે ઉપરથી ખડાયતા નામ પડેલું છે. એમનામાં દશા ને વીશા એવા બે ભેદ છે. એમના ઇષ્ટદેવ કોટયર્ક અને

કુલદેવી મહુડી માતા છે. એ વલ્લભાચાર્યના મતના વૈષ્ણવ છે. ખડાયતા બ્રાહ્મણ એમના ગોર છે.

**લાડ.** રાજ્યની વસ્તીમાં શ્રીમાળી અને પોરવાડથી લાડ બીજે નંબરે આવે છે. મહી અને તાપી વચ્ચેના પ્રદેશને પહેલાં લાટ દેશ કહેતા તેથી એ દેશના મૂળ વતની વાણીઆ તે લાડ વાણીઆ કહેવાયા. એમના ગોર ખેડાવાળ બ્રાહ્મણ છે. એમની કુળદેવી પેટલાદ પાસે આશાપુરી માતા છે તે છે. જુના વખતમાં એમના નામને છેડે " રાય " અને " પાલ " લખાતું; હવે " દાસ " અને " લાલ " છેડાવાળાં નામ પાડે છે. એમનામાં દશા અને વીશા એવા બે ભેદ છે. દશાલાડમાંથી ઘણાં વર્ષપર એક તડ જુદું પડી " દશાબાજ " નામે જુદી ન્યાત બંધાઈ છે. તે એકલા " બાજ " વાણીયા પણ કહેવાય છે.

**મોઢ** કડી પ્રાંતમાં ચાણસ્મા તાલુકામાં આવેલા મોઢેરા ગામ ઉપરથી મોઢ એ નામ પડેલું છે. તેઓ પરણતી વખતે તલવાર અને ચમ્મર પાસે રાખે છે તે ઉપરથી એમ માલમ પડે છે કે તેઓ અસલ રજપૂત હશે. પરંતુ એમની અટકો ઉપરથી તે બદલ કંઇ જાણવાનું સાધન મળતું નથી. ઇ.સ.૧૨૯૮ માં દિલ્લીના બાદશાહ અલ્લાઉદ્દીનના લશ્કરે ગુજરાત પર ચઢાઇ કરી ત્યારે મોઢેરામાંથી તેમજ ઘોઘા, અડાળજ વગેરે ઠેકાણેથી તેઓ આ તરફ નાશી આવ્યા હોય એમ લાગે છે. એમનામાં છ ભેદ છે. અમદાવાદ નજીકના અડાળજ ગામ ઉપરથી અડાળજા, ઘોઘા ઉપરથી ઘોઘારી અને અમદાવાદથી વાયવ્ય ખુણે પહેલાં નામીચું માંડવ ગામ હતું તે ઉપરથી માંડવીઆ મોઢ કહેવાય છે. આ છએ જાતમાં દશા ને વીશા એવા બે ભાગ છે. ઘોઘારી અને અડાળજા વચ્ચે કચ્છ અને કાઠીઆવાડમાં કન્યા વ્યવહાર છે પણ ગુજરાતમાં નથી. મોઢ વાણીઆ બધા વલ્લભાચાર્યના વૈષ્ણવો છે. સત્તરમી સદી સુધી એમનામાં પુનર્લગ્ન થતું પરંતુ ત્યાર પછી

મરાઠાઓએ જ્યારે માળવા ઉપર હલ્લો કર્યો ત્યારે દક્ષણી બ્રાહ્મણોએ તેમની સાથે આવીને વસવાટ કર્યો તેથી તેમના સંસર્ગથી તેમણે વિધવા પુનર્લગ્ન કરવાનું બંધ કર્યું.

**કારીગર વર્ગ.** કારીગર વર્ગની વસ્તી બીજા પ્રાંતો કરતાં નવસારી પ્રાંતમાં થોડી છે. આખા રાજ્યની કુલ કારીગર વસ્તીનો ૮ મો ભાગ નવસારી પ્રાંતમાં છે. સોની કરતાં લુહારની સંખ્યા નવસારી પ્રાંતમાં થોડી છે, ત્યારે બીજા પ્રાંતોમાં તે વધારે છે. ખત્રીની ન્યાત બીજા પ્રાંતો કરતાં નવસારીમાં વધારે છે. સુતારની સંખ્યામાં ખરાદી, કુંભાર, સુથાર અને લુહારનો પણ સમાવેશ કરી લેવામાં આવ્યો છે.

| | | | |
|---|---|---|---|
| ભાવસાર | ૮૦૯ | કુંભાર | ૪૪૫૨ |
| છીપા | ૧૦૦ | લુહાર | ૭૮૯ |
| દરજી | ૧૭૫૩ | મોચી | ૧૪૬૭ |
| ગળીઆરા | ૧ | સલાટ | ૪૭ |
| ઘાંચી | ૨૦૬૩ | સાળવી | ૧ |
| ગોલા | ૧૨૯૯ | સોની | ૧૪૧૨ |
| કંસારો | ૩૩૨ | સુથાર | ૩૧૬૦ |
| ખત્રી | ૧૧૩૦ | | |
| કુલ ૧૮૮૦૬ | | | |

**ભાવસાર.** ભાવસાર રહેણી કરણીમાં વાણીઆ જેવાજ છે. રીતમાં ફેર એટલો કે તેઓમાં નાતરાંનો ચાલ છે. તેઓ કોતરેલાં બીબાંથી સાલ્લાઓ ઉપર તરેહતરેહના બુટ્ટા છાપે છે. યૂરોપનો માલ આવવાથી તેઓનો ધંધો ઘણો ઓછો થયો છે, પણ હજુ પડી ભાગ્યો નથી. કપડું ધોવામાં ને છપાયા પછી સૂકવવામાં ને વાળવામાં બૈરાં મદદ કરે છે. ભાવસારમાં કેટલાક રંગારા છે ને કપડાં પર બધાએ રંગ ચઢાવે છે. તેઓ પુરૂષની પાઘડી, બૈરાંનાં સાળુ અને મહોરમમાં મુસલમાનનાં કપડાં રંગે છે.

**છીપા.** દેખાવ અને પહેરવેશમાં ભાવસાર જેવા પણ ભાવસારમાં કોઇ મદ્યમાંસ વાપરતું નથી ને છીપામાં થોડાક તે વાપરે છે. આફ્રિકા તથા બીજી જગોએ મોકલવાનાં કાળાં કપડાંને લાકડાના ભારે હથોડાથી કુટી તેઓ હાર વાળાં ચળકતાં કરેછે. આવા કાપડનો ખપ ઓછો થવાથી તેઓનો ધંધો પડી ભાગ્યો છે ને કેટલાક કડીઆ તથા મજુરનું કામ કરવા લાગ્યા છે. બૈરાં બાંધણાં બાંધવાનું કે લોકોને ત્યાં પાણી ભરવા વગેરેનું કામ કરે છે. તેઓ વૈષ્ણવ ધર્મ પાળે છે, તેમની રીતભાત વાણીઆ જેવી છે અને તેમનામાં નાતરૂં કરવાની છુટ છે.

**દરજી.** દરજી લોકોમાંના કેટલાક શહેર, કસ્બા ને મોટાં ગામોમાં રહે છે. દેખાવ તથા પહેરવેશમાં ઘણું કરીને તેઓ વાણીઆ તથા કણબી જેવા છે. તેઓ ઉધડ અથવા રોજને મુસારે કામ કરે છે. દરજી ઘરાકને ત્યાં બેસે છે ત્યારે તને ત્યાંજ બપોરે જમે છે. ઘાઘરા, ચણીઆ, ચોળી, કાંચળી, ઝભલાં તેમનાં બૈરાં શીવે છે ને ઓટવું, કોર મૂકવી વગેરે કામમાં પુરૂષોને મદદ કરે છે. તેઓમાંના કેટલાક બીન વ્યસની અને કરકસરીઆ છે, પણ ઘણા ખરાને દારૂની લત

પડેલી હોય છે. તેઓ ધર્મ વૈષ્ણવનો ને ઘણી ખરી રીતભાત વાણી આની રાખે છે. એમનામાં નાતરૂં કરવાની છુટ છે.

**ઘાંચી.** ઘાંચીનાં કપડાં તેલથી ખરડાયલાં તથા મેલાં હોય છે તે ઉપરથી તે ઘાંચી તરિકે સહેજ ઓળખાઇ આવે છે. એ લોકોના ઘરમાં આગળ કે પાછળ છાપરીમાં ઘાણી હોય છે. તેઓ બળદ જોડી તલ કે દીવેલીને ઘાણીમાં પીલે છે. બૈરાં તેલ કાઢવામાં ને ઘરાકને ઘેર પહોંચાડવામાં મદદ કરેછે ને કેટલાંક મજુરી પણ કરે છે. તેઓ બહુ મહેનતુ છે પણ કરકસરથી રહેતા નથી. તેઓમાંના કેટલાક શાક ભાજી વેચવાનો તથા નાણું ધીરવાનો ધંધો પણ કરે છે. તેમનો ધર્મ વૈષ્ણવનો ને રીતભાત વાણીઆ જેવી છે. એમનામાં નાતરૂં થઇ શકે છે.

**કંસારા.** કંસારા પહેરવેશ તથા રીતભાતમાં વાણીઆ જેવા છે. તેઓ તાંબા પિળત્તનાં વાસણ બનાવે છે ને પરચુરણ કે જથાબંધ વેચે છે. કંસારામાં કોઇ તાંબાઘડા ને કોઇ પિત્તળઘડા કહેવાય છે. કંસારા ઠાવકા, કરકસરીઆ ને કેફથી દુર રહેનારા છે. તેઓ વૈષ્ણવ ધર્મ પાળે છે. એમનામાં વિધવા સ્ત્રી નાતરે જઇ શકે છે. પોતાના ઘરમાં પાંચ છ જણ સાથે બેસી કામ કરે છે ને સ્ત્રીઓ પણ થોડુંક કામ કરવા લાગે છે.

**ખત્રી.** વણકર વગેરે કારીગર તે ખતરી કહેવાય છે. દંતકથા એવી છે કે ઔરંગજેબના વખત સુધી તેઓએ પોતાનો હથીઆર બાંધી લડવાનો ધંધો છોડ્યો નહોતો. જ્યારે ઘણાક દક્ષિણમાં કપાઇ મુઆ ત્યારે બાદશાહે વિધવાઓની દયા ખાઇ દીલ્હીના આબરૂદાર ક્ષત્રિઓને સમજાવી નાતરાની રીત કઢાવી. કેટલાક કહે છે કે રાજા ટોડરમલ બ્રહ્મક્ષત્રી હતો ને તેણે અકબરશાહના સમજાવ્યાથી પોતાની બાળ-

રાંડ પુત્રી અગીઆર વર્ષની હતી તેને ફરી પરણાવી હતી ત્યારથી એ ચાલ નીકળ્યો છે. યૂરોપીઅનો કાપડની ખરીદી કરે છે એમ સાંભળી તેઓ સોળમા સત્તરમા સૈકામાં સિંધથી ગુજરાતમાં આવી વસ્યા હતા. દેખાવમાં તેઓ ભાવસારને મળતા છે. તેઓ બૈરાંની સાડીઓ ચણીઆપાટ, ચોળીખંડ વગેરે અને પુરૂષનાં ધોતીઆં તથા પાઘડી વણે છે. યૂરોપનો માલ વપરાતો થવાથી તેઓનો ધંધો તુટયો છે તોપણ તે ટકાઉ હોવાથી બ્રાહ્મણ, અનાવલા વગેરેમાં તેમની વણેલી સાડીઓ ઘણી ખપે છે. કેટલાક ખત્રી સોના રૂપાના તાર કાઢવાનો ધંધો કરે છે. તેઓ ઉડાઉ ને આળસુ છે અને તેમનામાં દારૂની લત પણ ઘણી પડેલી છે. સિંધની પશ્ચિમ સરહદ ઉપર હિંગળાજ માતા છે તે તેઓની કુળ દેવી છે. તેમનામાં નાતરૂં થઇ શકે છે. થોડાક શૈવ ને ઘણાક વૈષ્ણવ છે.

**કુંભાર.** કુંભાર ઘણું કરીને દરેક શહેર ને ગામમાં હોયછે. તેઓ મટોડાનાં કાચાં પાકાં તથા પાણી, ઘી, તેલ, અનાજ વગેરે ભરવાને લાખ દીધેલાં વાસણ બનાવે છે. વળી નળીઆં, ઇંટ ને માટીનાં રમકડાં પણ બનાવે છે. ઓજારમાં ચાક તથા લાકડી ને ટપલો વગેરે મળીને પાંચ રૂપીઆ જેટલી કિંમતનું હોય છે. તેઓ મટોડું તથા બાળવાનું કચરૂં આણવાને એક બે ગધેડાં રાખે છે. કુંભાર પોતાના કામમાં બૈરાં છોકરાંને સાથે રાખે છે. તેઓ તેમને કાદવ ખોદવા લાગે છે ને ઘાસ પુંજું એકઠું કરવા લાગે છે. કુંભાર હાંલ્લાં બારની ને નળીઆં તથા ઈંટો હજારની ગણત્રીએ વેચે છે. તેઓનો ધર્મ વૈષ્ણવનો ને રીતભાત વાણીઆની હોય છે. તેઓમાં નાતરૂં થાય છે.

**લુંહાર.** લુહાર લોકો દેખાવ તથા પહેરવેશમાં કડીઆ જેવા છે. આ લોકોમાંના કેટલાક ઘણો દારૂ પીએ છે પણ ઘણાક તેનાથી દૂર રહે છે. તેઓ પોતાને ઘેર જ કામ કરે છે. શહેર તથા કસ્બામાં લોઢા કામ ઉપરાંત તેઓ સોના રૂપાનાં સાંકળાં તરેહ તરેહ ભાતનાં બનાવે છે. કેટલાક ઘડી-

આળ સમારવાનું કામ પણ જાણે છે. થોડાંક વર્ષ થયાં તેઓ વિલાયતી ધમણ તથા એરણ વાપરતા થયા છે. તેમનાં બૈરાં ધમણ ધમે છે તથા બીજું હલકું કામ કરે છે. તેઓ કરકસરથી રહેનારા ને ભલા છે, વૈષ્ણવ ધર્મી છે, રીત ભાતમાં વાણીઆ જેવા છે પણ નાતરાની રીત રાખે છે. તેઓમાંના કેટલાક સાંચાના કારખાનામાં પણ પગારથી કામ કરે છે.

**સોની.** સોની પાંચ જાતના હોય છે: શ્રીમાળી, ત્રાગડ, માસ્તાન, મારૂ ને પરજીઆ. ત્રાગડ ને માસ્તાન જનોઇ રાખે છે ને બ્રાહ્મણના જેવો ધર્મ પાળે છે. તેઓ પોતાના ઘરમાં કામ કરે છે ને સોના રૂપાના તોલ તથા કામના પ્રમાણમાં તોલે બે આનાથી તે રૂપીઆ સુધી ને કોઇ વાર ત્રણ રૂપીઆ સુધી મજુરી લે છે. બૈરાં મરદને મદદ કરે તેવી રીત નથી. તોપણ કેટલાંક બૈરાં જે દોરા કંઠી ગુંથવાના તથા લાખ ભરવાના અભ્યાસ વાળાં હોય છે તેઓ મહીને રૂ. ૪ થી ૮ સુધી પેદા કરે છે. તેઓની કુળદેવી મહાલક્ષ્મી કે વાઘેશ્વરી છે. રીતભાત વાણીઆ જેવી છે ને નાતરાંની રીત નથી. સોનીના છોકરાઓ પોતાના ધંધામાં ખપ લાગે તેટલું વાંચતાં લખતાં શીખે છે. મા બાપ તેમને વધારે કેળવણી આપવાની દરકાર રાખતાં નથી. સોનીની શાખ સારી હોતી નથી તેથી ઘરાક પોતાના દેખતાં સોનું ગળાવે છે ને દાગીનાનો ઘાટ ઘડાતો હોય તે વેળા ત્યાં બેસી રહેછે. ન્યાતમાં શેઠ હોય છે તે ટંટા વગેરેનું સમાધાન કરે છે.

**સુથાર.** સુથાર પાંચ જાતના હોય છે:—ગુજ્જર, મેવાડા, પંચોળી, વાએડા ને વૈશ્ય. તેમનો દેખાવ તથા પહેરવેશ વાણીઆ જેવો છે ને તેઓ દારૂમાંસથી દૂર રહે છે. તેમાંના કેટલાક લાકડા ઉપર નકશી કોતરે છે, રમકડાં કરે છે, છીંટ છાપનારને બીબાં કરી આપે છે, ગાડાં ગાડી બનાવે છે ને કેટલાક ઘર જ બાંધે છે. શહેરના સુથારનો રોજ

સવાથી દોઢ રૂપીઆ સુધીનો હોય છે. શહેરના સુથારમાં જે બહુ જાણીતો હોય તે ગજ્જર કહેવાય છે. સુથાર મોટાં ગામોમાં રહે છે પણ નાનાં ગામમાં રહેતા નથી. ગજ્જર ઘર બાંધવાને આગળથી નકશો કરે છે, ખરચનો અડસટ્ટો કાઢે છે, ધણીને સાથે તેડી જઇ લાકડાં ખરીદ કરે છે અને કામ કરનારાને આણી આપી પોતે ઉપરી પણું કરે છે. તેને બીજા સુથારથી સવાયો રોજ મળે છે.

**કોળી.** નીચે જણાવ્યા પ્રમાણે નવસારી પ્રાંતમાં કોળીની વસ્તી ૨૫૧૮૩ છે. તે આખા રાજ્યની કુલ કોળી વસ્તીનો ૧૫ મો ભાગ છે. કોળીની ઘણી જાતો છે તે પૈકી ગેડીઆ અને મકવાણા શિવાય બીજી બધી જાતના કોળી નવસારી પ્રાંતમાં માલમ પડે છે. નવસારી પ્રાંતના કોળીઓ વહાણ ચલાવવાનો અને ખેતીનો ધંધો કરે છે.

| | |
|---|---|
| બારીઆ | ૧૦૨૮ |
| ભાલીઆ | ૫૫૫ |
| ચુંવાળવા | ૧૪૭ |
| દલવાડી | ૨૦૫ |
| ખાંટ | ૧૭૧ |
| પાટણવાડીઆ | ૩૩૧ |
| તળઅદા | ૧૭૪૧૪ |
| ઠાકરડા | ૫૧૦ |
| નક્કી નહિ થયલી જાતના | ૪૮૨૨ |
| કુલ | ૨૫૧૮૩ |

કોળીની ઉત્પતિ વિષે વિવિધ પ્રકારની કલ્પનાઓ ચાલે છે. કોળી એવું કોઇ પૂર્વજનું નામ હતું તે ઉપરથી, કુલ–શાખા ઉપરથી, કોલ એટલે મછવો એ ઉપરથી, વિંધ્યાચળની દક્ષિણે કોલ નામનું રાજ્ય હતું તે ઉપરથી, એમ અનેક અટકળો કરવામાં આવી છે. આ લોકો સૂર્યવંશી રાજા યુવનાશ્વથી પોતાની ઉત્પત્તિ માને છે. તેઓ સેંકડો વર્ષ સિંધુ નદીના બેટમાં હતા, પણ પછી હિંગળાજ દેવીની આજ્ઞાથી નવ તળાવના પ્રદેશમાં જઇ વસ્યા. તે વખતમાં તેઓ મેર પણ કહેવાતા. સોનંગ મેર તેઓનો મુખી હતો તેને બાર દીકરા હતા તેઓએ પોતપોતાની કુલ–શાખા સ્થાપી. ગુજરાતમાં વનરાજના વખતમાં કોળી તથા ભીલ વિના બીજી જાતની વસ્તી નહોતી. હાલ કોળીની પાંચ મોટી જાત તળબદા, ચુંવાળીઆ, વલાકીઆ, ખાંટ ને ગેડીઆ છે. આ પાંચની ઘણી શાખા છે. ને તે સર્વે મેરની સંબંધી શાખા જેવી કે મહીઆ, રસવાલીઆ વગેરેમાં સમાય છે. તળબદા ગુજરાતમાં ઘણા લાંબા વખતથી છે. વેદ ધર્મ પાળનારી જાતીઓના હુમલાને લીધે કોળી તથા ભીલ જંગલો તથા પહાડ તરફ ઘસડાયા. તળબદાની પેટા જાત તે જાદવ, સરવેઆ, ચુડાસમા, ધુબે, મકવાણા, રાઠોડ, ઝાલા, ગોહિલ, માંગલીઆ, કતસરા, ચોહાણ, ચાવડા, સોલંકી, પરમાર, વાઘેલ, મેર વગેરે છે. એ નામોપરથી જણાય છે કે કાંતો રજપૂતોએ કોળીની જાતમાં સગાઈ કરેલી હોવી જોઇએ અથવા તો કોળીઓ અમુક અમુક રજપૂત કુળને વળગી રહેલા હોવા જોઇએ ચુંવાળીઆ તથા બીજી જાત કરતાં તળબદા વધારે ઉંચા કુળના મનાય છે. તેઓમાંના કેટલાક ખેતી કરે છે, કેટલાક મજુરી કરે છે, કેટલાક વહાણ ચલાવે છે અને હાલ કેટલાક વર્ષથી ઘણા જણ આફ્રિકા તરફ કમાવા જાય છે. તેઓનો બાંધો જબરો છે. તેઓ સંભાળીને ખર્ચ કરનારા હોઇ હાલ ઠીક હાલતમાં છે અને ખેડુત તરીકે માત્ર કણબીથીજ ઉતરતા છે.

ધોબી, હજામ, ખવાસ વગેરેનો સમાસ આ વર્ગમાં થાય છે.

**માણસની અંગત નોકરી કરનાર વર્ગ.** નવસારી પ્રાંતમાં ફકત ધોબી અને હજામનીજ વસ્તી નીચે પ્રમાણે છે અને તે પણ બીજા પ્રાંતો કરતાં ઓછી છે.

| ધોબી | ૪૦૦ |
|---|---|
| હજામ | ૧૪૨૧ |
| કુલ | ૧૮૨૧ |

**ધોબી.** ધોબી શહેર તથા કસબાઓમાં એક માળનાં પણ નળીઆં વાળાં ઘરોમાં રહે છે. અનાજ તથા શાકભાજી એ તેઓનો ખોરાક છે પણ દારૂ માંસને વાસ્તે તેઓ-ને અડચણ નથી. ગાંમડાંમાં ધોબી કવચિત્‌જ હોય છે. ધોબીને ૧૦૦ કપડાંની ધોલાઇ બે રૂપીઆથી તે પાંચ રૂપીઆ સુધી મળે છે. એ લોકોનાં બૈરાં મરદને મદદ કરે છે. તેઓ ભરોસો રાખવા જોગ છે પણ થોડાક આળસુ તથા બેદરકાર છે. તેઓમાં કેટલાક બહુ જલદ દારૂ પીનારા છે. ધર્મ વૈષ્ણવનો પાળે છે. તેમનામાં નાતરૂં કરવાની છુટ છે. તેઓ છોકરાંને નિશાળે મૂકતા નથી.

**હજામ.** હજામ લોકો ગાંયજા અથવા વાળંદ એ નામે પણ ઓળખાય છે. મતકા જાતના હજામને દારૂ માંસ ખપે છે ને તે ઢોલ શરણાઇ વગાડે છે. હજામ પોતાના ધંધાની સાથે બીજાં બહુ કામ કરે છે. ગામડામાં તે રોગીને નસ્તર મૂકે છે, વહાડકાપ કરે છે ને કોઇ હાડકાં પણ બેસાડી જાણે છે. તેઓ લગ્નમાં જાને આવેલાની ચાકરી કરે છે. વર વહુના ઉપર છત્તર તથા ચમ્મર ધરે છે, મસાલ ઝાલે છે ને વળી ઢોલ પણ વગાડે છે. વહોરાઓમાં જમવાનાં નોતરાં હજામ દઇ આવે છે. તે દીવા બત્તીનું કામ પણ કરે છે. કેટલાંક સારાં કુટુંબમાં હજામ ઘરના ચાકર જેવા હોય છે. શુભ અવસરે તેઓને અખ્યાણું ને રોકડમાં બે આનાથી બે ત્રણ રૂપીઆ સુધી મળે છે. હજામડીઓ

સોયાણીનો ધંધો કરે છે ને છોકરાં જણાવે છે તથા સુવાવડીની ચાકરી કરે છે. હજામો મોજીલા, ઉડાઉ ને ચસકેલ છે. તેઓ નાતરાં કરે છે પણ બીજી બધી રીતભાત વાણીયા જેવી છે. ગુજરાતી હિંદુઓમાં મૂર્ખ કે આવડત વિનાનો હોય તે હજામ કહેવાય છે અને હજામ પોતાનાંમાંનો જે સારૂં મુંડી ન શકે તેને કુંભાર કહે છે.

**ભાટ ચારણ વગેરે.**

ભાટચારણ વગેરેની ન્યાતોના જથામાં ભાટ, ચારણ, તરગાળા તુરી અને ગંધ્રપનો સમાવેશ થાય છે. તેમાં નીચે બતાવેલી ભાટ, ચારણ, અને તરગાળાની વસ્તી નવસારી પ્રાંતમાં છે. એ લોકો પોતાનો ધંધો છોડી હાલમાં ખેતીનો ધંધો સ્વીકારતા જાય છે. એમની વસ્તી દિનપ્રતિદિન ઘટતી જાય છે.

| | |
|---|---|
| ભાટ | ૨૭૧ |
| ચારણ | ૭ |
| ગંધ્રપ | ૨૮ |
| કુલ | ૩૦૬ |

**ભાટ.**

મહાદેવના કપાળના પરસેવામાંથી પોતાની ઉત્પત્તિ થયેલી છે એમ ભાટ લોકો કહે છે. રજપૂતોની વંશાવળી રાખવી. તેઓના ગુણ ગાવા ને તેઓ પાસે જાચવું એ ભાટનો ધંધો છે. તોપણ કેટલાક શરાફી તથા વ્યાજવટંદર કરે છે ને કેટલાક પોતાની જમીન ખેડે છે. દરેક રજપૂત સરદાર કે ગરાશીઆને પોતાનો ભાટ હોય છે ને દરેક ભાટ દર વરસે પોતાના યજમાનોને ત્યાં ફરી વળે છે. તે જ્યાં જાય છે ત્યાં આદરમાન સાથે થોડા દિવસ રહે છે. પહેલાંના વખતમાં ખજાનાની સાથે ભાટને મોકલત. તે એટલા માટે કે કોઇ લૂંટે

નહિ: હું આપઘાત કરીશ એવો જો તે ભય બતાવતો તો લુટારો અથવા ચોર પાછો હઠતો ને કિંમતી માલ સહીસલામત પોતાને ઠેકાણે પહોંચતો.

**રબારી વગેરે.** આ વર્ગમાં આહીર, ભરવાડ અને રબારીનો સમાવેશ થાય છે. નવસારી પ્રાંતમાં નીચે પ્રમાણે એઓની કુલ વસ્તી ૩૫૭૮ છે તે બીજા પ્રાંતો કરતાં ઓછી છે પરંતુ ભરવાડની વસ્તી બીજા પ્રાંતો કરતાં નવસારી પ્રાંતમાં વધારે છે.

| | |
|---|---|
| આહીર | ૫૮ |
| ભરવાડ | ૩૧૧૦ |
| રબારી | ૪૧૦ |
| કુલ | ૩૫૭૮ |

**ભરવાડ.** ભરવાડો રબારીના જેવીજ જીંદગી ગુજારે છે તેઓ સવારે રાનમાં બકરાં તથા ઘેટાંને ચરવા લઈ જાય છે ને રાત્રે પાછાં આણે છે. તેઓ નંદમહેરથી પોતાની ઉત્પત્તિ માને છે ને કહે છે કે અમે ગોકુલવૃંદાવનથી આવ્યા છીએ. તેઓ માતાને માને છે ને હિંદુની રીતભાત રાખે છે. તેઓ રંગે કાળા તથા સારા બાંધાના છે. તેઓમાં દસમે કે બારમે વર્ષે એકજ દહાડે ને એકજ જગોએ સામટાં લગ્ન થાય છે. લગનની ક્રિયા તે "દુધપીના" કહેવાય છે. લગ્નમાં દુધ ઘી બહુ વપરાય છે. સ્ત્રીઓ હર્ષમાં ઘેલાઈ કાઢે છે, ખેતરની વાડ ભાંગી નાખે છે ને પાકને પણ નુકશાન કરે છે. લગ્નને માટે કાંઇ જમીન ખરીદ કરી ત્યાંજ બધાં લગ્ન થાય છે. એ જમીન બીજીવાર તે કામમાં વપરાતી નથી; ફકત ચારાને વાસ્તે વપરાય છે; ત્યાં લાકડાનો થંભ શણગારી રાખે છે કે જે લગનનો થંભ કહેવાય છે.

**રબારી.** રબારીઓ કહે છે કે અમે મારવાડથી આવેલા છીએ. તેઓ ગિરની ડુંગરીઓની પડોશમાં જોવામાં આવે છે. તેઓ વિશેષે ઉંટની ઓલાદ વધારે છે, ઉંટડીનું દૂધ પીએ છે, ને સરોડાં કે ડાળીઓની ઝુંપડીમાં રહે છે. તેઓ ખેતી કરતાજ નથી, એકથી વધારે વૈરી કરે છે, રાંડેલી સ્ત્રી દીએર સાથે નાતરૂં કરે છે, માતાને માને છે ને લગ્ન વગેરેની હિંદુક્રિયા કરે છે. ગુજરાતમાં રબારી કહેવાતી જાત ગાય, ભેંસ, બકરાં તથા ઘેટાં રાખે છે. તેને સંખ્યા ગણતાં આવડતી નથી પણ આકાર ચહેરાથી બકરાં, ઘેટાં, બધાંને ઓળખી શકે છે ને કોણ નથી તે પણ કહી શકે છે. રબારીમાં લગ્ન એકજ દિવસે થાય છે.

**નીચ વર્ણના અસ્પૃશ્ય લોકો.** ભંગી, ઢેડ, ગરોડા, સેનવા વગેરે નીચ વર્ણના ગણાય છે. નવસારી પ્રાંતમાં નીચે પ્રમાણે તેમની એકંદર વસ્તી ૧૭૬૯૨ છે તે રાજ્યની કુલ નીચ વસ્તીનો ૧૦ મો ભાગ છે. ઢેડ કરતાં ચમાર ઉતરતા ગણાય છે અને એ બંને કરતાં ભંગી હલકા કહેવાય છે. એ બધા હિંદુમાં ગણાય છે અને મુસલમાન કરતાં તેઓ પોતાને ઉંચા માને છે. ગરોડા તે ઢેડના ગોર છે.

| | |
|---|---|
| ભંગી | ૯૮૨ |
| ઢેડ | ૧૪૫૪૦ |
| ગરોડા | ૨૩૦ |
| ચમાર | ૧૮૪૩ |
| શેનવા | ૪ |
| ખુરૂડ | ૫૪ |
| મહાર | ૩૯ |
| કુલ | ૧૭૬૯૨ |

ઢેડ લોકો રજપૂતમાંથી પોતાની ઉત્પત્તિ થયાનું કહે છે. તેઓમાં ઘણી જાત છે. એ લોકોનો પહેરવેશ કોળી તથા ઉતરતી જાતના ખેડુત જેવો છે. ઘરેણામાં પુરૂષને કાને વાળા ને હાથે વીંટી કલઇ કે રૂપાનાં હોય છે. બૈરાંને કાને કલઇ કે રૂપાના ત્રિંટલા, નાકે કાચના મણીનો કે ખોટા મોતીનો કાંટો, કોઇને રૂપાની કંઠી, સસ્તા હાથી દાંતની ચુડી ને પગે કલઇનાં કલ્લાં હોય છે. ગામડામાં સઘળું નીચું કામ જેવું કે કચરો કાઢવાનું, માર્ગ દેખાડવાનું, બોજો ઉંચકી લઇ જવાનું વગેરે ઢેડા કરે છે. શહેરોમાં રસ્તા સાફ કરવાનું તથા નરક કાઢવાનું કામ કરવાથી ઘણાક ઢેડ ભંગીઆ જેવા થયા છે. સુરતી ઢેડ યુરોપીઅન તથા પારસીના વધારે સંબંધમાં આવવાથી દેખાવ તથા બુદ્ધિમાં સુધર્યા છે ને યુરોપીઅન તથા પારસીને ત્યાં બટલર, ઘર કામના ચાકર ને ઘોડાવાળા તરીકે રહે છે. ઢેડ ધર્મ બુદ્ધિવાળા છે. કારીગર લોક પોતાના કુળ ગોરને માન આપે છે. ઢેડની હાલત સુધારવાને હાલ ઘણા પ્રયત્ન શરૂ થયા છે. તેઓનાં છોકરાં હાલમાં વાંચતાં લખતાં શીખ્યાં છે ને કેટલાંક અંગ્રેજી પણ શીખે છે.

**ઢેડ.**

ગરોડા, ઢેડ ખાલપા વગેરેના ગોર છે, પણ ભંગીઆના નહિ. તેઓ બ્રાહ્મણના જેવું શુદ્ધ બોલે છે ને જનોઇ રાખે છે.એ સિવાય તેઓ દેખાવ, આકાર ને પહેરવેશમાં ઢેડા જેવા છે. બ્રાહ્મણની પેઠે તેઓ સ્નાન કરીને જમવા બેસે છે. તેઓમાંના ઘણાકને લખતાં વાંચતાં આવડે છે. આ લોકો મડદાંને દાટે છે પણ બાળતા નથી. કેટલાક ગરોડા ઢેડાના દરજી પણ છે. વળી આ લોકોમાં કેટલાક સંસ્કૃત ભણેલાં હોઇ પુરાણ કથા સંભળાવે છે ને જન્મોતરી પણ જુએ છે.

**ગરોડા.**

ભંગી લોકો ઝાડુ મારનારી નીચ જાતી ગણાય છે. તેઓ વાંસ ફાડી ટોપલીઓ બનાવે છે એટલે તેઓ ભંગીઆ કહેવાય છે. તેઓને ઓળગાણા પણ કહે છે. એમ કહેવાય છે કે તેઓ એક બ્રહ્મર્ષિ કે જેણે એક

**ભંગી અગર ભંગીઆ.**

બ્રાહ્મણનો મરી ગયેલો કુતરો ખેંચી લઇ જઇ દાટી દીધો હતો, તેના વંશજો છે. તેઓમાં પણ ચોહાણ, ચુડાસમા, દફાદા, જેઠવા, મકવાણા, સોલંકી, વાઘેલા, વાઘેર અને વાઘીયા એવી અડકો હોય છે, તે ઉપરથી જણાય છે કે તેઓ મૂળ રજપૂત હશે. તેઓમાં ઘેવડા, મારૂ, પુરબીઆ, અને તેવી બીજી કેટલીક અડકો હોય છે તે ઉપરથી જણાય છે કે તે જાતીમાં ઘણી જાતીનું મિશ્રણ છે. તેઓ ઝાડુ વાળે છે અને નરક ઉપાડે છે અને તેથી ઢેડ કરતાં તેઓ તરફ વધારે દયાની લાગણીથી જોવામાં આવે છે. મડદા ઉપર જે લુગડું ઢાંકે છે તે અને જે વાસણમાં અગ્નિદાહ કરવા અગ્નિ લઇ જાય છે તે બંને ભંગીઆને સ્મશાનમાં આપી દેવામાં આવે છે. ગ્રહણને દિવસે અનાજ, વસ્ત્ર અને પૈસાનું ભંગીઆને લોકો દાન કરે છે, કારણકે લોકો એમ માને છે કે ચંદ્ર અને સૂર્યને ઘેરનાર (ગ્રહણ કરનાર) રાહુ એ એક ભંગીઓ છે અને આ પ્રમાણે ભંગીઆઓને દાન કરવાથી રાહુ શાંત થાય છે. ઢેડની માફક ભંગીઆ પણ ધર્મિષ્ટ હોય છે. તેઓ બ્રાહ્મણ દેવોને માને છે પણ તેઓને દેવળમાં પેસવા દેતા નથી, તેથી તેઓ છેટેથી મૂર્તિને નમન કરે છે. તેઓ હનુમાન, મેલડી, સીકોત્રી અને તુળસીને પૂજે છે. કેટલાક ભંગીઆ કબીર, રામાનંદ અને નાનક ધર્મના હોય છે. એક કરતાં વધારે બૈરીઓ કરવાનો ચાલ છે અને નાતરાં અને છૂટા છેડા થાય છે. મોટા ભાઇની સ્ત્રીને ભાઇના મરી ગયા પછી નાનો ભાઇ પરણે છે.

**જૈન વેપારી વર્ગ.**

જૈન અથવા શ્રાવક વાણીઆ વેપારીની વસ્તી નવસારી પ્રાંતમાં ઘણી થોડી છે. આખા રાજ્યની જૈન વસ્તીનો માત્ર ૬૦ મો ભાગ નવસારી પ્રાંતમાં છે. ઓસવાળ પોરવાડ અને શ્રીમાળી જૈન વાણીઆની મુખ્ય ન્યાતોની વસ્તી નીચે પ્રમાણે છે:—

| વેપારી જૈન. | |
|---|---|
| વાણીઆ. | વસ્તી. |
| ઓસવાળ ... ... | ૫૨૦ |
| પોરવાડ ... ... ... | ૧,૪૬૭ |
| શ્રીમાળી ... ... | ૩૩૦ |
| બીજા ... ... ... | ૭૮ |
| કુલ ... | ૨,૩૯૫ |

**ઓસવાળ.** ઓસવાળ એ એક વાણીઆની જાત છે. ઇતિહાસ કર્તા ટોડના લખવા પ્રમાણે આ લોક અણહિલવાડના સોલંકી રાજાઓના જે વંશજો હથીઆર છોડી દઇ ખેતીએ વળગેલા તેમાંના છે. ચોધરી અને ઝાલા વગેરે અડકો ઉપરથી તેઓ રજપુત જાતના છે એમ જણાય છે. તેઓમાં ત્રણ ભાગ છેઃ દસા, વીસા અને પાંચા અગર લેટા. છેલ્લો ભાગ પાંચા અગર લેટા તે હલકો છે અને તે કચ્છમાં જોવામાં આવે છે. તેઓમાં વિધવાપુનર્લગ્ન થાય છે છતાં કેટલાક જૈન અને મેશ્રી વાણીઆ તેઓની જોડે રોટી વહેવાર રાખે છે. દસાઓસવાલ, દસાશ્રીમાળી, અને દસા પોરવાડ વચ્ચે કન્યા વ્યવંહાર છે; પરંતુ દસા અને વીસા ઓસવાળ સામાસામી રોટી વહેવાર રાખે છે પણ બેટી વહેવાર રાખતા નથી. મારવાડમાં ઓસીઆ નામની તેમની કુળદેવી છે. તેઓના ગોર મુખ્યત્વે કરીને ઔદિચ્ય બ્રાહ્મણ હોય છે.

**પોરવાડ.** પોરવાડ એ એક વાણીઆની જાત છે. દક્ષિણ મારવાડની જુની રાજધાની ભીન્માલ અગર શ્રીમાલના પરા પોરવાડ ઉપરથી આ નામ પડયું છે. તેઓમાં દસા અને વીસા એવા બે ભાગ છે અને તે બે ભાગમાં સામાસામી રોટી વ્યવહાર છે પણ બેટી વ્યવહાર નથી. વીસાપોરવાડમાં જૈન અને વૈષ્ણવ બને ધર્મના હોય છે. તેઓના ગોર શ્રીમાળી બ્રાહ્મણ હોય છે અને તેઓની કુળદેવી શ્રી અગર મહાલક્ષ્મી શ્રીમાલ ગામમાં છે.

**શ્રીમાળી.** શ્રીમાળી એ એક વાણીઆની જાત છે. શ્રીમાળી બ્રાહ્મણની માફક તેઓ પણ મારવાડમાંથી આવી વસેલા છે. તેઓમાં દસા, વીસા, અને લાડવા એવા ત્રણ ભાગ છે. દસા અને વીસા શ્રીમાળીમાં માંહોમાંહે રોટી વહેવાર છે પણ બેટી વહેવાર નથી. દસા જૈન અગર વૈષ્ણવ ધર્મના હોય છે. જૈન અને વૈષ્ણવ શ્રીમાળી દક્ષિણ ગુજરાતમાં માંહોમાંહે જમતા નથી. વૈષ્ણવ શ્રીમાળી કડી પ્રાંત, વડોદરા પ્રાંત અને વડોદરા શહેરમાં જોવામાં આવે છે. શ્રીમાળી સોની પણ પહેલાં શ્રીમાળી વાણીઆની જાતના હતા; પણ ધંધાને લીધે તેઓ એ નામની પોતાની બીજી ન્યાતથી ઓળખાય છે.

**મુસલમાનો.** હિંદુસ્તાનની બહારથી આ દેશમાં આવેલા જે મુસલમાનો છે તેમાં શેખ, સૈયદ, મોગલ અને પઠાણ એવી ચાર જાત છે. નીચે બતાવ્યા પ્રમાણે નવસારી પ્રાંતમાં તેમની વસ્તી ૮૧૪૦ ની છે. એમાંના ઘણાખરા સિપાઇગીરી અને બીજી નાની મોટી સરકારી નોકરી કરનારા છે.

| | |
|---|---|
| શેખ ... ... ... | ૫૮૧૨ |
| સૈયદ ... ... ... | ૮૦૩ |

| | |
|---|---|
| મોગલ ... ... ... | ... ૧૭૧ |
| પઠાણ ... ... ... | ૧૩૫૪ |
| કુલ ... | ૮૧૪૦ |

**હિંદુમાંથી થયેલા મુસલમાન વગેરે.** હિંદુમાંથી મુસલમાન થએલા લોકો ઘણી ન્યાતોમાં વહેંચાઇ ગયેલા છે. એમાંની નીચે બતાવેલી જાતો નવસારી પ્રાંતમાં છે. તેમની વસ્તી એ પ્રાંતમાં ૧૫૦૬૭ છે તે આખા રાજ્યની એ જાતની વસ્તીનો લગભગ ૭ મો ભાગ છે. આમાંના કેટલાક શુદ્ધ મુસલમાન ગણાવાનું વલણ ધરાવે છે, જેમાં પીંજારા પોતાને ધુનક પઠાણ અને તાઇ પન્ની પઠાણ કહેવડાવે છે. વહોરા વેપારીઓ અને મેમણ અસલ હિંદુ વેપારીઓ હતા તે મુસલમાન થયા પછી પણ વેપારજ કરે છે. ખેડુત વહોરાઓ મૂળ હિંદુ ખેડુતો–રજપૂત, કણબી વગેરે હતા તે હાલ પણ ખેતી કરે છે. પરંતુ હવે તેઓ વેપાર પણ કરવા લાગ્યા છે અને આફ્રિકા, મોરીશિયસ, રંગુન વગેરે દેશાવર ખાતે વેપાર અર્થે જાય છે અને સારા પૈસા કમાઇ લાવે છે. રજપૂત ઠાકોરો વટલાઇને મોલેસલામ અને કસબાતી થયેલા છે. તેમનામાં આજે પણ ચુવાણ, જાધવ એવી અટકો છે.

| | |
|---|---|
| વહોરા ( વેપારી ) ... | ૪૩૮૮ |
| વહોરા ( ખેડુત ) ... ... | ૫૭૧૧ |
| ઘાંચી ... ... ... | ૫૮૩ |
| ફકીર ... ... ... | ૩૮૫ |
| કસબાતી ... ... | ૨૨૭ |

| | |
|---|---|
| મલેક ... ... ... | ૮૩૪ |
| મોલેસલામ ... ... | ૧૭૩ |
| મોમના ... ... ... | ૨ |
| મેમણ ... ... ... | ૫૦૬ |
| પીંજારા ... ... ... | ૩૨૦ |
| તાઇ ... ... ... | ૧૦૮૪ |
| સીંધી ... ... ... | ૨૩ |
| બીજા ... ... ... | ૮૩૧ |
| કુલ ... | ૧૫૦૬૭ |

**વહોરા (વેપારી.)**

વહોરાનો વર્ગ ગુજરાતમાં સૌથી વધારે તવંગર ને આબાદાનીવાળો છે. વેપાર ધંધાવાળા વહોરામાં સુની અને શીહા બંને છે. આ લોકો ધંધાને વાસ્તે ફરતા રહે છે તો પણ તેઓના જથા ઘણે ઠેકાણે છે. તેઓ કરકસરથી રહેવાવાળા છે. આ લોકોમાંથી કેટલાક સિઆમ, ચીન, અરબસ્તાન, આફ્રિકા ને જાપાન સાથે વેપાર કરે છે અને કેટલાક પોતાના દેશમાંજ લોઢાનો સામાન, રેશમ, ચામડાં, શીંગડાં વગેરેનો ધંધો કરે છે. બૈરાં ઘરકામ કરે છે, સીવે છે, કાંતે છે ને પાઘડી તથા બૈરાંના ઝભ્ભા વણે છે. તેઓ ગાન, નાચ ને કેફી ચીજોથી અલગ રહે છે. જે વહોરા હજ કરી આવેલા હોય છે કે ચીન તથા બીજે મુલક જઇ આવેલા હોય છે તેમાંના થોડાકે થોડાંક વર્ષ થયાં આરબનો પહેરવેશ રાખવા માંડયો છે; પણ બીજા બધા ઘરમાં રેશમી કે સુતરાઉ તાલકા ટોપી, સફેદ બદન કે

ઘુંટણ નીચે લગીનું પહેરણ ને સફેદ કે લીંટીવાળા ઉપરથી પહોળા ને ઘુંટી આગળ સાંકડા લેંઘા પહેરે છે. બહાર તેઓ સફેદ પાઘડી, અંગરખો, ઘરના જેવોજ લેંઘો ને ઉન્જેની જોડા પહેરે છે. વહોરી રાતું, આસમાની કે પીળું ઓઢણું, બેસતી કાંચળી કે ડગલી અને રેશમી ઘાઘરો પહેરે છે ને તહેવારને દિવસે રેશમી કે કસબી કિંમતી પોશાક પહેરે છે. બહાર જતી વખત મોટો કાળો રેશમી બુરખો રાખે છે, જે મોં ઢંકાય ને છેક પગલગી આવે તેવો લાંબો હોય છે અને તેમાં માત્ર બે છિદ્ર આંખ આગળ હોય છે.

**વહોરા (ખેડુત.)** ખેડુત વહોરા સુની પંથના છે. જે હિંદુઓ બાદશાહના જુલમથી વટલ્યા તેથી તેઓ સુની થયા એમ અનુમાન કરાય છે. તેઓના પોશાકમાં ટાલકું ઢંકાય તેવી ટોપી, લાંબો અંગરખો ને તુમાન હોય છે. બૈરાંનો પહેરવેશ ઘણોખરો હિંદુ જેવો છે. શાદી પહેલાં બે દહાડા આગમજ તેઓ બાનુ દેવની યાદગીરીમાં લાંગ તથા વાલ એકઠા રાંધેલાનું લહાણું કરે છે. મોટાં ખાણાં ને લગ્ન મરણના મોટા ખર્ચ આ લોકોએ બંધ કર્યા છે. તેઓ અંગ્રેજી ભણતરને નકામું અથવા ખોટું માને છે અને ગામડાંની મસજીદોમાં નિશાળો હોય છે ત્યાં દીનની કિતાબો શીખવાને છોકરાં મોકલે છે.

**મેમણ.** મેમણ લોકો ગુજરાતના બધા ભાગમાં વસેલા છે. આ લોકો ગાંધીની ચીજો, કપડાં અને બીજી પરચુરણ જણસોનો ધંધો કરે છે. શહેરના મેમણ માથે દુપટ્ટાની મોગલના જેવી પણ વધારે મોટી પાઘડી બાંધે છે, હિંદુ તરેહનો અંગરખો અને ઘુંટણની નીચેથી બેસતો આવતો લેંઘો પહેરે છે. ગામડાંના મેમણ રજપૂતના જેવો પહેરવેશ રાખે છે. તેઓમાંના કેટલાક હાલમાં વેપારને અર્થે મોટાં શહેરોમાં રહે છે ને ઘણી આબાદીની ભરેલી હાલતમાં છે. મેમણ ઘરમાં ગુજરાતી કે કચ્છી અથવા હાલાઈ ભાષા બોલે છે.

**કસબાતી.** કસબાતી લોકોમાં કેટલાક બલુચી અથવા પઠાણ સિપાઇઓની ઓલાદના છે અને કેટલાક વટલેલા રજપૂત છે. તેઓમાં કેટલાક અફીણના બંધારણવાળા ને કેટલાક દારૂની લતવાળા છે ને ગંમતના શોખીન છે. આ લોકો પોતાની છોકરીઓને મુસલમાનનેજ પરણાવે છે પણ કેટલાક પોતાના છોકરાઓની સાદી રજપૂત કે કોળીની છોકરી સાથે કરાવેછે. આ લોકોમાં ઘણા ખરા કરજમાં ડુબી ગયલા છે ને હંમેશ અફીણ વાપરવાથી શરીર અને મને નબળા પડી ગયા છે.

**મલેક** મલેક એટલે વટલેલા હિંદુ. તેઓ ગુજરાતમાં બધે છે. મરદોમાં કેટલાક કાઠીના જેવો ને બીજાઓ મુસલમાની પહેરવેશ રાખે છે. તેઓ જમીનદાર, ખેડુત ને સરકારી નોકરીમાં સીપાઇ છે. બૈરાં ઘરમાં કાંતે છે પણ ખેતરમાં કામ કરતાં નથી. આ લોકો સુઘડતાથી રહે છે ને ઇમાનદાર છે. સ્રીઓ શહેરમાં દેખા દેતી નથી. લગ્ન ને બીજા રીતરિવાજમાં તેઓ બીજા વટલેલા રજપુતોથી જૂદા પડતા નથી.

**મોલેસલામ** મહંમદ બેગડાની બાદશાહીમાં રજપુતમાંથી કેટલાક જેઓએ મુસલમાની ધર્મ માન્યો પણ રીતભાત બાપદાદાની રાખી રહ્યા તે મોલેસલામ કહેવાયા. મોલેસલામ ઠાકોરો મુસલમાન કાજી, સૈયદ તથા મોલવીને માને છે અને વળી ઘરડાની વખતના બ્રાહ્મણ વંશજોને પણ પાળે છે તથા ભાટચારણને મદદ કરે છે. આ લોકો ઘરમાં ધોતીયું પહેરે છે પણ બહાર નીકળે છે ત્યારે પાઘડી, અંગરખું અને ચોરણો પહેરે છે તથા રજપુતની પેઠે કમર બાંધે છે કે દુપટ્ટો નાખે છે. તેઓ મુસલમાન સાથે ખાણું ખાય છે પણ હંમેશનું ખાનપાન હિંદુ જેવુંજ છે.

**ઘાંચી** ઘાંચી કેટલેક ઠેકાણે ઘાંચી અને કેટલેક ઠેકાણે ઘાંચી વહોરા કહેવાય છે. તે હિંદુમાંથી વટલેલા છે. તેઓ સુની છે ને પોતાને મનસુરી એટલે મનસુરના મતને માનનારા કહેવડાવે છે. મરદ મુસલમાનનો પહેરવેશ

રાખે છે પણ બૈરાં ઘણાંક હિંદુનો ને કેટલાંક મુસલમાનનો પહેરવેશ રાખે છે. મરદ ગાડાં હાંકવાનો, ઘાણીથી તેલ કાઢવાનો, દુધ વેચવાનો ને ખેતીનો ધંધો કરે છે. બૈરાં દુધ વેચે છે ને ઘરનું કામ કરે છે. તેઓ જથાબંધ તેલ હિંદુ ઘાંચીને વેચે છે. છોકરાઓને ગુજરાતી કે અંગ્રેજી કંઇ શીખવતા નથી.

**તાઇ.** તાઇ લોકો ગુજરાતના બધા ભાગમાં છે. તુર્કસ્તાન ને અરબસ્તાનની વચ્ચે આવેલા તાઇ નામના શહેર ઉપરથી આ લોકોનું નામ પડયું છે. પેગંબર ઇદ્રિસે તેઓને વણતાં શીવતાં શીખવ્યું એમ કહેવાય છે. આ લોકોમાં કેટલાક સુતરાઉ કપડાં ને પાઘડીઓ વણે છે. તેઓ ઘરમાં ગુજરાતી કે ઉર્દુ બોલે છે. કસબાઓમાં બૈરાંનો પહેરવેશ મુસલમાની ને ગામડાંમાં હિંદુના જેવો છે. તેઓ ભલા, ઇમાનદાર ને મહેનતુ છે. તેઓ છોકરાઓને કુરાન શીખવાને મુલ્લા પાસે મોકલે છે પણ તેઓમાં ઘણા અભણ છે.

**સૈયદ.** સૈયદો પેગંબરની દીકરી ફાતમા તથા તેના ખાવિંદ અલીની ઓલાદના છે. આ લોકો પોતાનું કુળ ઉંચું જણાવવાને નામની પાછળ શાહ જોડે છે અને બૈરાંનાં નામની સાથે બેગમ ઉમેરે છે. આ લોકો બધા ધંધા કરે છે. ગરીબ હોય છે તે નોકરી કે સિપાઇગીરી કરે છે; પણ ઘણાક તો કેટલાંક કુટુંબના ધર્મગુરૂ પીર હોય છે. સૈયદે ભીખ માગવી એમાં આબરૂ નથી પણ બોખારી સૈયદમાંનો એક વર્ગ ભીખ માગે છે. આ લોકો સુની પંથના છે.

**શેખ.** શેખ એટલે વડો. એ ઇલકાબ ખરેખર તો અબુબેકર, ઓમર ને અબ્બાસની ઓલાદનો છે, પણ હાલ શેખ શબ્દ સાધારણ માનના અર્થ વાળો થએલો છે અને પરદેશી તથા દેશી બંનેની ઓલાદ વાળાના

નામ સાથે જોડાય છે. મરદના નામની પહેલાં શેખ કે મહંમદ ને ઔરતના નામની પાછળ બીબી મુકવામાં આવે છે. તેઓ ધર્મ-ચુસ્ત છે તોપણ સૈયદ કરતાં ઓછી લાગણી વાળા છે. કેટલાક વર્ષથી આ લોકો પોતાના છોકરાઓને ઇંગ્રેજી કેળવણી આપવા લાગ્યા છે.

**મોગલ.** મોગલ લોકોમાં બે વર્ગ છે: ઇરાનથી આવેલા અમીર તથા વેપારી ઓલાદના અને હિંદુસ્તાનની બાદશાહી સ્થાપનારા તાર્તરી મોગલની ઓલાદના. આ લોકોમાં કેટલાક વેપારી છે ને કેટલાક સરકારી નોકરીમાં છે. તેઓ બીજા મુસલમાનથી અળગાજ રહે છે ને તેઓની મસજીદ પણ જુદી હોય છે. તેઓ પોતાના નામની પહેલાં મિરઝા ને પછી બેગ જોડે છે જેમકે મિરઝા મહંમદ બેગ અને સ્ત્રીઓના નામની જોડે ખાનમ જોડે છે જેમકે હુસેનીખાનમ.

**પઠાણ.** પઠાણ ગુજરાતમાં બધે છે. આ લોકો અસલ અફઘાનીસ્તાનના રહેવાસી કહેવાય છે. મરદ પોતાના નામની સાથે ખાન ને ઓરત ખાતુ જોડે છે. તેઓ લશ્કરી સિપાઇ તથા વેપારી દાખલ ગુજરાતમાં આવેલા છે. આ લોકોમાં થોડાક વેપારી તથા ઘોડાના સોદાગર સિવાય બધા લશ્કરમાંજ નોકરી કરે છે. ધર્મમાં બધા સુની છે.

## અનાર્ય જાતો.

ઉત્તરમાંથી આર્યોએ આવી સપાટ જમીનમાં વસતા આ દેશના જે અસલ વતનીઓને જંગલ અને ડુંગરાઓમાં કાઢી મૂકયા તે અનાર્ય કહેવાયા એમ આગળ કહેવામાં આવ્યું છે. અનાર્ય પ્રજાની ઘણી જાતો છે તે પૈકી નીચે લખેલી ૧૬ જાતો નવસારી પ્રાંતમાં માલમ પડે છે. તેમની વસ્તી બીજા પ્રાંતો કરતાં નવસારી પ્રાંતમાં વધારે છે. સોનગઢ, વ્યારા, મહુવા અને માંગરોળ

તાલુકાના વાકળ ટપ્પામાં તેમની વસ્તી વધારે છે. આખા રાજ્યની કુલ અનાર્ય વસ્તીના ૭૪ ટકા અનાર્યો નવસારી પ્રાંતમાં વસે છે.

| | | | |
|---|---|---|---|
| ભીલ | ૧૯૩૯૨ | કોકણા | ૬૪૩૦ |
| ચોધરા | ૩૯૩૫૩ | કોટવાલીઆ | ૧૬૧૪ |
| ધાણુકા | ૪ | માવચી | ૯૮૭ |
| ધોડીઆ | ૨૪૦૭૧ | નાયકડા | ૭૧૪૫ |
| દુબળાં | ૩૩૯૩ | તલાવીઆ | ૧૬ |
| ગામીત–ગામતા | ૪૯૬૧૨ | વલવી | ૭૧૨ |
| કાથોડીયા | ૫૧૨ | વરલી | ૫૯૮ |
| કોલધા | ૬૯૨ | વસાળા | ૯૪૬૫ |
| | કુલ | ૧૪૬૪૦૬ | |

**ભીલ.** દંતકથા ઉપરથી એ જાતની ઉત્પત્તિ મહાદેવમાંથી થયલી મનાય છે. મહાદેવજી જંગલમાંની ભીલ કન્યા સાથે પ્યારમાં પડયા હતા ને તેનાથી તેમને ઘણી પ્રજા થઇ હતી. તેમનામાં એક બેડોળ અને દુષ્ટ છોકરાએ મહાદેવના પ્યારા પોઠીઆને કાપી નાખ્યો તેથી તે છોકરાને મંડળીમાંથી દૂર કર્યો હતો. આ છોકરાથી પોતાની ઉત્પત્તિ થઇ છે એમ ભીલ લોકો વાત કરે છે. કાળીપરજની બધી જાતોમાં ભીલની જાત મુખ્ય અને વધારે અગત્યની ગણાય છે. ભીલની ઘણી જાતો છે. તેમાંની ડોંગચી, માવચી, વળવી, વસાવી, વારલી, પાવેરા, વિગેરે જાતો મુખ્ય છે. ડોંગચી ભીલ આ રાજ્યની પૂર્વ સરહદ

ઉપર રહે છે. મહાભારતમાં પણ આ ભીલ જાતને મુખ્ય જાત તરિકે વર્ણવેલી છે. હિંદુસ્તાનનો ઇતિહાસ બતાવી આપે છે કે આ જાત એક વખત રાજ્ય કરતી કોમ હતી. આ જાત પૈકી હાલ તેઓમાંના કેટલાક સાધારણ ખેડુત તરિકે જીંદગી ગુજારે છે, કેટલાક ટોપલીઓ ગુંથે છે, કેટલાક ફળફુલ અને જંગલનો ભાજીપાલો વેચે છે અને કેટલાક ગુંદર, મધ અને મીણ એકઠું કરી તે આસપાસના લોકોને આપીને તેને બદલે પોતાની ઉપજીવિકા માટે જરૂરી ચીજ લે છે. વળી આમાંના કેટલાક લશ્કરી નોકરીમાં પણ રહ્યા છે. પરંતુ જે ભીલ ડાંગની સરહદપર રહે છે તે અધમ સ્થિતિમાં છે ને સાધારણ ખેતી કરે છે તથા મરઘડાં, મેંઢાં વિગેરે ઉછેરે છે. જે ભીલ માંગરોળ વિગેરે મહાલો તરફ રહે છે તેમાંના ઘણાખરા ઢોર ચોરી જવામાં ને લુંટફાટ કરવામાં રોકાયલા હોય છે. તોપણ તેઓ હાલના વખતમાં ખેતી કરવા લાગ્યા છે. આ લોકો રંગે ઘણાજ કાળા હોય છે. આ જાતના લોકો સામાન્યપણે ઠીંગણા, તેમનાં ગાલનાં હાડકાં ઉંચાં, નસકોરાં મોટાં, ને તેઓ ચાલાકી સાથે તથા અજાયબ જેવી રીતે થાક ખમે એવા હોય છે. જે લોકો પર્વતના ભાગમાં રહે છે તે સ્વાભાવિક સ્થિતિમાં ફરે છે; ને જે ખીણમાં રહે છે તે લંગોટી મારે છે ને તેમાં પોતાના છરા કે દાતરડાં રાખે છે તથા માથે વીંટાળવાને અને ખભે નાખવાને એકએક કકડો રાખે છે. તેમની સ્ત્રીઓ પુરૂષો કરતાં વધારે સભ્યતાથી કપડાં પહેરે છે તોપણ તેઓ માત્ર ગુહ્ય અવયવ ઢંકાય તેટલા પુરતોજ કાછડો મારે છે ને ગળામાં કીડીઆંની એક બે સેરો ઘાલે છે. આ વિના બીજી કોઇ રીતે તેઓ પોતાનું શરીર શોભાવવા માગતા નથી. પરંતુ સપાટ પ્રદેશમાં ભીલ લોકો નાનું સરખું ધોતીયું પહેરે છે ને સ્ત્રીઓ અડધા લુગડાનો કાછડો વાળી બીજો છેડો માથે નાખે છે ને ચોળી પહેરે છે તથા પગમાં પિત્તળનાં બબ્બે કલ્લાં પહેરે છે. આ જાતના પુરૂષો હમેશાં તીરકામઠાં વિના બહાર નીકળતા નથી તેથી તે તેમનું એક ભૂષણ થઇ પડયું છે. પુરૂષો માથાના અને દાઢીના વાળ કઢાવતા નથી તેથી તેઓ જંગલી દેખાય છે અને જ્યારે તેઓ હથીઆર લ-

ઇને બહાર નીકળે છે ત્યારે તેમના જંગલીપણામાં ઘણો ઉમેરો થાય છે. હાલના સમયમાં કેટલાક ભીલ લોકો માથાં બોડાવે છે ને સાધારણ મુછ રાખે છે તેથી તેમનાથી બીજાઓએ બ્હીવાને બદલે તેઓજ હવે બ્હીકણ થયા હોય એમ જણાય છે. તેઓ હાલના વખતમાં સારા કઠીઆરા ને પારધી છે. આ લોકો પોતાનાં ઝુંપડાં વાંસનાં બનાવી તેનાં છાપરાં ઘાસથી છાય છે ને તે પવનના જંગલી સપાટાથી ઉડી ન જાય માટે તેના ઉપર ઝાડની ડાળીઓ નાખે છે અને બરૂના સાંઠાની ભીંતો કરી તેના ઉપર છાણ કે માટીનું લીંપણ કરે છે. આથી ટાઢ અને પવનથી તેમનો સારો બચાવ થાય છે. આ ભીલમાંના કેટલાક હિંદુ અને કેટલાક મુસલમાન છે. આ લોકોમાં છોકરાંના માબાપ કન્યા શોધી કાઢે છે. લગ્ન વખતે આ લોકો દારૂ તાડી પીને રાત્રે પુષ્કળ નાચે છે. આ લોકોમાં નાતરાની બૈરી લાવવામાં દારૂ તાડીનો ખર્ચ થાય છે. ખંધાડીઆનો રિવાજ પણ આ લોકોમાં કેટલીક જગોએ છે. મડદાને સાગને સોટે બાંધી મસાણમાં લઇ જાય છે ને ત્યાં બાળે છે. દહનક્રિયા થઇ રહ્યા પછી ત્રીજે દિવસે સગાં વહાલાં તથા ગામનાં માણસો ભેગાં થઇ તેનો દહાડો કરે છે. કોલેરાથી મરણ થયું હોય તેને બાળતા નથી પણ દાટે છે. તેઓ ડાકણનો વહેમ ભારે રાખે છે. છૈયાં છોકરાંને ડાકણ ખાય છે, તથા ઢોર ને માણસ માંદાં પડે તો તે કૃત્ય કરનાર પણ ડાકણ છે એમ તેઓ માને છે, તેથી તેની દવા દારૂ ન કરતાં ભગતને બોલાવે છે. તે આવી મંત્ર ભણી ફુંક મારે છે. આ લોકો ઘણાજ સંપીલા હોય છે. તેઓ માંહોમાંહે ભાગ્યેજ તોફાન કરે છે અને કદાપિ દારૂની નીશામાં તોફાન કરે તો તેનો અંદર અંદર નિકાલ લાવે છે. આ લોકોમાં પરસ્ત્રી ગમન કરનાર ઉપર ઘણો તિરસ્કાર જોવામાં આવે છે. આ લોકો ક્રૂર અને ઘણા ઝનુની છે તથા દારૂડીઆ પણ નંબર એકના છે તેથી તેઓ નિશામાં ઘણું તોફાન કરે છે. સ્ત્રીઓ પણ ઘણો દારૂ પીએ છે. આ લોકોની પાસે ધીરજથી ને સમજાવીને કામ લેવામાં આવે તો તેઓ સારા કામ કરંદા છે. તેઓપોતાના ગામનું રક્ષણ કરવામાં ઘણા સાવધ જણાય છે અને કોઇ પણ અણીબણીને વખતે

એક સીસોટી વગાડવામાં આવે તો તેઓ ટોળાબંધ ભેગા થઇ જાય છે ને સાવધ થાય છે. તેઓ દરેક મુસાફરને આનંદી ચહેરાથી જુએ છે ને તેને સુખ આપવા હંમેશાં આતુર રહે છે. તેમની મુખ્ય ખોડ એ છે કે તેઓ ઘણા અધીરા સ્વભાવના છે. આ લોકો આખો દિવસ જંગલમાં ભટકતા ફરે છે, છતાં મહેનત કરીને ખોરાક મેળવવાને બદલે અડધા ખોરાકથી ચલાવે છે. દારૂ અને તંબાકુના તેઓ ઘણા-જ શોખીન છે. એમના ઉપર જો ભરોંસો મૂકવામાં આવે તો તેઓ ઉત્તમ ભરોંસાને પાત્ર છે. આજ કારણથી ખાનદેશમાં એવા ભીલ જમીનદારોનો દર વરસે મોટો દરબાર ભરી તેમને સરપાવ આપ-વામાં આવે છે. આ ક્રિયાને ભીલ લોકો "દરબાર ફોડવો" એમ કહે છે. આ લોકોમાં ઘર ને કુટુંબ માટે વધારે પ્રીતિ, સ્ત્રી ઉપર માયાળુપણું, વડીલો માટે માન ને સત્યને માટે પ્યાર એ મુખ્ય ગુણો છે. તેઓ એવા સરળ હૃદયના છે કે જો તેમને ગુન્હેગાર તરિકે પકડવામાં આવે તો તેઓ ગુન્હો કબુલ કરી દે છે. આ લોકોનાં ઘરોમાં ઘણું ખરૂં સઘળી સત્તા સ્ત્રીઓનીજ હોય છે. ગામડામાં ઘરડો માણસ મુખ્ય ગણાય છે ને બીજાઓ ઉપર પિતૃભાવથી તેની સત્તા જામેલી હોય છે.

**વસાવા.** ભીલ લોકોની એક જાત વસાવા કહેવાય છે.તેઓ સ્વતંત્ર ગામો વસાવી જથાબંધ વસ્તી કરી રહેવા લાગ્યા માટે તેમનું નામ વસાવા પડ્યું. તેઓ લુંટ ફાટ અને લઢાઇ ટંટાના વખતમાં ગામો સાચવવાનો ધંધો કરે છે. આ જાત વસાવા, વહાવા, વહાવી કે વસાવડાને નામે ઓળ-ખાય છે. પહાડની, વેળવી ને નાયક એવાં ત્રણ કુળ આ જાતમાં છે. આ જાતની સ્ત્રીઓ ગળામાં ધોળાં દરહાં, હાથે પિત્તળની છાલીઓ ને પગે પિત્તળનાં બબ્બે કલ્લાં પહેરે છે. પુરૂષો માથે ધોળી કે લાલ પાઘડી, ધોતીયું કે સુરવાળ તથા બદન પહેરે છે. આ જાતમાં એક નવાઇ જેવો ચાલ એ છે કે પુરૂષો સ્ત્રીના નવા લુગડામાંથી લંગોટી જેટલો કકડો દરેક વખતે ફાડી લેછે અને તે દહાડે કેડના કંદોરા સાથે

લટકતો રાખે છે ને રાત્રે બીજાં કપડાં કાઢી નાખી તેકકડાની લંગોટી મારી સુઇ જાય છે. આ લોકોમાં લગ્નનો દિવસ મુકરર કરી જેટલા દહાડા બાકી હોય તેટલી ગાંઠો દોરડીમાં પાડી તે દોરડીઓ વર તથા કન્યા બન્ને પક્ષવાળાઓને ત્યાં રાખવામાં આવે છે. પછી રોજ એક એક ગાંઠ છોડતાં જે દિવસે એક ગાંઠ બાકી રહે તે દિવસે વર-વાળા જાન લઇ કન્યાને ગામ જાય છે ને ત્યાં ગામ બહાર રાત રહી આખી રાત નાચે છે. પછી સવારે તે જાન કન્યાને ઘેર જાય છે એટલે બંને તરફનાં માણસો વચ્ચે આડો વાંસડો પકડવામાં આવે છે ને પછી બંને બાજૂએ નાચ શરૂ થાય છે. આ વખતે સ્ત્રીઓનાં કલ્લાંનો અવાજ, નાચ ગાવાના લોલ, તૂરદોબડા વગેરેનો અવાજ તથા નાચનો એકંદર દેખાવ જોવા જેવો થઇ રહે છે.

**વાલરી.** વાલરી એ જાત કુકણાને મળતી છે અને તે વ્યારા તાલુકાના દક્ષિણ ભાગમાં કુકણા લોકોની સાથે ભેળસેળ થઇને રહે છે અને દાસત્વના જેવો ધંધો કરે છે.

**ગામીત.** ગામીત, ગામતડા કે માવચીના નામથી પણ ઓળખાય છે. ભીલ લોકો ડુંગરના ભાગમાં કે જ્યાં સવડ મળે ત્યાં ડુંગરોની કઢણમાં નિર્ભય જગ્યાએ રહે છે અને હલ્લો કરનાર એકી વખતે બધાને દેરી ન લે તેટલા માટે કે સમુહમાં રહેવાના લાભથી અજ્ઞાત હોવાને લીધે, કે કંઇ વહેમને લીધે જથાબંધ વસ્તીવાળાં ગામો વસાવીને નહીં રહેતાં છુટક છુટક વસ્તી કરીને રહે છે. પરંતુ તેમાંથી કેટલાક લોકો થોડા સપાટ પ્રદેશમાં જઇ છુટાં છુટાં ઘરો બાંધી ગામ વસાવીને રહ્યા, તેમને ગામીત, ગાંવીત વિગેરે નામથી ઓળખવામાં આવ્યા હોય એમ જણાય છે. ગામતડા કે માવચી લોકોને ગાંવીત કહીએ તો તે પોતાને માન મળેલું સમજી આનંદ માને છે. આ જાત સોનગઢ અને વ્યારા તાલુકામાં વધારે છે. આ તાલુકાઓમાં કેટલાંક આખાં ગામનાં ગામ પણ આ જાતના લોકોથી વસેલાં

છે.આ જાતના લોકો આગળ લશ્કર કે પાગા સાથે વડોદરા, પાટણ વિગેરે સ્થળે આવેલા હતા અને ત્યાં સ્થાયી વસ્તી કરીને રહેલાછે. ત્યાં તેઓ માવચી, માવચાં કે બાવચાંના નામથી ઓળખાય છે અને પોતાના અસલ રિવાજો પૈકી લગ્ન મરણ વિગેરેના રિવાજો હજુ ત્યાં કાયમ રાખી રહ્યા છે. આ જાતના પુરૂષો માથાની ટાલકી તથા વાળ દેખાય એવી રીતે ગોળ કુંડાળામાં માથે પાઘડીનો કકડો બાંધે છે; ખભે એક ધોતીયું નાખે છે અને લંગોટી વાળી તે ઉપર નાની પોતડી પહેરી તેની એક ગાંઠ મારે છે ને તેના બંને છેડા આગળ લબડતા રહેવા દઇ તેના ઉપર સુતરનો કંદોરો બાંધે છે. વળી તેઓ કંદોરે એક ખરા લોઢાનો કકડો તથા સુકા બીલામાં રૂ ઘાલી ને લટકાવી રાખે છે અને પાઘડીમાં ચકમકની પથરી રાખે છે. આ ત્રણ સાધનવડે તેઓ દેવતા પાડી શકે છે. સ્ત્રીઓ એક લાલ લુગડાના કકડાનો કાછડો મારે છે અને એક લાલ લુગડું માથે નાખી તેનો એક છેડો કેડે ખોસે છે તથા બીજો આગળ લાવી પેટનો ભાગ ઢાંકે છે. તેમનામાં પરણ્યા પછીજ ચોળી પહેરવાનો રિવાજ છે, તેથી શરીરના અવયવો પૂર્ણ થયાં હોય તોપણ પરણ્યા પહેલાં આ તની છોકરીઓ ચોળી પહેરતી નથી. સ્ત્રીઓ લાલ રંગનાંજ કપડાં વાપરે છે. પુરૂષો કપાળે ને હાથે છુંદણાંની બે ત્રણ હારો છુંદાવે છે. કેટલાક કાનની બૂટે રૂપાના કે ચાંદીના વિંટલા, જમણી કોણીએ ચાંદીનું, પિત્તળનું કે લોઢાનું કડું ને બંને કાંડે કે એક કાંડે રૂપાનું કે ચાંદીનું કડું પહેરે છે ને કેડે રૂપાનો કંદોરો ઘાલે છે; અથવા તેવી સ્થિતિ ન હોય તો ફકત એકલી કોણીએ પિત્તળનું અથવા લોઢાનું કડું પહેરે છે. કાંડાના કડાને એ લોકો બીંદલું કહે છે. સ્ત્રીઓ ગળામાં દરહાં નામે જાડા શંખના કકડાના હાર તથા કાળી ગાંઠી નામે ઓળખાતો કીડીઆંનો હાર વગેરે દાગીના પહેરે છે અને તે દરહાં એક ઉપર એક એટલાં બધાં ચઢાવવામાં આવે છે કે તેમને પોતાનું ડોકું ફેરવતાં પણ મુશ્કેલ પડે છે. ગળામાં જેમ ઘણાં દરહાં હોય તેમ તેમની જ્ઞાતિમાં તે વધારે પૈસાદાર ગણાય છે. પણ હવે

જેમ જેમ તેમનામાં સુધારો થતો ગયો તેમ તેમ તેમના દાગીનામાં પણ સુધારો થવા લાગ્યો છે. હવે કેટલીક સ્ત્રીઓ પગે, હાથે તથા કાને પણ પિત્તળનાં કે કલઇનાં ઘરેણાં પહેરે છે. આ લોકોમાં લગ્ન કરવાની બે રીત છે: ( ૧ ) કન્યાના બાપને પૈસા એટલે કે અમુક ઠરાવેલી રકમ હોય તે આપીને અને ( ૨ ) ખંધાડીઆની રીતે.

**ખંધાડીઓ.** ઘરમાં જ્યારે માણસોની તંગી હોય અથવા એકની એક છોકરી હોય ને મા બાપ ખાધે પીધે સુખી હોય, તો તેઓ કન્યાને વેચાતી ન આપતાં તેને માટે પોતાને ઘેર કોઇ છોકરાને લાવી રાખે છે. આવી રીતે આણેલા છોકરાને ખંધાડીઓ (ઘરજમાઇ) કહે છે. સારા ઘરવાળા હંમેશાં આ પ્રમાણે કરે છે તેથી ખંધાડ લાવનારને જેટલી આબરૂ છે તેટલીજ ગેરઆબરૂ ખંધાડ આવનાર છોકરાના માબાપની મનાય છે. પરંતુ જ્યારે કન્યા લાવવાના ખર્ચ પૂરતા પૈસા ન હોય તેમજ ઘણા છોકરા હોય ત્યારેજ આ લોકો પોતાના છોકરાને ખંધાડીઓ મોકલે છે. ખંધાડીઓ કરવાનો રિવાજ એવો છે કે ખંધાડીઆ તરીકે જેને લાવવાનો હોય તેનાં માબાપ સાથે પ્રથમ નક્કી કરી મુકરર દિવસે વાજતે ગાજતે કન્યાવાળા વરને ઘેર જાય છે ને ત્યાં છોકરાના ઘરનું પીવણ પીએ છે. ને રોટલા ખાઇ સ્ત્રી પુરૂષો ભેગાં મળી નાચે છે. પછી એવો ઠરાવ કરવામાં આવે છે કે પાંચ વર્ષની અંદર છોકરીને ખંધાડીઓ પસંદ નહીં પડે તો તેને રજા આપવામાં આવશે. ખંધાડીઓ ઘેર આવ્યા પછી વરવહુ સાથે રહે છે. વરને ખાવાનું વગેરે વહુ આપે છે. જો છોકરીને વર પસંદ નહિ પડે તો તે તેની સાથે બોલતી નથી ને તેને ખાવાનું આપતી નથી એટલે માબાપ જાણે છે કે છોકરીને ખંધાડીઓ પસંદ નથી. આવે પ્રસંગે વર્ષ દિવસના પાંચ રૂપિયાને હિસાબે જેટલા રૂપિઆ થાય તેટલા વરને આપી તેને કાઢી મૂકવામાં આવે છે ને બીજો ખંધાડીઓ શોધવામાં આવે છે. જો વરને વહુ પસંદ પડતી નથી તો

તે પોતાની મેળે જતો રહે છે. વખતે એમ પણ બને છે કે પાંચ વર્ષ દરમ્યાન કન્યાને છોકરૂં થયા પછી પણ વરને રજા આપવામાં આવે છે, પણ આવા દાખલા ઘણા થોડા બને છે. વળી પાંચ વર્ષ પછી જો તેમને અણબનાવ થાય તો તેઓ છૂટાં થઇ શકે છે. છોકરો સાસરે રહી મહેનત મજૂરી કરે તેના બદલામાં તેને કાઢી મૂકતી વખત વર્ષના પાંચ રૂપીઆને હિસાબે આપવામાં આવે છે; પણ જો તે બંનેને ગોઠતું થઇ જાય તો તે ખંધાડીઆને છોકરીના માબાપ વાવલું કાઢી આપે છે. બંનેના નિર્વાહ પૂરતું અનાજ પાકે એટલી જમીનમાં તે છોકરીનો બાપ દાણો વાવી આપે ને તેમાં તેઓ મહેનત મજૂરી કરી દાણો પકવે તેને વાવલું કહે છે. આ ખંધાડીઆનો વારસામાં કશો હક પહોંચતો નથી; પણ સસરો પોતાની ખુશીથી થોડી ઘણી જમીન આપે છે ને પછી બંનેની મરજી થાય તો તેઓ તે જગ્યાએ અગર બીજે ગામ જઇ જુદાં રહે છે. ખંધાડીઓ પાંચ વર્ષ સુધી સસરાના ઘરમાં રહી મહેનત કરવાને બંધાયલો હોય છે ને તે મુદત પછી સ્વતંત્ર થવા ધારે તો તે થઈ શકે છે. બન્ને સરખી ઉંમરનાં હોય અથવા છોકરી કરતાં છોકરો સ્હેજ નાનો હોય તો તેમનો સંબંધ થાય છે; પણ છોકરી કરતાં છોકરો મોટો હોય તો તુરત કન્યા બોલી ઉઠે છે કે મારા બાપ જેવો મોટો છે માટે એને કોણ રાખે? એમ કહી તેને પરણતી નથી. કેટલાક ગામતડા પોતાનો છોકરો મરી ગયા પછી તેની વહુને ઘરમાં રાખી તેને પણ ખંધાડીઓ આણી આપે છે. લગ્નને માટે સોમવાર કે શનિવાર આ લોકો સ.રો માને છે.

**મરણ રીવાજ.**

મરતી વખત માણસને જમીન પર ઉતારે છે ને મરી ગયા બાદ માણસ ભેગાં થઇ તેને ખાટલીમાં મૂકી બાંધે છે તથા બાંધણમાં સગાંવહાલાં એક એક પૈસો બાંધે છે. મરનારનાં શરીર ઉપર હલકા દાગીના રહેવા દેવામાં આવે છે; પછી મસાણમાં લઇ જઇ તેને નવર.વે છે. ઉત્તમ સ્થિતિના ગામીત મડદાને બાળે છે ને બીજા દાટે છે. સગાંવહાલાં સારી સ્થિતિનાં હોય તો

મસાણુમાં તેમજ રસ્તામાં બંદુક ફોડાવે છે. પાંચ વર્ષ સુધીના બાળકને દાટવાનો રિવાજ છે. આ લોકો દિવસમાં ત્રણ વખત ખાય છે. તેઓ ઘી કે તેલ ખાતા નથી કેમકે ઘીથી ઉલટી થાય એમ માને છે. વળી આ લોકો માંસાહારી પણ છે. આ લોકોની સ્ત્રીઓ જ્યારે રજસ્વલા થાય છે ત્યારે આભડછેટ પાળતી નથી. સગાંવહાલાંમાં મરણ થયે તેનું સ્નાન કરે છે, તેમ મડદા સાથે જનાર લોકો સ્નાન કરી ઘેર આવે છે. પુરૂષો હંમેશાં પંચકેશ રાખે છે પણ હાલ હજામત કરાવતા થયા છે. બગલના વાળ કઢાવતા નથી કારણ કે તે તોડવાથી તાવ આવે એમ માને છે. હોળીનાં ગીત હોળીના દિવસો વિના ઇતર દિવસોએ ગાય તો આંખો આવે એમ તેઓ માને છે. સ્ત્રીનું નામ તેઓ દેતા નથી તેમજ સ્ત્રીઓ પુરૂષનું નામ પણ દેતી નથી. પરગામી માણુસો ઘરનાં માણુસો સાથે બેસીને ખાતાં નથી પણ ખાવાનું વેગળે લઇ જઇ ખાય છે. છોકરાની ઝોળી ઉપર થઇને કે બીજા ઉપર ઓળંગીને દેવતા લઇ જવામાં આવે તો તેની નીચે આવેલી વસ્તુ કોહી જાય એમ માને છે. આ લોકોમાં પરોણા-ગત કરવાનો રિવાજ ઘણો સારો જોવામાં આવે છે. પોતાની જાતનો ગમે તે માણુસ આવે તોપણુ તેને જમાડવાનો રિવાજ છે. જો કોઇ પોતાથી ચઢતી વર્ણનો માણુસ આવે તો તેને તેઓ સિધું આપે છે. જો વધારે માણુસ આવી ચડે તો ભાગે પડતાં માણુસો વહેંચી લેવામાં આવે છે. આ લોકોમાં એક બીજાની મદદથી કામ કરવાની રીત જોવામાં આવે છે.

**દુબળા.**

દુબળા એ શબ્દ "દુર્બલ" ઉપરથી બનેલો છે અને એ નામ આપણા આર્ય લોકોએ આપેલું જણાય છે. આ પ્રાંતના મહુવા વગેરે મહાલોમાં રાસ્તી પ્રદેશની સરહદવાળા ભાગમાં ફક્ત આ લોકો-નીજ વસ્તીનાં કેટલાંક ગામ છે અને બાકીના બધા મહાલોમાં ઉંચ વર્ણના લોકોનાં ગામોમાં પણુ દરેક જગ્યાએ થોડી ઘણી આ લોકોની વસ્તી છે. રાસ્તી ભાગમાં આ લોકો ખેતીનો અને મજુરીનો

ધંધો કરે છે. કાળી પરજની બધી જાતોમાં આ જાત વધારે સુધરેલી છે, તેમજ તેના રીત રીવાજો પણ બીજી કાળી પરજની જાતો કરતાં વધારે સુધરેલા જોવામાં આવે છે. આ જાતમાં તળાવીઆ દુબળા અને હોરીઆ દુબળા એવા બે પ્રકાર છે. તેઓ એક બીજાનું ખાતા નથી તેમજ કન્યાની આપલે પણ કરતા નથી. હોરીઆ દુબળા મુસલમાનનું ખાય છે, તેથી દુબળામાંથી વટલા-યેલાની આ હોરીઆ જાત ઉત્પન્ન થઇ હોય એમ લાગે છે. પાધર પ્રદેશની અંદર આ જાતના લોકોની જથાબંધ વસ્તી છે તેમજ ઘણાંખરાં ગામોની અંદર એમની છુટક છુટક વસ્તી પણ છે. તેઓ લાંબા વખતથી ઉજળીઆત લોકોના પરિચયમાં આવ્યા છે તેથી તેમના રીતરીવાજ વગેરેમાં ઘણા ફેરફાર થઇ તેઓ કાળી પરજમાં પહેલે નંબરે સુધરેલા ગણાય છે. આ લોકોનો ઘણોખરો પહેરવેશ હવે હીન્દુ લોકો જેવો થઈ ગયો છે. પુરૂષ વર્ગ લંગોટી મારી તે ઉપર ધોતીયું પહેરે છે અને ભાત વિનાનું પિત્તળનું એક એક કાતરીયું પહેરે છે તથા ગળામાં કીડીઆંની એક બે સેરોનો દાગીનો પહેરે છે જેનું નામ તેઓ કાળીગાંઠી કહે છે. તેઓ વળી કલઈ વગેરેનાં લોળીઆં કાને પહેરે છે. જેમ ગામતડા લોકો રસ્તામાં ચાલતાં સહજ ઓળખાઇ આવે છે તેમ આ લોકોનો પુરૂષવર્ગ ઓળખાઈ આવતો નથી કારણકે તેમનો તથા નાયકા વગેરેનો પહેરવેશ એકજ પ્રકારનો હોય છે. પણ દુબળાની સ્ત્રી પગે એક એક કલ્લું પહેરેછે અને નાયકાની સ્ત્રી બબ્બે પહેરે છે તેથી સ્ત્રીઓ તરત ઓળખાઇ આવે છે. આ લોકો ખાવાપીવામાં એક બીજાનું એંઠું કે બોટેલું ખાતા નથી. દરેક માણસનું ખાવાનું તેમજ પીવાનું વાસણ જુદું જુદું હોય છે. પીવાને માટે જુદાંજુદાં વાસણ ન હોય તો પોશવડે પાણી પીએ છે. વળી એ લોકોમાં સસરાથી તથા જેઠથી વહુના ખાટલા ઉપર બેસી શકાતું નથી. આ લોકો ઘણા વહેમી છે. ડાકણ માણસને ખાઇ જાય છે, બિલાડી આડી જાય અગર ડાબી આંખ ફરકે તો નઠારા શુકન થાય, સગર્ભા સ્ત્રી ઘુવડનો અવાજ સાંભળે તો તેના પેટમાંનું છોકરૂં સૂકાઇ જાય, બુધવારે

ગામડે જવામાં અપશુકન થાય વગેરે વહેમો તેમનામાં છે. વટ-લાયલાને, કેદમાં જઇ આવેલાને કે વ્યભિચાર કરનારને તેઓ જ્ઞાતિ બહાર મૂકે છે, પછી તેમની પાસેથી ન્યાતુ (બીજબાની) લઇ તેમને જ્ઞાતિમાં લે છે. પંચમાં ભેગાં થયલાં માણસોને દારૂ તાડી પાવી તથા બાફણ ખવરાવવું એને તેઓ ન્યાતું કરવું કહે છે.

**ચોધરા.** ચોધરા લોકોની વસ્તી વ્યારા તાલુકામાં વધારે છે અને સોનગઢ તાલુકાનાં કેટલાંક ગામોમાં તથા મહુવા વગેરે તાલુકાઓમાં થોડી થોડી છે. કાળી-પરજની તમામ જાતોની ખુબસુરતી વિષે વિચાર કરતાં આ જાત એ બાબતમાં પહેલો નંબર ધરાવે છે. તેઓ લગ્નમાં છોકરાના હાથમાં તલવાર આપે છે અને માથાનો ચહેરો ત્રિકોણાકાર કરાવે છે. આ લોકોનો મુખ્ય ખોરાક જુવા-રના રોટલા, ભડકું અને ખીચડી છે. ચોધરા, છાટાવાળા ચોધરા અને વલાવડા ચોધરા એવા ત્રણ પ્રકાર આ જાતના છે. આ ત્રણે જાતોના રીત રીવાજ ઘણી ખરી બાબતમાં મળતા છે, પણ ચોધરા લોકો સાથે ખાવાપીવા વગેરેનો સંબંધ બીજી જાતવાળા રાખતા નથી. સાધારણ રીતે આ જાતના લોકો પોતાની વસ્તીના જથાના બે ભાગ પાડે છે તેમાંના એક ભાગને તેઓ બહાર કહે છે અને તેમાં ઝાંખરી નદીની દક્ષિણના વ્યારા તથા મહુવા તાલુકાના ચોધરા લોકોનો સમાવેશ કરે છે. વળી બીજા ભાગને તેઓ પીલાડીઆનો ભાગ કહે છે તેમાં ઝાંખરી નદીની ઉત્તર તરફના વ્યારા, વાલોડ, માંડવી ને સોનગઢ વગેરે ભાગના ચોધરાનો સમાવેશ કરે છે. ચોધરા જાતમાં પુરૂષો લંગોટી પહેરી તે ઉપર એક પોતડી વીંટે છે ને માથે પાઘડી ઘાલે છે તથા એક ધોતીયું ખભે નાખે છે. કેટલાક ચોધરા કાનની બુટે કરગરી નામે દાગીનો ઘાલે છે તથા હાથે કલઇનું કે ચાંદીનું કડું પહેરે છે. સ્ત્રીઓ એક કાબરચિત્રા લુગડાનો કાછડો મારે છે ને બીજું માથે બાંધે છે કે ઓઢે છે. તેમનામાં લગ્ન થયા શિવાય કાપડું પહેવાનો રીવાજ નથી. છોકરો કે છોકરી ચાર પાંચ

વરસનાં થાય ત્યારે તેમને લંગોટી પહેરાવે છે. છોકરો બાર વરસનો થાય ત્યારે તેને પોતડી પહેરાવી પાઘડી બંધાવે છે ને છોકરીને એક રંગીત લુગડાનો કાછડો ભરાવે છે તથા એક લુગડું માથે બંધાવે છે. પંદર વર્ષ ઉપરાંતની છોકરીને સ્ત્રીનાં લુગડાં પહેરવા માટે આપે છે પણ ચોળી કે કાંચળી તો આપતા નથી. સ્ત્રીઓ પગે કલાઈનાં કલ્લાં ને હાથે પિત્તળની છાલી તથા કાતરીચું નામે દાગીનો ઘાલે છે તથા ગળે ગાંઠી ને કાને વિંટલા વગેરે પહેરે છે. આ લોકોમાં મોટી ઉંમરે લગ્ન થતાં હોવાથી છોકરી રજસ્વલા થયા પછી તેનું લગ્ન થાય છે અને તેથી તેઓમાં બાળપણમાં ઘર માંડવાનો રીવાજ નથી. વખતે પુરૂષ મોટો હોય તો પણ તે પોતાની મરજી માફક વર્તી શકતો નથી. આ લોકોમાં પણ ખંધાડીઓ રાખવાનો રીવાજ છે. તેની પાંચ વરસની બોલી કરવામાં આવે છે તે મુદતમાં તે બંનેની વચ્ચે બનાવ થાય તો લગ્ન કરે છે. આ લગ્ન કન્યાને ઘેર થાય છે ને તેનો બધો ખર્ચ કન્યાનો બાપ ભોગવે છે. કેટલીક વખત લગ્ન થયા પહેલાં પણ છોકરીને છોકરાં થાય છે, તેમાં આ લોકો પણ કશો બાધ ગણતા નથી. વળી એક ખંધાડીઓ ના પસંદ પડે તો બીજો ત્રીજો, ચોથો એમ કરવામાં આવે છે. આ બંને રીતમાં લગ્ન થયા પછી સ્ત્રી પુરૂષ છોકરૂં થતા સુધી ઘણું ખરૂં સાથેને સાથે જ રહે છે ને ખેતર વગેરે ઠેકાણે પણ સાથેજ જાય છે. ઘણું કરીને જેઠ માસમાં લગ્ન કરવાનો રિવાજ છે. કેટલાક સુધરેલા ચોધરામાં મરેલા માણસની ચહે આગળ એક માણસ અવળે મોંઢે ઉભો રહે છે ને બીજો તેની આંખ દાબે છે એટલે તે ઉભેલો માણસ બોલે છે કે " હું આ તારા ઉપર નથી મૂકતો, પણ મારા શત્રુ ઉપર મૂકું છું " એમ કહી એક સળગતો ફાચરો ચ્હે ઉપર મૂકે છે તથા મડદા પાસે ઘડો ફોડવા વગેરેની ક્રિયા પણ કરે છે. મરણ પછી પાંચ સાત દિવસે ઘરનો એક માણસ નદીએ જઇ પથ્થર લાવી ઘરમાં મુકે છે ને ભગતને બોલાવી ધુણાવે છે. પછી પેલા પથ્થર પાસે દારૂના છાંટા પાડી તેને ખાવાનું ધરે છે ને તે પથ્થર ગાડીમાં મુકી પાંચ-દસ માણસો વાજતે ગાજતે કોઇ મુકરર જગોએ જાય છે. ત્યાં પેલોપથ્થર

અડધો દાટી અડધો ઉઘાડો રાખે છે અથવા જમીન ઉપર પણ મૂકે છે ને તે ઉપર દારૂની છાક પાડી ચોખાની પૂંજ પાડે છે તથા મરઘું મારી ઘીનો દીવો કરે છે ને પછી ઘેર આવે છે. આ પથ્થરને ખત્રુ કહે છે. આ પછી દર દિવાસાએ તથા શ્રાદ્ધ વખતે આ ખત્રાની પૂજા કરે છે. આવાં ખત્રાં મૂકવાની જગ્યા બે ત્રણ ગામ વચ્ચે એકજ રાખવામાં આવે છે તેમજ એક ઘરનાં ખત્રાં એકજ જગ્યાએ દાટવામાં કે મૂકવામાં આવે છે. ખત્રું મૂકયા પછી કુટુંબી માણસો મુછ કતરાવે છે તથા માથાના વાળ ઉતરાવે છે; પણ નાના છોકરાના ખત્રામાં તેમ કરતા નથી. કોઇ સારી સ્થિતિનો મરી ગયો હોય તો તેના ખત્રા ઉપર ઘુમટ મુકે છે. હાંડીના આકારનું એક મોટું માટીનું વાસણ બનાવેલું હોય છે તેને ઘુમટ કહે છે. વળી કેટલાક ઘુમટને બદલે માટીનો ઘોડો પણ ખત્રા આગળ મૂકે છે. આ ઘોડા તથા ઘુમટ ઉપર ખડી કે ચૂનો ને અબરખનો ભુકો ચોપડેલો હોય છે. તે વાજતે ગાજતે ખત્રા પાસે લઇ જઇ તેની ઉપર પ્રમાણે પૂજા કરી તેના ઉપર ઢાંકે છે. પછી એકજ ઘરનાં ખત્રાં એ ઘુમટ નીચે મૂકવામાં આવે છે અને જ્યારે તે ઘુમટ નીચે જગ્યા નથી રહેતી ત્યારે બીજાં મરણ થયે બીજો ઘુમટ લાવી તેની નીચે તેનાં ખત્રાં મૂકે છે. જીવતી અને મરેલી ડાકણનો વહેમ આ લોકોમાં ઘણો હોય છે તેમજ તેઓ નજર, મુઠ વગેરેને પણ બહુ માને છે. વળી આ લોકોમાં એક જ ઘરનાં માણસો પણ પાસે પાસે બેસીને ખાતાં નથી પરંતુ તાંસળામાં ખાવાનું લઇ એક બીજા ન જુએ એમ છેટે છેટે અવળે મોંઢે બેસી ખાય છે. વળી એક બીજાનું પીધેલું પાણી પણ પીતા નથી. કોઇ પણ પુરૂષ અગર સ્ત્રી વ્યભિચાર કરતાં માલમ પડે તો તેને જ્ઞાતિ બહાર મૂકે છે; વળી કોઇ કાચી કે પાકી કેદમાં થોડો વખત પણ જઇ આવ્યો હોય તો તેને પણ નાત બહાર મૂકે છે. કેદમાં જઈ આવવું એ આ લોકોમાં ઘણું જ હલકું ગણાય છે, તેથી કેદમાં પડેલો માણસ છુટીને આવ્યા પછી તરત જ્ઞાતિ બહાર ગણાય છે ને તેના ઘરનાં માણસો તેને દૂર રાખીને ખાવાનું

આપે છે. વળી વટલેલા કે વ્યભિચાર કરનારા માણસોને જ્ઞાતિ બહાર મૂકવાનો ઠરાવ કરવામાં આવે ત્યારથી તે જ્ઞાતિ બહાર ગણાય છે. મરણના દિવસમાં બાફણું લાવવાનો રીવાજ છે; તે દહાડે વટલાયલું કે છીનાળું કરનાર માણસ બાફણું લાવે તો તેને તે નાખવા દેતા નથી; એટલુંજ નહીં પણ તેને ઉંચે રહીને દારૂ તાડી પાય છે. એટલે તે જ્ઞાતિ બહાર મુકાએલું જાહેર થાય છે. પણ જ્યાં સુધી આ ઠરાવ થયેલો હોતો નથી ત્યાં સુધી તે પોતાના ઘરમાં જ ખાય છે ને જ્યારે તેને જ્ઞાતિમાં લેવામાં આવે છે ત્યારે તેના ઘરનાં વાસણો કાઢી નંખાવે છે. ગુન્હેગાર માણસો ગુન્હાનો ઇનકાર કરે તો પણ તેને જ્ઞાતિ બહાર મૂકે છે. પછી તે માણસ જાણે કે હવે આપણું કશું ચાલવાનું નથી ત્યારે તે નળધરાના ચોધરીને ત્યાં જઈ દંડ વગેરે કબુલ કરી આવી પંચ ભેગું કરવાનો દિવસ મુકરર કરે છે. પંચ ભેગું કરવાનો વખત કોઇના મરણના દહાડા પાણી વખતે જણાવવામાં આવે છે. ક્રિયા ખર્ચને દિવસે ગુન્હેગાર આવીને પોતાની હકીકત જાહેર કરે છે. એટલે તેનો દંડ ઠરાવી નળધારાના જાગીરદારે કહેલો દિવસ મુકરર કરે છે. આ ઠરાવેલે દિવસે નળધરાના જાગીરદાર વગેરે ભેગા થાય છે. આવા કામમાં સાત ગામના સાત પટેલીઆ ભેગા થવાજ જોઇએ; તેથી તેવા સાત પટેલીઆ ભેગા ન થયા હોય, તો સાત ફળીઆના સાત પટેલીઆ, તે પણ ભેગા ન થાય તો છેવટે એક ફળીઆના સાત પુરૂષો ભેગા થઇને એક હારમાં બેસે છે. જ્ઞાતિ બહાર થયેલો માણસ ન્હાઇને ત્યાં આવે છે અને ગાયના મૂત્રમાં માટી તથા તુળશીનાં પાન નખી તે પીએ છે. પછી પેલા સાત જણ તેને પુછે છે કે અમને કેમ બોલાવ્યા છે? ત્યારે તે પોતાનો ગુન્હો જણાવી પોતાને જ્ઞાતિમાં લેવા માટે વિનંતિ કરે છે, ને તે પછી પેલા સાત જણના હાથમાં એકેક પાંદડું આપી તેમાં તાડી રેડે છે તથા તે સાતે જણના મોં આગળ રાંધેલા માંસના સાત કટકા મૂકે છે. પછી પેલો ગુન્હેગાર પોતાના બન્ને હાથમાં એક એક પડીઓ લઇ દરેક જણ પાસે જાય છે; એટલે તે દરેક માણસ તેના એક પડીઆમાં થોડી તાડી

રેડે છે અને બીજા પડીઆમાં માંસનો એક કટકો નાખે છે. એમ તે સાત વખત ફેરા ખાય છે. પછી તે બે પડીઆ લઇ તે ગુન્હેગાર માણસ વેગળો જાય છે ને ત્યાં તેમાંથી થોડી તાડી પી માંસનો એક કટકો ખાય છે એટલે એક ચોધરી ત્યાં આવી ખજુરીની સોટીથી તેને મારે છે. આ પ્રમાણે થયા પછી ખાખરાનાં પાંદડાંની એક બીડી બનાવી પંચમાંનો એક માણસ ગુન્હેગારને આપે છે; તે તે સળગાવે છે અને પીએ છે તથા પહેલા પંચને પીવા આપે છે. પહેલો પંચ પીને ગુન્હેગારને આપે છે એટલે તે પીને પાછો બીજા પંચને આપે છે; એમ સાતે જણને વારા ફરતી આપે છે તથા સાતેના મોંઢામાંની બીડી પીએ છે. પછી બધાને રામ રામ કરે છે એટલે પંચવાળા બોલે છે કે હવે જે આને જ્ઞાતિબહાર કહેશે તેનેજ જ્ઞાતિ બહાર મુકવામાં આવશે. પછી ગુન્હેગાર સાતે જણને વારા ફરતી રામરામ કરે છે ને બધાની સાથે બેસી દારૂ તાડી વગેરે પીએ છે તથા ખાય છે; આ રીતે તે પાવન થયો ગણાય છે.

**ઢોડીઆ.**

બ્યારા અને મહુવા તાલુકાનાં કેટલાંક ગામો તદન ઢોડીયા લોકોની વસ્તીનાં છે અને તેમની કેટલીક વસ્તી રાસ્તી મહાલોમાં છુટક છુટક પણ છે. તેઓ ખેતી, મજુરી, નોકરી વગેરેનું કામ કામ કરે છે. બીજી કાળી પરજની જાતો કરતાં આ જાતના ઘણા લોકો હાલ રાસ્તી ગામોમાં વધારે પ્રમાણમાં જઇ રહેલા જણાય છે. વણઝારીઉં, વાડુ, ભોઇઉ, ભારડું, ધડાકીયું, ગરાશીઉ, કોલ્હા, વાંસફોડીઉં, દરવારીઉ, વાળુ, રાઠોડીયું, મહેતીયું, દેસાઇ ને વાંકડા એવી જાતનાં આ લોકોનાં કુળનાં નામ છે. આ નામ, સ્થળ, ધંધો તથા ઇતર જાતોનાં નામ ઉપરથી પડયાં હોય એમ જણાય છે. આ જાતનો રંગ સહેજ ગૌર વર્ણો છે. આ લોકો બ્યારા તાલુકાના સપાટ પ્રદેશમાં તેમજ મહુવા, કામરેજ, વગેરે તાલુકામાંનાં ઘણાં ખરાં ગામે ફળીઆબંધ રહે છે. તેઓ દુબળા જેવીજ ઉજળીઆત જાત સાથે સંબંધમાં આવ્યા છે. પુરૂષો લંગોટી મારી તેના

ઉપર નાની સરખી પોતડી વીંટાળે છે અને ખભે લુગડું નાખી માથે નાની સરખી લાલ પાઘડી પહેરે છે. કેટલાક પુરૂષો કાંડે તથા કાને પિત્તળના કે ચાંદીના દાગીના પણ ઘાલે છે. વળી સ્ત્રીઓ ઘુંટણની ઉપલી બાજૂથી કાછડો મારી એક નાનું સરખું લુગડું માથે નાખે છે અને કાપડું પહેરે છે તથા પગની એડીથી ઘુંટણ સુધી પિત્તળના વાળા પહેરે છે. તેનું તોલ લગભગ વીસશેર હોય છે; તેમજ હાથનાં કાંડાંથી કોણી સુધી પિત્તળની કડખીઓ પહેરે છે તેનું વજન પણ લગભગ દસશેર સુધી હોય છે. પ્રથમ આવા વાળા ને કડખાં થોડાં પહેરે છે પણ પછી દરસાલ તેમાં વધારો કરે છે ને જેમ આ દાગીના વધારે તેમ વધારે ગૃહસ્થાઇનું લક્ષણ છે એમ એ લોકો માને છે. આ જાતની સ્ત્રીઓ ગળે કાળી ગાંઠી ને કાને ભવરી, વીંડી વગેરે દાગીના પણ ઘાલે છે. આ લોકો શરીરની ઉંચાઇમાં કુકણા ને ગામતા કરતાં કંઇક વધારે હોય એમ જણાય છે તેમજ શરીરે પણ કંઇક વધારે મજબુત હોય એમ માલમ પડે છે. આ જાતમાં ભાગ્યેજ સ્ત્રી વાંઝણી રહે છે. એમનામાં જ્યારે એકાદું માણસ મરી જાય છે ત્યારે તે માણસના લુગડામાંથી એક ચીંદરડી ફાડી લેવામાં આવે છે ને તેને એક પૈસો બાંધી તે તથા કોવાડો ઘરમાં રાખી મુકવામાં આવે છે. પછી જ્યારે મરનારનો દહાડો પાણી કરવાનો દિવસ આવે છે ત્યારે પેલો ચીંદરડીવાળો પૈસો ત્યાં લાવી જોગીને આપી દેવામાં આવે છે. આ લોકો શાહુકારને ઘેરથી રૂપીઆ વ્યાજે લાવે છે તેનો હિસાબ રાખવા ઘરમાં રૂપીઆની સંખ્યા જેટલી ગાંઠો દોરડીએ વાળે છે. જો બે આની કે પાવલી લાવવામાં આવેલી હોય તો તે કરતાં વધારે ઝીણી દોરીને ગંઠો મારે છે. આ પ્રમાણે કરવાથી તેઓ એકંદર રૂપીઆનો આંકડો સમજી શકે છે.

**નાયકા.** "નાયક" શબ્દ ઉપરથી નાયકાની જાત થઇ છે. ભીલ લોકોમાં તેમનો નાયક હોય છે ને તેના પ્રત્યે તેઓ ઘણું માન ધરાવે છે. આવો કોઇ નાયક

રાસ્તી પ્રદેશમાં આવી વસ્યો હશે તેના વંશજો નાયકા કહે-વાયા હોય એ સંભવિત છે. આ લોકોની વસ્તી રાસ્તી ભાગમાં છે તેમજ કવચિત્ ડુંગરાળ કે જંગલી પ્રદેશમાં પણ માલમ પડે છે તેથી ભીલના નાયકમાંથી આ જાત ઉત્પન્ન થઇ હોય એમ માનવું સકારણ જણાય છે. ઉંચા નાયકા, નીચા નાયકા ને ચોળી વાળા નાયકા એવા ત્રણ પ્રકાર આ જાતના છે. ડાભડીઉં, ગરાશીઉં ને સમરીઉં એવાં ત્રણ કુળ આ લોકોનાં છે. પુરૂષો અને સ્ત્રીઓનો દેખાવ ઢોડીઆ જેવોજ છે, પણ તેમની સ્ત્રીઓ હાથે અને પગે જે કડખી અને વાળા પહેરે છે તે પ્રમાણમાં ઢોડીઅણો કરતાં કંઇક ઓછા હોય છે. આ લોકોમાં લગ્ન વખતે કન્યાને ઘેર જુવાર તથા ડાંગર આપવી પડે છે ને તેની ગાંસડી વરને માથે મુકીને લગ્ન વખતે લઇ જવાનો રિવાજ હોય છે. વળી આ લોકોમાં કલવો ખવરા-વવાનો પણ રિવાજ છે. આ લોકો ખેતીમંદા ઘણા થોડા હોય છે તેથી તેમને ખોરાકની તંગી પડે છે. આ કારણથી ઘણા નાયકા હાળી ગોવાળ તરિકે રહે છે.

**કુકણા.** કુકણા નામ કોકણપટ્ટી ઉપરથી પડયું છે, કેમકે કોક-ણનો મુલક આ લોકોના મુલકથી દુર નથી. આ જાતના પુરૂષો એક લંગોટી મારી માથે નાની સરખી લાલ પાઘડી પહેરે છે અને કાને કલઇ કે પિત્તળની અકેક કડી ઘાલે છે. સ્ત્રીઓ એક લુગડાનો કાછડો મારે છે તથા ગળામાં કીડીઆંની પેટ સુધી લટકતી એક બે લાંબી સેરો નાખે છે તથા હાથે પિત્તળનો એક વાળો અને બંગડીઓ પહેરે છે. આ પહેરવેશથી આ લોકો તરત ઓળખાઇ આવે છે તોપણ તેમનો દેખાવ ભીલ લોકોના દેખાવ સાથે લગભગ મળતો હોય છે. આ લોકોમાં મરનાર માણસનું એક રૂપાના પત્રા ઉપર ચિત્ર પડાવી તે પત્રું ઘરમાં એક પાટીઆ ઉપર મૂકી રાખે છે અને તેની વાર તહેવારે પૂજા કરે છે. વળી આ લોકોમાં મરનારનું શ્રાદ્ધ પણ કરવા માં આવે છે. આ લોકોના દરેક ગામે તેમનો એક પટેલ અને તેને

મદદ કરનાર કારભારી હોય છે તથા એક કાઠીઓ એટલે રખો પણ હોય છે. આ લોકોમાં જ્યાં સુધી છોકરાંને ઘેર છોકરાં થતાં નથી ત્યાં સુધી એક કુટુંબનાં માણસો ઘણું કરીને ભેગાં રહે છે. કુકણા લોકો નાણાંની કિંમત સમજનારા અને આવેલા પરોણા ઉપર ભાવ રાખનારા તથા હોંશીલા જણાય છે. તેઓ રોહીસો નામે ઘાસમાંથી રોહીસેલ તેલ કાઢે છે. આ તેલ બે પ્રકારનું થાય છેઃ એક સાધારણ લાલ રંગનું અને બીજું મોતીઆ રંગનું. આ તેલ મોસમે દોઢથી પોણા બે રૂપીએ શેર વેચાય છે. વા થયો હોય તો આ તેલ ચોપડવાના કામમાં આવે છે તેમજ અત્તરોમાં ભેગ કરવા માટે પણ તેનો ઉપયોગ થાય છે.

**કાથુડીઆ.** કાથુડીયા લોકો સોનગઢ તાલુકાની પૂર્વ તથા દક્ષિણ બાજૂએ રહે છે. આ લોકો પોતાને લંકાના રાવણ રાજાના વંશ જ જણાવે છે અને જ્યારે દેશ ઉજ્જડ હતો ત્યારે તેઓના પૂર્વજ અહીં આવીને વસેલા એમ તેમનું કહેવું છે. આ જાત ભટકતી છે તેથી તેઓ પોતાનું રહેઠાણ ધંધાને માટે વારંવાર બદલે છે, પણ અત્યાર સુધી તેઓ જે ભાગમાં સ્થાયી રહેઠાણ કરીને રહ્યા છે તે ભાગ તેઓ કદી છોડતા નથી. જો કે કાથાના ધંધા માટે આ લોકોને વેપારીઓ આબુ, જોધપુર વગેરે સ્થળોએ લઇ જાય છે તોપણ તેઓ પોતાનું સ્થાયી રહેઠાણ હમેશને માટે બદલતા નથી. આ જાત ઘણી આળસુ ને વધારે અથવા ઓછી ગંદી જણાય છે અને જે સ્થળમાં તેઓ રહે છે ત્યાં તેઓ ઇતર જાતો સાથે કોઇ પણ જાતના વ્યવહાર વિના લગભગ જ્ઞાતિ બહાર જેવા રહે છે. આ લોકો કાથાની ભઠ્ઠીમાંથી સારો પૈસો મેળવે છે પણ તેઓ કમાવાના વખત કરતાં તે વાપરવાને ઘણો થોડો વખત લગાડે છે તેથી તેઓ હંમેશાં કંગાલ સ્થિતિમાં નજરે પડે છે. આ લોકો ઘણાજ જંગલી છે. તેઓ બીજી જાતની કાળીપરજ જેટલો વ્યવહાર પણ સમજતા નથી પણ માત્ર કાથાનો ઇજારદાર આપે તેટલું ખાવું, અર્ધ નગ્ન

સ્થિતિમાં રહેવું ને માત્ર પેટ ભરવા ખાતર વૈતરૂં કરવું એટલુંજ સમજે છે. કાથુડીઆની જાતના મુખ્ય ચાર પ્રકાર છેઃ (૧) હેલમ (૨) જાડુ. (૩) પવાર ને (૪) સીંધી. આમાંની પહેલી જાત ઘણી અગત્યની અને આબરૂદાર છે પરંતુ છેલ્લી સૌથી અધમ છે. આ લોકો રંગે ઘણાજ કાળા હોય છે ને તેઓ છેક નગ્ન સ્થિતિમાં રહે છે એમ કહીએ તો ચાલે. પુરૂષો માત્ર લંગોટી મારી માથે લાલ રંગનો ચાર પાંચ હાથનો કડકો વીંટે છે અને સ્ત્રીઓ છેક કેડના ભાગ આગળ કાછડો મારી શરીરનો બીજો તમામ ભાગ ઉઘાડો રાખે છે. આ જાતની સ્ત્રીઓ માત્ર લગ્ન થતી વખતેજ કપડું પહેરે છે ને તે પછી આખી જીદંગી સુધી તેમને તેની જરૂર પડતી નથી પણ માત્ર ગળામાં કીડીઆંનો હાર નાંખે છે. આ લોકોનો દેખાવ અર્ધા ભૂખે મરેલા જેવો જણાય છે. વળી સ્ત્રીઓનો દેખાવ ભાગ્યેજ સારો હોય છે. નવસારી પ્રાંતમાં આ લોકોની વસ્તી ઘણી નથી,પરંતુ નંદરબાર, નવાપુરા,વિગેરે ભાગના ડુંગરોમાં તેમની ઘણી વસ્તી છે. આ લોકોનો મુખ્ય ધંધો કાથો બનાવવાનો છે તેથી જંગલના ઇજારદારો તેમને અગાઉથી દાણા કે રૂપીઆ ધીરે છે ને ખુલ્લી મોસમે તેમને પોતાનાં રાખેલાં જંગલોમાં લઇ જાય છે ત્યાં તેઓ કાથો બનાવવાનું કામ કરે છે. વળી કાથો બનાવવાની ભઠ્ઠીમાં જ્યાં કાથાની ગોટીઓ સુકવવા નાખી હોય ત્યાં કોઇને ખાસડું પહેરી જવા દેતા નથી તેમજ જ્યાં સુધી દેવની પૂજા ન કરે ત્યાં સુધી ઇજારદારથી તૈયાર થયલો કાથો વેચી શકાતો નથી. તેમ છતાં કોઇ ઇજારદાર વેચે ને તેની ખબર એ લોકોને પડે તો તેઓ રાત વાસો લઇને અધુરી ભઠ્ઠી મૂકી કયાં એ જતા રહે છે તેની ઇજારદારને ખબર પડતી નથી ને તેથી તેમને ઘણી અડચણ વેઠવી પડે છે.

**કોટવાલીઆ.** કોટવાલીઆ એ એક ભીલની જાત છે ને તેઓ ટોપલીઓ વગેરે ગુંથવાનો ધંધો કરે છે. આ જાતના લોકો સોનગઢ અને વ્યારા તાલુકાનાં બે ચાર ગામડામાં

થોડી થોડી વસ્તી કરીને રહ્યા છે ને તેઓ ખુલ્લી મોસમે ગામે ગામ ભટકી પોતાનો ધંધો ચલાવે છે. આ લોકોને વીટોળીઆ પણ કહેવામાં આવે છે. પુરૂષો નાની પોતડી તથા માથે પાઘડી પહેરે છે ને કાનમાં રૂપાના કે પિત્તળના વીંટલા ઘાલે છે. સ્ત્રીઓ પાંચ હાથના લુગડાનો કકડો પહેરે છે તથા તેટલોજ કટકો માથે નાખે છે પરંતુ કાપડું તો કવચિત્ જ મોટાં ગામોમાં જવું પડે ત્યારે જ પરણેલી સ્ત્રીઓ પહેરે છે. દાગીના તરિકે સ્ત્રીઓ હાથમાં પિત્તળનાં ચીપીઆં, પગમાં કલાઇનાં કલ્લાં ને ગળામાં કીડીઆંની કાળી ગાંઠી પહેરે છે. આ લોકોમાં છોકરા છોકરી રસ્તામાં કે બીજે ઠેકાણે ભેગાં થાય ત્યારે એક બીજાને પસંદ કરે છે ને પછી તેઓનાં મા બાપ તેમનાં લગ્ન કરી આપે છે. તેમનો મુખ્ય ધંધો વાંસ ફોડવાનો છે. તેઓ સરકારમાં પુરૂષ દીઠ ફી ભરી જંગલમાંથી જોઇએ તેટલા વાંસ કાપી લાવે છે ને તેનાં સુપડાં,ટોપલા,ટોપલીઓ, કંડીઆ, પાલાં, ગાડીના પડદા, ગાડીમાં મૂકવાનાં તરાટીઆં વગેરે ગુંથણ કામ કરે છે. તેમની સ્ત્રીઓ પણ એજ કામ કરે છે.

**મડદા સાથે લગ્ન.** કાળીપરજની કેટલીક જાતોમાં ખંધાડીઓ (ઘર જમાઇ) રાખવાનો રિવાજ હોય છે અને તેનું લગ્ન બંનેને ગોઠતું થયા પછી કરવામાં આવે છે પણ એ લગ્ન થયા પહેલાં ખંધાડીઓ મરી જાય તો આ લોકો તેના મડદાને પીઠી (હળદર) ચોળે છે ને તેના શરીર સાથે રાંડેલી છોકરીને ભેટાડે છે એટલે તે છોકરીનું લગ્ન થયું એમ એ લોકો માને છે તથા તે પછી મડદાને મશાણમાં લઇ જાય છે.

**માણસને ગળી જનાર ખાટલો.** ડુંગરના ભાગમાં ખાટલા ઉપર સુવાનું તો જાણે સ્વપ્નમાં પણ ના આવે એમ હોયછે એટલે કોઇને ઘેર ખાટલો હોતો નથી; પરંતુ પાધર પ્રદેશમાં કેટલાક ચોધરી વગેરે લોકો તે રાખે છે. એ ખાટલો માણસની લંબાઇ કરતાં ટુંકો રાખવામાં આવે છે.

કારણ કે લાંબો રાખવામાં આવે તો સુઇ જનાર તેમાં સમાઇ રહે એટલે ખાટલો માણસને ગળી જાય એવો તેમનામાં વહેમ છે.

**પાપનો બદલો શાહુકારને**

લહેણા પેટે દાણા જોખી જવા માટે શાહુકાર આવે ત્યારે તેને ખાંડણીઆ ઉપર બેસાડવામાં આવે છે. તે એટલા માટે કે તોલ વગેરેમાં ગેરવ્યાજબી વર્તન કરે તો તે ખાંડણીઆમાં જીવડાં ખંડાઇ જાય તેનું પાપ તે શાહુકારને લાગે એમ આ લોકો માને છે.

**ભગત.**

આપણા તરફ જેમ કેટલાંક ગામોમાં ભુવા વગેરે લોકો હોય છે તેમ આ કાળીપરજનાં મોટાં મોટાં ગામોમાં ચોધરા, કુકણા, ગામતા કે ઢોડીઆ જાતના એક બે માણસો ભગત હોય છે ને તેઓ ઝોડઝપટ કાઢવાનું, દેવપૂજા કરાવવાનું, મંત્ર નાખવાનું ને ઓસડ આપવાનું કામ કરે છે. દરેક માંદગી દેવ તરફથી આવે છે એમ આ લોકો માને છે. તેથી તે દૂર કરવા માટે તે દેવની પૂજા કરવી જોઇએ એમ તેમની સમજ હોવાથી તેઓ ભગતને બોલાવી તેને માંદા માણસના માથા ઉપર ઉતરાવેલા દાણા દેખાડે છે. ભગત દાણા જોયા બાદ તે માંદા ઉપર મંત્ર વગેરે અજમાવે છે ને દેવની પૂજા કરે છે તથા તે પછી ઝાડ પાલાની દવા આપે છે. આ ભગત લોકો જો કે સંસારી હોય છે તોપણ તેઓ પંડોળાં તથા તુરીઆંનું શાક ખાતા નથી, સાવરણી કે સાંબેલું ઓળંગતા નથી, તવા ઉપર રોટલો શેકાઇ તૈયાર થયો હોય તે તવા ઉપરથી ઉતારી જમવાના વાસણમાં મૂકયો હોય તો ખાતા નથી પણ તવા ઉપરથી નીચે બીજા વાસણમાં નાખ્યા બાદ તે ખાય છે. રાંધેલું અનાજ જમીન ઉપર પડયું હોય તો તે ખાતા નથી અને કોઇનું એંઠું પણ ખાતા નથી. વળી તૈયાર થયલા રોટલા પૈકી પહેલો તેમ છેલ્લો રોટલો પણ ખાતા નથી.

**જાતી અથવા સ્ત્રી પુરૂષનું પ્રમાણ.**

નવસારી પ્રાંતમાં દર ૧૦૦૦ પુરૂષે સ્ત્રીઓનું પ્રમાણ ૯૮૨ આવે છે. બીજા પ્રાંતો સાથે સરખાવતાં સ્ત્રીની બાબતમાં નવસારીની સ્થિતિ ઉત્તમ છે. વડોદરા, કડી અને અમરેલી પ્રાંતમાં દર ૧૦૦૦ પુરૂષે સ્ત્રીની સંખ્યા અનુક્રમે ૮૭૨, ૯૪૭ અને ૯૪૦ આવે છે. જુદા જુદા ધર્મના લોકોમાં તપાસતાં નવસારી પ્રાંતના હિંદુઓમાં ૯૭૩, જૈનોમાં ૭૭૮, મુસલમાનમાં ૧૦૭૧, પારસીમાં ૧૪૨૧, અને અનાર્ય પ્રજામાં ૯૬૦ એ પ્રમાણે દર ૧૦૦૦ પુરૂષે સ્ત્રીનું પ્રમાણ આવે છે. આ ઉપરથી જણાય છે કે નવસારી પ્રાંતના મુસલમાન અને પારસીઓમાં પુરૂષો કરતાં સ્ત્રીઓની સંખ્યા એકંદરે વધારે છે. જૈન લોકોમાં સ્ત્રીઓનું પ્રમાણ સૌથી કમી આવે છે તેનું કારણ કે એ લોકો પૈકી કેટલાક પરદેશી હોય છે અને પોતાની સ્ત્રીઓને પોતાને દેશ મુકી વેપાર અર્થે તેઓ નવસારી પ્રાંતમાં આવેલા હોય છે.

**સંસારિક સ્થિતિ.**

સંવત ૧૯૧૧ ની વસ્તી ગણત્રી પ્રમાણે એકંદર પુરૂષ વસ્તીમાં સેંકડે ૪૬ કુંવારા, ૪૮ પરણેલા અને ૬ વિધુર હતા અને સ્ત્રી વસ્તીમાં સેંકડે ૩૮ કુંવારી, ૫૦ પરણેલી અને ૧૨ વિધવા હતી. ધર્મવાર આંકડા જોતાં આ આંકડામાં ઘણો તફાવત માલમ પડે છે. હિંદુ સ્ત્રી પુરૂષો લગ્ન વહેલાં કરે છે તેથી ૧૦૦ હિંદુ પુરૂષોમાં ૪૩ કુંવારા, ૫૭ પરણેલા અને વિધુરો હજારે ૨ એટલે સેંકડે નહિ જેવા છે, કારણ કે પુરૂષ રાંડે કે તરત ફરી પરણે છે પણ સ્ત્રીને પુનર્લગ્ન કરવાની છુટ થોડીજ જ્ઞાતીઓમાં હોય છે. હિંદુ સ્ત્રીઓમાં સેંકડે ૩૩ કુંવારી, ૫૪ પરણેલી અને ૧૩ વિધવા છે. હિંદુ કરતાં જૈન સ્ત્રી પુરૂષો મોડાં પરણે છે તેથી પરિણામ એ આવ્યું છે કે હિંદુઓ સાથે સરખાવતાં જૈન ધર્મમાં કુંવારાની સંખ્યા વધારે અને પરણેલાની સંખ્યા ઓછી છે. જૈનધર્મમાં

વિધવાઓનું પ્રમાણ વધારે છે; કારણ કે જૈન વર્ગનો મોટો ભાગ વાણીઆનો બનેલો હોવાથી તેઓમાં પુનર્લગ્ન થતાં નથી, માટે ૧૦૦ જૈન પુરૂષોમાં ૫૦ કુંવારા, ૪૦ પરણેલા અને ૧૦ વિધુર છે અને ૧૦૦ જૈન સ્ત્રીઓમાં ૩૬ કુંવારી, ૪૧ પરણેલી અને ૨૩ વિધવા છે. મુસલમાન પુરૂષોમાં સેંકડે ૪૯ કુંવારા, ૪૫ પરણેલા અને ૬ વિધુર છે,જ્યારે મુસલમાન સ્ત્રીઓમાં સેંકડે ૩૬ કુંવારી ૪૮ પરણેલી અને ૧૬ વિધવા છે. અનાર્ય પ્રજાની સંસારિક સ્થિતિના આંકડા જોતાં તે બીજી કોમો કરતાં ઘણા જુદા પડે છે. તેમનામાં ૧૦૦ પુરૂષોએ ૫૨ કુંવારા, ૪૪ પરણેલા અને ૪ વિધુર હોય છે; અને ૧૦૦ સ્ત્રીઓમાં ૪૭ કુંવારી, ૪૬ પરણેલી અને ૭ વિધવા હોય છે. આ પ્રજામાં બાળલગ્નનો રિવાજ નહિ જેવો છે. છોકરીઓ હિંદુ, જૈન વગેરે કરતાં વધારે મોટી ઉમરે પરણે છે. આથી કરીને તેમ-નામાં કુંવારાં સ્ત્રી પુરૂષનું પ્રમાણ બીજી કોમો કરતાં વધારે છે. ૧૦૦ હિંદુ પુરૂષોમાં જેટલા પરણેલા, કુંવારા અને વિધુર છે તેના કરતાં ૧૦૦ પારસી પુરૂષોમાં ૧૨ પરણેલા ઓછા, ૧૫ કુંવારા વધારે અને ૩ વિધુર ઓછા છે. તેવીજ રીતે ૧૦૦ હિંદુ સ્ત્રીઓમાં જેટલી કુંવારી, પરણેલી અને વિધવા છે તેના કરતાં ૧૦૦ પારસી સ્ત્રી ઓમાં પરણેલી ૧૫ ઓછી, કુંવારી ૧૮ ઓછી અને વિધવા ૩ ઓછી છે. આ ધર્મના લોકોમાં સ્ત્રી તથા પુરૂષો સમજણમાં આવ્યા પછી જ પરણે છે. વિધવા પુનર્લગ્નની જો કે એમનામાં છુટ છે છતાં જે સ્ત્રીઓ પૈસાદાર હોય છે અને ઉંમરે પહોચેલી તથા છોકરાં વાળી હોય છે તે પુનર્લગ્ન કરતી નથી. અનાર્ય પ્રજામાં તો ધણી અથવા વહુ મરી જાય કે તરતજ વિધવા સ્ત્રી અથવા વિધુર ધણી ફરીથી પરણે છે અને તેથી આ જંગલી પ્રજામાં વિધવાઓની તેમજ વિધુરોની સંખ્યા વિસ્મય પમાડે એટલી બધી ઓછા પ્રમાણમાં છે. ઢોડીઆમાં મરનાર ધણીની ઉત્તર ક્રિયા થઇ રહે અને ન્યાત જમી રહે કે તરત તેની વિધવા સ્ત્રી પરણે છે અને પ્રથમના પતિથી તેને છોકરાં હોય તો તેનાં સગાંવહાલાંને સોંપવામાં આવે છે.

**બાળ લગ્ન.**

એકંદરે આખા રાજ્યમાં દર ૧૦૦૦ સ્ત્રી પુરૂષોમાં ૪ વર્ષની અંદરના છોકરાઓમાં ૩૯ પરણેલા છે અને તેજ ઉંમરની છોકરીઓમાં ૮૩ પરણેલી છે. ૫ થી ૯ વર્ષની ઉંમરના છોકરા તથા છોકરીઓના સંબંધના આંકડા ૧૧૧ અને ૧૮૮ છે અને ૯ થી ૧૪ વર્ષના ૧૦૦૦ છોકરાઓમાં ૨૩૬ પરણેલા છે ત્યારે તેજ ઉમરની ૧૦૦૦ છોકરીઓમાં ૫૧૫ પરણેલી છે. પ્રાંતવાર આંકડા તપાસી શું તો નવસારી પ્રાંતમાં દર ૧૦૦૦ છોકરાઓમાં ૪ વર્ષની અંદરના ૧૦ અને ૫ થી ૯ વર્ષ સુધીના ૩૮ પરણેલા છે; જ્યારે દર ૧૦૦૦ છોકરીઓમાં ૪ વર્ષની અંદરની ૧૪ અને ૫ થી ૯ વર્ષ સુધીની ૭૪ છોકરીઓ પરણેલી છે. ૧૦ વર્ષની અંદરની પરણેલી કન્યાઓનું પ્રમાણ વડોદરા અને કડી કરતાં નવસારીમાં ઓછું છે તેનું કારણ એ છે કે તે પ્રાંતમાં અનાર્ય પ્રજા ઘણી રહે છે, જે પોતાની કન્યાને મોટી થયા વિના પરણાવતીજ નથી.

**વૈધવ્ય.**

આખા રાજ્યની વસતી એકંદરે લેતાં ૧૦૦૦ પુરૂષોમાં ૭૬ વિધુર અને ૧૦૦૦ સ્ત્રીઓમાં ૧૭૬ વિધવાઓ છે. અર્થાત્ ૬ સીએ ૧ વિધવા અને ૧૩ પુરૂષોએ એક વિધુર છે. પ્રાંતવાર સ્થિતિ તપાસતાં નવસારી પ્રાંતમાં પુરૂષો દર હજારે ૫૯ વિધુર અને દર હજારે સ્ત્રીઓ ૧૧૯ વિધવા છે. દરેક પ્રાંતમાં વિધુર કરતાં વિધવા સ્ત્રીઓનું પ્રમાણ બમણું અથવા ત્રણ ઘણું જેટલું છે, કારણ કે જે જે ઉંચી હિંદુ અને જૈન કોમોમાં વિધવાઓને ફરીથી પરણાવવાનો પ્રતિબંધ છે તે તમામ કોમોમાં વિધુરોને ફરીથી પરણવાની છુટ છે. તેમાં પણ જે સ્ત્રીને છોકરાં હોય છે અને જે ઉમરે પહોંચેલી હોય છે તે વિધવા થયે ફરીથી પરણે તે બહુ સારૂ ગણાતું નથી. નવસારી પ્રાંતની વસતીમાં અનાર્ય પ્રજાનો મોટો ભાગ હોવાથી એ પ્રમાણ સૌથી ઓછું છે.

**ખોડખાંપણ**

વસ્તીગણત્રી વખતે ગાંડપણ, બહેરાશ, મુગાપણું, અંધાપો અને રક્તપિત્ત એ ચાર ખોડખાંપણો સંબંધી તપાસ કરી નોંધ રાખવામાં આવે છે. તે ઉપરથી નવસારી પ્રાંતમાં છેલ્લી ચાર વસ્તી ગણત્રી વખતે બાજુએ લખ્યા પ્રમાણે ખોડખાંપણ વાળાં માણસ જણાયાં હતાં:—

| | ૧૮૮૧ | ૧૮૯૧ | ૧૯૦૧ | ૧૯[illegible]૧ |
|---|---|---|---|---|
| ગાંડાં | ૧૪૯ | ૧[illegible]૭ | ૬૪ | ૧૨૩ |
| બહેરાં મુંગાં | ૩૦૬ | ૨૦૨ | ૧૯૬ | ૧[illegible]૯ |
| આંધળાં | ૭૪૭ | ૫૧૫ | ૩૭૩ | ૪૮૯ |
| રક્તપિતીઆં | ૧૯૩ | ૧૯૭ | ૧૨૯ | ૨૧૪ |

કુલ વસ્તીની સાથે સરખાવતાં નવસારી પ્રાંતમાં ગાંડાઓનું પ્રમાણ દર એક લાખ માણસમાં ૩૬ નું આવે છે. રાજ્યના બીજા પ્રાંત સાથે સરખાવતાં આ પ્રમાણ સૌથી વધારેમાં વધારે છે. વડોદરા પ્રાંતે દર લાખે ૨૫, કડી પ્રાંતમાં ૨૪ ને અમરેલી પ્રાંતમાં ૧૦ ગાંડાની સંખ્યા આવે છે. નવસારીમાં ગાંડાનું પ્રમાણ વધારે આવે છે તેનું કારણ એમ જણાય છે કે ગાંડપણને દારૂ પીવાની આદત સાથે ઘણો સંબંધ છે. નવસારી પ્રાંતમાં બીજા પ્રાંતો કરતાં દારૂની ખપત સૌથી વધારે છે અને અમરેલી પ્રાંતમાં સૌથી કમી છે. તેજ પ્રમાણે ગાંડપણ નવસારી પ્રાંતમાં સૌથી વધારે અને અમરેલી પ્રાંતમાં સૌથી ઓછું છે. બાજુએ આપેલા આંકડા ઉપરથી જણાશે કે બહેરાં મુંગાંની સંખ્યા દર વસ્તીગણત્રી વખતે કમી થતી ગઇ છે. નવસારી પ્રાંતમાં બહેરાં મુંગાંની સંખ્યા પણ બીજા પ્રાંતને મુકાબલે વધારે છે, કારણ કે તેમાં એક લાખ માણસે ૪૦ કરતાં વધારે બહેરાંમુંગાંનું પ્રમાણ આવે છે. એક લાખે

વડોદરામાં ૨૦, કડીમાં ૧૬ અને અમરેલીમાં ૧૦ બહેરાંમુંગાં આવે છે. અંધાપાવાળાની સંખ્યા પણ ૧૯૦૧ સુધી દર ગણત્રી વખતે ઘટતી માલમ પડી છે. ૧૯૦૧ ની સાથે સરખાવતાં ૧૯૧૧ ની ગણત્રીં વખતે વધારો જણાયો છે તેનું કારણ છેલ્લી ગણત્રી વખતે આંકડા ગણવામાં વધારે ચોકસી રાખવામાં આવી હતી. અંધાપો હવાપાણી પર ઘણો આધાર રાખે છે. અંધાપાનું જોર સુકી અને ગરમ હવાવાળા પ્રદેશમાં વધારે હોય છે કારણ કે તેવાં સ્થળોમાં ધુળનાં તોફાનો વારંવાર થાય છે અને ધુળનાં રજકણો આંખમાં પેસી આંખને નુકશાન કરે છે. નવસારી એ ઠંડો અને ભેજવાળો પ્રદેશ હોવાથી ત્યાં હવામાં ધુળ ને રેતી ઘણી ઉડતી નથી. તેથી કરીને અમરેલી પ્રાંતના કરતાં નવસારી પ્રાંતમાં આંધળાંનું પ્રમાણ કમી આવે છે.

ઇ. સ. ૧૮૯૦ માં રકતપિતીઆં માટે હિંદુસ્તાનમાં તપાસ કરી હકીકત નિવેદન કરવા એક કમિશન નિમાયું હતું. તેનું કામ એવું હતું કે તે રોગનું મૂળ શોધી કાઢવું, તે કેમ ફેલાય છે તે જાણવું અને કયા ઇલાજોથી સમૂળગો નાશ થાય છે તે શોધવું. તેણે આ તપાસને અંતે એવું જાહેર કર્યું કે આ રોગ કંઇ વંશપરંપરાથી ઉતરી આવતો હોય અથવા તો સ્પર્શથી ફેલાતો હોય એમ માલમ પડતું નથી; પણ ઘણાં રકતપિતિઆંના સંબંધમાં તો તે નવો જ થયલો માલમ પડયો છે. આ રોગથી મનુષ્યની કોઇપણ જાત મુકત હોય એમ નથી, પણ ગરીબ અને નિરાધાર લોકોમાંજ તે વધારે જોવામાં આવે છે અને પૈસાદાર અને સુખી લોકોમાં તે એટલો જોવામાં આવતો નથી. મચ્છી કે એવી બીજી ખોરાકની ચીજથી આ રોગ થતો હોય એમ જણાતું નથી; પણ એવો સંભવ છે ખરો કે અમુક જાતના ખોરાકથી આ રોગ પ્રવેશ કરવા પામે છે. આરોગ્ય નષ્ટ થાય એવા સંજોગોમાં અને ચાંદી જેવા દુષ્ટ રોગથી પીડાતા હોય તેવા લોકોમાં આ રોગ વૃદ્ધિ પામે તો નવાઇ જેવું નથી. અમુક પ્રાંતમાં કે અમુક ભૂમિમાં તે થાય છે એવું પણ નથી. તેમજ હવાના અમુક ઉષ્ણમાનમાં તે ઉદ્ભવે છે એમ પણ નથી. પરંતુ આ રોગનો

ફેલાવો જેમ હવા પાણી ઓછાં સૂકાં તેમ વધારે ને વધારે હોય છે. અને જે પ્રદેશોમાં કૉલેરા ઘણી વખત થાય છે તેમાં આ રોગ પ્રવર્તતો માલમ પડયો છે. નવસારી પ્રાંતમાં રક્તપિતીઆંઓનું પ્રમાણ બીજા પ્રાંતોનો પ્રમાણમાં ઘણું જ વધારે છે કારણ કે આ પ્રાંત ભિનાશવાળો છે અને આ પ્રાંતમાં કાળી પરજના વગેરે ઘણા ગરીબ લોકોની સંખ્યા વધારે છે.

**કેળવણી.** રાજ્યના ચારે પ્રાંતોમાં કેળવણી બાબતમાં નવસારી પ્રાંતનો નંબર ત્રીજો આવે છે. સૌથી પહેલો નંબર સ્વભાવિક રીતે રાજનગર વડોદરાનો છે. અહીં દરેક ૫ પુરૂષોમાં ૨ પુરૂષ ભણેલા હોય છે. વડોદરા પછી કેળવણીની બાબતમાં બીજો નંબર અમરેલીનો આવે છે. ત્યાં ૫ પુરૂષોમાં ૧ ભણેલો હોય છે. નવસારી પ્રાંતની વસ્તીનો ચોથો ભાગ રાની મહાલની કાળીપરજનો છે. તો પણ આ પ્રાંતમાં ૬ પુરૂષોમાં ૧ ભણેલો માલમ પડે છે, કારણ કે અહીંના પારસી, વહોરા ને અનાવલા લોકો કેળવણીમાં આગળ પડતો ભાગ લે છે. ભણેલી સ્ત્રીનું પ્રમાણ ૪૦ સ્ત્રીએ ૧ આવે છે. સ્ત્રી અને પુરૂષ બંનેનું પ્રમાણ ભેગું કરતાં નવસારી પ્રાંતમાં ૧૦૦ માણસે ૯ માણસ ભણેલા નીકળે છે ત્યારે વડોદરામાં ૧૧ કડીમાં ૭ ને અમરેલીમાં ૧૨ નીકળે છે. નવસારી પ્રાંતમાં સેંકડે ૯ ટકા કેળવાયલાનું પ્રમાણ આખા પ્રાંત માટે છે. દરેક તાલુકો જુદો લઈએ તો નવસારીમાં ૨૦, ગણદેવીમાં ૧૭, પલસાણામાં ૧૧, કામરેજમાં ૧૭, મહુવામાં ૭, માંગરોળમાં ૧૧, સોનગઢમાં ૨, વ્યારામાં ૩, વાકળમાં ૨, ઉમરપાડામાં ૧, એ પ્રમાણે ટકા આવે છે. આ ઉપરથી નવસારી તાલુકામાં દર ૫ માણસે ભણેલા ૧ માણસનું પ્રમાણ આવે છે. સોનગઢ, વ્યારા, ઉમરપાડા અને વાકળ તથા મહુવા તાલુકાઓમાં અનુક્રમે ૬૨, ૪૪, ૩૬, ૯૦ અને ૪૫ માણસોએ ૧ એ પ્રમાણે ભણેલાઓનું ઘણું જ હલકું પ્રમાણ નીકળે છે. રાની મહાલોમાં આટલા પણ ભણેલા જણાય છે તેનું કારણ એ કે સરકારી નોકરો અને કંટ્રાકટરોનો

તેમાં સમાસ થયેલો છે. રાની મહાલના લોકોની કેળવણી માટે બોર્ડિંગ વગેરે સ્થાપવામાં આવેલાં છે. આમાંનાં સોનગઢમાં ધાણકા વસ્તીગૃહ તથા ધાણકા કન્યાશાળા વસ્તીગૃહ અને વ્યારામાં ધાણકા વસ્તીગૃહ એમ ત્રણ સ્થાપન થયેલાં છે.

**ધર્મવાર કેળવણી.**

જુદા જુદા ધર્મના લોકોમાં કેળવણીનો પ્રચાર કેટલો થયો છે એ વિષયના આંકડા તપાસતાં જણાય છે કે પારસીઓમાં કેળવણી સૌથી વધારે ફેલાયલી છે. દર ૧૦૦ પારસીઓમાં ૬૯ ભણેલા અને દર ૧૦૦ પારસી સ્ત્રીઓમાં ૫૭ ભણેલી છે. પારસી પછી જૈન લોકો આવે છે. તેમાં દર ૧૦૦ પુરૂષે ૬૯ ભણેલા અને દર ૧૦૦ સ્ત્રીઓએ ૮ ભણેલી છે. મુસલમાનોમાં દર ૧૦૦ પુરૂષે ૨૧ અને દર ૧૦૦ સ્ત્રીઓએ લગભગ ૨ ભણેલી માલમ પડે છે. હિંદુઓમાં અંત્યજ વર્ગ તેમજ કેટલીક અનાર્ય પ્રજાઓએ પોતાને હિંદુ ધર્મમાં ગણાવી છે તેનો સમાસ થતો હોવાથી દર ૧૦૦ પુરૂષે ૧૭ ભણેલા અને દર ૧૦૦ સ્ત્રીએ ૨ ભણેલી માલમ પડે છે. અનાર્ય પ્રજામાં દર ૧૦૦ પુરૂષે ૧ ભણેલાનું પ્રમાણ આવે છે, તેમની સ્ત્રીઓમાં ૯૮૧ સ્ત્રીએ ૧ સ્ત્રી ભણેલી નીકળી આવે છે એટલે તેમનામાં ભણેલી સ્ત્રીઓ નથી એમ કહીએ તો ચાલે.

**ન્યાતવાર કેળવણી.**

ન્યાતવાર કેળવણી જોતાં દેશસ્થ, કોકણસ્થ, અને શેણવી બ્રાહ્મણ, પ્રભુ, કપોળ, મોઢ, શ્રીમાળી અને ઓસવાળ વાણીઆમાં દર ૧૦૦૦ પુરૂષે ૭૦૦ ભણેલા છે. ત્યાર પછી અનાવલા, લાડ, ખડાયતા, બ્રહ્મક્ષત્રી અને કાયસ્થ આવે છે જેમાં દર ૧૦૦૦ પુરૂષે ૬૦૦ થી ૭૦૦ સુધી ભણેલા છે. કારીગર વર્ગ જેવાકે ભાવસાર કંસારા, સોની એમાં દર હજાર પુરૂષે ૫૦૦ થી વધારે ભણેલા છે. ત્યાર પછી લેઉવા કણબી, મરાઠા, સુથાર, સૈયદ, વહોરા, મેમણ, ખત્રી, ઘાંચી અને કાછીઆ આવે છે જેમાં ૧૦૦૦ પુરૂષે ૩૦૦ થી ૪૦૦

ભણેલા હોય છે. કોળી, વાઘરી, ઢેડ, ભંગી વગેરે હલકી ગણાતી ન્યાતોમાં ૧૦૦૦ માં ૧૦૦ કરતાં ઓછા ભણેલા છે. ભીલ, ચોધરા, ગામી દુબળા અને બીજી અનાર્ય પ્રજાઓમાં કેળવણી બહુજ પછાત છે. તેમાં ૧૦૦૦ પુરૂષોએ ૮ થી ૨૦ ભણેલા નીકળે છે. ન્યાતવાર સ્ત્રી કેળવણીનો તપાસ કરતાં શેણવી, પરભુ, નાગર, કોકણસ્થ બ્રાહ્મણ વગેરે ન્યાતોમાં દર હજાર સ્ત્રીઓએ ૪૭૮, ૨૭૭, ૨૨૧, ૧૧૧ સ્ત્રીઓ ભણેલી હોય છે, એ શિવાયની બીજી કોમોમાં સ્ત્રી કેળવણી ઘણી પછાત છે. તેમાં સ્ત્રી કેળવણીનું પ્રમાણ દર ૧૦૦૦ સ્ત્રીઓમાં ૧૦ થી ૮૦ સુધીનું આવે છે.

**અંગ્રેજી કેળવણી.**

આખા રાજ્યમાં ૧૦૦૦૦ માણસની વસ્તીમાં માત્ર ૯૦ માણસો અંગ્રેજી ભણેલા છે. વડોદરા શહેરમાં અંગ્રેજી ભણેલાનું પ્રમાણ વધારે હોય એ સ્વાભાવિક છે. તેમાં દર ૧૦૦૦૦ માં ૭૧૦ પુરૂષો અને ૫૭ સ્ત્રીઓ અંગ્રેજી ભણેલાં છે. વડોદરા શહેર પછી નવસારી પ્રાંત આવે છે. તેમાં અંગ્રેજી જાણનારની સંખ્યા દર ૧૦૦૦૦ માણસોમાં ૭૫ પુરૂષો અને ૩ સ્ત્રી જેટલી છે.

**ધંધા**

નવસારી પ્રાંતના લોકોનો મુખ્ય ધંધો ખેતી છે, દર ૧૦૦૦ માણસે ૭૫૭ ખેતીમાં રોકાયલા છે. એટલી મોટી સંખ્યા બીજા કોઇ પ્રાંતમાં ખેતીના કામમાં લાગેલી નથી એમ નીચેના આંકડાપરથી જણાય છેઃ—

| પ્રાંત. | દર હજારે ખેતરમાં રોકાયેલા. | પ્રાંત. | દર હજારે ખેતરમાં રોકાયેલા. |
|---|---|---|---|
| વડોદરા<br>નવસારી<br>કડી | ૭૩૪<br>૭૫૩<br>૬૧૬ | અમરેલી<br>વડોદરા-શહેર | ૪૮૨<br>૩૪ |

દર ૧૦૦ માણુસે ૫૪ માણુસ કામ કરનાર અને ૪૭ પોતાની આજીવિકા માટે તેમના પર આધાર રાખનારા છે. કામ કરનારામાં સેંકડે ૩૪ પુરૂષો અને ૬૬ સ્ત્રી છે. સ્ત્રી કામ કરનારાનું પ્રમાણ રાજ્યના બીજા પ્રાંતો કરતાં નવસારી પ્રાંતમાં વધારે છે આનું કારણ એ છે કે નવસારીમાં ખેતી કરનારાનું પ્રમાણ વધારે છે અને ખેતીના ધંધામાં ઇતર ઠેકાણા કરતાં આ પ્રાંતની અનાર્ય વિગેરે પ્રજામાં તથા બીજી કોમમાં બૈરાં વધારે ભાગ લે છે. ખેતી પર આધાર રાખનારાઓ પૈકી ૪ જમીનદારો અને ૫૧૭ પ્રત્યક્ષ ખેતી કરનારા છે. દર હજારે ૩૩૯ માણુસો ખેતીની મજુરી કરનારા અગર ખેડુત કે જમીનદારને ત્યાં નોકરી કરનારા છે. આ પ્રમાણ બીજા પ્રાંતોને મુકાબલે વધારે છે તેનું કારણ એમ જણાય છે કે દુબળા વગેરે લોકોને આ પ્રાંતમાં હાળી તરિકે રાખવાનો રિવાજ પ્રચલિત છે. ઉપર પ્રમાણે ૭૫૭ ખેતીનો ધંધો કરનારા જતાં બીજા ધંધામાં દર હજારે ૭ માછીનો ધંધો કરનારા, ૭૯ હુન્નર ઉદ્યોગમાં, ૩૫ વેપારમાં, ૧૨ રાજ્યની નોકરીમાં, ૬ પોલીસમાં ૨૦ વકીલ, ધર્મગુરૂ, શિક્ષક અને ડાકટરના ધંધામાં, ૧ ઘર કામની નોકરીમાં, ૨ જમીનદારી, વ્યાજ અને પેનશપર નિર્વાહ કરનારા અને ૮૧ બીજા ધંધામાં રોકાયલા છે. ઉપર જણાવેલા આંકડા પ્રાંતની સરાસરી દેખાડે છે, પરંતુ તાલુકાવાર તપાસીએ તો એ આંકડાઓમાં ઘણો ફેરફાર માલમ પડે છે. ઉદાહરણ તરિકે રાની મહાલોમાં ખેતીનો ધંધો કરનારનું પ્રમાણ બીજા તાલુકાઓ કરતાં વધારે છે અને નવસારી ગણદેવી વગેરે તાલુકામાં કારીગર વગેરે લોકોનું પ્રમાણ વધારે આવે છે. જુદા જુદા ધર્મના લોકો કયા કયા ધંધા કરે છે એ વિષેના આંકડા તપાસતાં માલમ પડે છે કે દર ૧૦૦ હિંદુએ ૬૭ માણુસો ખેતીથી, ૧૩ ઉદ્યોગથી અને બાકીના બીજા ધંધાઓથી નિર્વાહ ચલાવે છે. મુસલમાનોમાં ૪૬ ખેતીથી, ૧૩ ઉદ્યોગથી અને બાકીના બીજા ધંધાથી નિર્વાહ ચલાવે છે. જૈન લોકોનો મુખ્ય ધંધો વેપાર કરવાનો છે. તેમની વસ્તીનો ૭૫ ટકા જેટલો ભાગ શરાફી, ઝવે-

રાત, દલાલી, ગાંધીવટુ, મણીઆરૂ વગેરે જુદી જુદી જાતના વેપાર કરે છે. ખેતીના ધંધામાં જૈન લોકોની સંખ્યા નહિ જેવી છે. અનાર્ય લોકો ઘણું કરીને ખેતીના ધંધા ઉપર પોતાનો નિર્વાહ ચલાવે છે. તેમની વસ્તીનો ૯૨ ટકા ભાગ ખેતી અને ખેતીની મજુરી કરનારો છે. બાકીના ઢોર ઉછેરવાં, લાકડાં કાપવાં, ટોપલી બનાવવી, ગાડાં હાંકવાં અને બીજી સામાન્ય મજુરીનો ધંધો કરે છે. સન ૧૯૧૧ ની વસ્તી ગણત્રીમાં ફક્ત ૧૯૨ અનાર્ય માણસો સરકારી નોકરી કરતા હોવાનું જણાયું હતું. તેમાં રખા, વરતણીઆ શિવાયના ૭૪ ગામ-નોકરનો સમાવેશ થાય છે. વિદ્યાકળાના ધંધામાં તેમની સંખ્યા ફક્ત ૧૪૧ ની છે. આ સંખ્યામાં ૫૧ ધર્મગુરૂઓ અને ૭૦ શિક્ષકો અગર કેળવણી ખાતામાં કારકુન તરીકે કામ કરતા માણસોનો સમાવેશ થાય છે. પારસીઓ પૈકી ⅓ ભાગ જમીનદાર અથવા ખેડુત તરિકે જમીનની ઉપજ પર નિર્વાહ ચલાવે છે અને બાકીના વ્યાપારી, દુકાનદારી, સરકારી અને બીજી નોકરી અને ધર્મગુરૂ તરિકે ધંધો કરી નિર્વાહ ચલાવે છે.

**ન્યાત પ્રમાણે ધંધા.**

દરેક ન્યાતને પોતાનો વંશપરંપરાથી ચાલતો આવેલો ધંધો હોય છે પરંતુ હવે ન્યાતના બધા આદમી તે ધંધો કરતા હોતા નથી. શાસ્ત્ર અને સંપ્રદાયથી પોતે કરવાના ધંધા છોડી ઘણી ખરી ન્યાતોએ બીજા ધંધા કરવા માંડયા છે. ઉદાહરણ તરિકે બ્રાહ્મણોનો પરાપૂર્વથી ચાલ્યો આવેલો ધંધો ધર્મગુરૂનો છે પણ વસ્તુતઃ તેઓ સઘળા ધંધા કરે છે. કેટલાક કારકુનો તેમ રસોઇઆ પણ છે. વળી કેટલાક વકીલ, દુકાનદાર અને સિપાઇ પણ છે. અનાવલા, ઔદિચ્ય અને બીજા બ્રાહ્મણો ખેતી, વેપાર, નોકરી વગેરે કરે છે. કણબી, કોળી વગેરે પણ ખેતીવાડીને બદલે વ્યાપાર ને નોકરી જેવા ધંધા કરે છે. દરજી, ધોબી, હજામ, કુંભાર અને બીજા કારીગરો ઘણું કરીને સંપ્રદાય પ્રમાણે પોતાના ધંધાને વળગી રહ્યા છે, પણ તેમનામાં પણ કેટલાક વ્યાપાર, ખેતી, તેમ નોકરીમાં પડયા છે.

અનાર્ય જાતો હજી સુધી તેમના ખેતીના અને જંગલની મહેનતના મૂળ ધંધાને વળગી રહી છે. પણ હમણાં હમણાં તો તેઓ પણ બીજા ધંધા કરવા લાગ્યા છે. વણવાનો અને રૂ કાંતવાનો ઉદ્યોગ નષ્ટ થવાથી ધીમે ધીમે ખત્રી, પિંજારા અને તાઇ લોકો પોતાનું ધ્યાન વ્યાપાર, મજુરી અને બીજા ધંધામાં રોકે છે.

**ન્યાતની પંચાયતો.**

રજપુત, કાઠી અને લેઉવા કણબી જેવી જાતો બાદ કરતાં બાકીની તમામ ન્યાતો જે ધંધા ઉપરથી અથવા બીજી કોઇ રીતે થઇ છે તેમાં તેમની પંચાયતો હોય છે અને ન્યાતના નિયમ તથા રીતરિવાજનું ઉલ્લંઘન થયું હોય તો તેનો નિર્ણય તે પંચાયતો કરે છે. ન્યાતમાંના કોઇ માણસે કરેલા ન્યાત સંબંધી કોઇ ગુન્હાનો અથવા ન્યાતની કોઇ તકરારનો નિકાલ કરવાનો હોય ત્યારે ન્યાતનું પંચ ભેગું થાય છે ને બહુમતથી ઠરાવ કરે છે. પંચમાં ન્યાતના આગેવાનો ઠરેલા હોય તો તે અથવા દરેક ગામ કે જથામાંથી એકેક માણસ આવીને બેસે છે ને ઘણી તકરાર થયા પછી નિકાલ કરે છે. ગુન્હેગારને તેના ગુન્હા પ્રમાણે સજા તરીકે ન્યાત ભરાઇ હોય ત્યાં ન્યાત આગળ તેની પાસે પાઘડી ઉતરાવે છે, અથવા જમણની પંગતમાંથી પાંચ પત્રાળાં કઢાવે છે કે દંડ કરે છે અગર નિદાન દેવમંદિરમાં ઘીનો દીવો કરાવે છે. જ્યારે તેને ન્યાત બહાર મૂકે છે ત્યારે તેનો દીવો દેવતા બંધ કરે છે અને તેની સાથેનો સર્વ જ્ઞાતિવ્યવહાર બંધ કરે છે. લગ્ન મરણને પ્રસંગે તેને ઘેર કોઇ જતું નથી તેમ તેને કોઇ પોતાને ઘેર તેડતું નથી. વળી તે ન્યાત બહાર હોય ત્યાં સુધી કોઇ તેને કન્યા આપતું લેતું નથી. કારીગર વર્ગની જ્ઞાતિઓમાં જેમકે સોની, લુહાર, હજામ, ધોબી અને છેવટે ભંગી વગેરેમાં પણ એક માણસ જેના ઘરનું કામ કરતો હોય તેને ઘેર તેની રજા વગર બીજો માણસ કામ કરવા જઇ શકે નહિ; એટલે કે કોઇનું ઘરાક કોઇથી લઇ શકાય નહિ. જો કોઇ એમ કરે તો ન્યાતિ પંચમાં તેની ફરીઆદ દાખલ થાય છે અને તેમાં જે ગુન્હેગાર ઠરે તેનો દંડ કરવા-

માં આવે છે અથવા તેનો દીવો દેવતા બંધ થાય છે. કારીગર વર્ગનાં જ્ઞાતિ પંચો ઘણી વખત મજુરીનો રોજ શું લેવો તે ઠરાવે છે, કામ કરવાનો વખત નક્કી કરે છે અને કયે કયે દિવસે કામ પર નહિ જવું એટલે અણોજો પાળવો તે નક્કી કરે છે. જ્ઞાતિમાં કોઇનું મરણ થયું હોય ત્યારે કે કોઇને ત્યાં ન્યાત જમણ હોય ત્યારે આખી ન્યાતમાંથી કોઇ પણ માણસે કામ પર ન જવું એમ એ લોકો ઠરાવે છે. કેમકે જો એમ ન કરે તો જેને ત્યાં ન્યાત હોય કે મરણ થયું હોય ત્યાં કામ કરનાર કોઇ ન મળે અને વખતે મરનારને ઉંચકનાર પણ ન મળે. તેથી આખી ન્યાતના માણસોએ ત્યાં જવું એમ ઠરાવેલું હોય છે ને એ ઠરાવનો ભંગ કરનારને પંચ ઉપર જણાવેલી કોઇ પણ સજા કરે છે.

**ધંધાનાં મહાજન.** ન્યાતનાં મહાજન હોય છે તેવાં ધંધાનાં મહાજન પણ ઘણી વખત હોય છે. જુદી જુદી ન્યાતના પણ એકજ જાતનો ધંધો કરનારા લોકો જેવા કે ચોકસી, ગાંધી, કાપડીઆ, કણીયા વગેરે પોતપોતાનાં મહાજન બાંધે છે અને તેમનું પંચ મળીને બજાર ભાવ નક્કી કરે છે અગર પાકી પાળીના દિવસો નક્કી કરે છે. તેમજ પોતાની જાતના વેપારીઓની કંઈ અડચણો હોય તેની સરકારમાંથી કે બીજી રીતે દાદ મેળવે છે અને વેપારી વેપારી વચ્ચે પડેલી તકરારોનો પણ નિકાલ કરે છે. પાકીને દિવસે કંઇ ધર્માદા રકમ લઇ એક જણને દુકાન ખુલ્લી રાખવાનું સોંપે છે. કોઇ સાર્વજનિક કે ધર્માદા ઉઘરાણું પણ કરે છે અને પંચમાં થયેલા ઠરાવને જે કબુલ નથી કરતું તેની સાથેનો તમામ વેપારી સંબંધ બંધ કરે છે. આવાં બધાં મહાજનો એકઠાં થઇને એક મોટું આખા ગામનું મહાજન બને છે ને તે તમામ વેપારીઓ ઉપર સત્તા ચલાવે છે અને કોઇ સંકટને વખતે હડતાલ પડાવે છે. એ મહાજનનો ઉપરી નગર શેઠ કે મહાજનનો શેઠ કહેવાય છે અને તે જરૂર પડે ત્યારે મહાજન ભેગું કરી શકે છે.

**પરદેશગમન.** આ દેશના લોકોને પરદેશ જવાનું બહુ પસંદ નથી. પરદેશ જવાથી ઉદર નિર્વાહનાં સાધન સારી રીતે મળવા જેવું હોય ત્યારે પણ ઘેર રહી દુઃખ અને તંગી વેઠવાનું તેઓ વધારે પસંદ કરે છે. પણ કેળવણીના પ્રચારથી આ જુના વિચાર દિનપ્રતિદિન જતા રહેવા લાગ્યા છે. કેળવણી પામેલા જુવાનીઆ હવે મુંબઇ, રંગુન, મદ્રાસ અને હિંદુસ્તાનના બીજા ભાગમાં તેમજ હિંદુસ્તાન બહારના દેશમાં નોકરી, ગુમાસ્તી, કે કારકુની કરવા અથવા સ્વતંત્ર વ્યાપાર કરવા જવા લાગ્યા છે. આ વલણ નવસારી પ્રાંતમાં વિશેષ જણાય છે. ત્યાંના ઘણા કોળી, કણબી, વહોરા વગેરે લોકો પરદેશ જાય છે: તેમની ચોકકસ સંખ્યા નકકી કરવી મુશ્કેલ છે, પણ ૧૯૧૧ ની વસ્તી ગણત્રી વખતે બીજા દેશોમાં રહેતા કેટલાક લોકોએ પોતાનું વતન નવસારી પ્રાંતનાં ગામો હોવાનું બતાવેલું તે ઉપરથી એમ જણાયું હતું કે સને ૧૯૧૧ માં નવસારી પ્રાંતમાંથી ૨૪૯૯ માણસો દક્ષિણ આફ્રિકાના જુદા જુદા ભાગમાં તેમજ દુનીઆના બીજા ભાગમાં જઇ વસેલા હતા. આ પછી છેલ્લાં દશ વર્ષમાં તેમની સંખ્યામાં વધારો થયેલો હોવો જોઇએ, કારણ કે જેઓ પરદેશ જાય છે તે બધા ઘણું કરી દ્રવ્ય કમાઇ લાવે છે અગર પોતાને વતન મનીઓર્ડર, હુંડી વગેરે દ્વારા મોકલે છે અને તેથી બીજા લોકોનું વલણ પરદેશ જવા તરફ વધતું જાય છે. આ રાજ્યમાંથી જેઓ બહાર જાય છે તેઓનું પરદેશગમન ટુંક સમયને માટે ઘણે ભાગે હોય છે. પોતાનાં ઘરબાર તેઓ વતનમાં કાયમ રાખે છે અને લગ્ન, મરણ વગેરે પ્રસંગે જ્યાં હોય ત્યાંથી વતનમાં આવે છે અને પોતાનું મરણ પણ છેવટે વતનમાંજ થાય એમ ઇચ્છે છે.

---

# વિભાગ ૨ જો.

## રાજ્ય વ્યવસ્થા.

## પ્રકરણ ૮ મું.

## મુલકીખાતું.

### ૧. જમીન મહેસુલ.

પ્રાચીન કાળમાં હિંદુ રાજાઓ પોતાના રાજ્યનું જમીન મહે-સુલ, જે પાક થાય તેમાંથી અમુક ભાગના રૂપમાં લેતા. આ ભાગ માનવ ધર્મશાસ્ત્ર પ્રમાણે $\frac{1}{6}$, $\frac{1}{8}$ અગર $\frac{1}{12}$ ઠરાવેલો હતો પણ વાસ્તવિક રીતે તે કરતાં કંઇ વધારે લેવામાં આવતું. અકબર બાદશાહના વખતમાં ટોડરમલે સને ૧૫૭૬ માં ગુજરાતમાં જમીનની માપણી કરાવી તથા જે પાક તેમાં થવા જેવો હોય તેનો ત્રીજો ભાગ રાજભાગ તરીકે ગણી તે રોકડ દરથી લેવા ઠરાવ્યું તેથી આ પ્રા-ચીન વહિવટમાં ઘણો ફેરફાર થઇ ગયો. જ્યાં માપણી થઇ શકે એમ ન હોતું ત્યાં "પાહાણી" વહિવટ દાખલ કરાવ્યો. એટલે પાક કાપવાને માટે તૈયાર થાય ત્યારે સરકારી અમલદાર તે જુએ અને જે પાક થવાનો અંદાજ જણાય તે ઉપરથી લેવાનો દર નક્કી કરે. મુસલમાનો પછી ગુજરાતમાં મરેઠાનો અમલ થતાં ધીમે ધીમે પાછલો વહિવટ નાબુદ થતો ગયો ત્યાં સુધી ટોડરમલની પધ્ધત વધારે કે થોડે અંશે કાયમ રહી હતી. મરાઠી રાજ્ય વહિવટમાં ઇજારા વહિવટ દાખલ થયો ત્યારે જમીન મહેસુલ તરિકે કેટલું લેવું એ ઘણે ભાગે ઇજારદારની મરજી ઉપરજ હતું. સરકારની

**ઇજારા વહીવટ.**

ધારણા ઇજારદાર પાસેથી જેટલું બને તેટલું વધારે લેવાની, અને ઇજારદારની ધારણા ખેડુત પાસેથી જેટલું બને તેટલું વધારે કઢાવી પોતાનો ફાયદો કરી લેવાની હતી. ઇજારદાર પોતાની પાસેથી શું લેશે અને જમીન ક્યારે ખુંચવી લેશે એ વિષે ખેડુતને હમેશ ચિંતામાં રહેવું પડતું. જુના વખતના કબજેદારને કાઢી મુકી તેના કરતાં વધારે રકમ આપનાર નવા ઇસમને જમીનનો કબજો આપવામાં આવતો. આને લીધે છેક ૧૮૭૨–૭૩ ( સંવત ૧૯૨૯ ) સુધી નવસારી પ્રાંતની જમીનનો લગભગ ત્રીજો ભાગ પડતર રહ્યો હતો. ખેડુત પાસેથી જેટલું બને તેટલું વધારે કઢાવવામાં ઇજારદારને ગામના પટેલ મદદ કરતા તેથી પટેલની જમીન ઉપર ઘણું કરી જુજ લેવામાં આવતું; વળી કેટલીક વખત તો ગામનો પેટા ઇજારો પટેલને આપી ગામ તેને સોંપી દેવામાં આવતું અને તેનો લાભ લઇ તે ખેડુતોને મરજી પ્રમાણે નીચોવતો. ઇજારદાર કોઇ પ્રકારનો દફતરી દાખલો રાખતો નહિ તેથી તેના વહિવટ સંબંધી હાલ કંઇ માહિતી એકઠી કરવા સાધન રહેલું નથી. સરકાર અને ઇજારદાર વચ્ચે જે કરાર ( કલમબંદી ) થતો તેમાં સરકારને ઠગવામાં તક મળે તો ઇજારદાર ચૂકતો નહિ. ખરો ઇજારદાર અંધારામાં રહી પોતાના અજ્ઞાન બાળક કે બીજા કોઇ સગાને નામે ઇજારો લેતો અને પોતે તેના જામીન તરિકે રહેતો. ઇજારા પ્રમાણે રકમ ભરી શકાય નહિ તો વસુલ લેવાને સરકારને માર્ગ રહેજ નહિ એવી પણ તદબીર રચવામાં આવતી. ઇજારદાર પ્રત્યે સરકાર પણ તેવીજ નજર રાખતા. એક ઇજારદારનો ઇજારો પૂરો થાય તે પહેલાં ઘણીવાર સરકાર બીજા ઇજારદારને વધારે રકમની લાલચે ઇજારો આપતા. આથી ઇજારદારો હમેશ ધાસ્તીમાં રહેતા અને પોતાના વહિવટમાં જેમ બને તેમ જલદીથી અને જેટલાં વધારે નાણાં વસુલ થઇ શકે તેટલાં વસુલ કરી લેવા ખેડુતો ઉપર તગાદો કરતા, તેથી ઘણો જુલમ થતો. સંવત ૧૯૧૬ સુધી આખો નવસારી પ્રાંત એક પટે ઇજારે અપાતો. પણ એ સાલમાં તેના જુદા જુદા તાલુકા પાડવામાં આવ્યા ત્યારથી દરેક તાલુકાનો જુદો જુદો ઇજારો આપવાનું શરૂ થયું. ઇજારા વહિવટમાં

આખા પ્રાંતની ઉપજ સંવત ૧૯૧૨ માં ૯ લાખ રૂપીઆની હતી પણ ઇજારદારો કમાણી કરવાની લાલચે ચડાચડી કરતા તેથી ઉપજ વધીને ૧૯૧૫ માં ૧૫ લાખની થઇ હતી અને ૧૯૧૮ માં ૨૦ લાખની થઇ હતી. ઇજારા વહિવટમાં ઇજારદારો વસુલાત કરતા એટલુંજ નહિ પણ ન્યાયનું કામ પણ કરતા અને લોકોને દંડીને તેમાંથી પણ ઘણી રકમ પેદા કરતા.

**ખંડેરાવ મહારાજના સુધારા.**

ઇજારા વહિવટથી થતી રૈયતની ખરાબી ધ્યાનમાં લઇ શ્રીમંત ખંડેરાવ મહારાજાએ સંવત ૧૯૨૦ માં તે કાઢી નાખી ખાલસા વહિવટ દાખલ કરાવ્યો. તેમણે જમીનની માપણી કરાવી ૧૦ વર્ષની મુદત માટે વિંઘોટી ઠરાવી. પણ વિઘોટીના દર એવા ભારે રાખ્યા કે ઉપજ વધીને ૩૧ લાખની થઇ. આ પૈકી માત્ર ૨૨ લાખજ વસુલ આવતા અને બાકી વધ્યા કરતી. સં. ૧૯૨૩ માં તેલાડી મહાલના લોકોએ છુટ મળવાને કકળાણ કર્યું તેના પરિણામે તેમને રૂપીએ બે આની છુટ મળી. સં. ૧૯૨૫ માં નવસારી, વેરાવળ, ચોવીસી અને છાપરા ગામના લોકોએ પણ એજ પ્રમાણે બૂમ પાડી પણ સંવત ૧૯૨૮ સુધી તેમને કંઇ દાદ મળી નહીં. ત્યાર પછી ૧૯૨૮ માં કમી વરસાદ થયો. ૧૯૨૯ માં રેલથી પાક બગડયો અને લોકોએ બીલકુલ વસુલ આપ્યું નહિ. બાકી ઘણી વધી ગઇ અને છેવટે સંવત ૧૯૩૧ માં રાજા સર. ટી માધવરાવે તપાસ કરાવી તેના પરિણામે જમાબંદીમાં રૂપીએ ચાર આના કમી થયા તો પણ ભારે દર વિષે લોકોની ફરીયાદ કાયમ રહી. છેવટે તે વખતના સુબા દિ. બા. લક્ષ્મણ જગન્નાથે ફરીથી તપાસ કરી જમીનની ત્રણ વર્ગમાં પ્રત કરી. તેના પરિણામે ફરીથી દરમાં કંઇ ઘટાડો થયો. દરેક ગામે તલાટી, એક અથવા વધારે ગામોના સમુદાય માટે મહેતો અને દશ અગર તેથી વધારે ગામો માટે થાણુદાર ખંડેરાવ મહારાજના વખતમાં રાખવામાં આવ્યા હતા. તલાટી અને મહેતા થાણુદારના તાબામાં અને થાણુદારો પ્રગણાના વહિવટદારના તાબા

માં હતા. તલાટી સામેની ખેડુતોની તકરારો મહેતા આગળ અને ત્યાંથી આગળ ક્રમે ક્રમે સરસુબા સુધી અને કોઇ કોઇ પ્રસંગે ખુદ મહારાજા સુધી સંભળાતી.

જ્યાં વિઘોટી ઠરેલી હતી ત્યાં વાવણીની મોસમ શરૂ થતા પહેલાં કયો ખેડુત કેટલી કઇ જમીન ખેડવાનો છે તે નક્કી થતું. જ્યારે પાક તૈયાર થતો ત્યારે સરકારધારાની રકમ મળવાની ખાત્રી તલાટી કરી લેતો અને એવી ખાત્રી થતા સુધી પાક ઉઠાવવા દેતો નહીં. આ કામમાં મહેતો તલાટીને મદદ કરતો તથા તેના ઉપર દેખરેખ રાખતો. જ્યારે ઉપજ એકઠી થતી ત્યારે તલાટી તે મહેતાને સોંપતો અને મહેતો હિસાબના કાગળો સાથે થાણદાર તરફ મોકલતો. થાણદાર પોતાના હિસાબના કાગળો સાથે તે વહિવટદારને મોકલતો અને વહિવટદાર ઠરાવેલી મુદતે સરસુબાને વડોદરે મોકલતો.

ખંડેરાવ મહારાજના વખતમાં જમીનની મગદુર પ્રમાણે તેના અવલ, દોયમ અને સોયમ એવા ત્રણ વિભાગ પાડવામાં આવ્યા હતા. નવસારી મહાલમાં અવલ જમીનનો વિંઘે દર રૂ. ૫૦), દોયમનો ૧૫) અને સોયમનો ૫) ઠરાવ્યો હતો. આ દર ઘણા આકરા હતા તોપણ લોકો પડાપડી કરી જમીન ઉપાડી લેતા અને એ દરે પણ ખેડુતોને પાલવતું.

**તેની ખામીઓ**

આ પ્રમાણે જુના ઇજારા વહિવટ કરતાં રૈયતને કંઇ ફાયદો થયો. તોપણ ખંડેરાવ મહારાજના વખતમાં થયેલી માપણી ઘણી ખામીવાળી હતી. માપણી સાંકળને બદલે દોરડાંથી કરવામાં આવેલી હતી. સરકારી જમીનને માટે લાંબુ માપ અને બારખળી માટે ટુંકું માપ રાખવામાં આવ્યું હતું. માત્ર સરકારી ગામોની માપણીના નકશા કરવામાં આવ્યા હતા અને જે કર્યા હતા તે પૈકી કેટલાક ખોવાઇ ગયા હતા. ઇનામી અને દુમાલા ગામોની માપણી થઇ નહોતી. ગામના કાગળો બરોબર રાખવામાં આવતા ન્હોતા. જમીન ધારણ કરનારનાં ખરાં નામ આપવાને બદલે

કેટલેક ઠેકાણે કલ્પિત ખોટાં નામ દાખલ થયાં હતાં. જમીનની પ્રતવારી પટેલ જેવા હિતસંબંધવાળા ઇસમો પાસે પંચકયાસ કરાવી કરવામાં આવી હતી અને તેથી ઘણી વખત ગેરવ્યાજબી થયેલી હતી. કેટલીક વખત આખા ગામની બધી જમીન એક પ્રતમાં મૂકવામાં આવતી. આનું કારણ એ હતું કે પટેલોની જમીન ગામની નજીકમાં હતી અને એવી જમીનની પ્રતવારી સીમાડાની જમીન કરતાં ઉંચી થાય એ પટેલના હિતની વાત ન હતી. ઘાસીઆ જમીનના દર એટલા બધા હલકા મુકવામાં આવ્યા હતા કે જમીન ખેડી પાક ઉગાડવાને બદલે ઘાસીયા રાખવામાં ખેડુતને વધારે પાલવતું. ગામની જમાબંદી નક્કી કરવા માટે પાછલી સાલની ઉપજમાં કંઇ ઉમેરવામાં આવતું અથવા કંઇ કમી કરવામાં આવતું અને એવી રીતે આખા ગામ પાસેથી લેવાની ઉપજનો આંકડો નક્કી કર્યા પછી પટેલો તે પોતાની મરજી પ્રમાણે ખાતાવાર ફાળવી નાખતા. દર દસ વર્ષને માટે ઠરાવેલા હતા તેથી દસોટા વહિવટ કહેવાતો, પણ ઘણી વખત દસ વર્ષની મુદત પુરી થતા પહેલાં દર બદલવામાં આવતો. કેટલાંક ગામમાં તો દસ વર્ષની મુદત અંદર બે અથવા ત્રણ વખત પણ દર બદલાતા.

**મલ્હારાવ મહારાજાના વખતના ફેરફાર.**

ઉપર પ્રમાણે હોવાથી ખંડેરાવ મહારાજાએ દાખલ કરેલા સુધારાથી કંઇ સારી અસર થઇ નહીં. વિંઘોટી દાખલ કર્યા પછી પણ કેટલેક ઠેકાણે ઇજારા વહિવટ જારી રહ્યો; એટલુંજ નહીં પણ અમુક જમીન માપણી થયા વગરની રહેલી છે અગર અમુક જમીન ઉપર દાખલ કરેલી વિંઘોટી ઘણી કમી છે અને અમને ઇજારો આપવામાં આવે તો આટલી રકમ વધારે આપીશું એમ જણાવી કેટલાક જણે ગામોના ઇજારા લેવા તદબીર કરી. ખંડેરાવ પછી મલ્હારરાવ મહારાજ ગાદીએ આવ્યા. તેમણે ઇજારાના કરતાં પણ વધારે ખરાબ પદ્ધત દાખલ કરી. મહાલોની અને ઇતર ઉપજનો વહિવટ તેમણે પોતાની મંડળીના માણુ-

સોને આપ્યો, અને તેઓ કુમાવીસદાર તરીકે વહિવટ કરવા લાગ્યા. ઉદાહરણ તરીકે મહારાજાનાં કુંવરી શ્રી કમા સાહેબ જકાતના કુમાવીસદાર નિમાયાં હતાં અને નાનાસાહેબ ખાનવેલકર પાટણ અને નવસારીના કુમાવીસદાર નિમાયા હતા. આવી રીતે નિમાએલા કુમાવીસદાર પોતાની મહેરબાનીના કારકુનોને અધિકાર સોંપતા અને તેઓ તેમના ફાયદા માટે ગમે તેમ કરી બને તેટલાં વધારે નાણાં રૈયત પાસે કઢાવતા. આનું પરિણામ ઇજારા વહિવટ કરતાં પણ ખરાબ આવ્યું. ઇજારદાર ઘણો જુલમી હોય તો તેને કાઢી શકાય અગર તેના સામે બીજો હરીફ ઉભો થઈ તેને કઢાવે પણ આવા રાજ્ય મહેરબાનીના કુમાવીસદારને કાઢી શકાય તેમ નહોતું. તેઓ રૈયત ઉપર જુલમ કરી બને તેટલી વધારે ઉપજ કરતા, હિસાબ ખોટા રાખતા અને સરકારમાં બને તેટલું કમી આપતા.

**નવી કારકીર્દીમાં સુધારા.**

મુલકી ખાતામાં ખરા સુધારા હાલના મહારાજા શ્રીમન્ત સયાજીરાવ ગાયકવાડ ગાદી ઉપર આવ્યા પછી થયા છે. તેમની સગીર વયમાં રાજા સર ટી. માધવરાવે પાછલો ગેરવહિવટ દૂર કરવા તજવીજ શરૂ કરી હતી. જે ગામો ઉપર ભારણ વિશેષ થઇ ગયું હતું તેને માટે તપાસ કરી દાદ આપવામાં આવી હતી. ખાસ કરીને નવસારી પ્રાંતમાં વિઘોટી કમી કરવાની જરૂર જણાઈ હતી. બાગાયત દર વિંઘે રૂ. ૫૦ ઉપરથી કમી કરી ૪ થી ૨૫ સુધી ઠરાવવામાં આવ્યા હતા; જરાયત દર ૦-૮-૦ થી ૧૫ સુધી અને કયારી દર ૧૬ થી ૨૨ સુધી રાખવામાં આવ્યા. આના પરિણામે બાકીઓ ન રહેતાં વસુલ પૂરેપૂરૂં થવા લાગ્યું. આ શિવાય બીજા પણ કેટલાક છુટા છવાયા સુધારા કરવાની તજવીજ થઇ; પણ એકજ ગામમાં એકજ મહાલમાં અને એકજ પ્રાંતમાં એકજ પ્રકારની જમીન બાબત મહેસુલ લેવામાં ખુમવારી, તુલવારી, કલતાણા વગેરે જુદા જુદા વહિવટ ચાલતા હતા તે ફેરવી એક સહ ધોરણે સર્વે સેટલમેન્ટ લાગુ કરી જમીન વહિવટમાં ખરો સુધારો કરવાનું કામ તો મહારાજા

સયાજીરાવ ગાયકવાડે રાજ્યની લગામ ૧૮૮૧ માં પોતાના હાથમાં લીધી તે પહેલાં થયું નહોતું.

**સર્વે સેટલમેન્ટ.**

સન ૧૮૮૩ માં મી. એફ. એ. એચ. ઇલીયટ સાહેબ કે જેઓ લાંબા સહવાસથી રાજ્યના તમામ ભાગના વહિવટથી માહિતગાર થયા હતા તેમના તાબામાં સર્વે સેટલમેન્ટ ખાતું ઉઘાડવામાં આવ્યું. મુંબઇ ઇલાકામાં "૧૮૪૭ નો જોઇન્ટ રિપોર્ટ" એ નામથી ઓળખાતા નિવેદન ઉપર ચાલતી સર્વેસેટલમેન્ટની જે પદ્ધત ચાલતી હતી તેને ધોરણે માપણી વગેરે સંબંધે નિયમો કરવામાં આવ્યા અને જમીનની નવેસર માપણી કરાવવામાં આવી. આ માપણીમાં એક માલધણી અથવા ખાતાદાર કિંવા ખેડુતની એક જગાએ એકજ પ્રકારના વહિવટની જે જમીન હોય તેને ખેતર ગણવામાં આવ્યું અને તેટલી જમીન એકઠી માપીને નંબર આપવામાં આવે અને નકશામાં સાફ લીટીઓથી જેની હદ બતાવવામાં આવે તેને સર્વે નંબર ગણવામાં આવ્યો. જમીનના સત્તા પ્રકાર બે છે. "સરકારી" અને "બારખળી". ગામના દફતરમાં ચાકરીઆત, દેવસ્થાન, ધર્માદા, પસાયતા વગેરે જુદી જુદી જાતો લખેલી હોય છે તથા તે જાતોમાં નકરી, સલામીઆ વગેરે લખાય છે તે બારખળી જમીન એ નામથી ઓળખાય છે. જે જમીન ગામના દફતરમાં સરકારી લખાય છે તે સરકારી. સરકારી અને બારખળી જમીન ત્રણ જાતની હોય છેઃજરાયત,બાગાયત અને ક્યારી. જે જમીનમાં બાગાયત જણસનું અગર ડાંગરનું વાવેતર કોઇ વખત થતું નથી અને જે કયારડામાં ગણવા લાયક નથી તે જરાયત ગણવામાં આવી; જે જમીનમાં કુવો, પાકી ઢેકુડી, ઝીલ અગર પાટ સ્થળ વગેરેના પાણીથી બાગાયત કરવાનો વહિવટ હોય તે જમીન બાગાયત અને તે સિવાયની જમીન કયારી ગણવામાં આવી. આવી બધી જમીનની માપણી કરી નંબરો પાડવામાં આવ્યા. કેટલીએક જમીન પીકમાં બળવાન હોય છે અને કેટલી

એક નળળી હોય છે તેથી હરેક પ્રકારની જમીનનો મગદુર કેવો હોય છે તે સમજવા સારૂ દરેક સર્વે નંબરની પ્રતવારી કરવામાં આવી. જમીનનો રંગ, સપાટી અને ઉંડાઇ વગેરે સંબંધી ગુણો તથા તેમાં મરડીઆ, રેતી વગેરે હોય તે પરથી દોષ એ સર્વ લક્ષમાં લઇ જમીનની આનાવારીમાં પ્રત કરવામાં આવી. પ્રત કર્યા પછી મોક્ષ દર ( સ્ટાન્ડર્ડ રેટ ) શો લેવો એ ઠરાવવામાં આવ્યું. દર ઠરાવવાના કામ માટે વરસાદ, રસ્તા, બજાર એ વગેરેની સવડો ધ્યાનમાં લઇ તાલુકાના વિભાગ ( ગ્રુપ ) પાડવામાં આવ્યા અને અમુક ગ્રુપનો મોક્ષદર કેટલો રાખવો તે નક્કી કરી જમીનની પ્રતવારીની આની પ્રમાણે દરેક સર્વે નંબરનો કેટલો આકાર થાય તે નક્કી કરવામાં આવ્યું. આ પ્રમાણે ઠરાવેલા દર તાલુકાની સ્થિતિ લક્ષમાં લઈ ૧૫ થી ૩૦ વર્ષ સુધીની ઠરાવેલી મુદત માટે ઠરાવવામાં આવ્યા. પ્રથમ ખેડુતોનો ખાતાની જમીનમાં આવેલાં ઝાડો ઉપર હક નહોતો તે આપવામાં આવ્યો.એજ પ્રમાણે ખાતાની જમીન ગીરો,વેચાણ વગેરે પ્રકારથી વ્યવસ્થા કરવાનો હક પણ બક્ષવામાં આવ્યો. પહેલાં દર જમીનની મગદુર પ્રમાણે નહીં પણ ખેડુતોની મગદુર પર અગર તો કરવામાં આવેલા તુલ ઉપર હતા અને એ સિવાય ઘણા પ્રકારના ત્રાસદાયક વેરાઓ જુદા જુદા નામથી લેવામાં આવતા હતા તેમાંના ઘણાખરા કમી કરવામાં આવ્યા. જ્યાં સુધી ઠરેલો દર ખાતેદાર ભરે ત્યાં સુધી જમીન ધારણ કરવાનો તેનો હક છે એમ ગણવામાં આવ્યું. કુલ સેટલમેન્ટની મુદત પુરી થયા પછી રીવીઝન સેટલમેન્ટ કરવામાં આવે છે અને તેમાં છેલ્લું સેટલમેન્ટ થયા પછી જે ફેરફાર થયા હોય તે વિચારમાં લઇ ઠરેલા દરમાં ફેરફાર કરવામાં આવે છે. પરંતુ જે સુધારા ખેડુતે પોતાના ખર્ચથી કર્યા હોય તે દર વધારવામાં વિચારમાં લેવામાં આવતા નથી. રીવીઝન સેટલમેન્ટ વખતે બધી જમીનની ફરી માપણી કરવાની જરૂર રહેતી નથી તેમ નવેસર પ્રતવારી પણ કરવાની જરૂર નથી. પરંતુ પ્રથમની માપણીમાં ભૂલ થઇ હોય તો તે દુરસ્ત કરવામાં આવે છે. મૂળ સર્વે થયા પછી જે ફેરફાર થયો

હોય તે પ્રમાણે વગડામાં તથા કાગળોમાં ફેરફાર કર્યો ન હોય તો તે પણ રીવીઝન વખતે કરી લેવામાં આવે છે અને આખા નંબરના હિસ્સા થયા હોય તો તે પ્રમાણે મૂળ કાગળોમાં ફેરફાર કરવાની જરૂર હોય તો તે કરી લેવામાં આવે છે. પરંતુ જરાયત જમીનના ૧½ વિંઘા કરતાં અને બાગાયત અને કયારી જમીનના ½ વિંઘા કરતાં નાનો વિભાગ કરવામાં આવતો નથી.

જુદા જુદા તાલુકામાં સર્વે સેટલમેન્ટ અને રીવીઝન સેટલમેન્ટ કયારે કયારે થઇ અને કેટલી મુદતને માટે લાગુ કરવામાં આવી તે નીચેના પત્રકમાં દર્શાવવામાં આવ્યું છે:—

| તાલુકો. | ઓરીજીનલ સેટલમેન્ટ | | રીવીઝન સેટલમેન્ટ. | |
|---|---|---|---|---|
| | કયારે લાગુ થઇ સંવત. | કેટલી મુદતને માટે વર્ષ | કયારે લાગુ થઇ. સંવત. | કેટલી મુદતને માટે વર્ષ |
| ૧ નવસારી | ૧૯૪૯ | ૧૫ | ૧૯૬૪ | ૩૦ |
| ૨ ગણદેવી | ૧૯૪૯ | ૧૫ | ૧૯૬૪ | ૩૦ |
| ૩ પલસાણા | ૧૯૪૯ | ૧૫ | ૧૯૬૯ | ૩૦ |
| ૪ કામરેજ | ૧૯૪૯ | ૧૫ | ૧૯૬૮ | ૩૦ |
| ૫ વેળાછા તથા વ્રાકળ(હાલનોમાંગરોળ) | ૧૯૪૯ | ૧૫ | ૧૯૬૯ | ૩૦ |
| ૬ મહુવા | ૧૯૫૩ | ૧૫ | ૧૯૭૧ | ૬૦ |
| ૭ સોનગઢ | ૧૯૫૯ | ૩૦ | આ મહાલોમાં રીવીઝન સેટલમેન્ટ લાગુ કરવાની મુદત થઇ નથી. | |
| ૮ વ્યારા | ૧૯૬૪ | ૩૦ | | |
| ૯ વાજપુર | ૧૯૭૨ | ૧૭ | | |
| ૧૦ ઉમરપાડા | ૧૯૭૨ | ૨૦ | | |

**તાલુકાવાર જમીન મહેસુલની હકીકત**

દરેક તાલુકાની મહેસુલ સંબંધી વિશેષ હકીકત નીચે જણાવવામાં આવે છે તે ઉપરથી જણાશે કે નવીન સેટલમેન્ટથી જુના દરમાં ઘણો ઘટાડો કરવામાં આવ્યો છે. પરંતુ નવા દરથી સરકારને જે નુકસાન થયું તેનો બદલો વધારે પડતર જમીન ઉપાડી લેવામાં આવી તેથી વળી ગયો છે.

**નવસારી**

સંવત ૧૯૩૨ પછી નવસારી તાલુકાની સરાસરી વસુલી ઉપજ રૂ. ૨,૪૯,૦૦૦ થઇ હતી. સં.૧૯૪૯ માં ૧૫ વર્ષ માટે જમાબંદી સેટલમેન્ટ દાખલ કર્યું ત્યારે ઉપજ રૂ. ૨,૨૧,૧૯૮ ની થઇ. ફરી સંવત ૧૯૬૪ માં ત્રીસ વર્ષ માટે રીવિઝન સેટલમેન્ટ દાખલ કર્યું ત્યારથી નવસારી તાલુકાની ઉપજ રૂ. ૨,૩૩,૪૭૫ ની નક્કી થઇ છે.

**ગણદેવી**

મરેઠી અમલ થયા પછી ગણદેવી તાલુકામાં ઇજારા પદ્ધતિ દાખલ થઇ હતી. ઇજારદારોએ તુલવારી વિઘોટીના નામથી ઓળખાતી જુની મોગલાઇ રીત દાખલકરી. કૈ.શ્રીમંત ખંડેરાવ મહારાજેવિંઘોટીનો દર વધાર્યો તેથી તાલુકાની ઉપજ રૂ. ૨,૮૧,૪૪૧ ની થઇ. પૈસા ભરાઇ ન શકાવાથી કેટલાક લોકો બ્રિટિશ હદમાં નાસી ગયા, પરંતુ મહારાજાએ દર ઓછો કરવાનું વચન આપી તેમને પાછા બોલાવ્યા અને ઉપજ ઓછી કરીને રૂ.૨,૨૦,૨૮૧ઉપર આણી.ઇ.સ.૧૮૭૪માં આમાંથી પણ ૩૦ ટકા ઉપજ ઓછી કરીને રૂ. ૧,૪૭,૭૦૦ ઠરાવવામાં આવી અને સને ૧૮૭૭માં પાછો તે ઉપજમાં ૧૮¾ ટકા ઘટાડો કરવામાં આવ્યો. પછી સંવત ૧૯૪૯ માં ૧૫ વર્ષને માટે સર્વે સેટલમેન્ટ દાખલ કર્યું ત્યારે ગણદેવીની ઉપજ રૂ.૧,૧૧,૯૧૬ ની થઇ. ફરીથી સં.૧૯૬૪ માં જ્યારે ૩૦ વર્ષને માટે રીવીઝન સેટલમેંટ દાખલ કરવામાં આવ્યું ત્યારે તેની ઉપજ રૂ. ૧,૧૦,૬૬૧ ઉપર આવી.

**પલસાણા.** પ્રથમ ઇજારા વહિવટ હતો પણ સંવત ૧૯૨૧ માં આ તાલુકામાં માપણી કરી વિંઘોટી દાખલ કરવામાં આવી પરંતુ દર આકરા હોવાથી લોકોને ભારે પડયા તેથી ઇજારા વહિવટ ફરીથી શરૂ કરવામાં આવ્યો. સં.૧૯૨૫થી૧૯૩૦સુધી સરકારે ખાલસા વહિવટથી ઉપજ ઉઘરાવી. પછી સં. ૧૯૩૧ માં વિંઘોટીના દર સુધાર્યા ને ઉપજમાં ૧૭ ટકા ઘટાડો કર્યો. ત્યાર પછી સં. ૧૯૪૯ માં ૧૫ વર્ષને માટે સર્વે સેટલમેન્ટ દાખલ કર્યું અને તાલુકાની ઉપજ રૂ. ૧,૯૫,૮૮૫ ની ઠરાવી. બાદ સંવત ૧૯૬૯ માં ૩૦ વર્ષને માટે રીવીઝન સેટલમેંટ દાખલ કર્યું ત્યારે તાલુકાની ઉપજ રૂ. ૨,૩૨,૬૫૪ ની નકકી કરવામાં આવી.

**કામરેજ.** સં. ૧૯૧૫ સુધી કામરેજ, કઠોર અને વરીઆવ મહાલનું જમીન મહેસુલ રૂ. ૨,૭૨,૬૬૨ ઠરેલું હતું. પછી ધીમે ધીમે તે વધારવામાં આવ્યું અને છેવટે સં. ૧૯૩૨ માં રૂ. ૩,૯૬,૦૧૯ ઠરાવ્યું હતું. આ વધારો ન ભરી શકાયાથી ઘણા લોકો બ્રિટિશ હદમાં રહેવા ચાલ્યા ગયા અને ઘણાં ગામડાં ઉજ્જડ થયાં તથા વસ્તી દેવામાં ડુબવા લાગી તેથી સં. ૧૯૩૧ માં સરકારે માગણી ઘટાડી રૂ. ૩,૧૩,૧૫૮ જેટલી કરી. તેમાં જે ગામડાં ઉજ્જડ થયાં હતાં તેની વિઘોટી ઘણી ઉતારી નાખી. આથી લોકો પાછા આવવા લાગ્યા અને બધી જમીન ખેડાણ થઇ ગઇ. ત્યાર પછી સં. ૧૯૪૭ માં મહેસુલ વધીને રૂ. ૩,૮૭,૨૦૩ નું થયું. સં. ૧૯૪૯ માં ૧૫ વર્ષ માટે સર્વે સેટલમેંટ દાખલ કર્યું ત્યારે ઉપજ રૂ. ૩,૫૭,૧૩૫ નકી કરવામાં આવી અને સં. ૧૯૬૮ માં રીવીઝન સેટલમેન્ટ ૩૦ વર્ષ માટે દાખલ કર્યું ત્યારે ઉપજ રૂ. ૪,૧૦,૮૧૫ ની થઇ.

**મહુવા.** સંવત ૧૯૩૧ સુધી મહુવામાં ઇજારા વહીવટ ચાલતો હતો. પછી સં. ૧૯૩૨ માં ઉપરચોટીયા માપણી કરી વિંઘોટી દાખલ કરી. ઇજારા વહીવટના છેલ્લા વર્ષની ઉપજ

રૂ. ૧,૨૨,૭૭૫ હતી તે સંવત ૧૯૩૨ માં રૂ. ૧,૨૧,૨૦૪ ની થઇ. મહુવા તાલુકો પ્રથમ ઘણો નાનો હતો, પણ અનાવલ અને વલવાડ તાલુકા સં. ૧૯૩૨ માં તેમાં જોડી દીધા તેથી તે મોટો થયો. આ તાલુકામાં સં. ૧૯૫૩ માં ૧૫ વર્ષ માટે સર્વે-સેટલમેન્ટ દાખલ થયું ત્યારે ઉપજ રૂ. ૧,૪૨,૫૯૧ ની નકકી થઇ હતી અને પછી સં. ૧૯૭૧ માં રીવીઝન સેટલમેન્ટ ૬૦ વર્ષને માટે દાખલ કર્યું ત્યારે તેની ઉપજ રૂ. ૨,૨૫,૧૩૯ ની થઇ.

**વેળાછા.** સં. ૧૯૨૧ પહેલાં વેળાછામાં ઇજારા વહીવટ હતો, પણ એ વર્ષમાં અંદાજ માપણી થઇ અને ખેડાણુ જમીન ઉપર ઘણોજ દર વધારી દેવામાં આવ્યો. પછી રાજા સર ટી. માધવરાવના અમલમાં ¼ ઉપજ ઓછી કરી. આ તાલુકાનાં ૬૯ ગામમાંથી ૨૩ ગામ હોળ બંધી હતાં. સં. ૧૯૪૯ માં ૧૫ વર્ષ માટે સર્વે સેટલમેન્ટ દાખલ કરી અને ઉપજ રૂ. ૨,૦૦,૫૨૦ ની નકકી કરી. પછી સં. ૧૯૬૯ માં રીવીઝન સેટલ મેન્ટ ૩૦ વર્ષને માટે દાખલ કર્યું ત્યારે ઉપજ રૂ. ૨,૩૪,૫૦૧ ની થઇ.

**સોનગઢ.** પ્રથમ સોનગઢ તાલુકો ડુંગરા અને જંગલોથી ભરેલો હતો. તેમાં ભીલ અને નાયકડા વગેરે જંગલી લોકોની વસ્તી હતી અને ખેતી થતી નહોતી. શ્રીમંત પીલાજી રાવ મહારાજ અને તેમની પછીના રાજાઓએ ઘણા પૈસા ખરચી આ આ ભાગને સુધારી ખેતીને માટે લાયક બનાવ્યો. આ તાલુકાનું ઉત્પન્ન કયા વર્ષથી શરૂ થયું તે કંઇ જાણવામાં નથી પણ સં. ૧૮૦૮ માં સુરત અઠ્ઠાવીશી પેશ્વા અને ગાયકવાડ વચ્ચે વહેંચાઇ ત્યારે તેનું કંઇ પણ ઉત્પન્ન આવતું ન હોતું. સં. ૧૮૨૯ માં એની જકાત અને ઉપજ રૂ. ૨૪૦૦૦ આવી હતી. પછી સંવત ૧૮૩૦ માં રૂ. ૩૨૦૦૦ ની અને સં. ૧૮૩૨ માં રૂ. ૩૬૦૦૦ ની થઇ હતી. પહેલાં થાણુદારો મહેસુલ

રૂ. ૧,૨૨,૭૭૫ હતી તે સંવત ૧૯૩૨ માં રૂ. ૧,૨૧,૨૦૪ની થઇ. મહુવા તાલુકો પ્રથમ ઘણો નાનો હતો, પણ અનાવલ અને વલવાડ તાલુકા સં. ૧૯૩૨ માં તેમાં જોડી દીધા તેથી તે મોટો થયો. આ તાલુકામાં સં. ૧૯૫૩ માં ૧૫ વર્ષ માટે સર્વે-સેટલમેન્ટ દાખલ થયું ત્યારે ઉપજ રૂ. ૧,૪૨,૫૯૧ ની નકકી થઇ હતી અને પછી સં. ૧૯૭૧ માં રીવીઝન સેટલમેન્ટ ૬૦ વર્ષને માટે દાખલ કર્યું ત્યારે તેની ઉપજ રૂ. ૨,૨૫,૧૩૮ ની થઇ.

**વેળાછા.** સં. ૧૯૨૧ પહેલાં વેળાછામાં ઇજારા વહીવટ હતો, પણ એ વર્ષમાં અંદાજ માપણી થઇ અને ખેડાણ જમીન ઉપર ઘણોજ દર વધારી દેવામાં આવ્યો. પછી રાજા સર ટી. માધવરાવના અમલમાં ¼ ઉપજ ઓછી કરી. આ તાલુકાનાં ૬૯ ગામમાંથી ૨૩ ગામ હાળ બંધી હતાં. સં. ૧૯૪૯ માં ૧૫ વર્ષ માટે સર્વે સેટલમેન્ટ દાખલ કરી અને ઉપજ રૂ. ૨,૦૦,૫૨૦ ની નકકી કરી. પછી સં. ૧૯૬૯ માં રીવીઝન સેટલમેન્ટ ૩૦ વર્ષને માટે દાખલ કર્યું ત્યારે ઉપજ રૂ. ૨,૩૪,૫૦૧ ની થઇ.

**સોનગઢ.** પ્રથમ સોનગઢ તાલુકો ડુંગરા અને જંગલોથી ભરેલો હતો. તેમાં ભીલ અને નાયકડા વગેરે જંગલી લોકોની વસ્તી હતી અને ખેતી થતી નહોતી. શ્રીમંત પીલાજીરાવ મહારાજ અને તેમની પછીના રાજાઓએ ઘણા પૈસા ખરચી આ આ ભાગને સુધારી ખેતીને માટે લાયક બનાવ્યો. આ તાલુકાનું ઉત્પન્ન કયા વર્ષથી શરૂ થયું તે કંઇ જાણવામાં નથી પણ સં. ૧૮૦૮ માં સુરત અઠ્ઠાવીશી પેશ્વા અને ગાયકવાડ વચ્ચે વહેંચાઇ ત્યારે તેનું કંઇ પણ ઉત્પન્ન આવતું ન હોતું. સં. ૧૮૨૯ માં એની જકાત અને ઉપજ રૂ. ૨૪૦૦૦ આવી હતી. પછી સંવત ૧૮૩૦ માં રૂ. ૩૨૦૦૦ ની અને સં. ૧૮૩૨ માં રૂ. ૩૬૦૦૦ ની થઇ હતી. પહેલાં થાણદારો મહેસુલ

હતા તે બંધ કરી રૈયતવારીનો એકજ સરખો વહીવટ દાખલ કરવામાં આવ્યો છે. આ વહીવટ પ્રમાણે દરેક ખાતેદાર પોતાના ખાતાની જમીનનું ઠરેલું મહેસુલ ભરે છે અને જ્યાં સુધી તે મહેસુલ ભરે ત્યાં સુધી ખાતું ધારણ કરવાનો અધિકાર તેને પહોંચે છે.

**રકબો.** સંવત ૧૯૭૫ ની સાલના આંકડા પ્રમાણે નવસારી પ્રાંતનો કુલ રકબો ૧૬,૧૪,૫૫૪ વિઘાંનો છે. તે પૈકી ૫,૨૨,૪૭૨ ખરાબો બાદ કરતાં બાકી ૧૦,૯૨,૦૮૨ ખેડવા લાયક જમીન છે. તેમાંથી ૬૯,૦૪૬ બારખળી જતાં ૧૦,૨૩,૦૩૬ સરકારી રહે છે. એ સરકારી જમીનમાં ૨૯,૬૫૦ વીઘાં બિન આકારી અને ૯,૯૩,૩૮૬ આકારી છે અને આકારીમાં ૧૧,૪૪૩ એન પડતર અને ૯,૮૧,૯૪૩ વિઘાં ખાતે દાખલ થયેલી છે.

ઉપર પ્રમાણેની જમીન તાલુકાવાર કેવી રીતે વહેંચાયલી છે તે જોડેના પત્રક ઉપરથી જણાશેઃ—

જાણવાને કંઇ સાધન નથી. ઇજારા વહીવટ પછી કળતર વહિવટ દાખલ થયો અને સન ૧૮૮૫ સુધી ચાલ્યો.

**ક્યારા.** આ વહિવટમાં અકટોબરથી નવેંબર સુધીમાં પટેલ તલાટી દરેક ખેતરના પાકનો અડસટો કરતા. પછી નવેંબરથી ડીસેંબર સુધી વહિવટદાર અને નાયબ સુબા નીમતાણો લેતા. નિમતાણા લેવાનું કામ પૂરૂં થઇ રહે ત્યાં સુધી પકવેલું અનાજ ખળામાં રાખવું પડતું. દરેક પ્રકારના અનાજના ભાવ નક્કી કરવામાં આવતા અને તે ભાવ પ્રમાણે દરેક ખાતેદારની પેદાશનો આંકડો નક્કી થતો. આ પ્રમાણે નક્કી થયેલા ઉત્પન્નમાંથી સેંકડે ૭ આના પ્રમાણે સરકારધારા તરીકે લેવામાં આવતું. આ વહિવટમાં પાંચ સાલની ઉપજ નીચે પ્રમાણે હતીઃ—

| સંવત. | ઉપજ રૂ. |
|---|---:|
| ૧૯૩૪ | ૧,૯૫,૪૪૮ |
| ૧૯૩૫ | ૧,૭૫,૭૩૩ |
| ૧૯૩૬ | ૧,૪૭,૩૦૦ |
| ૧૯૩૭ | ૧,૨૮,૮૦૫ |
| ૧૯૩૮ | ૭૪,૫૫૯ |

આ પછી અંદાજ માપણી તથા પ્રતવારી કરવામાં આવી. પછી સંવત ૧૯૬૪ માં ૩૦ વર્ષને માટે સર્વે સેટલમેન્ટ દાખલ કરીને વિઘોટી ઠરાવી ત્યારે ઉપજ રૂ. ૧,૭૩,૧૪૭ ની નકકી થઇ હતી.

**રૈયતવારી.** નવીન સેટલમેન્ટ લાગુ થતા પહેલાં કલતાણા, તુલવારી, ખુમવારી, હાળબંધી વગેરે જુદા જુદા વહીવટ

| બાકી ખેડવા લાયક. | પૈકી બાદ બારખળી. | બાકી સરકારી. | પૈકી બાદ બીન આકારી. | બાકી આકારી. | પૈકી બાદ એન પડતર વગેરે. | બાકી ખાતે દાખલ. |
|---|---|---|---|---|---|---|
| ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ |
| ૧૦૨૬૪૮ | ૬૯૭૮ | ૯૫૬૭૦ | ૧૯૮૯૪ | ૭૫૭૭૬ | ૫૬૫ | ૭૫૨૧૧ |
| ૪૨૦૫૯ | ૩૧૭૪ | ૩૮૮૮૫ | ૫૪૫૮ | ૩૩૪૨૭ | ૪૮ | ૩૩૩૭૯ |
| ૮૫૦૬૯ | ૯૨૭૭ | ૭૫૭૯૨ | ૫ | ૭૫૭૮૭ | ૧૯ | ૭૫૭૬૮ |
| ૧૪૯૫૪૩ | ૧૫૦૫૩ | ૧૭૪૪૯૦ | ૬૬૨ | ૧૩૩૮૨૮ | ૫૦ | ૧૩૩૭૭૮ |
| ૧૨૭૦૨૩ | ૬૨૫૫ | ૧૨૦૭૬૮ | ૧ | ૧૨૦૭૬૭ | ૮૯ | ૧૨૦૬૭૮ |
| ૨૦૦૭૫૩ | ૨૨૭૬૭ | ૧૭૭૯૮૬ | ૨૮૨ | ૧૭૭૭૦૪ | ૧૯૫૬ | ૧૭૫૭૪૮ |
| ૧૯૯૮૭૧ | ૧૫૫૩ | ૧૯૮૩૧૮ | ૨૫ | ૧૯૮૨૯૩ | ૧૩૨ | ૧૯૮૧૬૧ |
| ૧૮૫૧૧૬ | ૩૯૮૯ | ૧૮૧૧૨૭ | ૩૨૨૩ | ૧૭૭૮૦૪ | ૮૫૮૪ | ૧૬૯૨૨૦ |
| ૧૦૫૨૦૮૨ | ૬૯૦૪૬ | ૧૦૨૩૦૩૬ | ૨૯૬૫૦ | ૯૯૩૩૮૬ | ૧૧૪૪૩ | ૯૮૧૯૪૩ |

છે તે લીધા છે તેથી આસન ૮-૯-૧૧-૧૩ ના આંકડા મુલકી ખાતાના

મેળવી દીધા છે.

| તાલુકા. | કુલ રકબો વિઘાં | પૈકી બાદ ખરાબો. | | | |
|---|---|---|---|---|---|
| | | ખાસ કામ સારૂ નીમેલી. | સાર્વજનિક કામ સારૂ જુદી કાઢેલી. | ખેડાય નહિ એવી. | કુલ |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| નવસારી ... | ૧૩૬૬૪૦ | ૨૪૧ | ૧૨૭૨૫ | ૨૧૦૨૬ | ૩૩૯૯૨ |
| ગણદેવી ... ... | ૫૦૨૪૭ | ૧૮ | ૫૨૫૯ | ૨૯૧૧ | ૮૧૮૮ |
| પલસાણા ... | ૯૭૭૭૧ | ૩ | ૬૭૨૨ | ૫૯૭૭ | ૧૨૭૦૨ |
| કામરેજ ... ... | ૧૭૧૧૪૭ | ૯ | ૧૨૨૩૪ | ૯૩૬૧ | ૨૧૬૦૪ |
| મહુવા ... ... | ૧૫૬૬૪૨ | ૧૧૬૭૦ | ૧૦૫૭૦ | ૭૩૭૯ | ૨૯૬૧૯ |
| માંગરોળ ... | ૨૭૩૬૧૧ | ૪૫૨૩૧ | ૨૨૮૧૫ | ૪૮૧૨ | ૭૨૮૫૮ |
| વ્યારા ... ... | ૩૪૫૧૭૮ | ૧૧૧૪૩૪ | ૨૫૭૬૦ | ૮૧૧૩ | ૧૪૫૩૦૭ |
| સોનગઢ ... ... | ૩૮૩૩૧૮ | ૧૬૫૯૭૪ | ૨૩૯૦૪ | ૮૩૨૪ | ૧૯૮૨૦૨ |
| કુલ ... | ૧૬૧૪૫૫૪ | ૩૩૪૫૮૦ | ૧૧૯૯૮૯ | ૬૭૯૦૩ | ૫૨૨૪૭૨ |

**ટીપ:**—૧ બારખળી જમીનના આંકડા બારખળી ખાતામાંથી આવ્યા આંકડા સાથે મળતા આવશે નહિ.

૨ સાલ્હેરના બારખળી જમીનના આંકડા સોનગઢ તાલુકામાં

જાનેવારીથી ૩૧ મી જાનેવારી સુધી અને ૧૬ મી માર્ચથી ૩૧ મી માર્ચ સુધી; (૨) વેળાછા તાલુકામાં અને વાકળ પેટા મહાલમાંનાં કપાસ પાકે છે તેવાં ગામે ૧ લી માર્ચથી ૧૫ મી માર્ચ સુધી અને ૧૬ મી એપ્રિલથી ૩૦ મી એપ્રિલ સુધી; (૩) એ શિવાયનાં ઇતર સર્વ સ્થળે ૧૬ મી જાનેવારીથી ૩૧ મી જાનેવારી સુધી અને ૧ લી એપ્રિલથી ૧૬ મી એપ્રિલ સુધી એ પ્રમાણે બે સરખે હપ્તે ખેડુતો પાસેથી જમીનની મહેસુલ ઉઘરાવી લેવામાં આવે છે.

## ૨. લોકલસેસ.

સ્થાનિક જરૂરીઆતનાં કામો કરવા માટે તથા શાળાઓ દવાખાનાં વગેરે સંસ્થાઓ ચલાવવા માટે બ્રિટિશ રાજ્યમાં તાલુકા તથા જીલ્લા પંચાયતો સ્થાપન કરવામાં આવી તેના ખર્ચ સારૂ જમીનના આકારના એક રૂપીએ એક આના પ્રમાણે લોકલ ફંડ નામની રકમ મુંબઇ ઇલાકામાં સન ૧૮૬૩ થી લેવાય છે અને તેનો વહીવટ સ્થાનિક પંચાયતો કરે છે. જે કામ બ્રિટીશ રાજ્યમાં સ્થાનિક પંચાયતો કરે છે તે આ રાજ્યમાં સરકાર ખરચે થતું હતું. પરંતુ ૧૮૯૨–૯૩ માં કામરેજ તાલુકાના રસ્તાઓની ખરાબ સ્થિતિ સુધારવા માટે એક ફંડ ઉભું કરવાની ધારણાથી તે વખતના સર્વે સેટલમેન્ટ કમિશનરે જમીનના આકાર ઉપરાંત રૂપીએ એક આના પ્રમાણે લોકલસેસ લેવાની ભલામણ કરી હતી. તે વખતે આ રાજ્યમાં સ્થાનિક પંચાયતો અસ્તિત્વમાં ન હોવાથી આ લોકલસેસની રકમ આકારમાં ભેળવી દેવામાં આવી હતી. ત્યાર પછી કેટલેક વર્ષે લોકલસેસની રકમ જુદી રાખી તેનું ખર્ચ સ્થાનિક પંચાયતથી કરવાનું યોજવામાં આવ્યું તેથી લોકલસેસની રકમ જુદી પાડી તેનો વ્યય સ્થાનિક પંચાયતો મારફતે આગળ જણાવવામાં આવશે તે પ્રમાણે કરવામાં આવે છે. શરૂઆતમાં કેટલીક જગાએ મોક્ષ દર ઉપર લોકલસેસનો એક આનો ચઢાવ્યો હતો અને કેટલીક જગાએ આકારની

એકંદર જમીનના સરવઇ નંબર ૨,૫૨,૭૬૯ છે અને ખાતેદારની સંખ્યા ૫૨,૯૨૦ છે. એટલે દર ખાતેદાર દીઠ સરેરાશ જમીન સુમારે ૨૦ વિંઘાં આવે છે અને દરેક ખાતેદાર દીઠ સરવઇ નંબર લગભગ ૫ આવે છે.

**ખાતેદારો.** સં. ૧૯૭૫ ના આંકડા પ્રમાણે નવસારી પ્રાંતમાં ખાતેદારોની કુલ સંખ્યા ૫૩,૨૩૭ છે. આ પૈકી ૪૧,૪૭૫ જાતે ખેડનારા અને ૧૧,૭૬૨ બીજાઓ પાસે ખેડાવનારા છે. જાતે ખેડનારાઓ પાસે ૮,૨૧,૧૧૬ વિંઘાં અને બીજા પાસે ખેડાવનારા પાસે ૨,૨૯,૮૭૩ વિંઘાં જમીન છે. એટલે એકંદર જમીન પૈકી ૫૧ ટકા જાતે ખેડનારા પાસે અને ૧૪ ટકા બીજા પાસે ખેડાવનારા પાસે છે.

કુલ ખાતેદારોમાં ૫ વિઘાં સુધીના ૧૭,૭૩૧; ૫ વિઘાં ઉપર અને ૨૫ વિઘાં સુધીના ૨૩,૫૯૬; પચીસ વિઘાં ઉપર અને ૧૦૦ વિઘાં સુધીના ૧૦,૫૨૪; ૧૦૦ વિઘાં ઉપર અને ૫૦૦ વિઘાં સુધીના ૧૩૨૦ અને ૫૦૦ વિઘાં ઉપરાંતના ૬૬ ખાતેદારો છે. તેમજ પાંચ રૂપીઆ સુધી સરકાર ધારો ભરનારા ૧૩,૩૪૬; પાંચ ઉપરાંત અને ૨૦ રૂપીઆ સુધી ભરનારા ૧૮,૧૬૦; વીસ રૂપીઆ ઉપર અને ૧૦૦ રૂ. સુધી ભરનારા ૧૭,૩૯૨; ૧૦૦ રૂ. ઉપર અને પાંચસો રૂપીઆ સુધી ભરનારા ૪૧૮૦ અને પાંચસો રૂ. ઉપરાંત ભરનારા ૧૫૯ ખાતેદારો છે. એ ખાતેદારોમાં ૩૧,૪૧૯ હિંદુ, ૬,૫૯૦ મુસલમાન, ૧૬૯૩ પારસી, ૧૩,૦૧૧ કાળીપરજના લોકો અને ૫૨૪ ઇતર જાતના લોકો છે. હિંદુઓમાં બ્રાહ્મણ ૬૮૫૫, વાણીયા ૩૨૮૨, કણબી ૬૪૪૪, રજપુત ૧૭૭૩, કોળી ૪૧૫૯ અને ઢેડ ૨૦૧૨ એ પ્રમાણે મુખ્ય જાતો છે. બ્રાહ્મણોમાં મોટો ભાગ અનાવલાનો છે. મુસલમાનોમાં મુખ્ય ભાગ ખેડુત વહોરાઓનો છે.

**મહેસુલના હપ્તા.** જમીનનું મહેસુલ વસુલ કરવાને નવસારી પ્રાંતમાં જમીન મહેસુલના નિયમ પ્રમાણે જુદા જુદા તાલુકાને માટે નીચે પ્રમાણે હપ્તા ઠરાવેલા છેઃ—(૧) સોનગઢ, વ્યારા અને વાજપુર પેટા મહાલે તા. ૧૬

| તાલુકાનું નામ. | ૧૯૧૪–૧૫ | ૧૯૧૫–૧૬ | ૧૯૧૬–૧૭ | ૧૯૧૭–૧૮ | ૧૯૧૮–૧૯ |
|---|---|---|---|---|---|
| કામરેજ | ૩૧૬૦૧–૧–૦ | ૩૧૫૨૦-૧૦-૦ | ૩૧૭૨૨–૭–૦ | ૩૨૪૭૮–૨–૦ | ૩૧૪૪૧–૦–૦ |
| પલસાણા | ૧૮૧૬૧-૧૩-૦ | ૧૮૮૧૪–૨–૦ | ૧૮૪૬૭–૭–૦ | ૧૮૪૩૭–૦–૦ | ૧૮૪૬૧–૬–૦ |
| ગણદેવી | ૮૮૬૯–૦–૦ | ૮૮૩૪-૧૪-૦ | ૮૮૮૮–૨–૦ | ૮૮૬૫-૧૫-૦ | ૯૪૯૬-૧૩-૦ |
| માંગરોળ | ૧૮૨૭૧-૧૧-૦ | ૧૮૨૧૬–૫–૦ | ૨૦૪૧૭–૯–૦ | ૨૦૫૮૫–૦–૦ | ૨૦૫૭૩–૯–૦ |
| નવસારી | ૧૬૫૦૨–૦–૦ | ૧૭૯૪૦–૨–૦ | ૧૭૭૪૪–૯–૦ | ૧૭૩૮૫–૭–૦ | ૧૭૨૩૬–૮–૦ |
| મહુવા | ૧૬૭૫૭–૭–૦ | ૧૬૯૪૨-૧૩-૦ | ૧૭૬૨૪–૫–૦ | ૧૭૫૭૩–૦–૦ | ૧૭૫૮૬-૧૫-૦ |
| વ્યારા | ૧૭૬૭૩–૬–૦ | ૧૭૨૬૯–૩–૦ | ૧૭૧૯૮-૧૩-૦ | ૧૭૧૦૮-૧૨-૦ | ૧૭૧૧૬–૩–૦ |
| સોનગઢ | ૭૧૬૪-૧૫-૧૧ | ૬૯૯૨-૧૦-૮ | ૬૯૬૩–૯–૬ | ૬૯૮૧–૧–૬ | ૬૯૭૪-૧૧-૦ |
| વાકળ | ૨૨૫૧–૫–૦ | ૨૧૫૬–૪–૦ | ૦ | ૦ | ૦ |

રકમના દર રૂપીએ એક આના પ્રમાણે ચઢાવ્યો હતો. પણ આ સંબંધે પાછળથી વિચાર થઈ દરેક ઠેકાણે આકારની રકમના દર રૂપીએ એક આના પ્રમાણે તે ચઢાવવામાં આવે છે. માત્ર નવસારી પ્રાંતના સોનગઢ તાલુકામાં જમીનના દર ઘણા હલકા હોવાથી તથા ત્યાં સુધારા ઘણા કરવાના હોવાથી આકારના દર રૂપીએ દોઢ આના પ્રમાણે લોકલસેસ લેવામાં આવે છે. શરૂઆતમાં લોકલસેસ એકજ વખતે અને એક સરખી રીતે બધે ચઢાવ્યો નહોતો પણ સેટલમેન્ટ થવાના તાલુકામાં તે દાખલ કરવામાં આવ્યો હતો. સન ૧૯૦૪–૫ માં સ્થાનિક પંચાયતો સ્થાપન થઇ ત્યારથી આખા રાજયમાં બધી જમીન ઉપર લોકલસેસ દાખલ કરવામાં આવ્યો છે. બાંહ્યધરી વાંટાની જમીન ઉપર લોકલસેસ ચઢાવવાનું બાકી રહેલું હતું; પરંતુ લોકલસેસથી બાંહ્યધરી વાળા વાંટાવાળાઓને પણ ફાયદો થતો હોવાથી સં. ૧૯૭૦ માં તેમની ઉપર પણ લોકલસેસ લાગુ કરવામાં આવ્યો છે.

નવસારી પ્રાંતમાં તાલુકાવાર લોકલસેસની ઉપજ છેલ્લાં ૫ વર્ષમાં નીચે પ્રમાણે હતીઃ—

| તાલુકાનું નામ. | ૧૯૧૪-૧૫ | ૧૯૧૫-૧૬ | ૧૯૧૬-૧૭ | ૧૯૧૭-૧૮ | ૧૯૧૮-૧૯ |
|---|---|---|---|---|---|
| કામરેજ | ૩૧૬૦૧-૧-૦ | ૩૧૫૨૦-૧૦-૦ | ૩૧૭૨૨-૭-૦ | ૩૨૪૭૮-૨-૦ | ૩૧૪૪૧-૦-૦ |
| પલસાણા | ૧૮૧૬૧-૧૩-૦ | ૧૮૮૧૪-૨-૦ | ૧૮૪૬૭-૭-૦ | ૧૮૪૩૭-૦-૦ | ૧૮૪૬૧-૬-૦ |
| ગણદેવી | ૮૮૬૯-૦-૦ | ૮૮૩૪-૧૪-૦ | ૮૮૮૮-૨-૦ | ૮૮૬૫-૧૫-૦ | ૯૪૯૬-૧૩-૦ |
| માંગરોળ | ૧૮૨૭૧-૧૧-૦ | ૧૮૨૧૬-૫-૦ | ૨૦૪૧૭-૯-૦ | ૨૦૫૮૫-૦-૦ | ૨૦૫૭૩-૯-૦ |
| નવસારી | ૧૬૫૦૨-૦-૦ | ૧૭૯૪૦-૨-૦ | ૧૭૭૪૪-૯-૦ | ૧૭૩૮૫-૭-૦ | ૧૭૨૩૬-૮-૦ |
| મહુવા | ૧૬૭૫૧-૭-૦ | ૧૬૯૪૨-૧૩-૦ | ૧૭૬૨૪-૫-૦ | ૧૭૫૭૩-૦-૦ | ૧૭૫૮૬-૧૫-૦ |
| વ્યારા | ૧૭૬૭૩-૬-૦ | ૧૭૨૬૯-૩-૦ | ૧૭૧૯૮-૧૩-૦ | ૧૭૧૦૮-૧૨-૦ | ૧૭૧૧૬-૩-૦ |
| સોનગઢ | ૭૧૬૪-૧૫-૧૧ | ૬૯૯૨-૧૦-૮ | ૬૯૬૩-૯-૬ | ૬૯૮૧-૧-૬ | ૬૯૭૪-૧૧-૦ |
| વાકળ | ૨૨૫૧-૫-૦ | ૨૧૫૬-૪-૦ | ૦ | ૦ | ૦ |

ક્રમશઃ

## ૩ મુલ્કીખાતાનું બંધારણ.

શ્રીમંત ખંડેરાવ મહારાજે ઇજારા વહિવટ બંધ કરી મુલ્કી ખાતાના બંધારણમાં જે સુધારા કર્યા હતા તેમાં જમીન મહેસુલ વસુલ કરવા દરેક ગામ માટે અગર ગામોના જથામાટે તલાટી તથા મહેતા નિમ્યા હતા. ૧૦ થી ૧૫ સુધીનાં ગામોના જથા માટે એક થાણદાર નિમવામાં આવ્યો હતો. તલાટી અને મહેતા થાણદારના તાબામાં હતા. થાણદારો મહાલના વહિવટદારના તાબામાં હતા. મહાલના વહિવટદારો ઉપર તથા એકંદર મુલ્કી કામ ઉપર નિર્બંધ રાખવા સરસુબાની નિમણોક કરવામાં આવી હતી. પાક તૈયાર થાય ત્યારે ગામનો તલાટી દરેક ખાતેદારના વસુલ માટે જામીન લેવાનો બંદોબસ્ત કરી પાક કાપવાની પરવાનગી આપતો. દરેક ખાતેદાર પાસેથી વસુલ લઇ મહેતો તેની પહોંચ આપતો, અને એકઠા થએલા પૈસા થાણદાર તરફ મોકલતો. થાણદાર તે હિસાબ સાથે મહાલના વહિવટદાર તરફ મોકલતો અને વહિવટદાર એકંદર વસુલ સરસુબા તરફ મોકલતા. માત્ર નવસારી પ્રાંતમાં સુબાની નિમણોક કરવામાં આવી હતી અને તેના તાબામાં વહિવટદાર હતા તેથી એ પ્રાંતમાં થાણદાર રાખ્યા નહોતા. વહીવટદાર, થાણદાર અને તલાટીનું દફતર તપાસવા તથા ફરિયાદો થાય તેની તપાસ કરવા રાજ્યના ઉત્તર અને દક્ષિણ પ્રાંતમાં એક એક સરકામદાર નિમવામાં આવ્યો હતો. વળી સર સુબાના હુકમની બરાબર અમલ બજાવણી થાય છે કે નહિ તે જોવા અને સરસુબાને વખતો વખત માહિતી આપવા સરસુબા તરફથી દરેક મહાલમાં એક એક કારકુન રાખવામાં આવતો હતો. તેમજ સરસુબાને મહાલની વખતો વખત ખબર મળે તે માટે તથા મહાલ બદલ કંઇ હુકમ કરવામાં આવે તેની ખબર મહાલે જલદી જાય એટલા માટે દરેક મહાલ તરફથી સરસુબા કચેરીમાં એક વકીલ રૂ. ૨૫ )ના પગારનો રાખવામાં આવતો હતો. સરસુબા પોતાના તાબાના અમલદારોને નીમી શકતા અને વહીવટદાર શિવાય બીજા નોકરોને બરતરફી સુધી સજા કરી શકતા. વહીવટદારનો

અધિકાર રૂ. ૧૫) સુધી દંડ કરવાનો હતો અને થાણદાર તાબાના તલાટી વગેરેને રૂ. ૧ ) સુધી દંડ કરી શકતો. ખંડેરાવ મહારાજે કરેલું મુલ્કી ખાતાનું બંધારણ સન ૧૮૭૫ સુધી થોડે કે ઘણે અંશે કાયમ રહ્યું. ત્યારબાદ શ્રીમંત સયાજીરાવ મહારાજની સગીર વયમાં સર. લુઇ પેલીએ ચાર મસ સુધી વડોદરાનો રાજ્ય-કારભાર ચલાવ્યો તેમાં બ્રિટિશ રાજ્યને ધોરણે દરેક પ્રાંતમાં સુબાની નિમણુંક કરી તેમના તાબામાં નાયબ સુબા નિમ્યા. ત્યાર બાદ સર. ટી. માધવરાવે બ્રિટિશ રાજ્યને ધોરણે જુદાં જુદાં ખાતાં સ્થાપન કર્યાં અને રાજ્યના પ્રદેશની તાલુકાવાર વહેંચણીમાં કેટલાક ફેરફાર કર્યા. જુના વખતના તાલુકા કેટલેક ઠેકાણે ઘણા મોટા અને કેટલેક ઠેકાણે ઘણા નાના હતા. ઉદાહરણ તરિકે, પાટણ મહાલમાં ૫૦૦ સુધી ગામ હતાં પણ પાદરા મહાલમાં ફક્ત ૭ ગામ અને કોરલ મહાલે ૨૧ ગામ હતાં. વળી કેટલેક ઠેકાણે એક મહાલનાં ગામોની વચ્ચે બીજા મહાલનું ગામ રાખવામાં આવેલું હતું. આવા ગેરસો-ઇના મહાલ તોડી એક અમલદાર દેખરેખ રાખી શકે, લાંબા વખતથી ગામે ગામનો જોડાયેલો સંબંધ તૂટી ન જાય અને કુદરતી નિશાનથી હદ નિર્મિત થઇ શકે એવી રીતે ઉપજ, ગામની સંખ્યા, અને વસ્તી ધ્યાનમાં રાખી નવેસર મહાલ બાંધવામાં આવ્યા. આ ધોરણે નવસારી પ્રાંતના તાલુકા નીચે પ્રમાણે બાંધવામાં આવ્યા હતા:—

| જુના વહીવટ પ્રમાણે તાલુકા. | ફેરફાર પ્રમાણે તાલુકા. | જુના વહીવટ પ્રમાણે તાલુકા. | ફેરફાર પ્રમાણે તાલુકા. |
|---|---|---|---|
| ૧ ટીંબા | | ૫ નવસારી | |
| ૨ કામરેજ | કામરેજ | તેલડી | નવસારી |
| ૩ ધળા | | મરોલી | |
| ૪ બલેસર | પલસાણા | ૬ ગણદેવી | ગણદેવી |

| જુના વહીવટ પ્રમાણે તાલુકા. | ફેરફાર પ્રમાણે તાલુકા. | જુના વહીવટ પ્રમાણે તાલુકા. | ફેરફાર પ્રમાણે તાલુકા. |
|---|---|---|---|
| ૭ મહુવા<br>૮ અનાવલ | મહુવા | ૧૧ સોનગઢ | સોનગઢ |
| | | ૧૨ વસરાવી | વેળાછા, પેટા મહાલ વાકળ. |
| ૯ બિસનપુર<br>૧૦ વ્યારા | વ્યારા | | |

જુના વખતમાં લશ્કરી નોકરી: કરવા માટે ઇનામી ગામો આપવામાં આવતાં તે દુમાલા નામથી ઓળખાતાં.

**દુમાલા અને ખાનગી મહાલ.** સંવત ૧૯૨૪–૨૫ માં દુમાલા ગામ ખાલસા કરી તેને બદલે રોકડ નિમણોક બાંધી આપવામાં આવી અને આવાં ગામોનો વહીવટ જુદો થવા લાગ્યો. વળી જે ગામોની ઉપજમાંથી રાજકર્તા પોતાનું ખર્ચ કરતા અને જે જે ગામો રાજ્ય કુટુંબનાં માણસોના ભરણ પોષણ માટે આપવામાં આવતાં તે ખાનગી ગામો ગણાતાં. આવાં ગામોનો વહીવટ પણ રાજ્યનાં બીજાં ગામોથી જુદો થતો. દુમાલા ગામોના જથાને દુમાલા મહાલ અને ખાનગી ગામોના જથાને ખાનગી મહાલ કહેવામાં આવતો. આવાં દુમાલા અને ખાનગી ગામો છુટક છુટક કડી, વડોદરા, અને નવસારી પ્રાંતમાં આવેલાં હતાં. તેનો વહીવટ કરવા ખાસ જુદા વહીવટદારો નિમાતા અને તે વડોદરામાં રહેતા. સન ૧૮૭૫–૭૬ માં નવીન મહાલ બાંધ્યા તે વખતે ખાનગી અને દુમાલા મહાલો તોડી નાખી આવાં ગામો જે મહાલનાં ગામો નજીક આવેલાં હોય તે મહાલમાં દાખલ કરવામાં આવ્યાં.

મહાલોમાં વહીવટદારના તાબામાં એક અવલકારકુન રાખવામાં

આવ્યો અને તે ઉપરાંત જરૂર પુરતા કારકુન સિપાઇ તથા સ્વારો આપવામાં આવ્યા. વહીવટદારને બીજા વર્ગનો અને અવલ કારકુનને ત્રીજા વર્ગનો ફોજદારી અધિકાર આપવામાં આવ્યો. સાધારણ રીતે ત્રણ મહાલ ઉપર દેખરેખ રાખવા નાયબસુબા નિમવામાં આવ્યા અને તેમને પહેલા વર્ગનો ફોજદારી અધિકાર આપવામાં આવ્યો. સુબાઓને ડિસ્ટ્રિક્ટ મેજીસ્ટ્રેટના અધિકાર આપવામાં આવ્યા. આખા મુલ્કી ખાતા ઉપર નિર્બંધ રાખવા બ્રિટિશ રાજ્યના કમિશનરની પેઠે સરસુબાને અધિકાર આપવામાં આવ્યા. કોઈ કોઇ વખત કારણ પરત્વે મહાલનાં ગામોની સંખ્યા કમી જાસ્તી કરવામાં આવતી. ઉદાહરણ તરીકે કઠોર મહાલ નવીન કારકીર્દી વખતે સ્વતંત્ર હતો, તે છેક ન્હાનો હોવાથી તેમાં ૨૦ ગામ કામરેજનાં અને ૧૨ ગામ વેળાછા તાલુકાનાં તા. ૧-૮-૯૧ થી ભેળવી દેવામાં આવ્યાં હતાં. વળી સોનગઢ વાજપુરના રાની પ્રદેશની આબાદી કરવા માટે વાજપુર પેટા મહાલના વાજપુર અને નાનછળ એ રીતે બે પેટા મહાલ બનાવ્યા હતા અને સોનગઢમાંથી વરઘાટ પેટા મહાલ જુદો કર્યો હતો. સાલ્હેર થાણું ગણાતું હતું તેને બદલે તેનો પેટા મહાલ બનાવી ત્યાં મહાલકરી નિમવામાં આવ્યો હતો. વાજપુર, વરઘાટ અને સાલ્હેર, સોનગઢ મહાલના તાબામાં રાખવામાં આવ્યા હતા અને નાનછળ પેટા મહાલ વેળાછા મહાલના તાબામાં રાખવા ઠરાવ્યું હતું. વળી લોકોને સગવડ કરી આપવા તથા આબાદી વધારવા આ પેટા મહાલના મહાલકરીઓને મુલ્કી, ફોજદારી તથા દિવાની સત્તા ખાસ રીતે આપવામાં આવી હતી. પાછળથી સન ૧૯૧૦ માં સાલ્હેર શિવાયના આ પેટા મહાલો કમી કરી સોનગઢ તાલુકામાં ભેળવી દેવામાં આવેલા છે.

નવસારી પ્રાંતમાં પ્રથમ ત્રણ વિભાગ હતા તે પૈકી નવસારી વિભાગ તા. ૭-૯-૧૯૦૧ થી કમી કરી હવે કામરેજ અને વ્યારા એ પ્રમાણે બે વિભાગ રાખવામાં આવ્યા છે.

**ગામ નોકર.** ગામનો કારભાર સરકાર તરફે નિમેલા તલાટી તથા પટેલ ચલાવે છે તેમને મદદ કરવા ગામ નોકરો નિમવામાં આવેલા છે. તલાટી ગામના જમાબંદી તથા વસુલના હિસાબ રાખે છે. પટેલ ગામની સુલેહ અને આબાદી સાચવવાનું તથા વસુલનું કામ કરે છે અને ગામ નોકરો ઉપર નિર્બંધ રાખી નિયમ પ્રમાણે તેમની પાસે કામ લે છે. ગામ નોકરોમાં રખા, વરતણીયા, ભંગી વગેરે હલકા નોકરોનો સમાવેશ થાય છે.

ગામ નોકરોના બે વિભાગ પડી શકે: ( ૧ ) પટેલ તલાટી અને હવાલદાર, અને ( ૨ ) રખા, વરતણીઆ, ઢેડ, ભંગી, હજામ, કુંભાર વગેરે. જુના વખતમાં આ લોકોને ચાકરી કરવા પેટે પસાયતા જમીન આપેલી હતી પણ કંઇ પગાર આપવામાં આવતો નહોતો. ધીમે ધીમે એવું બન્યું કે ચાકરી માટે આપેલી ઘણીખરી જમીન ગીરો વેચાણ વગેરે પ્રકારથી બીજાઓના હાથમાં ગઇ અને ચાકરી કરનાર પાસે કંઇ રહ્યું નહીં. આ સ્થિતિ સુધારવા સઙ્હેં સેટલમેન્ટ ખાતેથી તા. ૨૮-૭-૯૧ ને રોજ કેટલાક નિયમ કરવામાં આવ્યા તેની રૂઇએ ગામ નોકરોને આપેલી જમીન ખાલસા કરી તેમને રોકડ પગાર આપવાનું ઠરાવવામાં આવ્યું. ગામ નોકરો ઉપર દેખરેખ રાખવા પ્રથમ મહાલમાં દરોગા રાખવામાં આવ્યા હતા અને થોડા વર્ષ પછી તેમને બદલે ચાકરીયાત કારકુનો નિમવામાં આવ્યા હતા. ત્યાર બાદ ચાકરીયાત કારકુનો કમી કરી તેમનું કામ હાલ છે તે પ્રમાણે તજવીજદારોને સોંપવામાં આવ્યું હતું. સન ૧૯૦૫ માં ગામ નોકરો સંબંધી નિયમ સુધારી નવો નિયમ કરવામાં આવ્યો છે તે હાલ ચાલુ છે.

રાજ્યના બીજા પ્રાંતોની પેઠે નવસારી પ્રાંતમાં મતાદારો નથી. તેથી ત્યાં બીજા પ્રાન્તોની પેઠે મતાદારો વારા ફરતી પટલાઇ કરતા નથી પણ જે ઇસમ ગામ નોકરો સંબંધી નિયમ પ્રમાણે લાયક

હોય તેને પટલાઇ માટે સરકાર તરફથી પસંદ કરી નીમવામાં આવે છે. પટેલો ઘણા ખરા અનાવલા કોમના હોય છે પણ કણબી, રજપુત, મુસલમાન અને પારસી પટેલો પણ કેટલેક ઠેકાણે છે.

**શ્રીમંત મહારાજા સાહેબે કરેલા સુધારા.**

શ્રીમંત સરકાર મહારાજા સયાજીરાવ એમણે રાજ્યની લગામ પોતાના હાથમાં લીધા પછી મુલ્કી ખાતાના વહિવટમાં ઘણા ફેરફાર કરી પ્રજાની આબાદી માટે ઘણી તજવીજ કરાવી છે. ખેતીનાં કામના સુધારા થવા માટે ખેડુતોને હલકા દરના વ્યાજથી અગર વગર વ્યાજે તગાવી આપવાને નિયમ કર્યા છે. પ્રથમ એક સરક્યુલર ખાતું સરસુબા કચેરીના અંગે સ્થાપન કરી પાછળથી સરક્યુલરો એકત્ર કરાવી મુલ્કી ખાતાના કામને લગતી દરેક બાબતો ઉપર નિયમ કરાવ્યા છે. આ નિયમો પ્રમાણે ચોકકસ ધોરણે કામ ચાલે છે. જમીન મહેસુલને લગતા વખતો વખત જુદા જુદા નિયમો પ્રથમ કરાવેલા હતા તે એકત્ર કરી બ્રિટિશ લેન્ડ રેવન્યુકોડની માફક જમીન મહેસુલ સંબંધી નિબંધ તથા નિયમ સન ૧૯૧૫ થી અમલમાં આણેલા છે. ખેતીવાડીની પેઢીઓ તથા બીજની વખારો ઉઘડાવવા, ઢોરની ઓલાદ સુધારવાને વાસ્તે જાનવરો રખાવવા અને સુધરેલી ઢબની ખેતી સંબંધી પ્રયોગો કરી બતાવવા તજવીજ થઇ છે. ખેડુતો તથા ઈતર રૈયત ઉપર લેવામાં આવતા ત્રાસદાયક વેરા બંધ કરાવ્યા છે. કપાસ, સરસવ, એરંડા વગેરે ઉપર રવાનગી જકાત લેવાથી ખેડુતો ઉપર જે બોજો પડતો અને કનડગત થતી તે દુર કરાવી છે. ખેતી ઉપયોગી કુવા ખોદવાને વખતો વખત છુટથી તગાવી આપવામાં આવે છે અને દુષ્કાળ કે કમી પાકને વખતે ખેડુતોને મહેસુલની તહકુબી આપવામાં આવે છે તથા યોગ્ય પ્રસંગે છુટ પણ આપવામાં આવે છે. જમીન ખાતે દાખલ કરવા અને ખાતાની જમીનનાં રાજીનામાં, બોજા અને નામફેર કરવાને જુના વખતમાં ચોક્કસ

ધોરણ નહોતું તે ઠરાવી એ બાબતમાં પણ ખાતેદારોને સગવડ કરી આપી છે.

**કાળી પરજને માટે ખાસ ધારો.**

સોનગઢ અને વ્યારા તાલુકાના કાળી પરજના લોકો કે જે ઘણા અજ્ઞાન, અભણ અને ગરીબ સ્થિતિના છે; તેમની સ્થિતિમાં સુધારો થતો જાય અને તેમનું અજ્ઞાનપણું ધીમે ધીમે કમી થતું જઇ તેમની આબાદીમાં દિનપ્રતિદિન વધારો થતો જાય, એવા સ્તુત્ય હેતુથી શ્રીમંત સયાજીરાવ ગાયકવાડે બીજી ઉજળીયાત વર્ણના ખાતેદારોને લાગુ થતાં ધોરણો તેમને બંધ બેસતાં નહિં હોવાથી તેમની ખાતાની જમીનના મોંબદલા વગેરે સંબંધમાં વિશેષ નિયમ કર્યો છે. કાળી પરજના લોકો અજ્ઞાન હોવાથી તેમની અજ્ઞાનતાનો લાભ લઇ ઉજળીયાત લોકો તેમની ખાનગી જમીનના મોંબદલા કરાવી લેઇ તેનો કબજો મેળવે છે. આ ઉજળીયાત લોકો એ જમીન પોતે ન ખેડતાં કાળીપરજનાજ લોકોને ગણોત અગર ભાગથી ખેડવા આપે છે અને વાવેતર કરવા બીજ આપે તેના બમણા તથા ખાવાને આપે તેના દોઢા એ રીતે પૈસા લે છે. આથી આ લોકો ઉજળીયાતના પંજામાંથી કોઇ દિવસ મુક્ત થતા નથી અને અર્ધ ગુલામગીરીની સ્થિતિ ભોગવે છે. આવી અધમ સ્થિતિમાંથી આ અજ્ઞાન પછાત વર્ગના લોકોને બચાવવા ખાતર આ વિશેષ કાયદો કરવામાં આવ્યો છે. આ વિશેષ નિયમથી કાળીપરજના લોકોની જમીનના મોંબદલા, નામફેર તથા રાજીનામાં થવામાં કેટલાક અંકુશો મૂકયા છે. આ નિયમથી કાળીપરજના ખાતાની જમીનનો મોંબદલો ઇતર વર્ગના લોકોને નામે વેચાણ, બક્ષીસ કિંવા બીજા હરકોઇ પ્રકારથી થઇ શકતો નથી પરંતુ એજ વર્ગના લોકો સાથે તેનો મોંબદલો થઇ શકે છે. આ લોકોની જમીનનો મોંબદલો કરતી વખત મોંબદલો કરી આપનારના કુટુંબના નિર્વાહ માટે મોંબદલો કરી આપવાથી કાંઈ જમીન રહે છે કે નહિ તેનો ચોકસાઇથી કાળજી પૂર્વક તપાસ મોંબદલો કરનાર અમલદારે

કરવાનું ઠરાવ્યું છે. કાળીપરજનો કોઇ પણ ખાતેદાર મૈયત થાય ત્યારે તેના વારસને બોલાવી કંઇ પણ ઢીલ વગર નામ ફેરવી અરજી લખી આપવાની પટેલ તલાટી ઉપર ફરજ રાખી છે. વળી એ લોકો ઘણા અજ્ઞાન હોવાથી પોતાના ખાતાની જમીન રાજીનામું આપ્યા સિવાય છોડી દે છે તેથી એવી રીતે જમીન છોડી દે છે એવી પટેલ તલાટીને ખબર પડે કે તુરત તે ખાતાદારને બોલાવી તે જમીનનું રાજીનામું લખી લઇ તે મંજુર થવા માટે વહિવટદાર તરફ મોકલવાનું ઠરાવ્યું છે. વહિવટદાર તે રાજીનામામાં કોઇ પણ પ્રકારની ઠગાઇ કે લુચ્ચાઇ થઇ નથી એવી ખાત્રી કરી રાજીનામું મંજુર કરે છે. કાળી પરજના કોઇ પણ ઇસમે સરકારી પડતર જમીન ખેડી છે એમ પટેલ તલાટીને જણાય તો તે ઇસમને બોલાવી તે જમીન વગરહરાજીથી તેને ખાતે ચઢાવવા જમીનની માગણીની અરજ લખી તુરત વહિવટદાર તરફ મોકલે છે. તે ઉપરથી વહિવટદાર એ માગણીના સંબંધમાં કોઇ પણ પ્રકારની ઠગાઇ કે લુચ્ચાઇ થઇ નથી એવી ખાત્રી કરી કાંઇ પણ ઉચડ રકમ લીધા શિવાય તે ઇસમને ખાતે તે જમીન ચઢાવે છે. બિનપરવાનગીથી કબજે કરેલી જમીન આ પ્રમાણે ખાતે ચઢાવવાનો હુકમ થાય તો બિનપરવાનગીનો દંડ લેવામાં આવશે નહીં એવું ઠરાવવામાં આવ્યું છે. આ છેક પછાત પડેલા કાળી પરજના લોકોની ઉન્નતિ માટે સરકારે આટલી બધી સવલતો આપી છે તેને પરિણામે એ લોકો હવે પોતાની જમીન અજ્ઞાનતા ને લીધે ખોતા અટકયા છે અને ગુલામગીરીની સ્થિતિમાં આવતા બચી ગયા છે.

---

## ૪ બારખળી.

શ્રીમંત ગાયકવાડ સરકારનો અમલ ગુજરાતમાં શરૂ થયો તે અરસામાં આ નવીન જીતેલા પ્રદેશની આબાદી વધારવી તેમજ [illegible]માં શાંતતા પ્રસારવી એ તરફ વિશેષ લક્ષ આપવાનું હોવાથી [illegible]મજ આસપાસના પ્રબળ શત્રુઓ અને લુંટફાટ કરનારા લોકો સામે

વખતો વખત યુદ્ધમાં ઉતરવું પડતું હોવાથી રાજ્યકારભાર ઉપર જોઇએ તેવી દેખરેખ રાખવી અશક્ય હતી. વળી

**બિન સત્તા-ધારી લોકોએ આપેલી બાર-ખળી જમીન**

શ્રીમંત ગોવિંદરાવ મહારાજના સમયથી કુટુંબ કલહમાં ઘણો ખરો વખત પસાર થતો હતો તેથી રાજસત્તાનો અમલ આસપાસના પ્રદેશોપર જોઇએ તેવો રહી શકયો નહિ; તેમ દેશની મુલ્કી કારોબારની વ્યવસ્થામાં સુધારો કરવા તરફ લક્ષ આપવા પ્રસંગ આવ્યો નહિ. મુલ્કી કારોબાર ઇજારદારોને સોંપવામાં આવતો હોવાથી અને ઇજારદારો પણ ખેડુતો સાથે સીધો સંબંધ ન રાખતાં મુખ્યત્વે કરીને પટેલો, મતાદારો તથા પેટા ઇજારદારો ઉપરજ મહેસુલના વસુલ માટે આધાર રાખતા હોવાથી ઇજારા વહિવટમાં માત્ર સરકાર મહેસુલ પુરૂં કરવા અને પોતાને માટે બને તેટલો નફો મેળવવા તરફજ તેમનું ધ્યાન રહેતું. આનું પરિણામ એ આવ્યું કે પટેલો, મતાદારો, પેટા ઇજારદારો અને ઇજારદારો મનસ્વીપણે વર્તતા ગયા અને સરકારની જમીનો ઉપર મહેસુલ લેવાનો હક વગર સત્તાએ માફ કરતા ગયા. આવી રીતે હજારો વિંધાં જમીન પસાયતા, ખએડીયા, વેચાણ, ઘરાણીયા વિગેરે અનેક પ્રકારે આપી સરકારના મહેસુલનું ઘણું નુકસાન કરવામાં આવ્યું. મધ્યવર્તિ રાજ્યસત્તાની બરોબર દેખરેખ હોત તો મહેસુલ ભરનારી સામાન્ય પ્રજાને ભોગે આવી ગેરવ્યવસ્થા બનવા પામત નહિ. શ્રીમંત ગાયકવાડ સરકારની આસપાસ આવેલા બ્રિટિશ સરકારના તાબાના પ્રદેશમાં રાજ્યસત્તાની દેખરેખ વધુ હોવાથી ત્યાં આટલે દરજજે થવા પામ્યું નહિ. ત્યાં પણ બારખળી જમીનો આપવામાં આવી ખરી, પરંતુ ચાંપતી દેખરેખ હોવાથી આટલા મોટા પ્રમાણમાં તેમ થયું નહિ.

**બારખળીનો શબ્દાર્થ.**

પૂર્વે ભાગ બટાઇનો વહિવટ હતો ત્યારે લોકો જે માલ થાય તે ખળામાં લાવતા અને ત્યાંથી તેની વહેંચણી થઇ સરકારનો ભાગ આપવામાં આવતો. જે જમી-

નોના ઉપર સરકારનો ભાગ આવી રીતે આપવાનો નહોતો તે ખળામાં લાવવામાં આવતી નહિ. આથી એવી જમીન ખળા બહાર એટલે કે " બારખળી " એ નામથી ઓળખાવા લાગી.

**બારખળી જમીનના પ્રકાર.**

જુદાં જુદાં કારણોથી આવી જમીનો આપવામાં આવતી હતી તેથી બારખળી જમીનોના જુદા જુદા પ્રકાર પ્રચારમાં આવ્યા હતા. હાલમાં તે પ્રકાર નીચે પ્રમાણે છેઃ—(૧) વાંટો તથા (૨) ગિરાસ, એટલે જે જમીન રજપુત, કોળી વગેરે લુંટફાટ કરનારી અગર પોતાનો અમલ બીજા ઉપર બેસાડનારી જાતોને આપવામાં આવેલી તે જમીન. વાંટો એટલે ભાગ અર્થાત્ જે જમીન વહેંચવામાં આવી તે. રાજકર્ત્તાના ભાયાતો ને જે જમીન આપવામાં આવતી તે પણ વાંટો કહેવાતો; અગર તો એકાદ ગામમાં રજપુતોની વસ્તી વધારે હોય તો તે લોકો મહેસુલ આપવા આનાકાની કરતા ત્યારે છેવટે તેવી જમીન જુદી કાઢી આપવામાં આવતી તેને પણ વાંટો કહેવામાં આવતો. આગળ ગિરાસના વિષયમાં જણાવવામાં આવ્યું છે તેમ ગિરાસ એ શબ્દ સંસ્કૃત **ગ્રાસ** એટલે કોળીઓ એ શબ્દ ઉપરથી નીકળ્યો છે અને તેનો અર્થ પોષણ માટે આપેલી જમીન એવો થાય છે. જે જમીનની માત્ર જુજબાજ સલામી આવતી તેને (૩) સલામીયા કહે છે. (૪) ઇનામ એ બારખળી જમીનનો એક સામાન્ય પ્રકાર છે. બારોટ, ભાટ ચારણ, બ્રાહ્મણ વગેરે દાનપાત્ર લોકોને આપવામાં આવેલી જમીનો (૫) જાતધર્માદાયની ગણવામાં આવે છે અને જે જમીનો દેવસ્થાન વગેરે ધાર્મિક સંસ્થામાં નોકરી કરવા માટે કોઇ વ્યકિતને આપવામાં આવેલી હોય તેને (૬) ધર્માદાય ચાકરીની જમીન કહેવામાં આવે છે. (૭) જે જમીનો દેવસ્થાન વગેરે ધાર્મિક સંસ્થાઓનેજ આપેલી છે તેને **દેવસ્થાન પીરસ્થાનની** જમીન કહેવામાં આવે છે. જે લોકો ગામ ઉપર ધાડ પડતી તે વખતે અગર ઇતર પ્રસંગે ગામના સંરક્ષણ માટે લઢાઇમાં મરણ પામતા તેમને આપેલી જમીનને (૮) રણવટીયા એવી સંજ્ઞા આપવામાં

આવી છે. એજ પ્રમાણે કોઇને મારી નાખવાથી અગર ઘાયલ કરવાથી તેને અગર તેના સંબંધીને જે જમીન આપવામાં આવી હોય તે જમીન ( ૯ ) હાડીયા એ નામથી ઓળખાય છે. જે જમીનો કેવી રીતે મળી તેનો પુરાવો નથી તે ( ૧૦ ) બથામણીયા કહેવાય છે. આ શિવાય ગામના ઇજારાનો આંકડો પૂરો કરવા જમીનો ઉપર લેવાનો સરકારનો હક પટેલો વગેરે ઘરાણે મૂકતા અગર વેચાણ કરતા તેને ( ૧૧ ) ઘરાણીયા અગર ( ૧૨ ) વેચાણીયા જમીન કહેવામાં આવે છે. પૂર્વે સરકારનું મહેસુલ ઉઘરાવવામાં, સંભાળવામાં અને તેનો હિસાબ આપવામાં મદદ કરનાર વંશપરંપરાના નોકરો દેશાઇ તથા મુજુમદારો હતા તેમને આપેલી બારખળી જમીનોને ( ૧૩ ) વતન કહેવામાં આવે છે. દેશાઇઓ દેશની આબાદીની લાવણી કરતા અને મુજુમદારો જમાબંદીના હિસાબો રાખતા.

**વખતો વખત લેવામાં આવેલા ઉપાય.**

જે લોકોને સત્તા નથી એવા પટેલો વગેરે સરકારના મહેસુલને નુકસાન કરી જમીનો બારખળી તરિકે આપતા જાયછે એવું સરકારની નજર નીચે જ્યારે જ્યારે લાવવામાં આવ્યું હતું ત્યારે ત્યારે સરકારે આવાં કૃત્યો માન્ય રાખવામાં આવશે નહિ અને આવી રીતે જમીનો ઇજારદારો, પટેલો વગેરેએ આપવી નહિ અને કોઇએ તે લેવી નહિ એવાં જાહેરનામાં વખતો વખત કાઢયાં હતાં તથા હુકમો કર્યા હતા. સં ૧૮૫૭ માં શ્રીમંત ગોવિંદરાવ મહારાજનું આ તરફ પ્રથમ લક્ષ ગયું હતું તેથી તે પ્રમાણે કરવું બરોબર નથી એમ તેમણે હુકમ કર્યો હતો. સં. ૧૮૬૧ માં શ્રીમંત આણંદરાવ મહારાજે ઇજારદારો ઉપર જાહેરનામું કાઢયું હતું કે તેઓએ નવીન જમીનો બારખળી તરિકે આપતાં લોકોને અટકાવવા. સં. ૧૮૮૩ માં શ્રીમંત સયાજીરાવ મહારાજે આ તરફ વધારે લક્ષ આપ્યું અને તેઓશ્રીનો વિચાર આનો તપાસ કરી કંઇ પગલાં લેવાનો હતો. આ ઉદ્દેશથી

બારખળી જમીન અધિકાર વગર આપવી નહિ એવું જાહેરનામું તેમના વખતમાં ફરીથી કાઢવામાં આવ્યું હતું એટલુંજ નહિ પણ આવી જમીનો કેટલી છે તેની હકીકત ભેગી કરવામાં આવી હતી. આવી રીતે તુટક તુટક પ્રયત્નો થયા હતા પરંતુ હજુ વડોદરા રાજ્ય-કર્ત્તાઓની સ્થિતિ એવી નહોતી કે આ પ્રશ્ન ઉપર ખાસ લક્ષ તેઓ આપી શકે. બીજી ઘણી મહત્વની બાબતો ઉપર તેઓનું મન ગુંથા-એલું હતું તેથી એ પ્રશ્ન તેમને પડતો મૂકવો પડયો હતો. ઈંગ્રેજ સરકારના રાજ્યમાં સને ૧૮૨૭ નો કાયદો થયો હતો તે ઉપરથી શ્રીમંત સયાજીરાવ મહારાજનું લક્ષ આ તરફ તે વખતે ગયું હોય એમ લાગે છે. પરંતુ જ્યારે ઈંગ્રેજ સરકારે આ કાયદો કર્યો ત્યારે તેનો અમલ ચાંપતા ઇલાજે કરવા તેમને વખત મળ્યો હતો પણ શ્રીમંત ગાયકવાડ સરકારના રાજ્યમાં બીજા વ્યવસાયોને લીધે તેમ કરવું તે વખતે બન્યું નહિ તેથી તેના પરિણામે આવી જમીનોમાં વધારો થતો ગયો. સં. ૧૯૧૯ ના અરસામાં શ્રીમંત ખંડેરાવ મહા-રાજે ઇજારા વહિવટ બંધ કર્યો અને માપણી કરવાનું શરૂ કર્યું તે વખતે બારખળી જમીનો એટલી બધી વધી ગઇ હતી કે સરકાર મહેસુલની ખોટ શી રીતે પૂરી પાડવી એ એક ગંભીર પ્રશ્ન થઇ પડયો હતો. સરકારી જમીનોના ખેડુતો ઉપર મહેસુલનું ભારણ ઘણું વધી ગયેલું હોવાથી માફક દર દાખલ કરવા માટે બારખળી જમીનના પ્રશ્નનો નિકાલ કર્યા શિવાય બીજો માર્ગ નહોતો. કેટ-લાંક ગામોમાં અડધો અડધ જમીનો બારખળી થઇ ગયેલી હતી. આવી જમીનોનો જે સરકાર ધારો થાય તે બાકીની જમીનોને સોસવો પડતો. આ સ્થિતિ દૂર કરવા શ્રીમંત ખંડેરાવ મહારાજે પ્રયત્ન કર્યા પણ તે સર્વ અંશે યશસ્વી નીવડયા નહિ. સં. ૧૯૨૦ માં તેઓશ્રીએ બારખળી જમીનો ઉપર કેવી રીતે હક બેસાડવો એ સંબંધમાં એક નિબંધ કર્યો અને તેની રૂએ સરકાર હક બેસાડ-વામાં આવ્યો તેને ઇનામ કમેટી એવી સંજ્ઞા આપવામાં આવી હતી. આજ સમયમાં મુંબઈ સરકારે નિમેલા ઇનામ કમીશન ઉપરથી

આ સંજ્ઞા આપવામાં આવી હોય એમ લાગે છે. આ વખતે રૂપીએ એ આના લેવા ઠરાવવામાં આવ્યું હતું. આથી કંઇક અંશે બારખળી જમીનનો નિકાલ કરવાનો માર્ગ થયો પરંતુ કમનસીબે શ્રીમંત મલ્હારરાવ મહારાજે બ્રાહ્મણ, ભાટ વિગેરે દાનપાત્ર લોકો ઉપરનો આ હક માફ કર્યો. બારખળી જમીનોનો મોટો ભાગ આ લોકોને આપવામાં આવેલો હોવાથી આ પગલાંનું પરિણામ એ આવ્યું કે શ્રીમંત ખંડેરાવ મહારાજે મહા મુશીબતે બારખળીના ગંભીર પ્રશ્નનો કંઇક અંશે નિકાલ કરવામાં ફતેહમંદી મેળવી હતી તેના ઉપર પાણી ફર્યું

**બારખળી નિયમ.**

હાલના મહારાજા શ્રીમંત સયાજીરાવ ગાયકવાડના અમલમાં આ પ્રશ્ન હાથમાં લેવાની સ્વાભાવિક રીતે ફરજ પડી, કારણ કે જમીન ઉપરના દર માફક અને આધુનિક સુધરેલી રાજ્યનીતિને અનુસરીને નાખવાનો પ્રશ્ન વધુ વખત મુલતવી રખાય તેમ નહોતું અને તેમ કરવું એ બારખળી જમીનોના પ્રશ્નનો નિકાલ કર્યા શિવાય અશકય હતું. તેથી સને ૧૮૮૯ માં બારખળી જમીનો કેવી રીતે ચલાવવી એ સંબંધમાં નિયમો કરવામાં આવ્યા.

બારખળી જમીનો નવસારી પ્રાંતમાં નીચે પ્રમાણે છેઃ--

**નવસારી પ્રાંતની બારખળી જમીન.**

| તાલુકા. | વિંઘાં | આકાર | સરકાર હક | નુકશાન. |
|---|---|---|---|---|
| નવસારી | ૬૯૭૮— ૩—૬ | ૩૩૪૧૧— ૪—૦ | ૧૦૦૧૩— ૯—૦ | ૨૩૯૯૭—૧૧—૦ |
| ગણદેવી | ૩૧૭૪— ૧—૦ | ૧૪૮૦૯—૧૪—૦ | ૫૧૭૮— ૬—૨ | ૯૬૩૧—૭—૧૦ |
| પલસાણા | ૯૨૭૭—૧૦—૦ | ૩૨૮૫૯—૧૧—૦ | ૧૧૭૬૫— ૨—૧ | ૨૧૦૯૪—૮—૧૧ |
| કામરેજ | ૧૫૦૫૨—૧૯—૦ | ૫૪૧૫૮—૧૫—૦ | ૧૮૨૬૨—૧૩—૯ | ૩૫૮૯૬—૧—૩ |
| મહુવા | ૬૨૫૫— ૦—૦ | ૧૬૨૫૭— ૬—૦ | ૭૨૧૦— ૩—૪ | ૯૦૪૭—૨—૮ |
| માંગરોળ | ૨૨૭૬૬— ૯—૦ | ૫૧૧૮૯— ૨—૦ | ૨૬૬૧૭— ૦—૭ | ૨૪૫૭૨—૧—૫ |
| વ્યારા | ૧૫૫૩— ૨—૦ | ૩૧૨૯—૧૪—૦ | ૮૧૧— ૬—૯ | ૨૩૧૮—૭—૩ |
| સોનગઢ | ૨૭૯૦— ૯—૦ | ૫૨૯— ૫—૦ | ૨૨૫—૧૪—૮ | ૩૦૩—૬—૪ |
| સાલ્હેર | ૧૧૯૮—૦—૦ | ૩૮—૧૩—૦ | ૨૮—૧૧—૦ | ૧૦—૨—૦ |
| કુલ | ૬૯૦૪૫—૧૩—૬ | ૨૦૬૩૮૪— ૪—૦ | ૮૦૧૧૩— ૩—૪ | ૧૨૬૨૭૧—૦—૮ |

બારખળી જમીનો સિવાય વડોદરા રાજ્યના સામાન્ય કર ભરનારાઓને ભોગે બીજા ઘણા હકો ઉત્પન્ન કરવામાં આવ્યા હતા. આ હકો પણ જુના વખતમાં ઘણા ખરા ઇજારદારો અગર પટેલોએ ઉત્પન્ન કર્યાં હતા અને તે રોકડ નિમણોકના સ્વરૂપના હતા.

**રોકડ નિમણોકો**

આ હકો મુખ્યત્વે કરીને નીચે પ્રમાણે છેઃ– (૧) આસામીઃ—વિશેષ પ્રકારની નોકરી કરવા માટે આપેલી નિમણોકો; (૨) વર્ષાસનોઃ––દાન પાત્ર લોકોને અભિષ્ટ ચિંતન માટે આપેલી નિમણોકો; (૩) દેવસ્થાન, પીરસ્થાન વગેરેને નિભાવ માટે આપેલી નિમણોકો; (૪) ગિરાસઃ––જે રકમો ગામ લોકો પાસેથી જોરજુલમથી લેતા તે; અને (૫) વતનદારોને મળતો રોકડ હક. આ રકમો પ્રથમ ગામ ઉપરથી પરભારે આપવામાં આવતી પણ હાલ તે સરકાર ત્રીજોરીમાંથી આપવામાં આવે છે.

આ રકમો માટે પણ મધ્યવર્તિ રાજસત્તાની શ્રીમંત મલ્હારરાવ મહારાજાના પૂર્વેના રાજકર્ત્તાઓની સનંદો ભાગ્યેજ મળે છે. ઘણી ખરી સનંદો માત્ર વગર સત્તાએ પટેલો તથા ઇજારદારોએ આપેલી છે. જેને સનંદ નહોતી તેને પણ શ્રીમંત મલ્હારરાવ મહારાજે ફરી આપી હતી. આવી રકમો નવસારી પ્રાંતમાં નીચે પ્રમાણે છેઃ––

| બાબત | સંખ્યા | વાર્ષિક ખર્ચ પડતી રકમ. |
|---|---|---|
| દેવસ્થાન | ૧૨૨ | ૫૯૨૬-૨-૦ |
| વર્ષાસન | ૬૫ | ૨૬૬૮-૩-૦ |
| આસામી | ૬ | ૧૫૭૫-૮-૦ |
| કોથળીસાંથ | ૯ | ૬૬૬-૯-૨ |
| પેનશન | ૧ | ૩૬૦-૦-૦ |
| મોગલાઇ હક | ૭ | ૩૩૮૫-૦-૦ |
| મોતેસરી હક | ૧ | ૧૩-૨-૦ |
| કલાલભઠ્ઠી હક | ૫ | ૬૫૩-૧-૦ |
| આબકારી હક | ૧ | ૫૨-૧૦-૦ |
| સરદેશમુખી હક | ૧ | ૧૫૦૦-૦-૦ |
| મહુડા હક | ૧ | ૧૦-૮-૦ |
| કુલ | ૨૧૯ | ૧૬૮૧૦-૧૧-૨ |

**ઈનામી ગામ.** ઇનામી ગામોનો હક ઘણો મોટો માનવામાં આવે છે. આવાં ગામો ઘણાએ બિન સત્તાએ ધારણ કર્યાના દાખલા મળી આવ્યા છે અને કેટલાંકમાં સનંદો, તાકીદ-પત્રો વગેરે સરકારના લેખો છે. આવાં ગામો નવ-સારી પ્રાંતમાં નીચે પ્રમાણે છેઃ—

| પ્રકાર | ગામની સંખ્યા | કુલ ઉપજ રૂ. |
|---|---|---|
| ઇનામી | ૧૧ | ૭૨૨૯૨- ૧-૪ |
| બાંહેધરી | ૧ | ૩૬૦૪- ૧-૦ |
| વતન નોકરીયાત | ૩ | ૯૨૬૯-૧૫-૪ |
| ખેરાત | ૧ | ૫૯૧૪-૧૪-૧ |
| ધર્માદાય | ૫ | ૨૨૫૦૫-૧૧-૬ |
| વાંટા | ૧ | ૧૦૦૨- ૧-૦ |
| જાગીરી | ૧૩ | ૬૩૨૯- ૨-૭ |
| દેવસ્થાન | ૧ | ૧૦૮૬-૧૪-૦ |
| ઇનામી ચાકરીયાત | ૧ | ૫૮૭-૧૨-૦ |
| કુલ | ૩૭ | ૧૨૨૫૯૨-૮-૧૦ |

**આંકડીઆં ગામો.** આંકડીઆં ગામો એ એક વિશેષ પ્રકારનાં ગામો છે. આ ગામો સરકારી જ છે. માત્ર પૂર્ણ જમાબંદી લોકો પાસેથી સરકાર પરભારે ન લેતાં કેટલાક મધ્યસ્થ લોકો પાસેથી ઉચક આંકડો લે છે અને તે લોકો ગામના ખેડુતો પાસેથી પોતાની જમાબંદી લે છે. આવાં ગામોમાં એક આંકડી, ફરતા આંકડી, મતાદારી, ઠકરાતી એવા પ્રકારો છે અને તેનો આંકડો ઠરેલી મુદતે ફરીથી ઠરાવવામાં આવે છે. આવાં ગામો નવસારી પ્રાંતમાં નથી.

## ૫. ગીરાસ.

**વાંટો અને તલપદ.**

અણહિલવાડના હિંદુ રાજાઓના વખતમાં મોટા મોટા સરદારોને લશ્કરી નોકરી કરવાની શરતે કેટલાંક ગામોની જમીન વંશપરંપરા આપવામાં આવતી અને તેઓ પોતાના તરફના ખેડુતોને તે જમીન ખેડવા આપી તેમાંથી ઉપજ કરી લેતા. આવી રીતે સરદારોને આપતાં જે જમીન બાકી રહેતી, તેટલીજ રાજકર્ત્તા તરફથી પરભારે ખેડુતોને ખેડવા આપવામાં આવતી. આવી રીતે જમીન મળેલા જાગીરદારો માંડલિક, પટાવત વગેરે નામથી ઓળખાતા. તેરમા સેંકડામાં મુસલમાનોએ ગુજરાત જીત્યું ત્યારે તેમણે જોયું કે ઘણી ખરી જમીન આવી રીતે અપાઇ ગયેલી છે અને તેનાથી સરદારો બળવાન થઇ પડેલા છે. આથી તેઓનું બળ ઓછું કરવાના તથા જેમ બને તેમ રાજ્યની ઉપજ વધારવાના ઇરાદાથી મુસલમાની રાજકર્ત્તાઓએ એવી રાજ્યનીતિ ધારણ કરી કે સરદારો પાસે થોડીક જમીન રાખી બાકીની તેમની પાસેથી લઇ લેવી અને તેમને લશ્કરી નોકરી કરવાની ફરજમાંથી મુક્ત કરવા. આવી જમીન ઉપર જમાબંદી, પેસકસી વગેરે નામથી ઉપજમાંથી અંશ લેવામાં આવતા. પોતાની જાગીરો ખાલસા થવાથી ૧૪૨૪ માં હિંદુ જાગીરદારોએ બળવો ઉઠાવ્યો અને લુંટફાટ કરી મુસલમાન રાજકર્તાઓને ત્રાસ આપવા માંડયો. તેઓ સપાટ પ્રદેશમાં લુંટફાટ કરતા અને જંગલો અને પહાડી મુલકમાં ભરાઇ બેસતા. આથી કંટાળી સુલતાન મહંમદશાહે તેમની સાથે સમાધાન કર્યું. તેમાં જે જે પ્રદેશ ઉપર તેઓ હુમલો કરતા તે તે પ્રદેશમાંથી ચોથો ભાગ કાઢી આપી તેમને શાંત કર્યા. આવી રીતે ચોથ ભાગમાં આપેલી જમીન વાંટા તરિકે ઓળખાવા લાગી અને બાકીનો ¾ ભાગ બાદશાહે રાખ્યો તે તળપદ એટલે બાકી રહેલી અસલી જમીન તરિકે ઓળખાવા લાગ્યો. વાંટાની જમીન ઉપર રાજ્યસત્તાનાં ચિન્હ તરિકે જે જે જુજ રકમ સરકારમાં લેવા ઠરાવ્યું હતું તે સલામી એ નામથી ઓળખાતી. સલામીનો અર્થ

આશ્રિત તરફથી રક્ષકને માનાર્થે આપવાની ભેટ એવો થાય છે. સલામી એ કંઇ વિંઘોટી નથી તેથી તેનો દર એકસરખો હોતો નથી.

**ગીરાસ અને ગીરાસીઆ.**

જ્યારે મરેઠાઓના હુમલા ગુજરાત ઉપર શરૂ થયા ત્યારે મોગલાઇ સત્તા નબળી પડવા લાગી હતી અને મૂળના સરદારો એટલે ઉપર જણાવેલા જમીનદારો અને વતનદારોની સત્તા તથા સ્વાતંત્ર્ય વધતું જતું હતું. વળી આ અંધાધુંધીના સમયમાં એક નવા પ્રકારના ગીરાસીઆ અસ્તિત્વમાં આવ્યા. આ નવા ગીરાસીઆ ગુજરાતની સપાટ ભૂમિની પૂર્વ તરફ આવેલા ડુંગરી પ્રદેશમાં રહેતા અને નજીકના કસબા તથા ગામોમાં લુંટફાટ કરી ત્યાંની રૈયતને ઉપદ્રવ કરતા. આ ગીરાસીઆઓને લુંટફાટ કરતાં અટકાવવાને માટે જે કંઇ આપવામાં આવતું તેને કેટલેક ઠેકાણે "તોડા ગરાસ," અને કેટલેક ઠેકાણે "વોળ" કહેતા. જે પ્રદેશમાં લૂંટારા અને ગીરાસીઆ રહેતા તે મહેવાસ કહેવાતો અને તે ગીરાસીઆઓ મહેવાસી કહેવાતા. તેમજ જે શાંત પ્રદેશને તેઓ ઉપદ્રવ કરતા તે "રાસ્તી" પ્રદેશ કહેવાતો. ગરાસ એ શબ્દ સંસ્કૃત 'ગ્રાસ' શબ્દનો અપભ્રંશ છે અને તેનો અર્થ 'કોળીઓ' થાય છે. એ ઉપરથી ગરાસનો અર્થ નિર્વાહ માટે જે કંઇ આપવામાં આવેલું તે એવો થાય છે. તોડા ગરાસમાં "તોડો" શબ્દ બંદુકના તોડાના અર્થમાં વપરાતો હતો; એટલે કે મારવાને માટે બંદુક દેખાડીને જે ગરાસ લેવામાં આવતો તે તોડા ગરાસ કહેવાતો. "તોડો" શબ્દનો બીજો અર્થ એવો પણ થાય છે કે ગામને તોડે–ભાગોળે–આપવામાં આવતો હકક; ગીરાસીયા ગામમાં પેસી તોફાન ન કરે એટલા માટે તેમને ભાગોળેથી પાછા કાઢવા ત્યાં જઇ આપવામાં આવતી તે રકમ. લૂંટારા ગીરાસીઆઓને તોડા ગરાસ રોકડ રકમમાં અપાતો અગર રોકડને બદલે જમીન આપવામાં આવતી. કોઇ કોઇ વખત તેમને અમુક વસ્તુઓ આપવામાં આવતી, જેમકે શેરડીના ખેતરમાંથી અમુક સાંઠા; વણકર લોકો પાસેથી સુતરની અમુક

ગુંછળી; ચામડીયા પાસેથી જોડા; હજામ, ઢેઠ અને મોચી પાસેથી વેઠ; ગીરાસીઆ, તેના નોકર અને ઘોડાંને માટે ઉતારા ખર્ચ વગેરે.

**જમાનો આંકડો.**

મૂળના જમીનદારો મુસલમાન કે મરાઠા પૈકી જે કોઇ સત્તાવાન થતું તેને ઠરેલી જમા આપી દેતા, એટલે તેઓ કોઇ તેમના અંદરના કારભારમાં હાથ ઘાલતા નહિ. આ જમાની રકમ એક પ્રકારની પેશકસ જેવી હતી. જે મુલક ઉપર જમા બેસાડવામાં આવતી તે મુલકની આવક ઉપરજ તેનો કંઇ આધાર નહોતો. મુસલમાન અથવા મરેઠા પૈકી જે કોઇ ચઢાઇ લઇને આવતું તેની સાથે સલાહ કરવામાં જે શરતો થતી તે સરતો ઉપર જમાના આંકડાનો આધાર રહેતો. જમા વધતી તે ગરાસીઆની ઉપજના કારણથી નહિ પણ ચઢાઇ લઇ આવનાર કમાવીસદારની સત્તા ઉપર તેનો આધાર રહેતો. જો તેની પાસે પૂરતું લશ્કર હોય તો તે પોતાની મરજી પ્રમાણે જમા આપવાનું કબૂલ કરાવી શકતો.

રાસ્તી ભાગોનો વહિવટ સરકાર તરફથી પ્રત્યક્ષ રીતે કરવામાં આવતો. મેવાસી પ્રદેશ કંગાલીયત વસ્તીને લીધે બરોબર આબાદ થએલો ન હોવાથી ઉચ્ચક આંકડો લઇ વહિવટથી કરવામાં આવતો. ગામના આગેવાન મતાદારો અથવા જમીનદારો સરકારી કુમાવીસ-દાર સાથે ગામની જમાબંદીનો આંકડો નક્કી કરતા અને તે વખતસર ભરવા બદલ બારોટ અથવા શાહુકાર લોકોની હામીઓ આપતા. જમાબંદીનો આંકડો ફાળવવાનું તથા ઉઘરાવવાનું કામ મતાદારો અગર જમીનદારો પોતે કરતા અને ગામના પ્રત્યક્ષ વહિવટમાં સરકારની દરમિયાનગીરી ઘણીજ કમી રહેતી.

**મુલકગીરી.**

પોતાના રાજ્ય પ્રદેશની સીમા વધારવી અને નવા પ્રદેશ જીતી તાબે કરવા એ પરાપૂર્વથી રાજાનું કર્ત્તવ્ય ગણાતું. ચોમાસાની મોસમ પૂરી થતાં ગુજરાતના મુસલમાન રાજકર્ત્તાઓ પોતાના

રાજ્યની સરહદ નજીકનો મુલક સર કરવા લશ્કર મોકલતા તે મુલકગીરી લશ્કર કહેવાતું. એ લશ્કરનું કર્તવ્ય મુલક જીતવો તેમજ જે જમીનદારો નિયમિત રીતે જમાબંદી, પેશકસી વગેરે ભરતા ન હોય, તેમની પાસેથી તે વસુલ કરવી એ હતું. મુસલમાની રાજ્યની પડતીના વખતમાં માત્ર પેશકસી ઉઘરાવવામાં આવતી. મરેઠાનું રાજ્ય સ્થપાયા પછી તેઓ પણ મુલકગીરી લશ્કર રાખતા અને દશેરા ઉપર સીમોલ્લંઘનની ક્રિયા થયા પછી સારો દિવસ જોઇ સુબાઓ અને મોટા લશ્કરી અમલદારોને મુલકગીરીપર મોકલવામાં આવતા. ગાયકવાડ સરકારનું મુલકગીરી લશ્કર કાઠીયાવાડ, અને મહીકાંઠામાં મુલકગીરીએ મોકલવામાં આવતું. કવચિત્ રેવાકાંઠાના મેવાસી પ્રદેશમાં પણ તે તંટો ફીસાદ થએ મોકલવાની જરૂર પડતી. મુલકગીરી લશ્કરથી દેશની આબાદીમાં ખલેલ પહોંચતું.સને ૧૮૦૫ ના અરસામાં રેસીડેન્ટ કર્નલ વોકરે કાઠીઆવાડના રાજાઓ અને જમીનદારોને બ્રિટીશ સરકારની દરમિયાનગીરીથી ગાયકવાડ સરકારને આપવામાં આવતી જમાબંદી વગેરે નકકી કરવાને પત્રો લખ્યા. સને ૧૮૦૭ માં કાઠીયાવાડના મુલકગીરી હકક વગેરે નકકી કરવા વિઠ્ઠલરાવ દિવાનજી સાથે કર્નલ વૉકર કાઠીયાવાડમાં ગયા અને ગાયકવાડ સરકારની સંમતિથી કાઠીયાવાડના રાજાઓ અને જમીનદારો પાસેથી લેવાના હક્કની રકમ દસ વર્ષને માટે નક્કી કરી તે નિયમિત ભરવાના જામીન લઇ બંદોબસ્ત કર્યો અને તે ઉઘરાવવા મુલકગીરી લશ્કર મોકલવાનું બંધ કર્યું.

રોકડ ગીરાસ ગીરાશીઆઓ પ્રથમ પરભાર્યા ગામલોકો પાસેથી લેતા.આથી તેમની અને ગામલોકો વચ્ચે હરહમેશ તકરારો થતી. આ ગીરાસ તપાસ કરી અંગ્રેજ સરકારની માફક સરકાર તીજોરીમાંથી આપવાની શ્રીમંત ખંડેરાવ મહારાજાએ સને ૧૮૬૨ માં તજવીજ કરી તેમજ રાજ્યની કુલ જમીનની માપણી કરાવી બારખળી જમીનની તપાસ કરવાનું ઠરાવ્યું. તપાસ દરમીયાન રોકડ ગીરાસ આપવાનું તહકુબ રાખવામાં આવ્યું અને રોકડ ગીરાસની

તેમજ વાંટા અને ગીરાસની જમીન બદલ તપાસ અંતે રૂપીએ બે આની પ્રમાણે સમરી સેટલમેન્ટ તથા હવાલદારી હકક લાગુ કર્યો. આથી તેમજ વડોદરા પ્રાન્તના જે તાલુકાઓમાં કુંભામાં જમીનનું માપ નકકી કરવામાં આવતું ત્યાં બારખળી જમીન સરકારી જમીન કરતાં કમી માપથી ભરી વધારો કાઢવાથી ગીરાસીઆઓએ બોભાટ મચાવી મુકયો અને પોલીટીકલ એજન્ટોએ તેમની સહાય કરી. રેવાકાંઠાના પોલીટીકલ એજંટોએ રેવાકાંઠાના કેટલાક જમીન-દારોના વાંટાઓ રેવાકાંઠાનો ભાગ છે એમ જણાવી કલમબંદીની પહેલી કલમ વિરૂદ્ધ તે વાંટાઓ ઉપર હકુમત ચલાવવાનો દાવો કર્યો. આથી તકરાર વધી પડી. તેમણે રેવાકાંઠાના તથા રાજપીપળા વગેરેના લોકોના ગીરાસ હકકને અંગ્રેજ સરકારની બાંહ્યધરી હોવાનો દાવો ઉપસ્થિત કર્યો. જમાબંદી તથા ખંડણી તેમની મારફતે વસુલ આવતી હોવાથી તેમણે તે અટકાવવાનું શરૂ કર્યું. મહીકાંઠાના પોલીટીકલ એજંટોએ પણ ત્યાંના જમીનદારોના હકકને બાંહ્યધરી છે એમ માની પોતાના કહેવા પ્રમાણે વર્તવામાં ન આવે તો જમા-બંદી તથા ખંડણી અટકાવાની શરૂઆત કરી.

સને ૧૮૨૫ ની કલમબંદી અન્વયે રેવાકાંઠાના ગીરાસીઆ-ઓના હક્ક સંબંધી સને ૧૮૬૬–૬૭ ના અરસામાં રેવાકાંઠાના પોલીટીકલ એજંટે ગાયકવાડ સરકાર તરફના અમલદારની રજુઆતે તપાસ કરવાનું શરૂ કર્યું. આ કામ સને ૧૮૭૧–૭૨ સુધી ચાલ્યું. દરમિયાન ઘણા ખરા હક્ક સંબંધી ઠરાવ થઈ નકકીપણું થઈ ગયું. આ ઠરાવ ફારમર સેટલમેન્ટ ઓફિસર સાહેબના ઠરાવ એ નામે ઓળખાય છે. ઠરાવ થયા છતાં કેટલીક બાબતો સંબંધી તકરારો જારી રહી હતી અને કેટલાક ઠરાવોના સંબંધમાં વડોદરા રાજ્ય તરફથી વાંધો ઉઠાવવામાં આવ્યો હતો.

ઈનામ કમિટીની તપાસ પુરી થતા અવલ શ્રીમંત કૈલાસ-વાસી ખંડેરાવ મહારાજ દેવલોક પામ્યા અને શ્રીમંત કૈલાસવાસી

મલ્હારરાવ મહારાજા ગાદી ઉપર આવ્યા તેમણે તપાસ બંધ કરાવી તોપણ ગીરાસીયાઓની તકરારો જારી રહી.

હાલની કારકીર્દીની શરૂઆતમાં ગીરાસનો પ્રશ્ન હાથપર લેવામાં આવ્યો. સન ૧૮૭૮ માં રેવાકાંઠા, મહીકાંઠા, પાલનપુર તથા રાજપીપળાના ગીરાસીયાઓના ગીરાસ હક્ક સંબંધે તપાસ કરવાને સ્પેશીઅલ સેટલમેન્ટ ઑફિસર એ હોદ્દાથી એક અમલદારની નિમણોક કરવામાં આવી. મહીકાંઠા અને પાલનપુરના જે જમીનદારો ૧૮૨૦ માં અને રેવાકાંઠાના જે જમીનદારો ૧૮૨૫ માં ખંડણીદાર હતા તેમના હક્કને બાંહ્યધરી છે એમ ઠરાવવામાં આવ્યું. બાંહ્યધરી શબ્દનો અર્થ બાંહ્ય ઝાલવી અથવા અભયવચન આપવું એવો થાય છે. અત્યાર સુધીમાં ગીરાસ સંબંધી ઘણીખરી તકરારોનો નિકાલ થઇ ગયો છે.

**નવસારી પ્રાન્તમાં ગીરાસ.**

નવસારી પ્રાન્તમાં બાંહ્યધરીવાળા વાંટા ગીરાસની જમીન ઘણી જુજ છે. ફક્ત રેવાકાંઠાના કેટલાક પરચુરણ ગીરાસીઆની નવસારી તાલુકાના ભીનાર, કામરેજ તાલુકાના ઘોરણા અને પારડી તથા માંગરોળ તાલુકાના કંટવા, લુવારા તથા વાસોલી ગામોમાં થોડીથોડી જમીન છે. નવસારી પ્રાન્તમાં બાંહ્યધરી ગીરાસની જમીનનો કુલ રકબો વિંઘા ૪૧૯–૧૦–૫ છે. આ જમીન ઉપર રૂ. ૪૦૪–૩–૦ કલદાર સલામીના આવે છે. બાંહ્યધરીવાળો રોકડ ગીરાસ પણ છ જણાને મળે છે. એ રોકડ ગીરાસ એકંદર રૂ. ૧૩૩૬–૪–૮ નો છે. આ સિવાય રૂ. ૯–૦–૦ કોથળી સાંથના છે.

આ પ્રાન્તનાં ગામોમાં પ્રથમ માંડવીના રાજાનો રોકડ ગીરાસ રૂ. ૪૩,૮૫૮–૧૨–૧૦ હતો. માંડવીનું રાજ્ય ખાલસા થયા પછી આ ગીરાસ બંધ પડવો જોઇએ પરન્તુ આ ગીરાસની રકમ નામદાર ઇંગ્રેજ સરકાર લે છે. આ સિવાય નાંદોદ સંસ્થાનના નામદાર રાજાજીને આ પ્રાન્તમાં રૂ. ૧,૩૦૭–૬–૬ નો રોકડ ગીરાસ છે. વાંસદાના

રાજાજી સાહેબનો પણ કેટલોક ગીરાસ છે. તેમજ રાજપીપળા રાજ્યના ભીલ વસાવાને ખુંટીના રૂ. ૧ ૬૪૬-૧-૫ મળે છે. આ સઘળા હક્ક બીન બાંહ્યધરીમાં ચાલે છે. આ સિવાય બીજા પણ કેટલાક બિન બાંહ્યધરીવાળા રોકડ ગીરાસ અને વાંટાઓ આ પ્રાન્તના તાલુકાઓમાં છે.

---

## ૬ વેરો.

ભાગ બટાઇ વહિવટમાં ઉપજ વધારવાને યુક્તિ પ્રયુક્તિથી ઘણા વેરા દાખલ થયા હતા અને તે વહિવટ બંધ થયા પછી પણ તે જારી રહ્યા હતા. વેરા સાધારણ રીતે ઇજારદાર અગર સરકારી નોકર દાખલ કરતા હતા, પરન્તુ ખાસ સરકાર હુકમથી પણ કેટલાક વેરા દાખલ થતા. રાજ્યકર્ત્તાને પૈસાની જરૂર પડતી તે વખતે તે મેળવવા તેઓ ખાસ હુકમ કરી વેરા દાખલ કરતા. શરૂઆતમાં આ વેરા ટુંક મુદત માટે તથા અમુક પ્રસ્તુત કામ પુરતા હતા, પરન્તુ મુદત અને પ્રસ્તુત ગયાં છતાં પણ તેની વસુલાત કરવાનું બંધ કરવામાં આવતું નહિ તેથી એવા વેરા કાયમના થઇ ગયા હતા. જેમકે અંબાડી વેરો, મુલકગીરી વેરો, સ્વારી ખર્ચ, હોસ્પીટલ દસ્તુરી, સડક પટી વગેરે. ઇજારા વહીવટમાં ઇજારદારો પોતાની ઉપજ વધારવા જુદી જુદી યુક્તિઓ કરતા. તેમનાં કૃત્ય સામે રાજ્યકર્તા સુધી પ્રજાનો પોકાર પહોંચતો નહિ અને પહોંચે તો પણ ઇજારદાર માનીતો હોવાથી અગર તો તેણે સરકારને નજરાણાની મોટી રકમ આપેલી હોવાથી તેની સામે દાદ મળતી નહિ. ઇજારદારને શાક જોઇએ તો કાછીઆ પાસેથી મંગાવી જરૂર જેટલું રાખી બાકીનું વેચી પૈસા કરતો; ઘોડા માટે દોરડાં જોઇએ તે વણકર પાસેથી સુતર લઇ તેની પણ આ પ્રમાણે વ્યવસ્થા કરતો; આવી રીતે બીજા કારીગરો અગર નાના વેપારીઓ પાસેથી ઇજારદારો પ્રથમ પોતાના ઉપયોગ માટે એનજીનસી માલ લઇ, પછી તેને બદલે રોકડ રકમ લેવાનું શરૂ

કરતા. ઈજારદારની પેઠે સરકારી અમલદારો પણ વેરો ઘાલી દેતા. ઇજારદાર અગર સરકારી અમલદાર પોતાના આશ્રિતને કંઇ રકમ એકઠી કરી આપવા માટે તેની પાસે કથા પુરાણ વંચાવતા અને ગામડાના પટેલોને તે સાંભળવા બોલાવી તેમની પાસે તેને કંઇ રકમ દરસાલ અપાવતા. આવી રીતે પુરાણીની લાગત, અંટોળ જોશીની લાગત, એ વગેરે લાગતો દાખલ થઇ હતી. ભાગ વટાઇ વખતે વેરા ભાગ કરતી વખતે અનાજના રૂપમાં લેવામાં આવતા હતા અને એવી રીતે લીધેલું વેરાનું અનાજ જે સાધુ પુરૂષ અગર પવિત્ર સંસ્થાને આપવાનું હોય તેમને ગામ ઉપરજ આપવામાં આવતું. પણ ભાગવટાઇ વહીવટ બંધ થયા પછી અનાજનો ભાગ લેવાનો માર્ગ રહ્યો નહિ ત્યારે અનાજને બદલે જે તે નામના વેરાથી રોકડ રકમ જમીન ઉપર ફાળવી નાખી વસૂલ કરવા માંડી; અને જે તે ઇસમ અગર સંસ્થાને જુદાં જુદાં ગામે થતી પ્રાપ્તિ એકંદર કરી ત્રીજોરીમાંથી આપવાનું શરૂ થયું.

**પ્રકાર.** વેરાના મુખ્ય બે પ્રકાર વેરો આપનારના ધંધા ઉપરથી કરી શકાયઃ- (૧) ખેતી ઉપરના વેરા અને (૨) એ શિવાયના વેરા. ખેતી ઉપરના વેરા ખેડુત તથા ખાતેદારો પાસે લેવામાં આવતા હતા અને તે જુદે જુદે ઠેકાણે જુદા જુદા પ્રકારના હતા. જેમકે કણબી વેરો, મોચી ખાતેદારનો વેરો, ઘાંચી ખાતેદારનો વેરો, કોળી ખાતેદારનો વેરો, વાણીઆ ખાતેદારનો વેરો, કપાસના બડઘા વેરો એટલે કે કપાસના છોડને કાપતાં નીચલા ભાગમાં જે થડ (બડઘો) રહે તે બીજે વરસે ફુટી તે ઉપર કપાસ થાય તે ઉપર લેવાતો વેરો, ડાંગર બડઘા, ગામોટ હક એટલે કે ગામડે જાય આવે તેને ગામ ગોર પતરાળાં પડીઆ આપતા તેથી એ બદલ લેવાતી લાગત, ઝાડ ઉપરની સલામી, ઢોર ચરાઇ, તુવેરના બડઘા, પાણી વેરો, પુછી વેરો એટલે ભેંસ, ઘેટાં અને બકરાં ઉપર જાનવર દીઠ લેવાતો વેરો, મુહેતા સુખડી, હવાલદાર સુખડી, વગેરે. ખેતી શિવાયના વેરાનો સંબંધ

જમીન સાથે ન છતાં વેપારી વર્ગના લોકો પાસેથી ધંધા બદલ તથા મજુરીઆત તથા કારીગર વર્ગના લોકો પાસેથી ગામમાં રહી સરકારનું રક્ષણ ભોગવતા તે બદલ લેવામાં આવતા. આ વેરા ઘણી જાતના હતા પણ તેમાંના મુખ્ય નીચે પ્રમાણે હતાઃ—ઊંટ વેરો, ઉન વેરો, ઉભડ વેરો, ઉમરા વેરો, કલાલ વેરો, કાટલાં વેરો, કુંભાર વેરો, કોળી વેરો, કંદોઇ વેરો, ખંડણી વેરો, પાણી વેરો, ગાંધી વેરો, ઘાંચી વેરો, જોખામણી વેરો, ધોબી વેરો, તોલાઇ ઇજારો, દરજી વેરો, ન્યાત વેરો, માળી વેરો, મહાજન વેરો, વાણીઆ વેરો, શાક વેરો, સોની વેરો, હોડી દસ્તુરી વગેરે.

**ખેતી ઉપરના વેરા કમી થયા.** શ્રીમંત સરકાર મહારાજ સયાજીરાવ ગાયકવાડ ગાદી ઉપર આવ્યાબાદ વેરાથી લોકો ઉપર થતો ત્રાસ તેમના લક્ષમાં આવતાં તે દૂર કરવા તેમણે તજવીજ કરી હતી. પ્રથમતો ખેડુત ઉપરના વેરા જમાબંદી સેટલમેંટ કરતી વખતે કમી કરવા ઠરાવ્યું હતું; તેથી દરેક મહાલની જમાબંદી સેટલમેંટ વખતે જમીન સાથે સંબંધ કરતા વેરા કમી કરવામાં આવ્યા છે.

**વેરામાં સુધારો.** ખેતી સાથે સંબંધકર્તા નહિ એવા વેરાની વિષમતા મટાડી એક સરખે ધોરણે વેરો કેવી રીતે લાગુ કરી શકાય એ બાબત હકીકત મેળવી નિવેદન કરવા સર્વે સેટલમેન્ટ કમિશનર મિ. એફ. એ. એચ. ઇલીઅટ સાહેબને ફરમાવવામાં આવ્યું હતું. તે ઉપરથી તેમણે તપાસ કરી સન ૧૮૯૨ માં નામદાર દિવાન સાહેબ તરફ નિવેદન કર્યું હતું, તેમાં ગરીબ લોકો ઉપરથી નાના વેરા કમી કરી જેની તેની મગદુર પ્રમાણે વેરાનું ભારણ પડે એવું ધોરણ દાખલ કરવા ભલામણ કરી હતી. આ નિવેદનમાં સંવત ૧૯૪૮ માં રાજ્યમાં ખેતી સાથે સંબંધકર્તા નહિ એવા વેરાની એકંદર સંખ્યા ૧૮૨ હોવાનું જણાવ્યું હતું. તેમાં ૧૪૩ વેરા ફકત કડી પ્રાંત એકલામાંજ લાગુ હતા. ૨૬ વેરા બે પ્રાંતમાં, ૯ વેરા ત્રણ પ્રાંતમાં અને

ફક્ત ૪ વેરા ચારે પ્રાંતમાં સામાન્ય રીતે લાગુ હતા. મહાલવાર વેરાની સંખ્યાનું પ્રમાણ જોઇએ તો એકલા વિજાપુર મહાલમાં ૭૫ વેરા હતા. ૨૫ વેરા બે મહાલમાં, ૧૫ વેરા ત્રણ મહાલમાં, ૧૩ વેરા ચાર મહાલમાં, ૧૮ વેરા પાંચ મહાલમાં અને ૩૬ વેરા ૬ અગર વધારે મહાલે સામાન્ય સ્વરૂપના હતા. આ ઉપરથી જણાય છે કે સામાન્ય સ્વરૂપના વેરા થોડા હતા પણ ઘણાખરા વેરા સ્થાનિક હતા. વળી કેટલાક વેરાની રકમ એટલી જુજ હતી કે તે વસુલ કરવા લાયક નહોતી. ઉદાહરણ તરીકે ૩૧ વેરાનું ઉત્પન્ન રૂ. ૧૦) ની અંદર હતું. ૧૬ વેરાનું ઉત્પન્ન રૂ. ૧૧ થી રૂ. ૨૦ સુધી, ૨૭ વેરાનું ઉત્પન્ન રૂ. ૨૧ થી ૫૦ સુધી, ૧૮ વેરાનું ઉત્પન્ન રૂ. ૫૧ થી રૂ. ૧૦૦ સુધી, ૨૪ વેરાનું ઉત્પન્ન રૂ. ૧૦૧ થી રૂ. ૨૧૨ સુધી હતું. ફક્ત (૧) જમીન ગામગભાણ, (૨) ખુમવેરો, (૩) કોઢ (સુથાર) વેરો, (૪) તફારીક વેરો, (૫) સાલવેરો, (૬) મોઘમ વેરો, (૭) વાણીઆની બેઠક વેરો, (૮) ઉભડવેરો, (૯) ભોમ વેરો, એ નવ વેરાનું ઉત્પન્ન રૂ. ૭૭,૫૭૮ અને બીજા ૧૭૩ વેરાનું ઉત્પન્ન રૂ. ૫૬,૪૮૮ થતું હતું. આખા રાજ્યનું વેરાનું ઉત્પન્ન રૂ. ૧,૩૪,૦૬૬ હતું તે પૈકી નવસારી પ્રાંતનું માત્ર રૂ. ૭૦૮૪ એટલે કે એકંદર ઉત્પન્નના માત્ર ૫ ટકા હતા. આ ઉપરથી જણાશે કે વેરાની બાબતમાં બીજા પ્રાંતને મુકાબલે નવસારી પ્રાંત નશીબદાર હતો. કડી પ્રાંતનું રૂ.૯૩,૪૯૩, વડોદરા પ્રાંતનું રૂ.૧૭,૫૨૫, અમરેલી પ્રાંતનું રૂ. ૧૬,૦૨૨ અને નવસારી પ્રાંતનું વેરાનું એકંદર ઉત્પન્ન રૂ. ૭,૦૮૪ હતું. એ ઉત્પન્ન મહાલવાર નીચે પ્રમાણે હતું:–

| મહાલનું નામ. | ઉત્પન્ન | મહાલનું નામ. | ઉત્પન્ન |
|---|---|---|---|
| વેળાછા | ૪૧ | સોનગઢ | ૬૨૨ |
| કામરેજ | ૧૧૭૪ | પલસાણા | ૨૪૫ |
| મહુવા | ૩૩૬ | નવસારી | ૨૧૯૧ |
| વ્યારા | ૫૯૦ | ગણદેવી | ૧૮૮૫ |

કુલ ૭૦૮૪

મે. ઇલીઅટ સાહેબે એવી ભલામણ કરી હતી કે ખેતી સાથે સંબંધ નહિ ધરાવનારા બધા વેરા કમી કરી તેને બદલે વાણીઆ વેરો અને તફારીક વેરો એ નામથી આખા રાજ્યમાં સરખે ધોરણે વેરા દાખલ કરવા. વાણીઆ વેરો વેપારી અને દુકાનદારો ઉપર અને જે લોકો કારીગરનો અગર બીજો મજુરીનો ધંધો કરે તેમના ઉપર તફારીક વેરો દાખલ કરવો. વળી બીજી ભલામણ એવી કરી હતી કે ગામડાં અને શહેરના વેપારીઓ તથા કારીગરોને સ્થાનપરત્વે વધારે ઓછી કમાઇ અને વધારે ઓછો ખરચ થાય છે તે કારણે મોટાં ગામ અને ગામડાંમાં વાણીઆ અને તફારીક વેરાના દર જુદા જુદા ઠરાવવા. આ સંબંધમાં તે વખતના સરસુબા મે. રા. રા. આંગ્રે એમનો અભિપ્રાય એવો થયો હતો કે (૧) માણ્ટની યત્તા કંઇ ન રાખતાં ધંધાના વર્ગ મુકરર કરી દરેક વર્ગના માણસ પાસેથી તે વર્ગ માટે ઠરેલા દરથી વેરો લેવો, અને (૨) પાસેના બ્રિટિશ રાજ્યને ધોરણે એકજ ધોરણથી બધા લોકો પાસેથી ઉપજવેરો લેવો અને રૂ. ૧૦૦) અંદરની ઉપજ વેરામાંથી બાતલ કરવી. આ ભલામણોના સંબંધમાં કંઇ છેવટનો હુકમ થયેલો જણાતો નથી.

**આયપતવેરો.**

ત્યારબાદ વડોદરા પ્રાંતના સુબા દિ. બા. સમર્થ એમણે વેરા બદલનો સવાલ હાથપર લઇ હુજુર હુકમથી પ્રથમ ફક્ત પાદરા તાલુકા માટે યોજના રજુ કરી હતી. તેમાં પાદરા કસ્બા માટે ધંધા સંબંધી જુદા જુદા વેરા કમી કરી તેને બદલે એક ધંધાવેરો લાગુ કરવા અને તેના ચાર વર્ગ પાડી ૧ લા, ૨ જા, ૩ જા અને ૪ થા વર્ગ માટે અનુક્રમે રૂ. ૪, ૩, ૨ અને ૧ એ પ્રમાણે લેવા અને વાર્ષિક રૂ. ૧૦૦) ની અંદરની પ્રાપ્તિવાળાને વેરામાંથી બાતલ કરવા સિફારસ કરી હતી. ગામડાં ગામ માટે ચાર વર્ગ કાયમ રાખી ૧ લા, ૨ જા, ૩ જા અને ૪ થા વર્ગ માટે અનુક્રમે રૂ. ૩, ૨, ૧ અને ૦–૮–૦ રાખ્યા હતા અને રૂ. ૫૦) ની અંદરની પ્રાપ્તિવાળાને વેરામાંથી બાતલ કરવા સિફારસ કરી હતી. આ યોજના ફક્ત પાદરા કસ્બા માટે મંજુર

થઇ હતી; પરંતુ ગામડાં માટેના દર પાદરા કસ્બાના આયપતવેરાના એક વર્ષના પરિણામ ઉપરથી અનુભવ અંતે દાખલ કરવા ફરમાન થયું. આ હજુર હુકમ ઉપરથી પાદરા કસ્બામાં ચાલતા ચાંલ્લાપટ્ટી, કાટલાં છપાત, ઝાંપલી જમાત, ચુલાવેરો, મોતેસરી, મધ મીણની લાગત, મહાજન જોટ એ વગેરે વેરા કમી કરવા અને મંજુર થયેલા નવા દરથી આયપત વેરો લેવા પ્રાંત સુબા કચેરીથી જાહેરનામું નંબર ૨૩૩, તા. ૮-૪-૧૮૯૬ નું આજ્ઞાપત્રિકામાં પ્રસિદ્ધ થયું હતું. પાદરા કસ્બામાં દાખલ કરેલા આયપત વેરાનું પરિણામ સંતોષકારક જણાયાથી તે વડોદરા પ્રાંતના બીજા કેટલાક મહાલોમાં સને ૧૮૯૮ ની સાલમાં દાખલ કરવામાં આવ્યો હતો. ત્યારબાદ કડી પ્રાંતમાં કલોલ તાલુકો અને વિસનગર, વડનગર અને બીજા કેટલાક કસ્બામાં આયપતવેરાનું ધોરણ લાગુ કરવામાં આવ્યું હતું. સન ૧૯૦૪ માં આયપતવેરાનું એકસહા ધોરણ આખા રાજ્યમાં લાગુ થયું હતું. આયપતવેરો દાખલ કરવામાં આવ્યો ત્યારપછી તે વસુલ કરવાના સંબંધમાં અને બીજી કેટલીએક બાબતોમાં પ્રશ્નો ઉપસ્થિત થયા હતા તે બદલ એકસહા વિચાર કરી ભલામણો કરવાને ખા. બા. જમશેદજી દલાલ એમના અધ્યક્ષપણા નીચે એક કમીટી નીમવામાં આવી હતી. આ કમિટીએ બ્રિટિશ રાજ્યમાં ચાલતું ધોરણ અને સ્થાનિક સ્થિતિ એ વગેરે બદલ વિચાર કરી નિવેદન કર્યું હતું તે વિચારમાં લઇ હુ. હુ. નં. ૬૫, તા. ૨૮-૪-૧૯૦૪ નો કરવામાં આવ્યો તેમાં આયપતવેરાનું નવિન ધોરણ કડી, વડોદરા અને નવસારી પ્રાંતના કસ્બા અને ગામોને લાગુ કરવા અને અમરેલી પ્રાંતમાં જુના વેરા જારી રાખવા ફરમાન થયું હતું. આયપતવેરો લાગુ કરવાના સંબંધમાં બે ધોરણ મંજુર થયાં હતાં: એક કસ્બા માટે ને બીજું ગામડાં માટે. દરેક પ્રાંતોમાં કયાં ગામોને કસ્બા ગણવા એ ઠરાવવામાં આવ્યું હતું અને કસ્બા ને ગામડાં માટે જુદાંજુદાં ધોરણ ઠરાવ્યાં હતાં. તેમાં કસ્બામાં રૂ. ૩૦૦) અંદરની પ્રાપ્તિને આયપત વેરામાંથી બાતલ કરી આયપતવેરાની વધારેમાં વધારે રકમ રૂ. ૧૦) ઠરાવી હતી. ગામડામાં કમીમાં કમી વેરો આપવાને પાત્ર રકમ

રૂ. ૧૫૦) ઠરાવી હતી. ત્યારબાદ ના. દત્ત સાહેબે કરેલી ભલામણ ઉપરથી આયપતવેરાને પાત્ર પ્રાપ્તિની કમીમાં કમી રકમ ગામડાને માટે રૂ. ૧૫૦) હતી તેમાં ફેરફાર કરી તે કસ્બા જેટલી એટલે રૂ. ૩૦૦) ની રાખવા અને એ પ્રમાણે કરવાથી જે ખોટ આવે તે રૂ. ૭૫૦) અને તે ઉપરાંતની પ્રાપ્તિવાળા પાસેથી રૂ. ૧૦) કરતાં વધારે દર લઇને પૂરી પાડવા હુકમ થયો. આથી કસ્બા અને ગામડાં વચ્ચેનો ભેદ નીકળી ગયો અને ગામડા અને કસ્બા માટે એકજ દર રાખવામાં આવ્યા. વળી બ્રિટિશ રાજ્યના સને ૧૮૭૧ ના ૨ જા કાયદા (નૉન એગ્રીકલચરલ ડયુટીઝ) ને ધોરણે જુના વેરાને બદલે આયપતવેરો લેવાનું અને કમીમાં કમી રકમ (રૂ. ૧૦ સુધી) નાની રાખવાનું જે ધોરણ હતું તે બદલાઇ ગયું અને સન ૧૮૮૬ ના ૨ જા ઇન્કમટૅકસના સ્વરૂપનું ધોરણ દાખલ થયું. આનો અમલ સંવત ૧૯૬૧ થી એટલે તા. ૧–૮–૧૯૦૪ થી થયો. અમરેલી પ્રાંત કે જ્યાં અત્યારસુધી જુના વેરા ચાલુ હતા ત્યાં પણ જાહેરનામા નંબર ૬૩ તા: ૨૮–૧૧–૦૪ થી આયપતવેરાનું નવું ધોરણ દાખલ કરવામાં આવ્યું. આ પ્રમાણે લગભગ નવ વરસના પ્રયાસ અને અનુભવથી આખા રાજ્યમાં જુના ધંધા વેરા કમી કરી તેને બદલે એક સરખે ધોરણે આયપતવેરો દાખલ કરવામાં આવ્યો છે.

આયપતવેરાની માફી રૂ. ૩૦૦) સુધીની પ્રાપ્તિવાળાને હતી તેને બદલે રૂ. ૫૦૦ સુધીની પ્રાપ્તિ વાળાને આપવા ૧૯૦૬ ની સાલમાં ઠર્યું અને તે બાબત જાહેરનામું નં. ૭૧ તા. ૨૩–૪–૦૬ નું પ્રસિદ્ધ કરવામાં આવ્યું. ત્યારબાદ સન ૧૯૦૭ માં શ્રીમંત મહારાજા સાહેબે રાજ્યની લગામ પોતાના હાથમાં લીધાને ૨૫ વર્ષ થયાં તે નિમિત્તે પ્રજા તરફથી સિલ્વર જ્યુબિલીનો મહોત્સવ કરવામાં આવ્યો તે શુભ પ્રસંગે શ્રીમંત મહારાજા સાહેબે કૃપાવંત થઇ પ્રજાને કેટલાક હક્ક તથા લાભ આપ્યા તેમાં આયપત વેરાને પાત્ર કમીમાં કમી રકમનો વધારો કરી રૂ. ૭૫૦) અંદરની પ્રાપ્તિ વાળાને આયપતવેરામાંથી બાતલ કરવાનો હુકમ કર્યો. આવી રીતે

ક્રમેક્રમે હલકી પ્રાપ્તિવાળા ઘણા ગરીબ લોકોને વેરાના ભારણમાંથી બાતલ કરી તવંગર અને સારી સ્થિતિના લોકોપર તે નાખવામાં આવ્યો છે. નવસારી પ્રાંતમાં સંવત ૧૯૬૫ થી ૧૯૭૫ સુધી આયપતવેરાની ઉપજ તથા તે ભરનારની સંખ્યા કેટલી હતી તે નીચેના પત્રક ઉપરથી જણાશેઃ—

| સાલ (સંવત) | વેરો લેનાર ઇસમ | વેરાની રકમ રૂ. |
|---|---|---|
| ૧૯૬૫ | ૭૦૩ | ૧૨૭૫૯- ૬-૦ |
| ૧૯૬૬ | ૬૪૫ | ૧૨૩૮૨- ૪-૦ |
| ૧૯૬૭ | ૬૪૪ | ૧૨૨૩૧- ૪-૦ |
| ૧૯૬૮ | ૯૧૪ | ૧૫૯૭૯- ૮-૦ |
| ૧૯૬૯ | ૮૧૯ | ૧૪૩૯૫- ૮-૦ |
| ૧૯૭૦ | ૮૩૬ | ૧૫૦૨૯- ૯-૦ |
| ૧૯૭૧ | ૯૫૮ | ૧૬૮૬૭-૧૦-૦ |
| ૧૯૭૨ | — | ૧૯૫૧૫- ૦-૦ |
| ૧૯૭૩ | ૯૬૬ | ૧૯૧૧૭- ૩-૯ |
| ૧૯૭૪ | ૧૦૮૨ | ૧૮૦૫૦-૧૦-૮ |
| ૧૯૭૫ | ૧૦૧૩ | ૧૫૮૪૮- ૫-૨ |

## ૭ જંગલખાતું.

**વહીવટ.**

૧૮૭૩ પહેલાં જમીન મહેસુલના ઇજારા અપાયલા હોવાથી પોતાના ઇજારાના તાલુકામાં આવેલા જંગલોની વ્યવસ્થા ઇજારદાર પોતાની મરજી પ્રમાણે કરતો. જંગલની પેદાશ લઇ જવા માટે લેવાનો દર તે ઠરાવતો અને પોતાના ઇજારાની મુદતમાં જેટલા પૈસા પેદા થાય તેટલા કરી લેવાની દાનત રાખતો. ઇજારા વહીવટ બંધ થયા પછી જંગલનો વહીવટ સરકાર તરફથી થવા લાગ્યો તેમાં કેટલેક ઠેકાણે નાકાં બેસાડી ત્યાંથી પસાર થતા માલ ઉપર સરકાર હક લેવામાં આવતો. આ પ્રમાણે વ્યવસ્થા ૧૮૭૭ સુધી ચાલી. ત્યાર પછી સ્વતંત્ર જંગલખાતું સ્થાપન કરવામાં આવ્યું. ૧૮૭૭ થી ૧૮૮૪ સુધી એ ખાતું મુંબઇ ઇલાકાના જંગલખાતામાંથી બોલાવેલા બે અમલદારોના તાબામાં હતું. ૧૮૮૪ થી ૧૮૯૦ સુધી જંગલખાતું મુલ્કી ખાતાના નાયસુબાઓના તાબામાં મુકવામાં આવ્યું હતું. આ વખતે ખાંડી માટે ઠરાવેલા દર આપવાને જે ઇજારદાર કબુલ થાય તેને તેની મરજીમાં આવે તેવો અને તેટલો કાટ લઇ જવાની પરવાનગી આપવામાં આવી હતી. આથી કરીને જંગલની ઘણી ખરાબી થઇ. ૧૮૯૧ માં મિ. ઇ. ઇ. ફરનાન્ડીઝ નામના બ્રિટિશ જંગલ ખાતાના અમલદારની નોકરી ઉછીની મેળવી જંગલખાતું તેમના હાથ નીચે મૂકવામાં આવ્યું હતું. તે ૧૮૯૪ સુધી રાજ્યની નોકરીમાં રહ્યા ત્યાં સુધી જુની પદ્ધત બંધ કરી કેટલોક સુધારો કર્યો. તેમના પછી મી. ગુસ્તાદજી મેડીવાળા જેમને યુરોપ મોકલી જંગલ ખાતાના કામ સંબંધી ખાસ કેળવણી આપવામાં આવી હતી તેમના હાથ નીચે ખાતું મુકવામાં આવ્યું હતું અને ત્યાર પછી વખતો વખત પ્રવિણ પુરૂષોના તાબામાં મુકવા આવે છે. હાલ તે મે. રૂસ્તમજી હોરમસજી માદન, કે જેઓ બ્રિટિશ રાજ્યના જંગલ ખાતાના વહિવટનો બહોળો અનુભવ ધરાવે છે તેમના તાબામાં છે અને તેમાં

તેમને હાથે ઘણા સુધારા થઇ ઉપજ ઘણી વધવા લાગી છે. ૧૮૯૪ થી ૧૯૦૩ સુધીમાં જંગલ પાછું તૈયાર થાય એટલા માટે રિઝર્વ્ડ જંગલમાંથી કાપવાનું બંધ કરવામાં આવ્યું એટલે કે સુકાઇને પડી ગયેલાં લાકડાં તથા વાંસ શિવાય બીજું કંઇ વેચવામાં આવતું નહિ. જંગલના બે પ્રકાર છે:—રિઝર્વ્ડ અને અનરિઝર્વ્ડ. જે ભાગ હમેશને માટે જંગલ તરિકે રાખવાને ઠરાવ્યો હોય તે રિઝર્વ્ડ જંગલ ગણાય છે અને એ શિવાયનું જંગલ અનરીઝર્વ્ડ ગણાય છે.

**જંગલ.** વડોદરા રાજ્યમાં મોટામાં મોટા જંગલનો પ્રદેશ નવસારી પ્રાંતમાં છે. આ જંગલ પ્રદેશમાં સોનગઢ, મહુવા, વ્યારા, માંગરોળ તાલુકાનો વાકળ ટપ્પો અને ઉમરપાડા પેટામહાલની હદ આવેલી છે. તેનું ક્ષેત્રફળ ૬,૦૧,૫૭૧ વિંઘાં એટલે ૫૫૨.૪ ચોરસ માઇલ છે કે જે આખા પ્રાંતના ક્ષેત્રફળનો ૨૮.૮ જેટલો ભાગ છે. વહીવટ કરવાને માટે આ જંગલના નીચે પ્રમાણે ભાગ (રેંજ) પાડવામાં આવેલા છે:–

## વિભાગ.

| રેંજનું નામ | કયા તાલુકાની હદમાં છે. | ક્ષેત્ર ફળ વિંઘાં. |
|---|---|---|
| સોનગઢ રેંજ | સોનગઢ | ૧,૩૩,૩૦૦ |
| વાજપુર રેંજ | ,, | ૧,૬૬,૯૮૬ |
| સાદડવેલ રેંજ | સોનગઢ તથા વ્યારા | ૭૮,૧૮૦ |
| વ્યારા રેંજ | વ્યારા તથા મહુવા | ૭૨,૨૬૪ |
| મહુવા રેંજ | ,, | ૩૪.૯૧૯ |
| વાકળ રેંજ | માંગરોળ | ૧,૧૫,૯૨૨ |

**સ્થળ.** જંગલો ઘણું ખરાં તાપી નદીની દક્ષિણે આવેલા સંહ્યાદ્રિ પર્વત તથા ઉત્તરે આવેલા સાતપુડા પર્વત ઉપર આવેલાં છે. સૌથી ઉંચા ડુંગરા સાધારણ રીતે દરીઆની સપાટીથી ૧૫૦૦ ફીટ ઉંચા ગયેલા હોય છે; તો પણ સાદડવેલરેંજમાં મલંગદેવ તરફના ડુંગરો એથી-એ વધારે ઉંચા છે અને બ્રિટિશ તથા ડાંગ સરહદ ઉપર ઝુકી રહેલો સાલ્હેરનો ડુંગરી કિલ્લો તો દરીઆની સપાટીથી ૫,૨૦૩ ફુટ જેટલો ઉંચો છે. એ ડુંગરાપર ઝાડી નથી પણ એ સિવાયના ડુંગરાઓ ઘીચ ઝાડીથી ભરેલા છે. ખીણોમાં અને ડુંગરાઓની વચ્ચે આવેલા સપાટ ભાગમાં સાધારણ ઉંડાઇની ઘણી કાળી જમીન આવેલી છે; પણ બીજે બધે સ્થળે ભૂરી મુરમની અથવા થોડા સફેદ રંગની મુરમની માટીવાળી જમીન સાધારણ રીતે ઘણી આવેલી છે. જંગલ પ્રદેશમાં તાપી, મિંઢોળા, પૂર્ણા, અંબિકા વગેરે નદીઓ આવેલી છે.

**હદ નિશાન.** જંગલની હદ જમીન ઉપર માટીનાં અથવા પત્થરનાં બાણ કરી નકકી કરેલી છે. બાણના મધ્ય ભાગમાં લાકડાનો ખૂંટો ઘાલી તેના ઉપર દરેક ગામના જુદા અનુક્રમ અંકથી બાણના નંબરો ડામરથી લખવામાં આવ્યા છે. ઘણે સ્થળે જંગલની હદ ખેતરની હદે આ-વેલા બાણોથી નમુદ કરી છે. આવાં ખેતરની હદે આવેલાં બાણો સર્વે નંબરના માલીકો દરસાલ દુરસ્ત કરી સારી સ્થિતિમાં રાખે છે.

**જંગલના નકશા.** હાલના એક ઇંચ સ્કેલના સર્વે ઓફ ઇંડીઆના ટોપો-ગ્રાફીકલ નકશા છબી પાડવાની રીતે વડોદરાના સ્થાનિક ચિતારા પાસે ૪ ઇંચ સ્કેલના મોટા કરાવી લીધા છે. આ નકશાઓ ઉપર જંગલના બ્લોક અને કુંપો વર્કીંગ પ્લાન પ્રમાણે કાપવા-ના અને ઉછેર સારૂ બંધ રાખવાના તે દેખાડવા ઘણા ઉપયોગી થયા છે. આ જંગલોની વર્કીંગપ્લાનના કામ સારૂ માપણી કરાવી

ચાર ઇંચ બરાબર એક માઇલના માપના સવિસ્તર નકશા સ્થળ વર્ણન સાથે કરાવવાનો રાજ્યનો વિચાર થયો હતો; પણ તેમાં એક લાખ કરતાં વધારે ખર્ચનો અડસટો આવવાથી તે વિચાર માંડી વાળવામાં આવી આ રીતે કામ ચલાવી લેવામાં આવ્યું છે.

**વર્કીંગ પ્લાન** જુના વખતમાં અવિચારથી અને અવ્યવસ્થિત રીતે કટીંગ કરવામાં આવતું હોવાથી જંગલને ઘણું નુકસાન થતું. પહેલાંના જેવાં મોટાં ઝાડ હવે જોવામાં આવતાં નથી તેનું કારણ એજ છે. આથી સને ૧૯૦૫–૦૬ ની સાલથી વ્યવસ્થિત રીતે કટીંગ કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હતો અને સને ૧૯૧૩–૧૪ થી વર્કીંગપ્લાન તૈયાર કરી લાગુ કર્યા હતા. હાલમાં એ નિયમ મુજબ ચોકકસ રીતે કામ લેવામાં આવે છે. ચાળીસ વર્ષના ક્રમથી જ્યાં બની શકે ત્યાં એક એકરે ૪૦ ઝાડ અથવા એક વિંઘામાં ૨૩ ઝાડ લેખે ઉગાડી "રીઝર્વસ્ટેન્ડર્ડસ" માટે નવીન મોટાં તથા નાહનાં ઝાડો ઉગાડવાની પદ્ધત ઉપર આ વર્કીંગ પ્લાન રચેલો છે. ઝાડો કપાયા બાદ તેના થડમાંથી પીલા ફુટી નવીન નાનાં ચાલીસ વરસની ઉમરનાં ઝાડ ઉગાડવાં તથા જે રીઝર્વસ્ટેન્ડર્ડ રાખેલાં તે વધી મોટાં થઇ તેની ઉમર સાઠ, એંશી અથવા તે કરતાં પણ વધારે વર્ષની થઇ તેમાંથી મોટાં ઇમારતી ઝાડો ઉત્પન્ન કરવાં એ સદરહુ વર્કીંગ પ્લાનનો હેતુ છે.

આ રીઝર્વ સ્ટેન્ડર્ડસ નાના નાના નવિન ઉગતા પીલાઓને તેમજ રોપાઓને છાયા અને આશ્રય આપી જમીનનું સૂર્યના તાપથી અને વરસાદના પાણીના ધોધવાથી રક્ષણ કરે છે અને સદરહુ રીઝર્વ સ્ટેન્ડર્ડનાં ઝાડોમાંથી જમીન ઉપર જે જે બીજ પડે છે તે-માંથી ફરીથી નવાં ઝાડ ઉત્પન્ન થાય છે અને વરસાદ તથા જમીનના અનુકૂળ સંજોગો હોય તો તેમાંથી મોટાં, ઘટ અને બળવાન ઝાડ ઉત્પન્ન થાય છે. કેટલાંક ક્ષેત્રોમાં મોટાં ઇમારતી લાકડાં ઉત્પન્ન કર-

વાને માટે " હાઇ ફૉરેસ્ટ " સીસ્ટમ દાખલ કરી શકાય એમ છે. સો પચાસ વર્ષ ઉપર અહીંઆં મોટાં જબરાં ઇમારતી ઝાડો પુષ્કળ હોવાં જોઇએ એમ કેટલાંક જુનાં મોટાં થડો પડી રહેલાં છે તે ઉપ-રથી જણાય છે. ઝાડોને કુદરતી રીતે ઉછરવા દેવાં જોઇએ અને સારાં પરિપકવ થવા દેવાં જોઇએ. કુમળાં ઝાડ કાપી નાખવાથી હવામાંની ભીનાશ ઓછી થાય છે અને વારંવાર અનાવૃષ્ટિના પ્રસંગો આવે છે. પરંતુ હિંદુસ્તાનમાં આ વાત હાલ વિસરી જવામાં આવે છે અને તાત્કાળિક ફાયદાને માટે ઘણાં જંગલોનો નાશ કરવામાં આવે છે. પાછલાં ૨૪ વર્ષ કરતાં હાલ ૩૦ ટકા ઓછો વરસાદ પડે છે તેનું કારણ એજ છે. એથી ખેતીને નુકશાન થયું છે અને કૂવાનાં પાણી ઉંડાં ગયાં છે.

**કૉપીઝ વીથ સ્ટૅન્ડર્ડસની રીત.**

આ " કૉપીઝ વિથ સ્ટૅન્ડર્ડસ " ની રીત ૩૦૬ ચોરસ માઇલના વિસ્તારનાં જંગલોને લાગુ કરવામાં આવી છે. બીજાં ૨૪૫ ચોરસ માઇલ ક્ષેત્રફળનાં જંગલ કે જે તાપી નદીને પેલે પાર વાજપુર પ્રદેશમાં ઘણે દૂર આવેલાં છે અને જ્યાં જવા આવવાને ઘણીજ હરકત પડે છે તે ભાગમાંના તથા નાન-છળના વધારે ઉંચાઇના ડુંગરાળ પ્રદેશમાં " ઇમ્પ્રુવમૅન્ટલ ફેલીંગ્સ" ની પદ્ધતથી સાગનાં ઝાડ છાતીપુર ઉંચાઇએ ૨૪ ઇંચ ઉપર ઘેરનાં થયાં હોય, અને બીજાં ૯ જાતનાં વેચાવા લાયક ઝાડ, જેવાં કે સાદડ, સીસમ, તણછ, બીયો, હલદવાણ, ખેર, કાંટી અને કલમ ૩૬ ઇંચિ ઉપરના ઘેરનાં થાય, એટલે જે ઘણાં પરિપકવ થઇ ગયાં હોય, મરી ગયાં હોય, મરવા જેવાં થઇ ગયાં હોય, નઠારા રોગગ્રસ્ત હોય અથવા પાછલાં વરસોમાં દવ લાગવાથી ખોખાં થઇ ગયાં હોય, તે ઉપર નિશાન કરી તે કાપી નાખવામાં આવે છે. આ પ્રમાણે ઝાડોનો તોડ કરી તેને બહાર કાઢવામાં આવે છે અને જ્યાં સુધી જંગલમાં રેલ્વે પૂરતા પ્રમાણમાં નહિ થાય ત્યાં સુધી આ રીતેજ કરવું પડશે.

**જંગલના માલની નિકાશ.** સને ૧૯૧૭–૧૮ માં નવસારી પ્રાંતના જંગલમાંથી કાપવા માટે તથા માલ બહાર કાઢવા માટે જે કુંપો મુકર્રર કરવામાં આવ્યાં હતાં તેમાંથી ૩,૨૭,૦૮૧ ઘનફુટ ઈમારતી સાગ અને ૬,૬૫,૪૬૨ ઘનફુટ જલાઉ લાકડાં નિકાશ કરવામાં આવ્યાં હતાં. સન ૧૯૧૮–૧૯ માં ડેપોની સરાસરી ઉપજ એક વિંઘાની ૮ રૂ. થી ૩૨ રૂ. સુધી આવી હતી. વાંસ કાપી કાઢવા માટે ખાસ વર્કીંગ પ્લાન કરવામાં આવ્યું છે તે વર્કીંગ પ્લાનનો ક્રમ ત્રણ વરસનો રાખેલો છે. તેથી દરવારી પ્રમાણે ફી ભરી જે લોકો પાસ મેળવી વાંસ કાઢે છે તેમને હસ્તે કાચા વાંસ ન કપાતાં માત્ર પાકા વાંસજ કાઢવામાં આવે છે.

**મજુરી.** વસાવા, ગામતડા, ચોધરા, ભીલ, કુકણા, નાયકા અને ધાણકા એ કાળીપરજની જાતો આ પ્રદેશમાં વસે છે. પોતાનાં રહેઠાણથી દૂર જવું આ જાતના લોકોને ઘણે ભાગે પસંદ નથી તેથી એ લોકો દૂરના જંગલના ભાગમાં મજુરીએ જતા નથી. આથી કુપ કંટ્રાકટરોને ઘણી વખત ધરમપુર, વલસાડ વગેરે બહારને સ્થળેથી મજુરો લાવવા પડે છે. પરંતુ જ્યારથી નવા વર્કીંગ પ્લાન મુજબ ઘણા કુપ કાઢી તમામ સ્થળે ફાળવી આપવામાં આવ્યા છે ત્યારથી નજીકમાંજ મજુરી મળવાથી એ લોકો જથાબંધ મજુરીએ આવવા લાગ્યા છે અને કંટ્રાકટરોને મજુરો મળવાની હરકત દૂર થતી જાય છે.

**ચરણ માટે જમીન.** વર્કીંગ પ્લાનના નિયમ મુજબ દરેક બ્લોકમાં ૩૦ કુંપો સમાય એટલો અથવા લગભગ એકંદર ક્ષેત્રફળનો $\frac{1}{3}$ ભાગ ચરાઇ માટે ખુલ્લો રાખવામાં આવે છે. અને તેમાંના ૧૦ કરતાં વધારે કુંપો કોઇ પણ વખત બંધ રાખવામાં આવતાં નથી. આ નિયમથી દરેક ગામની નજીકમાં ઢોરને ચરવાને માટે જોઇતી જમીન છુટી

રહે છે; તેમજ સોનગઢ, સાદડવેલ અને વ્યારા રેંજમાં જ્યાં પ્રસંગોપાત પરહદમાંથી પુષ્કળ ઢારો ચરવા આવે છે ત્યાં પણ ઢારોને ચરવાને માટે પુષ્કળ જમીન રહે છે. સ્થાનિક ઢારને માટે દર ઢારે ૬ આના અને પરહદના ઢારને માટે દર ઢારે ૯ આના ચરાઇ ફી લેવામાં આવે છે. પહેલાં ઢારની જાત પ્રમાણે જુદી જુદી ફી લેવામાં આવતી હતી. પણ હવે ઉપર પ્રમાણે એક સરખી જ લેવામાં આવે છે. સન ૧૯૧૨–૧૩ ની સાલમાં આવી ચરાઇનું ઉત્પન્ન રાજ્યના તમામ ભાગોના જંગલનું રૂ. ૨૦,૦૬૧ થયું હતું તે વધીને સન ૧૯૧૮–૧૯ માં રૂ, ૪૦,૦૫૨ થયું છે. કમી વરસાદના કે દુષ્કાળના વરસમાં ભૂખે મરતાં ઢારને ચરવાનું પૂરૂં પાડવા માટે નવસારી પ્રાંતનાં જંગલો આશીર્વાદ રૂપ છે. ગયા સન ૧૯૧૮–૧૯ ના દુષ્કાળ વખતે કડી પ્રાંતમાંથી સો સો બસો બસો માઇલ દૂરનાં લગભગ ૧૭૦૦૦ ઢાર ચરવા આવ્યાં હતાં. અકટોબરથી ડીસેમ્બર સુધીના બે ત્રણ મહીના સુધી જ્યારે ખેતીના પાકની કાપણી થઇ નહોતી ત્યારે આ ઢાર જંગલમાં ચરતાં હતાં. તેમ છતાં સાધારણ વર્ષોમાં પોતાના સ્વદેશમાં તેમને વધારે પુષ્ટિકારક ખોરાક મળતો હોવાથી આ જંગલનું ઘાસ તેમને જાડું પડયું, તેમ આસપાસનો ડુંગરાળ પ્રદેશ પણ તેમને માફક આવ્યો નહિ તેથી ઢારના માલીકો સોનગઢ, વ્યારા તરફનાં ખેતરોમાં જુવારના ખુપરા મળવા જેવા થયા કે તરત તે તરફ પોનાતાં ઢારને લઇને ચાલ્યા ગયા. સને ૧૮૯૯–૧૯૦૦ ના દુષ્કાળ વખતે જંગલમાં દાણાની દુકાનોની સવડ નહોતી અને ઢારની સારવારને માટે વૈદ્યકીય અમલદારની સવડ કરવામાં આવી ન હોતી તેથી વાજપુરના જંગલમાં ઘણાં ઢાર મરી ગયાં હતાં ને તેમના માલીકોને બહુ હેરાનગતિ વેઠવી પડી હતી. પરંતુ સન ૧૯૧૮–૧૯ ના છેલ્લા દુષ્કાળ વખતે ઢારોના મુકામ ઉપર ફોરેસ્ટરેંજરની દેખરેખ રાખવામાં આવી હતી તથા રાજ્યના ખેતીવાડી ખાતા તરફથી ભારે ખર્ચ કરી બીજી તમામ પ્રકારની વ્યવસ્થા રાખવામાં આવી હતી તેથી તે વખતે ઘણાં થોડાં જનાવરો મરણ પામ્યાં હતાં.

**જંગલ પ્રદેશમાં સોંપેલાં ગામોનું ઉત્પન્ન.**

કેટલાંક ગામ જંગલની હદમાં આવેલાં હોવાથી તેમનો મુલ્કી વહિવટ જંગલ ખાતે કરવાનું સુલભ પડે એમ હોવાથી તે જંગલ ખાતાને સોંપવામાં આવ્યાં છે. આ પ્રમાણે વ્યારારેંજમાં મુલ્કી વહિવટનાં ૩૭ ગામો અને સાદડવેલ રેંજમાં ૧૨ ગામો જંગલ ખાતાના તાબામાં છે. વળી સને ૧૯૧૭ ની સાલથી વાજપુર અને ઉમરપાડા પેટા મહાલોનો તમામ ખેડાણ પ્રદેશ મુલ્કી અમલદારોની હકુમતમાંથી ખસેડીને જંગલખાતાના પૂર્ણ વહિવટમાં સુપ્રત કરવામાં આવ્યો છે. આવાં ગામોની એકંદર સંખ્યા ૧૦૫ છે અને સર્વેસેટલમેન્ટ હમણાંજ લાગુ કરવામાં આવ્યું છે, તેથી આ ગામોની જમીનની ઉપજ વાર્ષિક રૂ. ૧૫,૫૬૮ આવે છે. આ પહેલાં હળબંદી વહીવટથી ઉપજ લેવાતી હતી. જે જમીનનો રીઝર્વ જંગલમાં સમાવેશ કરેલો નથી અને જે ખેતી માટે જ ખાસ જુદી કાઢેલી છે તેને ખેતી બ્લોકસ કહે છે. આવા ખેતી બ્લોકસ વાજપુરમાં ૨૯૯૮૯ વિંઘાં છે અને ઉમરપાડામાં ૩૧,૩૩૩ વિંઘાં છે. આ મોટા ક્ષેત્રફળ પૈકીનો જેટલો ભાગ હજુ ઉજ્જડ અને ખેડાણ વગરનો છે અને પાછલાં વર્ષોમાં તેમાંથી કટિંગો થયા છતાં સાધારણ રીતે તેમાં હજી ઘીચ ઝાડી છે, તે ભાગમાંથી ૧૫ વર્ષના ક્રમથી નિયમિત ૧૩ જાતનાં કિંમતી ઝાડો કાપવામાં આવે છે. આ ઝાડોમાં સાગ, સીસમ, સાદડ, તણછ, ખેર, કાંટી, બીયો, કલમ, હલદવણ, સેવણ, કેળાઇ, ધામણ અને ધમોડાનો સમાવેશ થાય છે.

**કાળીપરજના લોકોને આપેલા વિશેષ હક.**

તમામ જંગલો રાજ્યના નિબંધ નિયમને ધોરણે મુકરર કરેલાં છે. એ જંગલોના કોઇ પણ ભાગ ઉપર કોઇ પણ ઇસમનો હક રાખવામાં આવ્યો નથી; ફક્ત સરકાર જ તેની સ્વતંત્ર માલીકી ધરાવે છે. માત્ર જંગલના ભાગમાં માણસો અને ગાડાંને માટે જે પગદંડી કે રસ્તા હોય છે તેજ ફક્ત સાર્વજનિક રાખ-

વામાં આવેલાં છે. તો પણ જંગલમાં વસતા કાળીપરજના લોકોને માટે સરકારે ઉદારતાથી કેટલીક સવલતો બક્ષેલી છે. જેવી કેઃ—

(૧) જંગલનું હલકું ઉત્પન્ન એકઠું કરવું અને તે વેચવા સારૂ લઇ જવું;

(૨) દરવારી કરતાં કમી દરથી તેમનાં ઢોર જંગલમાં ચરવા દેવાં; અને

(૩) આ જંગલી પ્રજા માટે ઘડેલો ખાસ નિયમ જે "છાપરિયા કાટ નિયમ" કહેવાય છે તે અન્વયે નવીન ઘર બાંધવા સારૂ રૂ. ૫૦ ની કિંમત સુધીનો હલકી જાતનો ઇમારતી કાટ તેમને કાપી લેવા દેવો.

પરંતુ તેના બદલામાં એ જંગલી પ્રજાએ દવથી જંગલનું રક્ષણ કરવાના કામે મદદ કરવી, એટલે દવ લાગે ત્યારે તે ઓલવવાના કામમાં મદદ કરવી જોઇએ એમ ઠરાવેલું છે. જંગલનું આગથી રક્ષણ કરવાને માટે અને એક ભાગમાં દવ લાગે તો તેની આગ બીજા ભાગમાં જતી અટકે એટલા માટે જંગલના ભાગમાં દવરેષાઓ કાઢવામાં આવે છે. એ દવરેષા કાપી સાફ કરી તે બાળવા બદલ જંગલી લોકોને સાધારણ રીતે રોકડ મજુરી આપવામાં આવે છે.

**મહેકમ.** જંગલખાતાના નોકરોમાં એક મુખ્ય અમલદાર જે કોન્ઝરવેટર ઓફ ફોરેસ્ટના હોદ્દાથી ઓળખાય છે તે તથા તેમના હાથ નીચે ડેરાડુન ફોરેસ્ટ કોલેજમાં કેળવણી લીધેલા બે આસિસ્ટંટ કોન્ઝરવેટર ઓફ ફોરેસ્ટ છે. આ શિવાય સાત રેંજરો અને ડેપ્યુટી રેંજર, ૫૧ રાઉન્ડગાર્ડ અને રાઇટર ગાર્ડો, ૨૧૫ ફોરેસ્ટ બીટ ગાર્ડસ અને ૨૬ હંગામી નોકરો છે. કારકુનોમાં ૧ શિરસ્તેદાર, ૧ એકાઉન્ટન્ટ, ૧ ઇંગ્રેજી કલાર્ક, ૧ ટાઇપીસ્ટ, ૭ કારકુનો અને ૪ સર્વેયરો છે.

**રેલ્વે.** આ જંગલની હદમાં ટાપ્ટીવેલી રેલ્વે, બિલીમોરા કાળાઆંબા રેલ્વે અને કોસંબા ઝંખવાવ રેલ્વે કેટલાક ભાગમાં થઇને જાય છે. ટાપ્ટીવેલી રેલ્વે ઉપરનાં નવાપુર, ચીંચપાડા, ખાણબારા, સોનગઢ અને વ્યારા એ સ્ટેશનો ઇમારતી લાકડા વગેરે જંગલી માલ નિકાશ કરવાનાં મુખ્ય દ્વાર છે. સોનગઢ અને વ્યારાનાં સ્ટેશનો ઉપર નિકાશ કરવાનાં ઇમારતી અને જલાઉ લાકડાંની જંગી વખારો રહેવાથી તે મહત્ત્વનાં સ્ટેશનો છે. બિલીમોરા કાળાઆંબા લાઇન નીકળવાથી મહુવા વ્યારા રેંજનાં જંગલોનો માલ નિકાશ થવાની ઘણી અનુકૂળતા વધી છે અને તેથી નિકાશ અને માલની કિંમત પણ વધી છે. કોસંબા ઝંખવાવ રેલ્વેથી વાકળ રેંજના જંગલનો માલ નિકાશ થવાને ઘણી અનુકૂળતા થઇ છે. આ લાઇન ઉમરપાડા સુધી લંબાવવાની જરૂર છે કેમકે તેથી નાનછળ પ્રદેશનાં ઘટ્ટ અને કિંમતી જંગલોમાં કામ કરવાને સહેલું પડશે. તેમજ ઘાસ ચારાનો મોટો જથો આ પ્રદેશમાં થાય છે તે સહેલાઇથી બહાર કાઢી શકાશે.

**પૂલ.** એક નીચી સપાટીનો પૂલ તાપી નદી ઉપર ખુલ્લી મોસમના ઉપયોગ પૂરતો કરવામાં આવે તો તાપી પારના વાજપૂર જંગલના માલનો નિકાશ સોનગઢના રેલ્વે સ્ટેશનેથી થઈ શકે.

**રસ્તા.** પબ્લીક વર્ક્સ ખાતાની ખાસ જંગલ શાખા તરફથી નીચે પ્રમાણે પાકા રસ્તા આજ સુધીમાં તૈયાર થએલા છેઃ—

| | માઇલ. સાંકળ. |
|---|---|
| ૧ ભેંસકાત્રીથી વાઇ સુધી. | ૪—૫ |
| ૨ જોગાથી ધૂપી સુધી. | ૪—૪ |
| ૩ ધૂપીથી આરકાટી સુધી. | ૩—૧ |
| ૪ વડપાડાથી ગોહાન સુધી. | ૬—૬½ |

ચલાવવાં. કઠોર અને વ્યારા મુનસફને પહેલા વર્ગના ફોજદારી અધિકાર આપવામાં આવ્યા, તેમાં એવું ઠરાવ્યું હતું કે, કઠોર, કામરેજ અને વેળાછા તાલુકાનાં સર્વ પ્રકારનાં ફોજદારી કામો કઠોર મુનસફ સ્પેશીઅલ માજીસ્ટ્રેટે કઠોરમાં, વ્યારા, મહુવા અને સોનગઢ તાલુકાનાં તમામ ફોજદારી કામ વ્યારા મુનસફ માજીસ્ટ્રેટે વ્યારામાં અને વાકળનાં કામ મહાલકરી માજીસ્ટ્રેટે ચલાવવાં. મુલકી અમલદારોનું ફોજદારી કામ કરવાનું જ્ઞાન તાજું રહે તેટલા માટે સન ૧૮૯૨ માં એવો હુકમ કરવામાં આવ્યો હતો કે, પહેલા વર્ગના અધિકારનાં ૫ અને બીજા વર્ગના અધિકારનાં ૫ મળી ૧૦ કામ દરસાલ વિભાગ ફોજદારી ન્યાયાધીશ તરફ મોકલવાં અને ૧૦ કામ દરસાલ બીજા અગર ત્રીજા વર્ગના ફોજદારી ન્યાયાધીશ તરફ મોકલવાં. સન ૧૮૯૫–૯૬ માં એવો હુકમ કરવામાં આવ્યો હતો કે મુનસફ માજીસ્ટ્રેટોએ પોતાની ફાઇલ ઉપરનાં કામો પૈકી ૧૦ ટકા વહીવટદારો તરફ નિકાલ થવા મોકલવા. ત્યાર પછી વળી એવો હુકમ થયો હતો કે મુનસફ માજીસ્ટ્રેટોએ ૨૫ ટકા ફોજદારી કામો નાયબ સુબા, વહીવટદાર અને અવ્વલ કારકુન એ ત્રણે તરફ એકંદર મોકલવાં. પરંતુ હાલમાં બારેક વર્ષથી એવી રીતે કામો મોકલવાનું ધોરણ બંધ કરવામાં આવ્યું છે. સને ૧૯૦૯ ની સાલમાં આખા રાજ્યની કોર્ટોની હકુમત નવેસરથી નક્કી કરવામાં આવી અને તે બદલ વરિષ્ટ ન્યાયાધીશીથી જાહેરાત નં. ૨૨ તા. ૧૮–૪–૦૯ ની કાઢવામાં આવી હતી. પછી સને ૧૯૧૧ માં હકુમતમાં પાછો કેટલોક ફેરફાર કરવામાં આવ્યો અને પછી પાછો વરિષ્ટન્યાયાધીશીની જાહેરાત નં. ૮૫ સને ૧૮–૧૯ અન્વયે કોર્ટોની હકુમતમાં કેટલોક ફેરફાર કરવામાં આવ્યો હતો. નવસારી પ્રાંત ન્યાયાધીશીના તાબાની મુખ્ય મુખ્ય મહાલ ન્યાયાધીશીઓમાં છેલ્લાં દસ વર્ષમાં દીવાની ફોજદારી કામો કેટલાં દાખલ થયાં હતાં તે નીચેના પત્રક ઉપરથી જણાશેઃ

| ન્યાયાધીશીનું નામ. | દિવાની. | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | ૧૯૦૯–૧૦ | ૧૯૧૦–૧૧ | ૧૯૧૧–૧૨ | ૧૯૧૨–૧૩ | ૧૯૧૩–૧૪ | ૧૯૧૪–૧૫ | ૧૯૧૫–૧૬ | ૧૯૧૬–૧૭ | ૧૯૧૭–૧૮ | ૧૯૧૮–૧૯ |
| નવસારી પ્રાંત ન્યાયાધીશી. | ૪૪૬ | ૨૯૯ | ૩ | ૧૧ | ૧૧ | ૫ | ૧ | ૫ | ૮ | ૧૧ |
| નવસારી સાધારણ ફોજદારી ન્યાયાધીશી વર્ગ ૧. | ૦ | ૨૧૮ | ૪૮૭ | ૫૧૩ | ૫૮૬ | ૫૭૮ | ૫૯૩ | ૫૦૬ | ૬૦૯ | ૪૫૦ |
| કઠોર સાધારણ ફોજદારી ન્યાયાધીશી વર્ગ ૧. | ૫૨૯ | ૭૪૧ | ૮૭૯ | ૯૮૯ | ૧૦૧૧ | ૭૫૮ | ૮૭૧ | ૮૦૨ | ૬૨૮ | ૭૮૬ |
| વ્યારા સાધારણ ફોજદારી ન્યાયાધીશી વર્ગ ૧. | ૩૩૨ | ૩૧૬ | ૨૯૫ | ૨૮૩ | ૨૭૪ | ૩૧૮ | ૩૪૧ | ૩૭૫ | ૨૭૯ | ૨૧૫ |

| ન્યાયાધીશીનું નામ. | ફોજદારી. | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | ૧૯૦૯–૧૦ | ૧૯૧૦–૧૧ | ૧૯૧૧–૧૨ | ૧૯૧૨–૧૩ | ૧૯૧૩–૧૪ | ૧૯૧૪–૧૫ | ૧૯૧૫–૧૬ | ૧૯૧૬–૧૭ | ૧૯૧૭–૧૮ | ૧૯૧૮–૧૯ |
| નવસારી પ્રાંત ન્યાયાધીશી. | ૧૨ | ૧૩ | ૭ | ૧૧ | ૧૬ | ૧૮ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ |
| નવસારી સાધારણ ફોજદારી ન્યાયાધીશી વર્ગ ૧. | ૪૧૯ | ૩૯૦ | ૩૫૨ | ૫૭૮ | ૪૭૧ | ૪૭૬ | ૫૬૦ | ૫૪૩ | ૫૮૯ | ૬૭૭ |
| કડોર સાધારણ ફોજદારી ન્યાયાધીશી વગ ૧. | ૪૯૦ | ૩૬૦ | ૪૪૭ | ૨૧૮ | ૨૧૮ | ૨૬૪ | ૩૩૩ | ૩૨૨ | ૩૬૬ | ૪૮૧ |
| વ્યારા સાધારણ ફોજદારી ન્યાયાધીશી વર્ગ ૧. | ૧૦૬ | ૧૩૨ | ૧૫૯ | ૧૧૪ | ૧૫૩ | ૧૬૧ | ૨૨૧ | ૧૬૭ | ૧૪૫ | ૧૭૩ |

## ૨—પોલીસ.

વડોદરા રાજ્યની પોલીસના ઇતિહાસના મુખ્ય ચાર ભાગ નીચે પ્રમાણે થઇ શકે:--(૧) ૧૮૬૦-૬૧

**પૂર્વ વ્યવસ્થા.** (સંવત ૧૯૧૭) પહેલાંનો વખત; (૨) ૧૮૬૦-૬૧ થી ૧૮૭૦-૭૧ (સંવત ૧૯૧૭ થી ૧૯૨૭); (૩) ૧૮૭૦-૭૧ થી નવી કારકીર્દીનો સમય અને (૪) નવી કારકીર્દી. આ પૈકી પહેલા સમયમાં ઇજારા વહિવટ ચાલતો. ઈજારદારો ફોજદારી તથા પોલીસ હકુમત ભોગવતા. દરેક ગામે વર્તણીઆ (રખા) રાખવામાં આવતા તેઓ મુખીના તાબામાં રહી પોલિસ સંબંધી કામ કરતા. તેઓ ગામની સહીસલામતી માટે તેમજ ધોરી રસ્તે જનાર મુસાફરોની સહિસલામતી માટે પણ જવાબદાર ગણાતા. કેટલાંક ગામોના સમુદાય માટે થાણદાર રાખવામાં આવતા, તેમના તાબામાં મુખીઓ કામ કરતા. થાણદારનું મુખ્ય કામ પોલીસ અને ફોજદારી ન્યાયાધીશને લગતું હતું. તે ગુન્હાની તપાસ કરતો એટલુંજ નહિ પણ પોતાના અધિકારમાં આવે એવા ગુન્હાનાં કામ ચલાવી શિક્ષા કરતો અને અધિકાર બહારના ગુન્હા વહિવટદાર તરફ મોકલી આપતો. થાણદાર અને વહિવટદારના અધિકાર હળબંધી અગર ઇજારા પટાથી નિર્માણ થતા, પણ વાસ્તિવિક રીતે તેઓ ફોજદારી કામમાં અધિકાર ઉપરાંત સત્તા વાપરતા. બીજા સમયમાં એટલે સને ૧૮૬૦ માં શ્રી. ખંડેરાવ મહારાજે હજુર ફોજદારી ખાતું સ્થાપન કર્યું. મહાલના વહિવટદારના અધિકાર ઉપરાંતના ગુન્હાની ચોકસી વડોદરામાં આ ખાતું કરતું. ખુન અને એવા મહત્વના ગુન્હાની ચોકસી હજુર ફોજદારી ખાતું કરતું, પણ છેવટનો હુકમ દિવાન અગર ખુદ મહારાજ કરતા. હજુર ફોજદારીથી પોલિસ પટેલ સુધીના બધા અમલદારો પોલીસ તથા ફોજદારી બંને અધિકાર વાપરતા. તેઓ ગુન્હેગારોને શિક્ષા કરતા એટલુંજ નહિ પણ પગલાં કાઢતા અને ગુન્હેગાર તથા પૂરાવાનો તપાસ પણ કરતા. આ સમયમાં એક ફેરફાર

એ થયો કે વહિવટદારના હાથ નીચે ફોજદાર અથવા ફોજદારી અવલ કારકુન નીમવામાં આવ્યા. તે વખતના વહિવટદારોના હાથ નીચે ફોજદારી અવલ કારકુન, મુલકી અવલ કારકુન, દિવાની અવલ કારકુન અને સેનાપતિ અવલ કારકુન એ પ્રમાણે ચાર અવલ કારકુનો હતા. દરેક અવલ કારકુન પાસે જુદાં જુદાં ખાતાંનું કામ રહેતું. જે ખાતાનું કામ કરવા અવલ કારકુન નિમ્યો હોય તે ખાતા તરફથી તેની નિમણુંક થતી. ફોજદારી અવલ કારકુનની નિમણુક હજુર ફોજદારી ખાતા તરફથી થતી. તેનું મુખ્ય કામ ગુન્હાની ચોકસી કરવાનું અને કાગળો તૈયાર કરી હજુર ફોજદારીમાં મોકલવાનું હતું. આવી રીતે તૈયાર કરેલાં કેટલાંક કામોમાં વહિવટદારની સહી થતી પણ જ્યાં તેનો મત વહિવટદારથી જુદો પડતો ત્યાં અવલ કારકુન જુદો રિપોર્ટ પણ કરી શકતો. પોલીસ અને ફોજદારી અધિકારીઓમાં સૌથી હલકા દરજ્જાના એટલે મુખી અગર પોલીસ પટેલનો અધિકાર સવા રૂપીઓ દંડ કરવાનો અને ચોવીસ કલાક સુધી કેદ કરવાનો હતો. મુખીથી ઉપલા દરજ્જાનો અમલદાર થાણદાર કે જેના તાણામાં કેટલાંક ગામોનો સમુદાય રહેતો તે પાંચ અને કેટલેક પ્રસંગે દસ રૂપીઆ સુધી દંડ અને આઠ દિવસની કેદની શિક્ષા કરી શકતો. થાણદારથી ઉંચા દરજ્જાનો અમલદાર વહિવટદાર ગણાતો અને તેનો અધિકાર સો રૂપિઆ સુધી દંડ અને ત્રણ માસ સુધી કેદ કરવા જેટલો હતો. જે કામમાં પોતાના અધિકાર ઉપરાંત પણ છ માસની કેદ અને ૫૦ રૂપીઆ દંડ કરતાં વધારે થઈ શકે એમ હોય તે કામમાં વહિવટદાર ગુન્હાની તપાસ કરી કાગળો સરફોજદાર તરફ મોકલતા. સરફોજદારોને શિક્ષાનો કંઈ અધિકાર નહોતો પણ પોતાના અભિપ્રાય સાથે તેઓ કામ હજુર ફોજદારીમાં મોકલી આપતા. હજુર ફોજદારી આગળ હાજર થવાની ફરજમાંથી દૂર પલ્લાના લોકોને મદદ કરવાને સરફોજદારની નિમણુંક કરવામાં આવતી. હજુર ફોજદારીનો અધિકાર એક વરસની કેદ અને રૂ. ૧૦૦) રૂપીઆ દંડ સુધી હતો. પોતાના અધિકારનાં

કામમાં હજુર ફોજદારી છેવટ હુકમ કરી શકતી. પણ વાસ્તવિક રીતે અધિકાર અને અધિકાર બહારનાં કામમાં દિવાનને કાને હકિકત નાખી હુકમ લેવાનું પરિણામ એ થતું કે અધિકાર બહારનાં કામમાં પણ દિવાનના નામથી હજુર ફોજદારી શિક્ષા કરતી. હજુર ફોજદારી ઉપર અપીલ દિવાનને થતી. ઈજારા વહિવટ શ્રી ખંડેરાવ મહારાજાએ કાઢી નાખ્યો હતો તે સન ૧૮૭૦ થી ૭૫ સુધીનાં ત્રીજા સમયમાં પાછો દાખલ થયો. તેથી પોલીસ અને ફોજદારી સંબંધી પણ ૧૮૩૦ માં પહેલાં જે વ્યવસ્થા હતી તે પાછી શરૂ થઇ. પરંતુ શ્રી. મલ્હારરાવ મહારાજની કારકીર્દી પૂરી થવાના અરસામાં કેટલાક ફેરફાર કરવામાં આવ્યા. તેની રૂઇએ ફોજદારી ન્યાયાધીશોની ફરજ ઠરાવી મહાલના મહત્ત્વ પ્રમાણે તેમને અધિકાર આપવામાં આવ્યા; તેમ વહિવટદારને ૭ માસની કેદ અને રૂપીઆ ૧૦૦) દંડની શિક્ષા કરવાનો અધિકાર મળ્યો. ચોથા એટલે સન ૧૮૭૫ થી ૧૮૮૫ ના સમયમાં આધુનિક સુધારા દાખલ થઇ પોલીસ અને ફોજદારી વ્યવસ્થા જૂદી પાડવામાં આવી. દરેક પ્રાંતમાં પોલીસ કામ માટે પોલીસ નાયબસુબા, વિભાગ માટે સર ફોજદારો, તાલુકા માટે ફોજદારો અને ટપ્પા અગર થાણા માટે નાયબ ફોજદારો નીમવામાં આવ્યા અને કેટલેક ઠેકાણે પોલીસ સીપાઇ તરિકે સીબંદીના લોકો કામ કરતા હતા તેમને બદલે રીતસર ડેસી પોલીસ નીમવામાં આવી.

**ડ્રેસી પોલીસ ખાતું.**

ડ્રેસી પોલીસ ખાતું ઈ. સ. ૧૮૭૫ માં સ્થાપન થયું. એ વખતે નવસારી પ્રાંતમાં ૧ પોલીસ નાયબ સુબા, ૧ સર-ફોજદાર, ૧૨ ફોજદાર, ૩૩ નાયબ ફોજદાર, ૧૧ જમાદાર, ૧૧૦ હવાલદાર અને ૫૫૯ સિપાઇ રાખવામાં આવ્યા હતા અને તે ઉપરાંત ૧ રીસાલદાર, ૧ દફેદાર, ૧૩૩ સ્વાર અને ૨ બ્યુગલર મળી ૨૫૩ ઈસમોની ઘોડેસ્વાર પોલીસ રાખવામાં આવી હતી. આ પોલીસ-

ખાતું પ્રાંતના સુબાની દેખરેખમાં હતું અને તેમના તથા હજુર આસિસ્ટંટ પોલીસ ડીપાર્ટમેન્ટના હુકમ મુજબ કામકાજ ચાલતું.

પોલીસ નાયબ સુબા શિવાયના બીજા અમલદારોને યુનીફોર્મ આપવામાં આવેલા હતા. એ ઉપરાંત તહેનાતી વગેરેના કામ માટે સીબંદી સ્વાર હતા. ઇન્સાફી કામ બ્રિટીશ ક્રીમીનલ પ્રોસીજર કોડ પ્રમાણે વહીવટદારો ચલાવતા અને (૧) હુલ્લડ, (૨) ખુન, (૩) સદોષ મનુષ્યવધ, (૪) આત્મહત્યા, (૫) મહાવ્યથા, (૬) ગર્ભપાત, (૭) બાળહત્યા, (૮) મનુષ્ય હરણ, (૯) બળાત્કાર સંભોગ, (૧૦) જબરીની ચોરી, (૧૧) રૂ. ૫૦ ઉપરાંતની ચોરી, (૧૨) ધાડ, (૧૩) રસ્તા લૂંટ, (૧૪) ઘર ફોડ ચોરી, (૧૫) ૨૦ ઢોર ઉપરાંતની ઢોરચોરી, (૧૬) લગ્ન થયેલી અથવા કુમારિકા સ્ત્રી ફોસલાવી લઇ જવી, (૧૭) આપઘાત, (૧૮) સરકારી નોકરે કરેલો કોઇ પણ ગુન્હો, એ પ્રમાણે ગુન્હાઓ બાબત હુજુર આસિસ્ટંટ પોલીસ ડીપાર્ટમેન્ટ તરફ તથા હુજુર ફોજદારીના અધિકારી ( સુબા ) તરફ ખબર મોકલવામાં આવતી. વળી આ રાજ્યની હદમાં ટપાલ લૂટાય અથવા પરહદમાં ટપાલની લૂંટ થઇને તેનાં પગલાં આ રાજ્યની હદમાં આવે તો લુંટાયલી ટપાલની નુકશાની આ રાજ્ય તરફથી ભરી આપવામાં આવતી. પ્રાંતમાં વૈદ્યકીય અમલદારની નિમણોક ન હોવાથી ખુન જેવા ગુન્હાને માટે લાસ સુરતના સિવિલ સર્જન તરફ અભિપ્રાય માટે મોકલવામાં આવતી. પરંતુ સને ૧૮૭૬ માં નવસારીમાં સિવિલ સર્જનની નિમણુક થવાથી સુરત લાસો મોકલવી બંધ થઇ. દેસી પોલીસના કામકાજ માટે સન ૧૮૮૧ માં પહેલવહેલાં પોલીસ નિયમ પ્રસિદ્ધ કરવામાં આવ્યો હતો. હથીઆરબંધ પોલીસને બંદુકો આપવામાં આવી હતી, પણ જમાદાર ઉપરના દરજાના અમલદારોને તલવારો આપેલી નહોતી તેથી તેમને તે ૧૮૮૧ માં આપવામાં આવી. સ્વાર લોકોને ભરૂચી નાણામાં પગાર મળતો તે બંધ કરી બાબાસાઇ નાણામાં પગાર આપવાનું સન ૧૮૮૪–૮૫ માં ઠરાવ્યું અને તેજ પ્રમાણે પાયદળ પોલીસને

૧૮૮૭ માં ભરૂચીને બદલે બાબાશાઇ નાણામાં પગાર આપવાનું ઠરાવ્યું. આથી વધેલા ખર્ચને બદલે માઉન્ટેડ પોલીસ પૈકી કેટલુંક ખર્ચ કમી કર્યું. ૧૮૮૫ ના જુલાઇ સુધી પ્રાંતપોલીસનું એકંદર ખરચ લગભગ રૂ. ૧,૪૬,૦૪૨ હતું. ત્યાર પછી સને ૧૮૮૬ માં છેવટના વર્ગના સીપાઇના પગારમાં વધારો કરવામાં આવ્યો હતો. સન ૧૮૮૭ માં પ્રાંત પોલીસની નિમણુકોની નવેસર વ્યવસ્થા કરી એકને બદલે બે સર ફોજદાર નિમવાનો તથા બીજા કેટલાક ફેરફાર કરવામાં આવ્યા હતા. આ વખતે પ્રાંતપોલીસનું કુલ ખર્ચ રૂ. ૧,૬૬,૫૭૬ હતું. એ પછી માર્ચ ૧૮૯૧ માં સિપાઇના પગાર રૂ. ૧૦–૯– ને ૮ બાબાશાઈ ઠરાવવામાં આવ્યા તેમજ નાયબ ફોજદારની ત્રીજા વર્ગની જગાઓ કમી કરી બીજા વર્ગની વધારવામાં આવી અને માઉન્ટેડ પોલીસ પૈકી ૨ દફેદાર તથા ૪૫ સ્વાર મળી ૪૭ માણસ રાખી બાકીનું ૮૨ માણસનું મહેકમ કમી કરવામાં આવ્યું. ઇ. સ. ૧૮૯૬ ના જુન માસમાં આ રાજ્યનો ફોજદારી નિબંધ ૫ મો તથા ફોજદારી કામ ચલાવવાની રીતનો નિબંધ ૬ ઠ્ઠો પ્રસિદ્ધ થયો ને અમલમાં આવ્યો, અને ૧૮૯૮ માં પોલીસ નિબંધ અમલમાં આવ્યો. સન ૧૯૦૫ માં નોકરોને કલદાર નાણામાં પગાર આપવાનું ઠરવાથી મહેકમમાં કેટલોક ફેરફાર કરવામાં આવ્યો હતો. આ વખતે સિપાઇના પગાર રૂ. ૭–૮–૯–૧૦ અને સ્વારના પગાર રૂ. ૨૫–૨૮–૩૦ કલદાર થયા હતા. હવાલદારને રૂ. ૧૧ અને જમાદારને રૂ. ૧૩–૧૪ મળતા. સન ૧૯૦૨ થી ૧૯૦૫ સુધીમાં નવો પોલીસ નિયમ, પોલીસ પ્રશ્નોતરી, ડ્રેસસ્કીમ, પોલીસ પરેડ વગેરે પોલીસ ફોજની કેળવણી માટે ઉપયોગી પુસ્તકો, નિયમો વગેરે તૈયાર કરવામાં આવ્યાં. પોલીસ ખાતાના લોકોને ડ્રેસને માટે પોતાના પગારમાંથી અમુક રકમ કપાત કરી આપવી પડતી હતી તે હુજુરે કૃપાવંત થઇ બંધ કરી અને ડ્રેસફંડની સિલ્લક રકમમાંથી અમુક રકમ જુદી કાઢી તેમાંથી ખાતાના માણસને જરૂર પ્રસંગે જુજ વ્યાજે નાણાં કરજે આપવાનું ધોરણ શરૂ કર્યું. આથી નાના પગારના નોકરોને ઘણી અનુકૂળતા

થઇ છે. વળી ડ્રેસ ફંડની સિલ્લક જે એમને એમ પડી રહેતી તે રકમ પૈકી ચાલુ ખરચને માટે પૂરતી રકમ રાખી બાકીની રકમ વડોદરા બેંકમાં વ્યાજે મૂકવામાં આવે છે અને વ્યાજની રકમ ફંડ ખાતે જમા થાય છે. આ ખાતાની ખાલી પડતી જગાઓને માટે લાયક ઉમેદવાર મળતા ન હોવાથી નીચેના દરજ્જાની જગાના પગાર વધારવામાં આવ્યા હતા. છતાં તે પગાર પણ આસપાસના બ્રિટીશ જીલ્લાના પગાર કરતાં ઓછા હોવાથી સને ૧૯૧૪ ની સાલમાં આખા ખાતાના મહેકમના પગારનું ધોરણ નવેસર ઠરાવી નોકરોની સંખ્યા કમી કરવામાં આવી હતી; છતાં પણ નોકરોની તાણ જારીજ રહેવાથી સારા નોકરો મેળવી જે નોકરીમાં રહ્યા હોય તેમને ટકાવી રાખવા અર્થે પગાર ઉપરાંત સન ૧૯૧૯થી એલાઉન્સ આપવાનું હુજુરે કૃપાવંત થઇ મંજુર કર્યું છે. વાકળ પેટા મહાલ છુટો હતો તે માંગરોળ મહાલ સાથે જોડી દેવાથી ૧ ફોજદાર, ૨ હવાલદાર અને ૯ સિપાઇ વડોદરા શહેર સયાજીગંજમાં નવી જગ્યા નીકળવાથી ત્યાં મોકલી આપવામાં આવ્યા અને વેળાછા થાણા માટે એક નાયબ ફોજદાર વધારી આપવામાં આવ્યો.

નવસારી પ્રાંતમાં તાલુકાવાર પોલીસ ફોજ કેટલી છે તે નીચેના પત્રક ઉપરથી જણાશેઃ—

| તાલુકો. | પોલીસ નાયબ સુબા | સર ફોજ- દાર | ફોજદાર | નાયબ ફોજદાર | જમાદાર | હવાલદાર | સિપાઇ. | દફેદાર. | સવાર. | કારકુન. | આજેલોક. | કુલ. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| હેડક્વાર્ટર | ૧ | ૧ | ૧ | ૪ | ૧ | ૨૪ | ૧૧૯ | ૧ | ૧૩ | ૮ | ૫ | ૧૭૮ |
| નવસારી | ૦ | ૦ | ૧ | ૪ | ૧ | ૧૦ | ૫૬ | ૦ | ૨ | ૧ | ૦ | ૭૫ |
| ગણદેવી | ૦ | ૦ | ૧ | ૨ | ૧ | ૭ | ૩૮ | ૦ | ૧ | ૧ | ૦ | ૫૨ |
| મહુવા | ૦ | ૦ | ૧ | ૨ | ૦ | ૮ | ૩૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૪૩ |
| પલસાણા | ૦ | ૦ | ૧ | ૩ | ૧ | ૮ | ૩૧ | ૦ | ૧ | ૧ | ૦ | ૪૬ |
| કામરેજ | ૦ | ૦ | ૧ | ૪ | ૧ | ૧૨ | ૫૫ | ૦ | ૨ | ૧ | ૦ | ૭૬ |
| સોનગઢ | ૦ | ૦ | ૧ | ૫ | ૧ | ૧૪ | ૬૧ | ૦ | ૨ | ૧ | ૦ | ૮૫ |
| વ્યારા | ૦ | ૦ | ૧ | ૩ | ૧ | ૧૧ | ૪૧ | ૦ | ૨ | ૧ | ૦ | ૬૦ |
| માંગરોળ | ૦ | ૦ | ૧ | ૫ | ૧ | ૧૧ | ૪૪ | ૦ | ૨ | ૧ | ૦ | ૬૫ |
| કોસંબા રેલ્વે | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૩ | ૧૨ | ૦ | ૦ | ૦ | ૦ | ૧૬ |
| કુલ. | ૧ | ૧ | ૯ | ૩૩ | ૮ | ૧૦૮ | ૪૮૭ | ૧ | ૨૬ | ૧૬ | ૫ | ૬૯૫ |

નવસારી પ્રાંતમાં ધાણકા, દુબળા, ઢોડીઆ, ગામીત, ચોધરા વગેરે કાળી પરજના લોકોની વસ્તી છે; પણ એ લોકો ગુન્હો કરનારી જાત પૈકીના નથી. ભીલ લોકો પૈકી કોઈ કોઈ ચોરીઓ કરે છે તો-પણ એ લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે. કાળીપરજના લોકો જે ગુન્હા કરે છે તેમાં દારૂ તાડી ચોરવાના કે નીશો કરી મારામારી કરવાના હોય છે. સોનગઢ તાલુકાને લગતા ડાંગ ને સાગબારાની પરહદના ભીલ લોકો અને ખાનદેશના જંગલી લોકો આવી ગુન્હા કરી જાય છે. પરંતુ એકંદરે આ પ્રાંતમાં પોલીસ અધિકારના ગુન્હાની સંખ્યા પણ થોડી થાય છે. છેલ્લાં ૫ વર્ષમાં તાલુકાવાર કયા કયા પ્રકારના કેટલા કેટલા ગુન્હા થયા તે નીચેના પત્રક ઉપરથી જણાશેઃ—

| અનુક્રમ નંબર. | તાલુકાનું નામ. | ૧૯૧૪-૧૫ શરીર સંબંધી. | ૧૯૧૪-૧૫ મીલકત સંબંધી. | ૧૯૧૪-૧૫ ઇતર. | ૧૯૧૪-૧૫ કુલ. | ૧૯૧૫-૧૬ શરીર સંબંધી. | ૧૯૧૫-૧૬ મીલકત સંબંધી. | ૧૯૧૫-૧૬ ઇતર. | ૧૯૧૫-૧૬ કુલ. | ૧૯૧૬-૧૭ શરીર સંબંધી. | ૧૯૧૬-૧૭ મીલકત સંબંધી. | ૧૯૧૬-૧૭ ઇતર. | ૧૯૧૬-૧૭ કુલ. | ૧૯૧૭-૧૮ શરીર સંબંધી. | ૧૯૧૭-૧૮ મીલકત સંબંધી. | ૧૯૧૭-૧૮ ઇતર. | ૧૯૧૭-૧૮ કુલ. | ૧૯૧૮-૧૯ શરીર સંબંધી. | ૧૯૧૮-૧૯ મીલકત સંબંધી. | ૧૯૧૮-૧૯ ઇતર. | ૧૯૧૮-૧૯ કુલ. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ |
| ૧ | નવસારી. | ૭ | ૩૫ | ૬ | ૪૮ | ૧૨ | ૬૨ | ૯ | ૮૩ | ૮ | ૫૧ | ૧૦ | ૬૯ | ૧૭ | ૮૪ | ૨૩ | ૧૨૪ | ૧૫ | ૮૨ | ૧૧ | ૧૦૮ |
| ૨ | ગણદેવી. | ૪ | ૧૦ | ૦ | ૧૪ | ૭ | ૧૨ | ૨ | ૨૧ | ૧ | ૮ | ૦ | ૯ | ૭ | ૨૦ | ૦ | ૨૭ | ૧૦ | ૨૨ | ૩ | ૩૫ |
| ૩ | મહુવા. | ૨ | ૧૨ | ૩ | ૧૭ | ૫ | ૭ | ૨ | ૧૪ | ૧ | ૮ | ૧ | ૧૦ | ૫ | ૧૩ | ૧ | ૧૯ | ૬ | ૨૨ | ૨ | ૩૦ |
| ૪ | પલસાણા. | ૨ | ૯ | ૧ | ૧૨ | ૪ | ૧૮ | ૨ | ૨૪ | ૧ | ૧૭ | ૪ | ૨૨ | ૨ | ૮ | ૨ | ૧૨ | ૩ | ૨૬ | ૦ | ૨૯ |
| ૫ | કામરેજ. | ૩ | ૨૦ | ૭ | ૩૦ | ૫ | ૨૬ | ૫ | ૩૬ | ૫ | ૨૩ | ૪ | ૩૨ | ૧૦ | ૪૫ | ૧૬ | ૭૧ | ૯ | ૬૩ | ૩ | ૭૫ |
| ૬ | માંગરોળ. | ૭ | ૩૭ | ૧૯ | ૬૩ | ૯ | ૪૨ | ૧૦ | ૬૧ | ૭ | ૩૫ | ૧૩ | ૫૫ | ૧૩ | ૪૫ | ૫ | ૬૩ | ૫ | ૩૯ | ૮ | ૫૨ |
| ૭ | વ્યારા. | ૪ | ૨૧ | ૧ | ૨૬ | ૮ | ૩૬ | ૧ | ૪૫ | ૨ | ૧૮ | ૩ | ૨૩ | ૬ | ૨૧ | ૧ | ૨૮ | ૮ | ૪૩ | ૧ | ૫૨ |
| ૮ | સોનગઢ. | ૨ | ૧૫ | ૧ | ૧૮ | ૪ | ૧૧ | ૧ | ૧૬ | ૪ | ૧૦ | ૨ | ૧૬ | ૫ | ૨૧ | ૧ | ૨૭ | ૯ | ૩૨ | ૧ | ૪૨ |
| | કુલ. | ૩૧ | ૧૫૯ | ૩૮ | ૨૨૮ | ૫૪ | ૨૧૪ | ૩૨ | ૩૦૦ | ૨૯ | ૧૭૦ | ૩૭ | ૨૩૬ | ૬૫ | ૨૫૭ | ૪૯ | ૩૭૧ | ૬૫ | ૩૨૯ | ૨૯ | ૪૨૩ |

## ૩. તુરંગ.

**જુની વ્યવસ્થા.** સંવત ૧૯૧૪ (સન ૧૮૫૭-૫૮) માં કેદીઓને રાખવા માટે વડોદરા શહેરમાં ચોતરા અને મહાલોમાં નાનાં તુરંગ હતાં. ચોતરા તથા તુરંગોની સ્થિતિ પહેલાં હાલના જેવી સારી નહોતી. તેમાં સ્વચ્છતા માટે કંઇ તજવીજ રહેતી નહિ. તેમ કેદીના ખોરાક, અનુશાસન વગેરે માટે પણ કંઇ સંતોષકારક વ્યવસ્થા નહોતી. હલકા અને ભારે ગુન્હા કરનાર તેમ દીવાની અને રાજકીય કેદીઓ એ બધાને ભેગા પુરવામાં આવતા. કેદીઓને ભારે બેડીઓ, લઠ્ઠા વગેરે ઘાલવામાં આવતા અને કેટલીક વખતે તો ઢોરની પેઠે એક સાંકળે ઘણા કેદીઓને બાંધી મૂકવામાં આવતા. કેદીઓ પાસે વ્યવસ્થિત રીતે મજૂરી કરાવવાને કંઇ સવડ નહોતી. તેમને ખોરાકી માટે ખર્ચ થાય તે કેદીઓની મીલકતમાંથી અગર તેમના સગા સાગવા પાસેથી વસુલ કરવામાં આવતું.

**નવી વ્યવસ્થા.** હાલના મહારાજ શ્રીમંત સયાજીરાવ ગાયકવાડના વખતમાં સુધારા થયા ત્યાંસુધી ઘણે ખરે ઠેકાણે તુરંગોની સ્થિતિ અસંતોષકારક હતી. નવી કારકીર્દીમાં તુરંગને લાયક મકાનો બંધાયાં એટલું જ નહિ પણ કેદીઓની તંદુરસ્તી પાછળ લક્ષ આપવાનું શરૂ થઇ, તેમની ખોરાકી, મજૂરી વગેરે બદલ પણ નિયમન થયું. પ્રાન્તના તળ ઠેકાણે નવસારીમાં સન ૧૮૮૦ માં રૂ. ૪૭૭૮૮ ને ખર્ચે પ્રાંત તુરંગ બાંધવામાં આવી હતી. દરેક મહાલે મહાલ કચેરીને અંગે તાલુકા તુરંગ (લોકપ) બાંધવામાં આવી છે. એક માસની સજા સુધીના કેદીઓને મહાલ તુરંગમાં અને તે ઉપરાંત પણ બે વર્ષની અંદરની સજાના કેદીઓને નવસારી પ્રાંત તુરંગમાં રાખવામાં આવે છે અને તે ઉપરની સજાના કેદીઓને વડોદરા સેન્ટ્રલ જેલમાં મોકલામાં આવે છે. પ્રાંત તુરંગમાં કેદીઓ પાસે વણાટકામ, નેતરકામ, બાગ કામ વગેરે નિયમિત રીતે લેવામાં આવે છે.

વળી જે કેદીઓ સારી વર્તણુંકના હોઇ પોતાનું કામ સારી રીતે કરતા હોય તેમને માર્ક સીસ્ટમનો લાભ મળે એટલા અર્થે માર્ક સીસ્ટમ પ્રાંત તુરંગમાં દાખલ કરવામાં આવેલી છે. તેને લીધે તેમણે મેળવેલા માર્કના પ્રમાણમાં તેમને સજાના કંઇ ભાગની માફી મળી તેમને જલદી છોડવામાં આવે છે.

તુરંગનું મકાન સુરક્ષિત છે કે તેમાં કંઇ ડાગડુગી અગર સુધારાવધારાની જરૂર છે તે તપાસી જાહેર કરવા બદલ એક કમીટી કાયમની નિમવામાં આવેલી છે. તે પ્રત્યેક વર્ષે એકવાર મળી તુરંગનું મકાન બારીકાઇથી તપાસી યોગ્ય લાગે તેવી સૂચનાઓ કરે છે અને તે પછી બને તેટલો તેનો અમલ કરવામાં આવે છે.

નવસારી પ્રાંત જેલમાં છેલ્લાં દસ વર્ષની સરેરાસ ઉપરથી વાર્ષિક કેદીની સંખ્યા ૩૪ આવે છે અને તાલુકા ની બધી લોકપોમાં મળીને સરેરાસ ૧૩ આવે છે.

# પ્રકરણ ૧૦ મું.

## સ્થાનિક સ્વરાજ્ય.

### ૧. પંચાયત.

જુના વખતમાં ગામની અંતર્વ્યવસ્થા મુખી તથા બીજા આગેવાનો જોતા. તે વખતની સરકાર ઘણું કરીને

**ગામપંચાયત.** મહેસુલની રકમ એક આંકડે આગેવાનો પાસેથી વસૂલ કરી લેવા ઉપરાંત ગામની અંતર્વ્યવસ્થામાં કંઇ હાથ ઘાલતી નહિ. ગામના આગેવાનો પોતાનામાં ઉઘરાણું કરી અગર બધાની પાસે વારાફરતી મજુરી લઇ ગામની હાજતો પૂરી પાડતા. ગામની તકરારોનો ઇનસાફ પણ ગામમાંજ ચૂકવાતો. ટુંકામાં દરેક ગામ એક નાના સરખા રાજ્યની પેઠે સ્વરાજ્ય ભોગવતું. પણ જ્યારથી વિંઘોટી વહિવટ દાખલ કરી સરકારે દરેક ખાતેદાર પાસેથી તેના મહેસુલની રકમ પરભારે ઉઘરાવી લેવાનું શરૂ કર્યું ત્યારથી ગામની અંદરના સ્વરાજ્યની આ પ્રાચીન વ્યવસ્થા ધીમે ધીમે શિથિલ થતી ચાલી અને હવે ઘણેખરે ઠેકાણે નહિ જેવી થઈ છે. વડોદરાના હાલના પ્રજાપ્રિય અને દીર્ઘદૃષ્ટિવાળા મહારાજા સયાજીરાવ ગાયકવાડ એમણે હિંદુસ્તાનમાં ઇતર ઠેકાણે થયેલી સ્થાનિક સ્વરાજ્યની ખરાબી ધ્યાનમાં રાખી પોતાના રાજ્યમાં સર્વે સેટલમેંટ વખતે એવો પ્રકાર ન બને એટલા માટે ગ્રામ્ય વ્યવસ્થાની પ્રાચીન રીત બને તેટલે દરજ્જે કાયમ રાખવા ખાસ આજ્ઞા કરી હતી. આના પરિણામે ગામ નોકરીની જુની પદ્ધત કાયમ રહી, એટલુંજ નહિ પણ ગામના લોકોની કેળવણી માટે ગ્રામ્ય શાળાઓ સ્થાપન કરી શિક્ષકો નિમવામાં આવ્યા તે પણ ગામ નોકરમાં ગણવામાં આવ્યા. વળી ગામ કામ કરનાર પટેલ, તલાટી તથા શા-

ળાના શિક્ષક સિવાયના બીજા સભાસદો ચુંટણીથી નિમાય તો પક્ષપાતને માટે જગો ન રહેતાં લાયક માણસો આગળ આવી શકે અને ગામ પંચાયતથી ચઢતા દરજ્જાની બીજી સંસ્થાઓ માટે સભાસદો ચુંટવાના કામમાં લોકોને સારી કેળવણી મળે તેમ પોતાને કયું કામ કરવાનું છે એ વિષે પંચાયતના સભાસદોને સ્પષ્ટ રીતે બોધ થાય, એ હેતુથી સને ૧૯૦૩ માં ગામ પંચાયત સંબંધી નિયમ કરવામાં આવ્યો. ગામ પંચાયતના નિયમ પ્રમાણે દરેક ગામે પંચાયત નીમી શકાય છે. જ્યાં ગામની વસ્તી ઘણીજ થોડી હોય ત્યાં એક કરતાં વધારે ગામનો જથો બાંધી તેમને માટે મજીઆરી પંચાયત નીમી શકાય છે. ગામ પંચાયતના સભાસદો કમીમાં કમી ૫ અને વધારેમાં વધારે ૯ હોઇ શકે છે. તેમાંના અડધા વિભાગના નાયબસુબા તરફથી નિમવામાં આવે છે અને બાકીના ગામ લોકો ચુંટી કાઢે છે. ગામ પંચાયતનો અધ્યક્ષ ગામનો પટેલ ગણાય છે અને તલાટી અને મહેતાજી હોદ્દાની રૂએ સભાસદો ગણાય છે. એક વખત નિમાયેલી પંચાયત ત્રણ વર્ષ સુધી કાયમ રહે છે અને દર ત્રીજે વરસે નવી પંચાયત નિમાય છે. ગામ પંચાયતનું મુખ્ય કર્તવ્ય ગામની સ્વચ્છતા તથા આરોગ્યસંરક્ષણ સંબંધી કામ જોવાનું છે. દિવાની દાવા તથા ફોજદારી ફરિયાદો ચુકવવાનું કામ પણ તે કરી શકે છે અને ચોરા, દેવસ્થાન, કુવા, તળાવ, શાળા, ડબ્બા, ગામનોકર વગેરે ઉપર દેખરેખ રાખી શકે છે. પંચાયત દર મહીને ભરાય છે. નવસારી પ્રાંતમાં સંવત ૧૯૬૨ માં ૪૫૫ ગામ પંચાયતો હતી તે વધીને સંવત ૧૯૭૫ માં નીચે પ્રમાણે ૪૭૬ થઇ હતી:—

| તાલુકો. | ગામ પંચાયતની સંખ્યા. | તાલુકો. | ગામ પંચાયતની સંખ્યા. |
|---|---|---|---|
| નવસારી | ૫૯ | મહુવા | ૫૫ |
| ગણદેવી | ૨૮ | માંગરોળ | ૬૯ |
| પલસાણા | ૪૫ | વ્યારા | ૯૧ |
| કામરેજ | ૬૧ | સોનગઢ | ૬૮ |

ગામ પંચાયતને ફળ હરરાજી, ઘાસ હરરાજી, ડબાપ્રી, ફરજીયાત દંડ, કિરાયુ વગેરે ઉત્પન્નની બાબતો સરકારે સોંપેલી છે. એ ઉપરાંત ખર્ચ માટે વિશેષ રકમ જોઇએ તો સરકાર મંજુરીથી કર નાખીને ગામ પંચાયત ઉત્પન્ન કરી શકે છે. જે કામો મહાલ પંચાયત ગામપંચાયત મારફત કરાવે છે તેની રકમ મહાલપંચાયત ગામપંચાયતને આપે છે.

**મહાલ પંચાયત.**

પ્રથમ ગામપંચાયતો સ્થાપન થયા પછી દરેક મહાલે મહાલ પંચાયત અને આખા પ્રાંત માટે પ્રાંતપંચાયત સ્થાપન કરવા તજવીજ થઇ હતી. એ બાબત ૧૯૦૪ માં પંચાયત સંબંધી નિબંધ તથા નિયમ કરવામાં આવ્યા હતા. તાલુકા પંચાયતમાં અડધા સભાસદો ચુંટણીથી પસંદ થાય છે અને અડધા સરકાર તરફથી નિમાય છે. પંચો ચુંટવા માટે તાલુકાનાં ગામોના જથા પાડવામાં આવે છે અને દરેક જથામાંથી એકેક સભાસદ ચુંટી કાઢવામાં આવે છે. આ ચુંટણી ગામ પંચાયતોના મતાધિકારીઓ કરે છે. વળી તાલુકામાં સુધરાઈ અથવા વિશિષ્ટ પંચાયત હોય તો તેના તરફથી પણ એક સભાસદ ચુંટાઇ આવે છે. સરકારે નિમવાના સભાસદો પૈકી અડધા સરકારી નોકરો અને અડધા રૈયત પૈકીના હોય છે. વિભાગના સદર સ્ટેશનમાં નાયબ સુબા અને ઈતર ઠેકાણે મહાલના વહિવટદાર તાલુકા પંચાયતના પ્રમુખ તરિકે કામ કરે છે. નવસારી પ્રાંતના દરેક તાલુકામાં ચુંટાયેલા તથા નિમાયેલા સભાસદો કેટલા છે તે નીચેનું પત્રક બતાવે છે :—

| તાલુકો. | ચુંટેલા. | નિમેલા. | કુલ |
|---|---|---|---|
| કામરેજ. | ૯ | ૯ | ૧૮ |
| નવસારી. | ૯ | ૯ | ૧૮ |
| ગણદેવી. | ૬ | ૬ | ૧૨ |
| પલસાણા. | ૭ | ૭ | ૧૪ |
| મહુવા. | ૭ | ૭ | ૧૪ |
| માંગરોળ. | ૮ | ૮ | ૧૬ |
| વ્યારા. | ૮ | ૮ | ૧૬ |
| સોનગઢ. | ૮ | ૮ | ૧૬ |

**પ્રાંત પંચાયત.** પ્રાંત પંચાયત માટે દરેક મહાલ પંચાયત એકએક સભાસદ ચુંટી કાઢે છે. તેમ દશ હજાર અને તે ઉપરાંતની વસ્તીવાળા ગામની સુધરાઇઓ પણ એકએક પંચ ચુંટી કાઢે છે. પ્રાંતમાં ઈનામી ગામ ધારણ કરનારા હોય તો તેમના તરફથી પણ એક પંચ ચુંટાઇ આવે છે. આ પ્રમાણે એકંદર દસ પંચો નવસારી પ્રાંતે ચુંટાય છે અને બાકીના દસ સરકાર તરફથી નિમાય છે. સરકારથી નિમવાના પંચો પકી નિમે સરકારી નોકરો અને નિમે ખાનગી ગૃહસ્થો હોય છે. પ્રાંતનો સુબો પ્રાંત પંચાયતનો અધ્યક્ષ હોય છે. પ્રાંત પંચાયત દરસાલ બજેટ મંજુર કરી મહાલ પંચાયતોને જોઇતી રકમો ફાળવી આપે છે. દરેક તાલુકામાં મહાલ પંચાયતના તાબામાં ઓવરસીઅરો રાખેલા હોય છે, તેઓ મહાલ પંચાયતે મંજુર કરેલાં કામનાં પ્લેન, એસ્ટીમેટ તૈયાર કરી પ્રાંત પંચાયત તરફ મંજુર થવા મોકલે છે.

**પંચાયતના કર્તવ્ય.**

પંચાયતોને ગામની સ્વચ્છતા સંબંધી, પ્લેગ, કોલેરા વગેરે રોગોના અટકાવ સંબંધી, આરોગ્યતા સંબંધી, ઢોરોમાં ફેલાતા ચેપીરોગ સંબંધી, શીતળા ટંકાવવા સંબંધી, સાર્વજનિક બગીચા સંબંધી, દેવસ્થાન ધર્માદાની વ્યવસ્થા સંબંધી, સરકારી કે સાર્વજનિક રસ્તા કરાવવા સંબંધી, કુવા તળાવ ખોદાવવા કે દુરસ્ત કરાવવા સંબંધી, ચોરા, ધર્મશાળા વગેરે બંધાવવા કે દુરસ્ત કરાવવા સંબંધી, બીજ, પેઢી, મોડલફાર્મ, અનાજનો સંગ્રહ વગેરે ખેતીવાડી સંબંધી યોજનાઓ ચલાવવા કે તે ઉપર દેખરેખ રાખવા સંબંધી વગેરે કામો કરવાનું સોંપવામાં આવેલું છે. તેમજ એ કામોને અંગે થતા ખર્ચનો તથા પંચાયતોને મળવાની લોકલસેસ વગેરે ઉત્પન્નનો હિસાબ પણ પંચાયતો રાખે છે. નવસારી પ્રાંતમાં સંવત ૧૯૬૨ ની સાલમાં ૮ મુખ્ય મહાલે અને ૨ પેટામહાલે મળી ૧૦ મહાલ પંચાયતો હતી. પરંતુ પેટા મહાલો કમી થવાથી હાલ ૮ મુખ્ય મહાલોએ ૮ મહાલ પંચાયતો છે. એ મહાલ પંચાયતો બે ભાગમાં વહેંચી નાખવામાં આવેલી છે: વ્યારા વિભાગ અને કામરેજ વિભાગ. વ્યારા વિભાગમાં નવસારી, વ્યારા, સોનગઢ અને મહુવા અને કામરેજ વિભાગમાં કામરેજ, માંગરોળ, ગણદેવી અને પલસાણા આવે છે.

**પંચાયતે કરેલાં કામ.**

નવસારી પ્રાંતમાં પંચાયતે સંવત ૧૯૭૫ આખર સુધીમાં રૂ. ૧,૦૬,૩૦૬ નું ખરચ કરીને ૬૯ મોટા રસ્તા નવા કર્યા છે અને રૂ. ૫૩,૫૧૦ નું ખર્ચ કરીને ૫૬ મોટા રસ્તાની દુરસ્તી કરી છે. છેલ્લાં ૧૩ વરસમાં નાના મોટા મળીને ૨૯૭ નવા રસ્તા કરવામાં આવ્યા છે તથા ૫૮૩ રસ્તાની દુરસ્તી કરવામાં આવી છે અને તે પાછળ કુલ ખર્ચ રૂ. ૩,૨૮,૯૯૮ કરવામાં આવ્યું છે. ઇંટ ચુનાના પાકા મોટા ચોરા છેલ્લાં ૧૩ વરસમાં ૨૬ નવા કરવામાં આવ્યા છે અને તેની પાછળ રૂ. ૨૮,૪૪૯ ખરચ કરવામાં આવ્યો

**પંચાયતના કર્તવ્ય.**

પંચાયતોને ગામની સ્વચ્છતા સંબંધી, પ્લેગ, કોલેરા વગેરે રોગોના અટકાવ સંબંધી, આરોગ્યતા સંબંધી, ઢોરોમાં ફેલાતા ચેપીરોગ સંબંધી, શીતળા ટંકાવવા સંબંધી, સાર્વજનિક બગીચા સંબંધી, દેવસ્થાન ધર્માદાની વ્યવસ્થા સંબંધી, સરકારી કે સાર્વજનિક રસ્તા કરાવવા સંબંધી, કુવા તળાવ ખોદાવવા કે દુરસ્ત કરાવવા સંબંધી, ચોરા, ધર્મશાળા વગેરે બંધાવવા કે દુરસ્ત કરાવવા સંબંધી, બીજ, પેઢી, મોડલફાર્મ, અનાજનો સંગ્રહ વગેરે ખેતીવાડી સંબંધી યોજનાઓ ચલાવવા કે તે ઉપર દેખરેખ રાખવા સંબંધી વગેરે કામો કરવાનું સોંપવામાં આવેલું છે. તેમજ એ કામોને અંગે થતા ખર્ચનો તથા પંચાયતોને મળવાની લોકલસેસ વગેરે ઉત્પન્નનો હિસાબ પણ પંચાયતો રાખે છે. નવસારી પ્રાંતમાં સંવત ૧૯૬૨ ની સાલમાં ૮ મુખ્ય મહાલે અને ૨ પેટામહાલે મળી ૧૦ મહાલ પંચાયતો હતી. પરંતુ પેટા મહાલો કમી થવાથી હાલ ૮ મુખ્ય મહાલોએ ૮ મહાલ પંચાયતો છે. એ મહાલ પંચાયતો બે ભાગમાં વહેંચી નાખવામાં આવેલી છેઃ વ્યારા વિભાગ અને કામરેજ વિભાગ. વ્યારા વિભાગમાં નવસારી, વ્યારા, સોનગઢ અને મહુવા અને કામરેજ વિભાગમાં કામરેજ, માંગરોળ, ગણદેવી અને પલસાણા આવે છે.

**પંચાયતે કરેલાં કામ.**

નવસારી પ્રાંતમાં પંચાયતે સંવત ૧૯૭૫ આખર સુધીમાં રૂ. ૧,૦૬,૩૦૬ નું ખરચ કરીને ૬૯ મોટા રસ્તા નવા કર્યા છે અને રૂ. ૫૩,૫૧૦ નું ખર્ચ કરીને ૫૬ મોટા રસ્તાની દુરસ્તી કરી છે. છેલ્લાં ૧૩ વરસમાં નાના મોટા મળીને ૨૯૭ નવા રસ્તા કરવામાં આવ્યા છે તથા ૫૮૩ રસ્તાની દુરસ્તી કરવામાં આવી છે અને તે પાછળ કુલ ખર્ચ રૂ. ૩,૨૮,૯૯૮ કરવામાં આવ્યું છે. ઇંટ ચુનાના પાકા મોટા ચોરા છેલ્લાં ૧૩ વરસમાં ૨૬ નવા કરવામાં આવ્યા છે અને તેની પાછળ રૂ. ૨૮,૪૪૯ ખરચ કરવામાં આવ્યો

છે. વળી ૨૫ મોટા ચોરાની દુરસ્તી કરી છે તેની પાછળ રૂ. ૨૧,૦૭૬ ખરચ્યા છે. કામડાના નાના અને ઈંટ ચુનાના મોટા મળી કુલ ૭૬ નવીન ચોરાઓ કર્યા છે અને ૨૧૦ ચોરાની દુરસ્તી કરી છે, જેની પાછળ કુલ ખરચ રૂપીઆ ૧,૪૭,૦૬૧ થયો છે. ૧૪૮૮ ચોરા ઉપર નળીઆં ચળાઇ રૂ. ૯૬૮૯ ખરચ કરવામાં આવ્યા છે. રૂ. ૪૯૦૬૦ ના ખરચે ૫૯ મોટા કુવાઓ નવીન કરવામાં આવ્યા છે અને ૨૩ કુવાની દુરસ્તી પાછળ રૂ. ૧૩,૯૭૯ ખરચવામાં આવ્યા છે. નાના અને મોટા મળીને ૧૩૦ કુવા નવીન કરવામાં આવ્યા છે અને ૩૧૦ કુવા દુરસ્ત કરાવ્યા છે તેની પાછળ એકંદર ખર્ચ રૂ. ૧,૬૬,૨૫૫ થયું છે. આ બધું ખર્ચ લોકલસેસની રકમમાંથી કરવામાં આવ્યું છે. વળી શ્રીમંત સરકાર મહારાજા સાહેબની સીલ્વર જ્યુબીલી પ્રસંગે મળેલી ગ્રાંટમાંથી રૂ. ૧,૨૧,૮૭૭ ના ખરચે ૧૪૯ કુવા નવીન કરાવવામાં આવ્યા છે. નાના મોટા મળી ૭ હવાડા બાંધવામાં આવ્યા છે અને તેની પાછળ કુલ ખર્ચ રૂ. ૧૬૨૮ થયું છે. તેમજ ૮ હવાડા દુરસ્ત કરાવ્યા છે જેનું ખર્ચ રૂ. ૧૧૩૮ થયું છે. રૂ. ૩૮૦૪ ના ખરચે ૧૬ નવીન તળાવ કરાવ્યાં છે અને રૂ. ૧૯૩૦૦ ના ખર્ચથી ૪૫ તળાવોની દુરસ્તી કરાવી છે. વળી જ્યુબીલી ગ્રાંટની રકમમાંથી રૂ. ૧૩,૮૦૦ ના ખર્ચથી એક તળાવ નવીન કરાવ્યું છે. આ ઉપરાંત ઇજનેર ખાતાનાં જે કામો પંચાયત સંસ્થાને સોંપવામાં આવ્યાં હતાં અને જે પંચાયતે કરાવ્યાં હતાં તે નીચે પમાણે હતાં:—

(૧) બે નવીન રસ્તા કરાવ્યા અને ૫૦ રસ્તાની દુરસ્તી કરાવી તેની પાછળ રૂ. ૪૩,૫૮૬ ખર્ચ થયું.

(૨) ૧૩ નિશાળોની દુરસ્તી રૂ. ૨૧૦૯ ના ખર્ચે કરાવી.

(૩) એક નવીન પોલીસ ચોકી કરાવી અને ૯ ની દુરસ્તી કરાવી તેની પાછળ રૂ. ૪૭૫૦ ખર્ચ થયું.

(૪) એક આબકારી ચોકીની દુરસ્તી રૂ. ૪૭ ના ખરચે કરી.

(૫) એક કાંસની દુરસ્તી રૂ. ૩૫૦ ના ખરચે કરવી.

**ઉત્પન્ન ખર્ચ.** સંવત ૧૯૬૨ માં નવસારી પ્રાંતની પંચાયત સંસ્થાઓનું કુલ ઉત્પન્ન રૂ. ૯૭,૦૧૯ થયું હતું તે વધીને સંવત ૧૯૬૫ માં રૂ. ૪,૭૩,૦૧૫ થયું હતું, પછી સંવત ૧૯૬૬ માં તે એકદમ ઘટી જઇને રૂ. ૧,૭૦,૧૬૯ થયું હતું, પરંતુ ત્યારપછી દર સાલ વધઘટ થતાં છેવટે સંવત ૧૯૭૪ ની સાલમાં રૂ. ૩,૦૮,૫૩૬ નું ઉત્પન્ન આવ્યું હતું. સંવત ૧૯૬૨ માં રૂ. ૬૦,૭૧૫ નું ખર્ચ થયું હતું તે બીજી સાલ વધીને રૂ. ૧,૫૦,૦૦૯ જેટલું થયું હતું અને પછી તેની પછીની સાલે વધીને રૂ. ૨,૦૦,૭૮૧ જેટલું થયું. પછી દરસાલ વધઘટ થઇ સંવત ૧૯૭૩ ની સાલમાં ફક્ત ૯૬,૩૨૦ રૂપીઆ ખર્ચ થયું હતું. પણ પછી સંવત ૧૯૭૪ ની સાલમાં એકદમ વધીને રૂ. ૨,૨૭,૯૦૮ જેટલું થયું હતું.

## ૨. સુધરાઇ અને વિશિષ્ટ પંચાયતો

**નવસારી સુધરાઇ** નવી કારકીર્દી પહેલાં રાજ્યમાં વડોદરા શહેર અને નવસારી કસ્બા શિવાય બીજે કોઇ ઠેકાણે સુધરાઇ જેવી કંઇ વ્યવસ્થા હોવાનું જણાતું નથી. નવસારીમાં આગેવાન પારસી વગેરે મુંબઇ સાથે સંબંધ ધરાવતા લોકોને ખાડા પડેલા તથા ધુળવાળા રસ્તા અને રાતે અંધારૂ પસંદ નહિ પડવાથી તેમણે સંવત ૧૯૧૯ (સન ૧૮૬૩) ના અરસામાં સુધરાઇ માટે હીલચાલ શરૂ કરેલી જણાય છે. ખર્ચને માટે કેટલીક જણસો ઉપર હક લેવાનો ઠરાવી કેટલાક સભાસદો રૈયત તરફથી અને કેટલાક સરકાર તરફથી નીમી સુધરાઇની વ્યવસ્થા ચલાવવાનું એ સાલથી નક્કી થયું હતું અને તે વખતના સરફોજદારી કામદાર મુળચંદ મકનદાસને સભાના અધ્યક્ષ નિમવામાં આવ્યા હતા. આ પ્રમાણે નવસારી પ્રાંતમાં જુનામાં જુની સુધરાઇ હોવાનું માન નવસારી કસ્બાએ લીધેલું છે.

**બીજી સુધરાઇઓ**

૧૮૭૫ પછીની નવી કારકીર્દીમાં કસ્બાની સ્વચ્છતા તરફ વધારે લક્ષ અપાવા લાગ્યું ત્યારે તેને માટે જોઇતાં નાણાં માટે સરકાર તરફથી કેટલાક કસ્બાઓને તેમની વસ્તીના દર ઇસમ દીઠ ૦–૪–૦ પ્રમાણે રકમ આપવાનું શરૂ થયું. આ ઉપરાંત વિશેષ કામો માટે ખાસ વધારાની રકમ પણ મદદ તરિકે અપાતી. આ પ્રમાણે નવસારી કસ્બાને સન ૧૮૮૦—૮૧ માં ઠરેલે ધોરણે આપવાના રૂ. ૩૭૫૦ ઉપરાંત વિશેષ મદદ તરિકે રૂ. ૯૮૨૯ અપાયા હતા. પ્રથમ દર માણસે ૦–૪–૦ આપવા ઠર્યા હતા પણ ૧૮૯૨ માં એવો હુકમ થયો હતો કે જ્યાં ૧૦૦૦ કરતાં વધારે વસ્તી હોય ત્યાં દર માણસે ૦–૮–૦ પ્રમાણે ગ્રાન્ટ આપવી. આવી રીતે મળેલી રકમ સ્વચ્છતા, રોશનઇ વગેરે સુધરાઇનાં કામમાં સરકારે નિમેલી કમીટીને હસ્તક ખરચાતી. નવસારી પ્રાંતમાં નવસારી, બીલીમોરા, ગણદેવી, કઠોર, વ્યારા અને સોનગઢમાં આ પ્રમાણે સુધરાઇઓ ચાલતી હતી. નવસારી શિવાય ઇતર ઠેકાણે લોકોને સુધરાઇ સંબંધે ખાસ કંઇ કર આપવા પડતા ન હોતા તેમ કંઇ ખાસ હક પણ નહોતા. સરકાર સુધરાઇનું ખર્ચ આપતી અને વ્યવસ્થા પણ સરકાર ચલાવતી

**સ્વરાજ્યનો હક**

રાજ્યમાં પંચાયત સંસ્થા દાખલ કરવા ૧૯૦૩–૦૪ માં ઠરાવ્યું તેજ વખતે સુધરાઇઓમાં પણ ચુંટણીથી સભાસદો નિમવાનું તત્વ દાખલ કરી સુધરાઇઓને પણ સ્વરાજ્યનો કંઇ હક આપવા શ્રીમંત સરકાર મહારાજા સાહેબ એમણે નિશ્ચય કર્યો હતો. જે સુધરાઇઓને સ્વરાજ્યનો હક આપવામાં આવ્યો તે “ ब ” વર્ગ સુધરાઇ એવી સંજ્ઞાથી અને જે પ્રથમ પ્રમાણે સરકાર તરફથી ચાલુ રાખવામાં આવી તે “ अ ” વર્ગ સુધરાઇ એવી સંજ્ઞાથી ઓળખાવા લાગી. ‘ ब ’ વર્ગ માટે વડોદરા શહેર અને બીજી આઠ સુધરાઇઓ પસંદ કરવામાં આવી હતી તેમાં નવસારી પ્રાંતમાંથી નવસારી અને ગણદેવી એ બે પસંદ થઇ હતી. પહેલાં વસ્તીના દર માણસે ૦–૪–૦

અગર ૦-૮-૦ પ્રમાણે જે રકમ અપાતી હતી તે બંધ કરી તેને બદલે તેટલીજ ઉપજ આવે એવાં ઉત્પન્નનાં સાધન બ વર્ગ સુધરાઇઓને આપવામાં આવ્યાં પણ ત્યાં ખરચ કરતાં ઉપજ કમી થતી હોવાથી સરકાર તરફથી દરસાલ રૂ. ૧,૩૦,૦૦૦ ની રકમ મદદ તરિકે પાંચ વરસ માટે આપવા ઠરાવવામાં આવ્યું. પાંચ વર્ષની અંદર ખરચ જેટલી ઉપજ સુધરાઇઓ કરી શકશે એમ ધારવામાં આવ્યું હતું; પણ તે પ્રમાણે ન થઇ શકયાથી થોડી થોડી મુદત વધારી હજી સુધી વડોદરા સુધરાઇને દર સાલ સવાલાખ રૂપીઆ મદદ તરિકે અપાય છે.

**નિયમન**

નવી સુધરાઇઓના નિયમન માટે મુંબઇ ઇલાકાના સન ૧૮૯૧ ના એકટ ( ડીસ્ટ્રીકટ મ્યુનીસીપલ એકટ ) પ્રમાણે નવો કાયદો કરવા માટે ખરડો તૈયાર કરવામાં આવ્યો હતો અને તે મંજુર થાય ત્યાં સુધી બ્રિટીશ કાયદાને ધોરણે કામ શરૂ કરવા હજુરનું ફરમાન થયું હતું. સભાસદોની પહેલી ચુંટણી ૧૯૦૫ ના જુલાઇમાં થઇ હતી. નિમાચેલા તથા ચુંટાએલા સભાસદોએ પોતાનું કામ ૧૯૦૫ ના ઑગસ્ટની ૧ લી તારીખથી શરૂ કર્યું. વડોદરા શહેરમાં ચુંટણી ૧૯૦૫ ના અકટોબર પહેલાં થઇ શકી ન હોતી તેથી ત્યાં નવી સુધરાઇનું કામ ૧૯૦૬ ના ફેબ્રુઆરીની ૧ લી તારીખથી શરૂ થયું. મુંબઇ ઇલાકાના ડીસ્ટ્રીકટ મ્યુનીસીપાલ એકટને ધોરણે તૈયાર કરેલો આ રાજ્યનો નવો કાયદો પણ મંજુર થઇ તે તારીખથી અમલમાં આવ્યો.

**'વ' વર્ગ સુધરાઇઓ.**

નવસારી પ્રાંતમાં સ્થાનિક સ્વરાજ્ય માટે પસંદ થયેલી સુધરાઇઓ કયી કયી હતી, તેમાં કેટલા કેવા પ્રકારના સભાસદ હતા અને તેમને કેટલી મદદ તથા ઉપજ આપવામાં આવી હતી તે નીચેના પત્રક ઉપરથી જણાશે:—

| સુધરાઇનું નામ. | સભાસદો. | | ખાસ ગ્રાન્ટ રૂપીઆ. | જકાત, એકસાઇઝ વગેરેના ઉત્પન્નમાંથી મળતી રકમ. |
|---|---|---|---|---|
| | ચુંટેલા | નિમેલા. | | |
| નવસારી. | ૧૨ | ૧૨ | ૫૫૦૦ | ૮૫૦૦ |
| ગણદેવી. | ૮ | ૮ | ૦ | ૩૫૦૦ |

ઉપરના પત્રકમાં બતાવેલી રકમ ઉપરાંત લોકલસેસનો ફાળો તથા સ્થાનિક કર વગેરેથી ઉત્પન્ન થતી રકમો પણ સુધરાઇને ઉત્પન્ન તરીકે મળતી. મેનેજીંગ કમીટી કેવી રીતે નીમવી, બજેટ કેમ તૈયાર કરવું, કર કેવી રીતે વસૂલ કરવા એ વગેરે બાબત સુધરાઇઓ નિબંધ અન્વયે સરકાર મંજુરીથી નિયમ કરી લે ત્યાં સુધી કામ ચલાઉ ગોઠવણ માટે તે વખતના અમાત્ય નામદાર દત્ત સાહેબના તરફથી સન ૧૯૦૫ ના જુલાઇમાં એક વિગતવાર હુકમ બહાર પાડી સુધરાઇઓને પોતાનાં કર્તવ્ય બદલ શિક્ષણ આપવામાં આવ્યું હતું.

**"અ" વર્ગ સુધરાઇઓ.**

ઉપર પ્રમાણે જે કસ્બાની સુધરાઇઓને સ્વરાજ્ય આપવામાં આવ્યું તે શિવાયના નીચે જણાવેલા બીજા કસ્બાઓમાં સુધરાઇનું કામ તાલુકાના વહીવટદારની દેખરેખ નીચે થતું હતું અને તેમને તેમના નામ સામે બતાવેલી રકમ મદદ તરિકે મળતી હતી:—

| નામ. | વસ્તી. | મદદની રકમ. |
|---|---|---|
| બિલીમોરા. | ૪૬૯૩ | ૧૨૫૬ |
| કઠોર. | ૪૪૬૭ | ૯૦૭ |
| વ્યારા. | ૬૧૧૭ | ૧૦૬૧ |
| સોનગઢ. | ૨૫૩૩ | ૮૨૩ |

આ કસ્બાઓમાં સરકાર તરફથી મળવાની રકમ ઉપરાંત બીજું કંઈ વિશેષ ઉત્પન્ન થતું નહોતું, લોકોને કંઇ કર આપવાનો નહોતો અને કંઇ હક પણ ભોગવવાનો નહોતો. તેમના વતી તેમની સુધરાઈનું કામ સરકાર મહાલના વહીવટદાર મારફતે કરી લેતી અને ખરચ પણ સરકારજ આપતી. अ વર્ગની સુધરાઇઓ જે અત્યાર સુધી સરકાર તરફથી ચલાવવામાં આવતી હતી તેમને પણ કેટલાક સભાસદો ચુંટી કાઢવાનો હક ૧૯૦૬ માં આપવામાં આવ્યો. તેમાં નિમવાના તથા ચુંટવાના સભાસદો નીચે પ્રમાણે રાખવામાં આવ્યા હતાઃ—

| સુધરાઇનું નામ. | સભાસદોની સંખ્યા. | | |
|---|---|---|---|
| | સરકારી. | ચુંટેલા. | કુલ. |
| બિલીમોરા. | ૪ | ૮ | ૧૨ |
| કઠોર. | ૪ | ૧૦ | ૧૪ |
| વ્યારા. | ૬ | ૧૨ | ૧૮ |
| સોનગઢ. | ૪ | ૮ | ૧૨ |

૧૯૦૬ ના આગસ્ટની ૧ લી તારીખથી બિલીમોરા સુધરાઈ अ વર્ગમાંથી કમી થઈ ब વર્ગમાં ગઈ અને તેને બીજી ब વર્ગની સુધરાઇઓ પેઠે સ્વરાજ્યનો અધિકાર મળ્યો. अ વર્ગની સુધરાઇઓને જે ઉધડ રકમ મદદ તરિકે આપવામાં આવતી હતી તેની મંજુરી પાંચ વર્ષ માટે હતી. તે ૧૯૦૮–૦૯ આખરે પૂરી થતાં આગળને માટે એવો હુકમ થયો કે હવેથી મદદની રકમ ન આપતાં જકાત, ઘરવેરો વગેરે પોતાની હદમાં દાખલ કરી તથા બીજા જે કર નાખવા યોગ્ય લાગે તે નાખી પોતાની ઉપજ જે તે સુધરાઇએ

કરી લેવી. તેથી નવસારી પ્રાંતની બ વર્ગની સુધરાઇઓને જે મદદ મળતી હતી તે બંધ થઇ અને બધી ઉપજ સુધરાઇઓએ કરી લેવાનું શરૂ કર્યું.

સંવત ૧૯૬૬ સન ૧૯૦૯–૧૦ થી અ વર્ગની સુધરાઇઓ વિશિષ્ટ પંચાયત એ નામથી ઓળખાવા લાગી છે અને તેમના બંધારણ વગેરે માટે ગામ પંચાયત સંબંધી નિયમમાં ઘટિત સુધારો કરવામાં આવ્યો. એ પ્રમાણે સોનગઢ, વ્યારા અને કઠોરની અ વર્ગની સુધરાઇઓ સને ૧૯૦૯–૧૦ થી વિશિષ્ટ પંચાયતો કહેવાય છે. તા. ૧–૯–૧૪ થી વરીઆવમાં પણ એક વિશિષ્ટ પંચાયત સ્થાપન થઇ છે.

**વિશિષ્ટ પંચાયતો.**

પોતાની સ્થળ સીમામાં સ્વચ્છતા રાખવી અને સાર્વજનિક આરોગ્યતું સંરક્ષણ કરવું એ સુધરાઇ અને વશિષ્ટ પંચાયતનું મુખ્ય કર્તવ્ય છે. કોઇ મહામારીનો રોગ ફાટી નિકળે ત્યારે તે રોગને અટકાવવાના ચાંપતા ઉપાય યોજવા, ગામ બહાર ખુલ્લી હવામાં રહેવા જવાની લોકને સવડ કરી આપવી અને પુરતી વૈદ્યકીય મદદ આપવી; તેમજ ઢોરમાં એવો કોઇ ચેપીરોગ ફાટી નિકળે ત્યારે ઢોરોના રક્ષણને માટે પણ પુરતો બંદોબસ્ત કરવો; રસ્તા અને ખુલ્લી જગ્યાઓ સ્વચ્છ રાખી ગંદકી થવા ન દેવી; જાહેર રસ્તા ઉપર પાણીના છંટકાવ કરવા તથા રસ્તાની બે બાજુએ ઝાડ રોપાવવાં; બાગ બગીચા કરાવવા; રસ્તાઓ ઉપર અંધારી રાતે દીવાબત્તી કરવી; સાંકડા મહોલ્લા પહોળા કરાવવા તથા બંધ હોય તે ખુલ્લા કરાવવા ને પડી જવા જેવાં જોખમી મકાનો ઉતરાવી નાખવાં; અગ્નિ શાન્તિના ઉપાયો લેવા તથા આગ લાગે તો તે વખતે જાન માલનું રક્ષણ કરવું; બજારની વ્યવસ્થા રાખવી ને સળગી ઉઠે એવા પદાર્થોનો બંદોબસ્ત કરવો; પુસ્તકાલયો, નિશાળો સાર્વજનિક દેવસ્થાનો, ધર્મશાળાઓ વગેરે ઉપર દેખરેખ રાખવી;

**સુધરાઇ તથા વિશિષ્ટ પંચાયતનાં કર્તવ્યો**

કુવા, તળાવ, ફુવારા, શ્મશાન વગેરે સાર્વજનિક કામો કરાવવાં ને જુનાં સમરાવવાં; તેમજ મોડલ ફાર્મ, બીજની વખારો વગેરે કરાવી ખેડુતોને મદદ આપવી; ડબ્બાની વ્યવસ્થા રાખવી; રખડતાં કુતરાંની વ્યવસ્થા કરવી; રક્તપીતીઆંને માટે આશ્રમ કરાવવા અને દુકાળમાં ગામ લોકને મદદ કરવી; ભય ભરેલા કે ત્રાસદાયક ધંધા અને રિવાજો ઉપર નિયમન રાખવું; સાર્વજનિક દવાખાનાં કઢાવવાં; ગામની માપણી કરાવવી તથા વસ્તી ગણત્રી કરાવવી; અને પોતાના અધિકારનાં દિવાની ફોજદારી કામ ચલાવી ન્યાય આપવો; ઉપરનાં કામો કરવાને માટે ખર્ચ કરવા દ્રવ્ય જોઇએ તેની ઉપજ ગામ લોક ઉપર યોગ્ય વેરા વગેરે નાખી કે બીજી રીતે કરી લેવી અને સુધરાઇનો વહીવટ ચલાવવાને સભાઓ ભરવી તથા નિયમો ઠરાવવા એ વગેરે સુધરાઇ અને વિશિષ્ટ પંચાયતોનાં મુખ્ય કર્તવ્યો છે.

છેલ્લાં દશ વર્ષના આંકડા ઉપરથી નવસારી પ્રાંતની સુધરાઇઓ તથા વિશિષ્ટ પંચાયતોમાં દર સાલ સરાસરી ઉત્પન્ન ખર્ચ શું આવે છે તે નીચેના પત્રક ઉપરથી જણાશેઃ—

| સુધરાઇ કે વિશિષ્ટ પંચાયત. | સરાસરી વાર્ષિક ઉત્પન્ન | સરાસરી વાર્ષિક ખર્ચ. |
|---|---|---|
| નવસારી. | ૩૦,૩૪૯ | ૨૮,૬૮૩ |
| ગણદેવી. | ૭,૬૧૦ | ૭,૪૬૯ |
| બિલિમોરા. | ૮,૦૬૪ | ૯,૪૭૦ |
| કઠોર. | ૪,૪૫૩ | ૪,૬૭૩ |
| વ્યારા, | ૨,૩૭૧ | ૨,૩૨૩ |
| સોનગઢ. | ૧,૬૦૫ | ૧,૫૦૫ |
| વરીઆવ, | ૩,૪૦૭ | ૨,૦૦૨ |

# પ્રકરણ ૧૧ મું.

## ૧ કેળવણી.

**પ્રાચીન વ્યવસ્થા.**

ઇ. સ. ૧૮૭૫ પહેલાં નવસારી પ્રાંતમાં સરકાર તરફથી રૈયતને કેળવણી આપવાને હાલ જેવી સરકારી શાળાઓની સવડ કરવામાં આવેલી નહોતી. લોકો પોતે પોતાનાં બાળકોને કેળવણી આપવાની વ્યવસ્થા કરી લેતા. ગામમાં બ્રાહ્મણો ખાનગી નિશાળો માંડતા અને બાળકોને આંક, લખતાં વાંચતાં, સાધારણ નામું અને વ્યવહારોપયોગી હિસાબ એટલું શીખવતા. તેના બદલામાં તેમને અમૂક ઠરાવેલા દર પ્રમાણે મહેનતાણું મળતું, જેમકે દરેક આંકે રૂ. ૧) વગેરે. એ ઉપરાંત દરેક બાળક તરફથી સીધું અગર મુઠી દાણો, વાર તહેવારે પૈસા તથા કપડાં, લગ્ન વખતે રૂપીઓ કે આઠ આના, છોકરો પહેલવહેલો નિશાળે બેસે ત્યારે રૂપીઓ કે આઠ આના, માણસને પહેલો છોકરો આવે ત્યારે પાઘડી અગર કંઈ રોકડું, વગેરે મળતું. ખેતીના પાકમાંથી ખેડુતો થોડું અનાજ પણ આપતા. જે બ્રાહ્મણો ભણાવવાનો ધંધો કરતા તેમને મહેતાજી કે પંડયા કહેવામાં આવતા.

**રાજ્ય તરફથી થયેલી તજવીજ.**

છેલ્લાં ૩૦ વર્ષ થયાં કેળવણી ઉપર સારૂં ધ્યાન આપવાથી કેળવણીની બાબતમાં વડોદરા રાજ્ય ઉંચો દરજ્જો ભોગવે છે. ઇ. સ. ૧૮૭૫ માં હાલના મહારાજા સાહેબ ગાદીપર આવ્યા તે પહેલાં વડોદરાના રાજ્યકર્તાઓએ પોતાની પ્રજાની કેળવણી ઉપર કંઇજ લક્ષ આપ્યું નહોતું. ઇ. સ. ૧૮૭૧ માં ફક્ત એક અંગ્રેજી નિશાળ હતી અને ચાર પ્રાથમિક

શાળાઓ હતી અને કેળવણી પાછળ કુલ ખર્ચ ફક્ત રૂ. ૧૩૦૦૦ થતું હતું. એટલે કે હાલ જે ખર્ચ થાય છે, તેના કરતાં સોગણું ઓછું અથવા તેથી પણ વધારે ઓછું થતું હતું. જે લોકો ધર્મ ગુરૂઓનો, વેપારનો અને સરકારી નોકરીનો ધંધો કરતા હતા તેઓને તેમના ધંધાને અંગે લખવા અને વાંચવા જેટલું જ્ઞાન મેળવવું પડતું તેથી તે લોકોજ લખતાં વાંચતાં શીખતા અને આ શિક્ષણ તેમના આશ્રયથી ચાલતી ખાનગી શાળાઓમાં તેઓ લેતા. પોતાનું અને પોતાના કુટુંબનું ગુજરાન ચલાવવાના વિચારો ઉપરાંત અને જીવનની મુખ્ય જરૂરીઆતો ઉપરાંત સામાન્ય જનસમૂહને કશુંજ જ્ઞાન નહોતું. જ્યારે શ્રીમંત સરકાર મહારાજા સયાજીરાવ ગાયકવાડ વડોદરાની ગાદી ઉપર આવ્યા ત્યારેજ એટલે ઈ. સ. ૧૮૮૧ માં કેળવણીનો પ્રશ્ન ખરી રીતે હાથ ધરવામાં આવ્યો. એક સુવ્યવસ્થિત કેળવણી ખાતું સ્થાપવામાં આવ્યું અને પ્રાથમિક તેમજ માધ્યમિક શાળાઓ વડોદરા રાજ્યના દરેક પ્રાંતોમાં ઉઘાડવામાં આવી. એ શાળાઓની સંખ્યા દરેક વર્ષે વધતી ચાલી અને હવે આખા રાજ્યમાં ૨૯૩૨ પ્રાથમિક શાળાઓ, ૪૧ માધ્યમિક શાળાઓ અને ૭ હાઈસ્કુલો છે, જેમાં એક સ્ત્રીઓ માટેની ખાસ હાઈસ્કુલ છે. એ ઉપરાંત એક કૉલેજ છે. યુની-વર્સીટીની "સાયન્સની" તેમજ "આર્ટસ" ની પદ્વીઓ માટે આ કૉલેજમાંથી વિદ્યાર્થીઓ તૈયાર થાય છે. વળી એ પ્રકારની ટ્રેઈ-નીંગ કૉલેજો છે તેમાંની એકમાં પુરૂષ શિક્ષકો શીખીને તૈયાર થાય છે અને બીજીમાં સ્ત્રી શિક્ષકોને તયાર કરવામાં આવે છે. આ ઉપરાંત કેટલીક વિશિષ્ટ સંસ્થાઓ છે, જેવી કે કલાભવન, સંગીત શાળા-ઓ, અનાથાશ્રમની શાળાઓ, સંસ્કૃત પાઠશાળાઓ વગેરે. અંત્યજ કોમના વિદ્યાર્થીઓને કોઈપણ સામાન્ય શાળામાં દાખલ થવાની છૂટ છે તોપણ તેમને માટે ખાસ શાળાઓ પણ સ્થાપવામાં આવી છે. વળી અંત્યજ કોમનાં છોકરાં માટે તેમજ અનાર્ય લોકોનાં છોકરાં માટે વસતિગૃહો પણ ઉઘાડવામાં આવ્યાં છે, તેમાં આ પછાત કોમના

વિદ્યાર્થીઓને રાખવામાં આવે છે, ખવડાવવામાં આવે છે અને કેળવણી આપવામાં આવે છે. શ્રીમંત મહારાજા સાહેબને પોતાની પ્રજાની કેળવણી માટે અતિ ઉત્કટ ઇચ્છા છે અને કેળવણી પાછળ જે દૂરદર્શી ઉદારતાથી પૈસાનો વ્યય થાય છે તેવો કોઇપણ ખાતામાં થતો હોય એમ જણાતું નથી. આ ઉદાર રાજનીતિનાં પરિણામ ઘણાં સારાં અને સંતોષકારક આવ્યાં છે.

સને ૧૮૭૫ થી નવસારી પ્રાંતમાં સરકાર તરફથી કેળવણી આપવા તરફ લક્ષ આપવામાં આવ્યું હતું. એ પ્રાંતમાં એ સાલમાં સરકાર તરફથી ત્રણ શાળાઓ સ્થાપન થઇ હતી. સૌથી પહેલી શાળા તા. ૧-૧-૭૫ ના રોજ પલસાણામાં ઉઘાડવામાં આવી હતી. ત્યાર પછી તા. ૮-૩-૭૫ ના રોજ કઠોરમાં ગુજરાતી શાળા કાઢવામાં આવી અને તા. ૧-૫-૭૫ ના રોજ નવસારીમાં મરાઠી શાળા કાઢવામાં આવી. નવસારી, પ્રાંતનું મુખ્ય સ્થળ છતાં સરકાર તરફ થી કેળવણીની શરૂઆતની બાબતમાં તેનો નંબર આ પ્રમાણે ત્રીજો આવે છે. નવસારીમાં ગુજરાતી નિશાળ તો છેક સન ૧૮૭૬માં કાઢવામાં આવી હતી. આ પ્રમાણે શરૂઆત થયા પછી ક્રમે ક્રમે પ્રાંતમાં શાળાઓની સંખ્યા વધતી ગઇ અને સને ૧૮૯૨-૯૩ માં ગ્રામ્ય શાળાઓની યોજના થયા પછી તેમાં સંગીન વધારો થયો; પણ સન ૧૯૦૬-૦૭ માં રાજ્યમાં ફરજીઆત કેળવણીનો કાયદો પસાર થયા પછી તો તેમાં ઘણોજ સારો વધારો થયો છે. સન ૧૯૧૮-૧૯ આખર પ્રાંતમાં બધી જાતની મળીને ૩૩૭ શાળાઓ હતી. તેનું જાતવાર વર્ગીકરણ તથા ભણતા બાળકોની સંખ્યા નીચે પ્રમાણે છે:—

| શાળાની જાત. | શાળાની સંખ્યા. | વિદ્યાર્થીની સંખ્યા. |
|---|---|---|
| **સરકારી.** | | |
| ગુજરાતી છોકરાની શાળાઓ | ૨૫૦ | ૨૦૪૧૧ |
| ગુજરાતી કન્યાશાળાઓ. | ૧૧ | ૨૫૮૦ |
| મરાઠી છોકરાની શાળાઓ | ૩ | ૧૬૦ |
| મરાઠી કન્યાશાળાઓ | ૧ | ૪૭ |
| ઉર્દુ છોકરાની શાળાઓ | ૧૩ | ૧૧૬૪ |
| ઉર્દુ કન્યાશાળાઓ | ૪ | ૩૦૧ |
| અંત્યજ છોકરાની શાળાઓ | ૧૨ | ૩૬૭ |
| કિન્ડર ગાર્ટન વર્ગ | ૧ | ૧૧૫ |
| **ખાનગી.** | | |
| ગુજરાતી છોકરાની ગામઠી શાળા. | ૧ | ૪૫ |
| ઉર્દુ ,, ,, ,, | ૩ | ૩૩૪ |
| ,, જનાના ,, ,, | ૧ | ૬૦ |
| **દેખરેખની.** | | |
| ગુજરાતી છોકરાની શાળા | ૮ | ૪૪૭ |
| ગુજરાતી કન્યાશાળા. | ૪ | ૪૯૫ |

| ખાસ સંસ્થા. | | |
|---|---|---|
| ટ્રેનિંગ ક્લાસ | ૧ | ૭૪ |
| ઉદ્યોગ શાળા | ૧ | ૪૪ |
| ગાયન શાળા | ૧ | ૪૨૮ |
| વર્નાક્યુલર સ્કુલ ફાઇનલ ક્લાસ. | ૧ | ૧૩ |
| કન્યા ગાયન વર્ગ. | ૧ | ૭૨ |
| | ૩૧૭ | ૨૭૧૮૭ |

**અંગ્રેજી કેળવણી.** આખા રાજ્યમાં અંગ્રેજી કેળવણીની શરૂઆત પહેલ વહેલી નવસારીથી થઇ છે. સન ૧૮૫૬ માં સર કાવસજી જહાંગીર જરથોસ્તમદ્રેસા હાઇસ્કુલ નવસારીમાં સ્થાપન થઇ હતી. એ હાઇસ્કુલ ખાનગી ફંડથી ચાલે છે અને હાલમાં સરકાર તરફથી તેને મદદ મળે છે. નવસારી પ્રાંતમાં હાલમાં નીચે પ્રમાણે અંગ્રેજી શાળાઓ છેઃ—

| નામ. | સ્થાપન તારીખ. |
|---|---|
| ૧ સર કાવસજી જહાંગીર જરથોસ્તમદ્રેસા હાઇસ્કુલ,નવસારી | ૬–૧૦–૫૬ |
| ૨ સર રૂસ્તમજી જમસેદજી જીજીભાઇ બાટલીવાળા સ્કુલ નવસારી | ૧૯–૩–૬૩ |
| ૩ સર કાવસજી જહાંગીરજી રેડીમની, ગણદેવી હાઇસ્કુલ | ૧૮૬૪ |
| ૪ ધી દાદાભાઇ કાવસજી તાતા એ. વી સ્કુલ, નવસારી. | ૧–૧–૮૧ |
| ૫ મરોલી એ. વી. સ્કુલ. | ૧૬–૩–૦૭ |
| ૬ ધમડાછા અંગ્રેજી સ્કુલ | ૧૫-૧૦-૧૧ |

47

| | |
|---|---|
| ૭ કઠોર અંગ્રેજી શાળા | ૨-૮-૦૯ |
| ૮ વેસ્મા એ. વી. સ્કુલ. | ૬-૭-૧૪ |
| ૯ વ્યારા અંગ્રેજી શાળા | ૧૯-૨-૧૫ |
| ૧૦ નવસારી ગુલાબદાસ હાઇસ્કુલ | ૧૯-૫-૧૫ |
| ૧૧ બિલીમોરા ટાટા હાઇસ્કુલ | ૧-૩-૧૬ |
| ૧૨ મહુવા અંગ્રેજી શાળા | ૧-૫-૧૮ |
| ૧૩ પલસાણા અંગ્રેજી શાળા. | ૧-૪-૧૯ |

ઉપર પ્રમાણે સ્વતંત્ર અંગ્રેજી નિશાળો ઉપરાંત કેટલીક ગુજરાતી નિશાળોમાં અંગ્રેજી વર્ગો ઉઘાડવામાં આવ્યા છે અને તેમાં એક અંગ્રેજી જાણનાર જુદો શિક્ષક રાખી પાંચમા તથા છઠ્ઠા ધોરણના વિદ્યાર્થીઓને અંગ્રેજી શિક્ષણ આપવામાં આવે છે. એવા વર્ગો નીચે જણાવેલાં ગામોની ગુજરાતી નિશાળોને અંગે ઉઘાડવામાં આવ્યા છેઃ—

| | |
|---|---|
| ૧ સોનગઢ | ૫ છીણમ |
| ૨ શામપુરા | ૬ શેવણી |
| ૩ વેળાછા | ૭ ઓરણા |
| ૪ માંગરોળ. | ૮ ઉભેળ |

આવા વર્ગો ઉઘાડવાને માટે જે ગામના લોકો એ વર્ગના ફંડને માટે અમૂક રકમ સરકારમાં જમે મૂકે તે ગામમાં એ વર્ગ ઉઘાડવામાં આવે છે. લોકો તરફથી પોતાના ગામમાં અંગ્રેજી વર્ગો ઉઘાડવાની માગણી વધતી જાય છે તે ઉપરથી જણાય છે કે અંગ્રેજી કેળવણી તરફ લોકોની અભિરૂચિ વધી છે.

**કાળી પરજની કેળવણી.**

નવસારી પ્રાંતની પછાત પડેલી કોમોને કેળવણી આપવાને માટે સરકાર તરફથી ખાસ વ્યવસ્થાઓ કરવામાં આવેલી છે. કાળી પરજનાં બાળકોને માટે સોનગઢમાં એક ધાણકા વસતિ ગૃહ અને ધાણકા કન્યા વસતિ ગૃહ કાઢવામાં આવેલું છે; અને વ્યારામાં પણ એક એવું વસતિ ગૃહ ખોલવામાં આવેલું છે. તેમજ મહુવામાં પણ આવું એક વસતિ ગૃહ છે. આ વસતિ ગૃહમાં રહેતાં કાળી પરજનાં બાળકોને મફત કેળવણી આપવા ઉપરાંત ખોરાકી તથા કપડાં પણ સરકાર તરફથી આપવામાં આવે છે.

**અંત્યંજ કેળવણી.**

અંત્યજ લોકોની કેળવણીને માટે નવસારી પ્રાંતમાં ૧૨ અંત્યજ શાળાઓ કાઢવામાં આવેલી છે. પરંતુ એ શાળાઓને માટે જોઇએ તેટલા અને સારા શિક્ષકો મળતા નથી, કેમકે ઉંચવર્ણના શિક્ષકો અંત્યજ સ્કુલોમાં નોકરી કરવા ખુશી હોતા નથી અને અંત્યજોને ભણવાની રૂચિ પણ ઓછી હોય છે. નવસારીમાં એક અંત્યજ બોર્ડિંગ થોડા વખત ઉપર કાઢવામાં આવી હતી, પણ પૂરતા વિદ્યાર્થીઓ તેમાં દાખલ ન થવાથી પાછળથી તે બંધ કરવી પડી હતી. પરંતુ હાલ તા. ૪-૧૧-૧૯૧૯ થી ફરી પાછું ત્યાં અંત્યજ વસતિગૃહ નવીન ઉઘાડવામાં આવ્યું છે. તેમાં રહેતા છોકરાઓ નવસારી અંત્યજ શાળામાં કેળવણી લે છે.

**ઉર્દુ કેળવણી.**

ગુજરાતના મુસલમાનોને વ્યવહારમાં ઘણે ભાગે ગુજરાતી ભાષાનોજ ઉપયોગ કરવો પડે છે; તેમ છતાં તેઓ ધર્મના અભિમાનથી ઉર્દુ ભાષા ઉપર પ્યાર રાખે છે અને તેથી કેટલેક ઠેકાણે જ્યાં મુસલમાનની વસ્તી વધારે હોય ત્યાં મુસલમાન બાળકોને માટે ખાસ ઉર્દુ શાળાઓ કાઢવામાં આવેલી છે. એવી ઉર્દુ શાળાઓ નવસારી પ્રાંતમાં ૧૩ છે અને ઉર્દુ કન્યા શાળાઓ ૪ છે. વરીઆવમાં એક ઉર્દુ જનાના વર્ગ છે.

**ટ્રેનિંગ કલાસ.** નિશાળોને માટે શિક્ષકો તૈયાર કરવા ટ્રેનિંગ કાલેજનો એક વર્ગ તથા કચેરીઓને માટે કારકૂનો તૈયાર કરવા એક વર્નાક્યુલર સ્કુલ ફાઇનલ કલાસ નવસારી તળમાં ઉઘાડેલા છે અને બંને વર્ગોને અંગે એકએક બોર્ડિંગ પણ છે.

**વસતિ ગૃહો.** નવસારી પ્રાંતમાં સરકાર મદદથી ચાલતી કોઇ ખાસ બોર્ડિંગ અંગ્રેજી ભણનાર વિદ્યાર્થીઓને માટે નથી; પણ તળ નવસારીમાં ખાનગી સાહસથી ચાલતી એક વસતિ ગૃહ (બોર્ડિંગ) મરહુમ શેઠ રતનજી ફરામજી દાબુના પુત્રોએ પોતાના બહેસ્તનશીન પિતાની યાદગીરીમાં મોટે ખર્ચે બંધાવી આપી છે અને તે ડાબુ બોર્ડિંગના નામે ઓળખાય છે. તેમાં અંગ્રેજી ધોરણ ૪ થા ને તે ઉપરાંતના સર્વ કોમના વિદ્યાર્થીઓને રાખવામાં આવે છે. એ બોર્ડિંગ ઘણી સારી સ્થિતિમાં છે. નવસારી ગુલાબદાસ હાઇસ્કુલને અંગે એક બોર્ડિંગ છે અને બિલીમોરાની ટાટા હાઇસ્કુલને અંગે એક બોર્ડિંગ છે, તે પણ ખાનગી છે. એ ઉપરાંત ડાભેલ તથા માંગરોળમાં મુસલમાન લોકો તરફથી બોર્ડિંગ કાઢવામાં આવેલી છે. મરોલી અંગ્રેજી શાળાને અંગે ખાનગી બોર્ડિંગ ચાલે છે તેને સરકાર મદદ આપે છે.

**સરકાર મદદથી ચાલતી શાળાઓ** નીચેની શાળાઓને સરકાર તરફથી મદદ આપવામાં આવે છેઃ— ૧ ગણદેવી હાઇસ્કુલ. ૨ નવસારી હાઇસ્કુલ. ૩ નવસારી ટાટા એ. વી સ્કુલ. ૪ મરોલી અંગ્રેજી શાળ. ૫ ડાભેલ સીમલક ઉર્દુ ગામઠી શાળા. ૬ બબવાડા ગામઠી શાળા. ૭ કઠોર ઉર્દુ મદ્રેસા. ૮ કઠોર જનાના વર્ગ. ૯ ખોલવડ ઉર્દુ શાળા.

**સરકાર દેખરેખ વાળી શાળાઓ** સરકારી અને સરકાર મદદથી ચાલતી શાળાઓ ઉપરાંત તદન ખાનગી સાહસથી પણ સરકાર દેખરેખથી ચાલતી શાળાઓ નવસારી પ્રાંતમાં નીચે પ્રમાણે છેઃ—

૧ નવસારી સર. રૂસ્તમજી જમસેદજી એ. વી. સ્કુલ. ૨ નવસારી ટાટા કન્યા શાળા. ૩ નવસારી સર જ. જી. છોકરાની શાળા. ૪ નવસારી સર જ. જી. કન્યા શાળા. ૫ બિલીમોરા સર જ. જી. છોકરાની શાળા. ૬ બિલીમોરા સર જ. જી. કન્યાશાળા. ૭ ગણદેવી સર જ. જી. છોકરાની શાળા. ૮ ગણદેવી સર જ. જી. કન્યાશાળા. ૯ ટાટા હુન્નર શાળા. ૧૦ ધમડાછા આર્ય સમાજ તરફની અંગ્રેજી શાળા. ૧૧ વ્યારા મીશનરી બોર્ડિંગ. ૧૨ વ્યારા મીશનરી કન્યાશાળા. ૧૩ સાંકળી મીશનરી શાળા. ૧૪ અગાસવણ તાલુકે સોનગઢ મિશનરી ગુજરાતી શાળા.

**વિશેષ પ્રકારની કેળવણી**

સોનગઢ વ્યારામાં છોકરાઓને ખેતી અને સુથારી કામનું પણ શિક્ષણ આપવામાં આવે છે. અનાવલ ગુ. શાળામાં ખેતી અને સુથારી શિક્ષણ અનુભવસિદ્ધ મળે તેવી યોજના ખાનગી મદદથી કરી છે અને સામાન્ય યોજના તૈયાર થાય છે. કન્યાઓને અંગ્રેજી શિક્ષણ મળે તે માટે ટાટા કન્યાશાળામાં તથા બાટલીવાળાની શાળામાં ખાસ વર્ગો ઉઘાડવામાં આવ્યા છે. મુસલમાન અને પારસી લોકો સામાન્ય કેળવણી ઉપરાંત ધર્મની કેળવણી પણ આપે છે.

**વિદ્યાર્થીઓ.**

નવસારી પ્રાંતમાં કેળવણીની પ્રગતિ કેવી રીતે થઇ છે તે નીચે આપેલા છેલ્લા ૧૦ વર્ષના વિદ્યાર્થીના આંકડા પરથી જણશેઃ—

| વર્ષ. | છોકરા. | છોકરીઓ. | કુલ. |
|---|---|---|---|
| ૧૯૦૯–૧૦ | ૧૯૭૫૩ | ૮૩૬૭ | ૨૮૧૨૦ |
| ૧૯૧૦–૧૧ | ૨૧૧૧૩ | ૧૦૨૦૫ | ૩૧૩૧૮ |
| ૧૯૧૧–૧૨ | ૨૦૪૩૨ | ૧૦૮૬૯ | ૩૧૩૦૧ |

| | | | |
|---|---|---|---|
| ૧૯૧૨-૧૩ | ૨૦૯૧૬ | ૧૨૧૮૪ | ૩૩૧૦૦ |
| ૧૯૧૩-૧૪ | ૨૨૮૭૮ | ૧૪૧૨૯ | ૩૭૦૦૭ |
| ૧૯૧૪-૧૫ | ૨૪૯૬૮ | ૧૫૭૧૮ | ૪૦૧૮૬ |
| ૧૯૧૫-૧૬ | ૨૨૭૩૭ | ૧૪૧૯૭ | ૩૬૯૩૪ |
| ૧૯૧૬-૧૭ | ૨૧૪૪૩ | ૧૨૮૪૬ | ૩૪૨૮૯ |
| ૧૯૧૭-૧૮ | ૨૦૦૪૦ | ૧૧૫૪૩ | ૩૧૫૮૩ |
| ૧૯૧૮-૧૯ | ૧૭૬૨૮ | ૯૫૫૯ | ૨૭૧૮૭ |

છેવટનાં વર્ષોમાં જે ઘટાડો માલમ પડે છે તે દુષ્કાળ, પ્લેગ, વગેરેને લીધે છે.

**ખર્ચ** નવસારી પ્રાંત ખાતે કેળવણીને અંગે સરકારને સન ૧૯૧૮-૧૯ માં રૂ. ૨,૨૨,૦૫૫-૧-૭ ખર્ચ થયો છે. એ થયેલો ખર્ચ બાબત વાર નીચેના કોષ્ટકમાં બતાવ્યો છે:—

| બાબત. | ખર્ચ રૂ. |
|---|---|
| ૧ કેળવણી આપવા પાછળ. | |
| ૧ અંગ્રેજી શાળાઓ | ૨૫૨૬૬- ૧- ૭ |
| ૨ પ્રાથમિક છોકરાઓની શાળાઓ | ૧૪૧૪૭૮- ૦-૧૧ |
| ૩ કન્યાશાળાઓ | ૨૨૮૫૪- ૫- ૮ |
| ૪ ઉદ્યોગશાળા | ૩૪૦૦- ૦- ૦ |

| | |
|---|---|
| ૫ ખાસ સંસ્થાઓ | |
| મેલટ્રેનિંગ ક્લાસ | ૫૭૧૯-૧૧- ૯ |
| ગાયનશાળા. | ૧૮૩૩-૧૪-૧૦ |
| ૬ શિષ્યવૃત્તિઓ | |
| અંગ્રેજીશાળાઓમાં | ૪૫૩- ૦- ૦ |
| પ્રાથમિક શાળાઓમાં | ૪૮-૧૨- ૦ |
| ઉદ્યોગશાળામાં | ૮૦- ૦- ૦ |
| મેલટ્રેનિંગ ક્લાસમાં | ૫૩૧૨- ૬- ૪ |
| **૨ શાળા તપાસણી પાછળ.** | |
| અધિકારી વર્ગ અને તેમના નોકરો | ૧૫૦૦૮-૧૧-૧૧ |

## ૨. પુસ્તકાલયો.

**પુસ્તકાલય ખાતું.**

રાજ્યમાં ઠેક ઠેકાણે પુસ્તકાલયો સ્થાપન થઇ તે દ્વારા પ્રજામાં વાંચનનો શોખ વધે અને પુસ્તકો તથા વર્તમાનપત્રોના વાંચનથી લોકોમાં જ્ઞાનની વૃદ્ધિ થાય, એ શુભ ઉદ્દેશથી શ્રીમંત સરકાર મહારાજા શ્રી સયાજીરાવ ગાયકવાડે સન ૧૯૧૧માં બીજાં ખાતાંની પેઠે રાજ્યમાં પુસ્તકાલય ખાતાની પણ સ્થાપના કરી હતી. એ ખાતા મારફતે રાજ્યનાં તમામ પુસ્તકાલયોને દરેક પ્રકારની ઉદાર મદદ આપવામાં આવે છે અને તેને માટે નિયમો કરવામાં આવ્યા છે. પુસ્તકાલયોને મકાન માટે તથા તેના નિભાવ ખર્ચ માટે લોકો તરફથી જેટલી રકમ એકઠી કરવામાં આવે તેટલીજ રકમ સરકાર તરફથી અને તેટલીજ પ્રાંત પંચાયત તરફથી આપવામાં આવે છે. પુસ્તકાલય ખાતું સ્થાપન થયું ત્યારે રાજ્યમાં કેટલાંક પુસ્તકાલયોના ચાલકો

શરૂઆતમાં પોતાની સ્વતંત્રતા ઉપર અંકુશ આવવાના અથવા ખાનગી સંસ્થાઓ સરકારી થઇ જવાના ડરથી પુસ્તકાલય ખાતા તરફથી મળતી મદદ સ્વીકારવા રાજી નહોતા;પણ પાછળથી સરકારનો શુભ ઉદ્દેશ સમજાયાથી અને ખાતા તરફથી સમજુતી અને દિલસોજીથી કામ લેવાથી લોકો તરફથી હવે મદદ માટે ઉપરાઉપરી માગણીઓ થાય છે.

**ખાતાની પ્રવૃત્તિ.** ખાતાના નિયમ પ્રમાણે દરેક પુસ્તકાલય સાર્વજનિક ગણાય છે અને કોઇ પણ માણસ વગર લવાજમે તેનો લાભ લઇ શકે છે, સ્ત્રીઓને વાંચવા ઘેર બેઠાં પુસ્તકો પહોંચાડવામાં આવે છે, બાળકોને માટે ચિત્રો તથા રમતોની પુસ્તકાલયમાં સવડ કરેલી હોય છે અને ફરતા પુસ્તકાલય તરિકે પુસ્તકોની નાની નાની પેટીઓ તૈયાર કરેલી છે તે શહેરમાં કે ગામ બહાર જે મંગાવે તેને સરકાર ખર્ચે મોકલવામાં આવે છે. આ પ્રમાણે વાંચનની સરળતા કરી આપવા ખાતાએ સારી સારી ગોઠવણો કરેલી છે.

**કસ્બા પુસ્તકાલયો.** નવસારી પ્રાંત મુંબઇની નજીક હોવાથી અને તેમાં કેળવણીમાં આગળ પડતી પારસી કોમની વસ્તી વિશેષ હોવાથી એ પ્રાંતમાં કેળવણીની શરૂઆત બહુ વહેલી થઇ હતી અને તેથી પુસ્તકાલયોની સ્થાપના પણ ઘણા વખતથી થઇ હતી. રાજ્યમાં પુસ્તકાલયખાતાની સ્થાપના થયા પૂર્વે નવસારી પ્રાંતના સઘળા કસ્બાઓમાં ખાનગી સાહસથી નીચે પ્રમાણે પુસ્તકાલયો ચાલુ થઇ ચૂક્યાં હતાં:—

(૧) રાજમાં જુનામાં જુનું પુસ્તકાલય હોવાનું માન નવસારી પ્રાંતના ગણદેવી કસ્બાને છે. ત્યાં સન ૧૮૬૪ માં એક રીડીંગ રૂમ અને લાયબ્રેરી સ્થપાઇ હતી. તેની સ્થાપનાને ૫૦ વર્ષ થવાથી ૧૯૧૪ માં તેનો સુવર્ણ મહોત્સવ ઉજવવામાં આવ્યો હતો. આ જુના પુસ્તકાલયને પોતાનું મકાન નહીં હોવાથી માણેકબાઇ પેસ્ત-

નજી ગજધર નામનાં એક સખી વજુદ બાઇ તરફથી રૂ. ૬૦૦૦) ની મદદ મળવાથી તેમ સરકાર તથા પંચાયતની પણ સારી મદદ મળવાથી આ પુસ્તકાલયને માટે મકાન હાલમાં તૈયાર થયું છે અને તેનું નામ " ધી કાવસજી ધનજીભાઇ રીડીંગ રૂમ અને લાયબ્રેરી " એવું આપવામાં આવ્યું છે.

( ૨ ) નવસારીમાં શેઠ બરજોરજી બમનજી પદમે રૂ. ૫૦૦૦) ના ખર્ચે સન ૧૮૭૨ માં પહેલા દસ્તુર મહેરજી રાણા લાયબ્રેરીનું મકાન બંધાવી આપ્યું હતું એ મકાન નાનું પડયું ત્યારે એજ કુટુંબના શેઠ જમસેદજી કાવસજી દસ્તુરે સન ૧૯૦૬ માં રૂ. ૨૨૦૦૦ ખરચી જોઇતા સર સામાન સાથે સર્વ કોમના ઉપયોગ માટે હાલનું સુંદર મકાન બંધાવી આપ્યું હતું અને ટ્રસ્ટડીડ કરી વ્યવસ્થા ટ્રસ્ટીઓને સોંપી હતી. સન ૧૮૭૮ માં " સાર્વજનિક રીડિંગરૂમ " એ નામથી એક બીજુ પુસ્તકાલય નવસારીમાં સ્થાપવામાં આવ્યું હતું. સન ૧૮૯૮ માં "શ્રી સયાજી વૈભવ લાયબ્રેરી" નવી સ્થપાઇ ત્યારે તેની સાથે તેને જોડી દઇ તે બંનેને લક્ષ્મણ હોલમાં લઇ જવામાં આવ્યાં હતાં. પરંતુ આ હોલમાં મેળાવડા વગેરે ભરાય ત્યારે પુસ્તકાલયનો સામાન ખસેડવાની તકલીફ લેવી પડતી હોવાથી ૧૯૧૦ માં નવસારી પ્રાંતના તે વખતના સુબા રા. બ. ગોવિંદભાઇ હાથીભાઈ તરફથી શ્રીમંત મહારાજા સાહેબની સીલ્વર જુબીલી વખતની વધેલી રકમ આ પુસ્તકાલયને અર્પણ કરાવી તેને માટે એક સ્વતંત્ર ભવ્ય મકાન બંધાવવા તજવીજ કરવામાં આવી ત્યારથી તે તેમાં લઇ જવામાં આવ્યું છે. આ પુસ્તકાલય મલેસર તથા દણંગવાડની નજીક હોવાથી તેનો લાભ ઘણા લોકો લે છે. ૧૯૧૬ માં તેમાં કેટલાક રૂમ વધારવાની જરૂર જણાયાથી એજ સુબાના વખતમાં અને તેમની પ્રેરણાથી બાઇ સાહેબ રતનબાઇ એદલજી બામજીની સખાવતથી તે બાબત તજવીજ કરવામાં આવી હતી.

( ૩ ) સન ૧૮૮૦ માં કઠોરમાં સાર્વજનિક પુસ્તકાલય

સ્થપાયું હતું. સન ૧૯૦૮ માં લોકોએ રૂ. ૧૨૦૦૦) ખરચી એ પુસ્તકાલય માટે સુંદર મકાન બંધાવ્યું હતું.

(૪) સન ૧૮૮૨ માં બીલીમોરામાં લાયબ્રેરી અને રીડિંગ રૂમ સ્થપાઇ હતી અને તેને માટે મુંબાઇના શેઠ જહાંગીરજી બમનજી પીટીટે ૧૯૦૮ માં રૂ. ૯૨૫૦ ખરચી મકાન બંધાવી આપ્યું હતું.

(૫) સોનગઢમાં ૧૮૮૪ માં પુસ્તકાલયની સ્થાપના થઇ હતી અને રૂ. ૨૪૦૦) ના ખર્ચે તેને માટે મકાન બંધાવવામાં આવ્યું છે.

(૬) વ્યારામાં સન ૧૮૯૮ માં પુસ્તકાલય સ્થાપન કરવામાં આવ્યું હતું. તેને માટે રૂ. ૬૫૦૦) ના ખર્ચે મકાન બંધાવેલું છે.

(૭) પલસાણા કસબામાં પણ પુસ્તકાલય સ્થાપન થયું છે અને રૂ. ૫૬૦૦) ના ખર્ચે તેને માટે મકાન બંધાવેલું છે.

**ગ્રામ્ય પુસ્તકાલયો.** કસબાઓ શિવાયનાં નાનાં ગામોમાં સાર્વજનિક પુસ્તકાલયોની શરૂઆત થઇ નહોતી. ફકત ૩૨ ગામોમાં સરક્યુલેટિંગ લાયબ્રેરીઓ હતી તેનાથી લોકોને કંઇક વાંચનનો લાભ મળતો. હાલ નવસારી પ્રાંતમાં એકંદર ૫૦૦ ઉપરાંત વસ્તીવાળાં ૧૯૪ ગામો પૈકી ૮૦ ગામમાં શાળા અથવા ભાડાના મકાનમાં ગામ પુસ્તકાલયો ખોલી આપવામાં આવ્યાં છે. તે પૈકી વેળાછામાં રૂ. ૩૬૦૦) ના ખર્ચે, માંગરોળમાં રૂ ૧૫૦૦) ના ખર્ચે, મહુવામાં રૂ. ૩૩૦૦) ના ખર્ચે, વેસ્માામાં રૂ. ૩૦૦૦) ના ખર્ચે અને વાકળમાં રૂ. ૧૮૮૪) ના ખર્ચે મકાનો બંધાવેલાં છે. નવસારી પ્રાંતની કુલ વસ્તી ૩,૩૫,૪૬૭ માણસોની છે તે પૈકી ૧,૨૩,૬૨૨ માણસોને પુસ્તકાલયોનો લાભ મળે છે.

## ૩. છાપખાનાં તથા વર્તમાનપત્રો

**છાપખાનાં** નવસારી પ્રાંતમાં ૬ છાપખાનાં, ૨ અઠવાડિક વર્તમાનપત્રો અને ૪ માસિકપત્રો હાલ ચાલુ છે. એ પૈકી ૫ છાપખાનાં નવસારીમાં અને ૧ બિલીમોરામાં છે. જુનામાં જુનું છાપખાનું "આર્યવિજય" છે અને તે નવસારીમાં પહેલ વહેલું નીકળ્યું હતું. ત્યાર પછી નવસારીમાં "શાંતિભુવન" છાપખાનું ૧૯૧૩ માં, "આનંદસાગર" ૧૯૧૪ માં, "મુસલીમ પ્રિન્ટીંગ" ૧૯૧૫ માં અને "હસસુખ પ્રિન્ટીંગ" ૧૯૨૦ માં નિકળ્યાં હતાં. બિલીમોરામાં "આનંદ સાગર પ્રેસ" નવસારીના મુખ્ય પ્રેસની શાખા તરિકે ૧૯૧૪ માં કાઢવામાં આવેલું હતું.

**અઠવાડિક પત્રો.** અઠવાડિક વર્તમાન પત્રોમાં "નવસારી પત્રિકા" જુનામાં જુનું છે. "વફાદાર" નામનું બીજું અઠવાડિક પત્ર તા. ૨૮–૯–૧૭ થી નિકળવાનું શરૂ થયું છે.

**માસિકપત્રો** નવસારીમાંથી "પાટીદાર પ્રકાશ" "ચેરાગ" "કોળીસુબોધ" અને "રાની પ્રજા સમાજ સુધારક" એ પ્રમાણે ચાર માસિક પત્રો નિકળે છે અને તે બધાં પોતપોતાની જાતિના સંસારિક સુધારા માટે પ્રસિદ્ધ થાય છે.

# પ્રકરણ ૧૨ મું.

## જાહેર બાંધકામ.

**ખાતાનો ઇતિહાસ.** જુની કારકીર્દીમાં હાલનાજેવું સ્વતંત્ર ઇજનેર ખાતું નહોતું. શ્રીમંત ગણપતરાવ મહારાજના વખતમાં વડોદરા શહેરમાં થનારાં બાંધકામ માટે 'કારખાતું' એ સંજ્ઞાથી ખાનગી ખાતાના તાબામાં એક સંસ્થા સ્થાપન કરવામાં આવી હતી. તે કારખાના મારફતે મોતીબાગ અને ડબકાના બંગલા તૈયાર કરાવવામાં આવ્યા હતા. જુના સરકાર વાડાનું કામ એક નિરાળા "કારખાના" મારફતે કરાવવામાં આવ્યું હતું. આગળ જતાં આ બંને કારખાનાં એકત્ર કરી નરસુ જમાદારની દેખરેખ નીચે મુકવામાં આવ્યાં હતાં. આ નવી સંસ્થાને "ઇમારતી કારખાનું" એવું નામ આપવામાં આવ્યું હતું. આ કારખાના મારફતે જે કામ થતાં તેનાં રીતસર પ્લાન એસ્ટીમેટ થતાં નહિ. જે તે કામના કારીગરો કાગળ ઉપર ડોળીચું કરતા અને તે ઉપરથી જરૂર પ્રમાણે રૂબરૂ હુકમ આપે તે પ્રમાણે ફેરફાર કરી કામ કરતા. કામ કરનારને તિજોરી ઉપર એવો હુકમ મળતો કે અમુક રકમ આપવી અને તે રકમમાંથી તે કામ થતું.

આધુનિક પ્રકારનું ઇજનેર ખાતું સન ૧૮૭૬ માં સ્થાપન કરવામાં આવ્યું હતું. ખાતાના મુખ્ય તરીકે ચીફ એન્જીનીયર એ નામથી એક અમલદાર નીમવામાં આવ્યો હતો અને મકાનો બાંધવાના ઇજારા આપવાનો અધિકાર શરૂઆતમાં તેમનાજ હાથમાં રાખવામાં આવ્યો હતો. દરેક પ્રાંતમાં સબ એન્જીનીયર એ હુદ્દાનો મુખ્ય અમલદાર રાખવામાં આવ્યો હતો તેનું મુખ્ય કામ ચીફ

એન્જીનીયરના હુકમ પ્રમાણે ચાલતાં કામો ઉપર દેખરેખ રાખવાનું હતું. આવી ગોઠવણથી કામો પુરાં થવામાં વિલંબ થવા લાગ્યો; ઇજારદારોને કરેલા કામના પૈસા લેવા વડોદરે આવવું પડતું અને તેથી થએલા કામ બદલ અદા થવાના પૈસા ઘણા બાકી રહેતા. તે ઉપરથી સન ૧૮૯૧ માં ખાતાની રચનામાં સુધારો કરવામાં આવ્યો. તેમાં દરેક પ્રાંતમાં સબ એન્જીનીયરને બદલે એકઝીકયુટીવ એન્જીની· યર નીમવામાં આવ્યા અને તેમને કામ લેવાના તેમ નાણાં અદા કરવાના જરૂરી અધિકાર આપવામાં આવ્યા. આથી કરીને કામમાં પહેલાંના જેવો વિલંબ થતો અટકયો તેમ કંટ્રાકટરોને જે તે વખતે નાણાં મળવાને સવડ થઇ. સને ૧૮૯૮–૯૯ માં બીજો વિશેષ સુધારો કરવામાં આવ્યો. આ વર્ષ પહેલાં ફોજ, મુલ્કી, પોલીસ વગેરે ખાતાં ઇજનેર ખાતાથી સ્વતંત્ર રીતે રૂ. ૧૦૦૦ સુધીનાં ન્હાનાં કામ ખાતાની રૂઇએ કરાવી શકતાં હતાં. આવાં કામો અને તેને લગતું મહેકમ હવે ઇજનેર ખાતે વર્ગફેર કરવામાં આવ્યાં અને દરેક તાલુકે ચાલતાં કામો ઉપર દેખરેખ રાખવા તથા નવાં કરવાનાં કામો સુચવવા જરૂર પ્રમાણે ઓવરસીયરો રાખવામાં આવ્યા. ત્યાર બાદ જેમ મુલ્કી ખાતામાં ત્રણ ચાર તાલુકા ઉપર નાયબ સુબા હોય છે તેમ ઇજનેર ખાતા માટે ત્રણચાર તાલુકા ઉપર સુપરવાઇઝર અગર આસિસ્ટન્ટ એન્જીનીયર નિમવામાં આવ્યા અને તેમના તાબમાં તાલુકાના ઓવરસીયર રાખવામાં આવ્યા. આ પ્રમાણે હાલ દરેક પ્રાંતમાં એકઝીકયુટીવ એન્જીનીયર અને જરૂર પ્રમાણે આસિસ્ટન્ટ એન્જી- નીયર, સુપરવાઇઝર તથા ઓવરસીયરોની નિમણુકો હોય છે.

**શાખાઓ**

એન્જીનીયર ખાતાના બે મુખ્ય ભાગ પાડવામાં આવેલા છે: (૧) બાંધકામ અને (૨) હીસાબી. બાંધકામ સંબંધી સર્વ કામ ઉપર ઉપરીપણું ચીફ એન્જી- નીયરનું છે, અને હીસાબી કામ ઉપર ઉપરીપણું એકાઉન્ટન્ટ જનરલનું છે. એકાઉન્ટન્ટ જનરલના તાબામાં ઇજનેર ખાતાના હીસાબી કામ માટે એક સ્વતંત્ર શાખા રાખવામાં આવેલી

છે અને તે આસિસ્ટન્ટ એકાઉન્ટન્ટ જનરલ એ નામના હુદ્દાના અંમલદારના તાબામાં છે.

**ઇરીગેશન ખાતું.**

ચીફ એન્જીનીયરના તાબામાં રાજ્યનું ઇરીગેશન ખાતું પણ છે. ઇરીગેશન ખાતાનાં કામો ઉપર દેખરેખ રાખવા તથા નવી યોજનાઓ તૈયાર કરવા એક ઇરીગેશન એન્જીનીયર અને તેને અંગે જોઇતું મહેકમ આખા રાજ્ય માટે રાખવામાં આવેલાં છે. ચીફ એન્જીનીયરે રાજ્યના ચાલુ બાંધકામો ઉપર દેખરેખ રાખવાની તેમાં મદદ થવા અર્થે સુપ્રીન્ટેન્ડીંગ એન્જીનીયર એ હુદ્દાથી તેમના પ્રત્યક્ષ તાબામાં એક અમલદારની નિમણુક છે તે ઇરીગેશન એન્જીનીયરનું કામ પણ કરે છે.

**આર્કીટેકટ શાખા**

વડોદરા શહેરમાં ચાલતાં મ્હોટાં સુશોભિત (આર્કીટેકચરલ) મકાનો તથા રાજમહેલ વગેરે પુરાં થએલાં મકાનોની મરામત માટે એક "સ્ટેટ આર્કીટેકટ" એ હુદ્દાનો અમલદાર ચીફ એન્જીનીયરના આસીસ્ટન્ટ તરીકે કામ કરે છે. ગયા દસબાર વરસથી એ પ્રમાણે વહિવટ ચાલે છે. ચીફએન્જીનીયર કચેરીમાં ચીફએન્જીનીયર શિવાય બે અમલદારો રાખવામાં આવેલા છે. કામને અથવા એકંદર રાજ્યના ધોરણને અનુસરી તે અધિકારીઓ સુપ્રિન્ટેન્ડીંગ એન્જીનીયર અગર ચીફ એન્જીનીયરના અધિકાર વખતો વખત સરકાર ઠરાવી આપે તે પ્રમાણે વાપરે છે.

**એકત્ર યોજના**

રસ્તા, કુવા, ચોરા, ધર્મશાળાઓ વગેરે સ્થાનિક ઉપયોગનાં કામ પંચાયતો કરાવે છે અને તેને માટે ઓવરસીયર વગેરેનું જુદુ મહેકમ રાખે છે. એવીજ રીતે ઇજનેર ખાતા મારફતે થતાં પોલીસ થાણાં, શાળાઓ, મ્હોટા રસ્તાઓ વગેરે કામો માટે ઇજનેર ખાતા તરફથી પણ મહેકમ રાખવામાં આવેલું છે. જો એન્જીનીયર ખાતાનાં અને

પંચાયત તરફથી થવાનાં કામ એકત્ર કરી તાલુકાવાર એકજ ઓવરસીયરની દેખરેખ તળે રાખવામાં આવે તો તેથી ખર્ચમાં બચાવ થાય અને ઇજનેર ખાતાના નિષ્ણાત ઓવરસીયરો તથા તેમના ઉપરી અમલદારોના જ્ઞાન અને અનુભવનો લાભ પંચાયતોને મળે, એવા ઉદ્દેશથી સન ૧૯૧૬–૧૭ માં અખતરા દાખલ નવસારી અને વડોદરા પ્રાંતમાં પંચાયત અને પ. વ. ખાતાના મહેકમને એકત્ર કરી કેટલાંક ન્હાનાં કામ પંચાયતની દેખરેખ નીચે કરાવવા યોજના કરવામાં આવી છે.

**મહેકમ** નવસારી પ્રાંતમાં હાલ નીચે પ્રમાણે પ. વ. ખાતાનું મહેકમ છે: ( ૧ ) આખા પ્રાંત માટે એક એક્ઝીક્યુટીવ એન્જીનીયર; ( ૨ ) તેમના તાબામાં એક આસીસ્ટન્ટ એન્જીનીઅર અને ( ૩ ) દરેક તાલુકે એકેકો ઓવરસીયર. સને ૧૮૭૬ થી સને ૧૯૧૯ આખર સુધીમાં એટલે હાલના એન્જીનીયર ખાતાની સ્થાપના થયા પછી નવસારી પ્રાંતમાં નીચે પ્રમાણે મુખ્ય કામો થયાં છે:—

| મહાલનું નામ | બંધાવ્યા સાલ ઇ. સ. | કુલ ખર્ચ રૂ. |
|---|---|---|
| નવસારી પબ્લીક ઓફિસ | ૧૮૮૨–૮૩ | ૧૦૬૦૦૦ |
| ,, જુનું થાણું | — | ૫૦૦૦૦ |
| ,, ધડાકા બંગલો | ૧૮૯૧–૯૨ | ૨૦૦૦૦ |
| ,, પોલીસ લાઇન | ૧૮૯૬–૯૭ | ૪૩૮૬૧ |
| ,, જેલ | ૧૮૮૬ | ૫૪૮૦૧ |
| ,, સિવિલ હોસ્પીટલ | ૧૮૭૯–૮૦ | ૫૩૨૭૧ |
| ,, ગુજરાતીશાળા | — | ૩૩૧૩૧ |

| | | |
|---|---|---|
| ઉમરાઠ મહેલ | — | ૨૭૫૦૦૦ |
| તાલુકા વહીવટદાર કચેરીઓ | | |
| મહુવા | ૧૮૯૩-૯૪ | ૩૮૭૦૦ |
| ગણદેવી | ૧૯૦૮-૦૯ | ૩૬૦૦૦ |
| સોનગઢ | ૧૮૯૧-૯૨ | ૩૭૪૦૦ |
| વ્યારા | ૧૮૯૦-૯૧ | ૩૭૬૦૦ |
| વેળાછા | ૧૮૯૫-૯૬ | ૩૭૨૦૦ |
| પલસાણા | — | ૩૧૮૦૦ |
| કામરેજ | ૧૮૯૪-૯૫ | ૩૫૫૦૦ |
| પલસાણા દવાખાનું | ૧૯૧૫-૧૬ | ૨૦૦૦૦ |
| કઠોર રેસ્ટ હાઉસ | ૧૯૧૬-૧૭ | ૨૧૭૮૪ |
| કઠોર પોલીસ લાઇન. | ૧૯૧૫-૧૬ | ૨૪૬૦૪ |
| સોનગઢ ધાણકા વસતિ ગૃહ | ૧૮૯૫-૯૬ | ૩૫૦૦૦ |
| વ્યારા ડિસ્ટીલરી | — | ૨૮૫૦૦ |

માંગરોળમાં તાલુકા કચેરી હાલ બંધાય છે.

**ઇરીગેશન**

નવસારી પ્રાંતમાં પાણીના પુરવટાના કામો પૈકી ડોસુવાડા તલાવનું કામ મોટુ છે. તે કામનો એકંદર ખર્ચ આશરે ૨૩૦૦૦૦ થએલો છે. આ તલાવ વડે દર વરસે સરેરાસ ૧૨૦૦ વીઘાં જમીનને પાણી મળે છે અને વાર્ષિક ઉત્પન્ન સરેરાશ રૂ. ૭૭૦૦ આવે છે. પાણીના પુરવ-

ઠાના કામો પૈકી કઠોર વોટર વર્કસનું કામ પુરૂ થઇ વિશિષ્ટ પંચાયતને સોંપાઇ ગયું છે. વ્યારા વોટર વર્કસનું કામ સરકાર ખર્ચે પ્રજાને બંધાવી આપવાનું છે તેનું કામ ચાલુ છે.

## રસ્તાઓ

નવસારી પ્રાંતમાં આશરે ૪૧૦ માઇલ લંબાઇના પાકા રસ્તા અને ૫૪૦ માઇલ લંબાઇના કાચા રસ્તા બંધાઇ ગયા છે. આ પ્રાંતની ખીલવણી અર્થે રસ્તાઓની વિષેશ જરૂર હોવાથી ૩૨૫ માઇલના પાકા રસ્તા અને ૧૧૫૭ માઇલના કાચા રસ્તા બંધાવવા ખાતાની યોજના છે. નાણાંની સવડે બાકીના રસ્તાઓ બંધાવવાનું કામ થતું જાય છે.

## ઉત્પન્ન અને ખરચ

નવસારી પ્રાંતમાં એન્જીનીયર ખાતાનાં કામોના છેલ્લા દસ વરસના ખરચ ઉત્પન્નના આંકડા નીચે પ્રમાણે છેઃ-

| વર્ષ. | ખર્ચ. | ઉત્પન્ન. |
|---|---|---|
| ૧૯૦૯-૧૦ | ૩૮૨૩૭૯ | ૫૧૪૭ |
| ૧૯૧૦-૧૧ | ૩૦૫૧૨૬ | ૩૫૯૬ |
| ૧૯૧૧-૧૨ | ૫૩૮૦૪૬ | ૩૦૯૫ |
| ૧૯૧૨-૧૩ | ૨૩૭૯૨૧ | ૨૦૮૧ |
| ૧૯૧૩-૧૪ | ૩૧૧૭૬૩ | ૧૦૭૨૦ |
| ૧૯૧૪-૧૫ | ૩૭૬૦૨૦ | ૧૨૨૧૧ |
| ૧૯૧૫-૧૬ | ૩૩૪૫૨૧ | ૨૧૫૩૭ |
| ૧૯૧૬-૧૭ | ૩૯૦૮૫૨ | ૨૫૯૫૦ |
| ૧૯૧૭-૧૮ | ૩૪૪૪૨૨ | ૧૦૨૯૨ |
| ૧૯૧૮-૧૯ | ૨૪૮૨૧૪ | ૧૦૪૭૫ |

# પ્રકરણ ૧૩ મું.

## આરોગ્ય સંરક્ષણ.

**હવા.** હવાના સંબંધમાં નવસારી પ્રાંતના રાની મહાલો પૈકી સોનગઢ અને વ્યારાની હવા સૌથી ખરાબ અને મહુવા તથા વેળાછાની તેથી કંઈ દરજજે સારી ગણાય છે. રાસ્તી મહાલોમાં નવસારી, પલસાણા, ગણદેવી અને કામરેજની હવા વધારે સારી ગણાય છે. અકટોબરથી જાનેવારી સુધી આખા પ્રાંતમાં મલેરીયા તાવ સખત ફેલાઇ રહે છે. રાની મહાલોની હવા સાધારણ રીતે ખરાબ હોય છે તોપણ ઉનાળામાં ઠીક થાય છે. ઉન્હાળો ફેબ્રુઆરીથી જુન સુધી ચાલે છે અને ગરમી વધારેમાં વધારે ૧૦૪ અને કમીમાં કમી ૭૪ ડીગ્રી સુધી રહે છે. જુનથી અકટોબર સુધી ચોમાસું ગણાય છે. તેમાં વરસાદ સરેરાશ ૫૦ ઇંચ જેટલો પડે છે અને ગરમી વધારેમાં વધારે ૯૪ અને કમીમાં કમી ૭૪ ડીગ્રી સુધી રહે છે. નવેંબરથી જાનેવારી સુધી શિયાળો ગણાય છે અને તેમાં મેલેરીયા તાવ લગભગ બધા મહાલોમાં ચાલે છે. આ ઋતુમાં ગરમી વધારેમાં વધારે ૯૦ અને કમીમાં કમી ૬૦ ડીગ્રી સુધી રહે છે. રાસ્તી મહાલોમાં નવસારી, ગણદેવી અને બિલિમોરામાં દરિયા તરફથી આવતી પવનની લહેરોને લીધે ઉન્હાળામાં ઠંડક રહે છે અને તેથી કરીને ગરમીની મોસમમાં લોકો હવા ખાવાને ત્યાં આવે છે. સોનગઢ તાલુકાની દક્ષિણમાં સાલ્હેરનો ડુંગર છે ત્યાંનાં હવા પાણી ઉત્તમ હોવાને લીધે ત્યાં હવા ફેર માટે જવાની સારી સવડ થવા જેવું છે. ( જુઓ પૃષ્ટ. ૨૧ ). પણ દુર પલ્લો તથા રસ્તો સારો નહિ હોવાથી તેનો ઉપયોગ થતો નથી. ત્યાં દરદીઓ માટે સેનીટેરીયમ બાંધવા તથા બીજી સવડો કરવા

સરકાર વિચાર કરે છે. એજ પ્રમાણે વ્યારા તાલુકાની દક્ષિણમાં ઉન્હાઇના ઉન્હા પાણીના ઝરા આવેલા છે ( જુઓ પૃ. ૧૮ ), તેનાં પાણીની તપાસ અને પૃથક્કરણ કરતાં તે ઘણાંજ કિમતી જણાયાં છે અને અનેક રોગોને ફાયદો થાય તેવાં છે. તેનો હાલ થાય છે તે કરતાં વધારે ઉપયોગ થાય તેને માટે યોજના થાય છે.

**મુખ્ય રોગ.** રોગમાં મેલેરીઆ તાવ મુખ્ય છે. વધારે વરસાદને લીધે ગામે ગામ અને વિશેષ કરીને રાની મહાલોમાં જંગલોમાં તથા ખાડા ખાબોચીઆંમાં પાણી ભરાઈ રહે છે તેમાં મચ્છરો પેદા થઇ રોગ ફેલાવે છે. તાવને લીધે પેટમાં બરોળ વધે છે. સોનગઢ વ્યારા તરફ ઘણું કરીને દરેક ઇસમને બરોળ વધેલી હોય છે. કેટલાક જણનાં પેટ મોટાં અને હાથ પગ પાતળા દેખાય છે તેનું કારણ આ છે. તાવ પછી મહત્ત્વનો રોગ ખાંસીનો છે. તેનું મુખ્ય કારણ હવામાં થતા વારંવારના ફેરફાર તથા તેમાંથી રક્ષણ કરવાને પહેરેલાં કપડાંની અપૂર્ણતા છે. તે પછી ચામડીને લગતા રોગ આવે છે અને તેનું મુખ્ય કારણ લોકોની ગલીચ રહેણી કરણી છે. વધારે વરસાદ અને દરીયો નજીક હોવાના કારણથી આખો પ્રાંત ભેજ વાળો રહે છે તેથી લોકોને સંધીવાનો રોગ ઘણા પ્રમાણમાં થાય છે. સુરત જીલ્લાની પેઠે હાથી પગાનો રોગ ( elephantisis ) પણ લાગુ પડે છે. તે મલેરીયાના જેવા જંતુ કાઇલેરીયાને લીધે થાય છે. આખા પ્રાંતમાં દારૂ પીવાનું વ્યસન ઘણું છે તેને લીધે પણ શારીરિક સ્થિતિ નબળી જોવામાં આવે છે. હવામાં ભેજ વધારે હોવાને કારણે ક્ષય રોગ પણ વધારે પ્રમાણમાં જોવામાં આવે છે અને તે નાની ઉમ્મરની સ્રીઓમાં વિશેષ માલમ પડે છે.

**કોગળીયું.** જુના વખતમાં હકીકત લખી રાખવાનો રિવાજ ન હોવાથી નવસારી પ્રાંતમાં કયે કયે પ્રસંગે કેવા પ્રકારનાં કોગળીઆં ચાલ્યાં હતાં એ વિષે માહિતી મેળવવાને કોઇ ચોકકસ સાધન નથી. સન ૧૮૬૩ ના ડીસેમ્બરમાં શ્રીમંત ખંડેરાવ મહારાજની સ્વારી પુને પધારી

હતી ત્યાંથી પરત આવતાં સોનગઢમાં મુકામ થયો હતો. તે વખતે ત્યાં કોલેરા ચાલતો હોવાથી રાણી અંબાબાઇનો સ્વર્ગવાસ થયો હતો અને સ્વારી સાથે રોગ વડોદરા સુધી ફેલાયો હતો. ઇ. સ. ૧૮૮૪ માં નવસારી પ્રાંતમાં કોલેરાનો રોગ ફાટી નીકળ્યો હતો. તેમાં તળ નવસારીમાં ૩૧૩ ઇસમોને તે રોગ લાગુ થઇ ૧૪૨ મરણ પામ્યા, બિલીમોરામાં ૧૭૫ ને લાગુ થયો તેમાંથી ૮૦ નાં મરણ થયાં, પલસાણામાં ૧૨૫ ને લાગુ થઇ ૫૧ નાં મરણ થયાં અને સોનગઢમાં ૧૩૭ ને લાગુ થઇ ૮૭ મરણ થયાં; અને એજ પ્રમાણે બીજા મહાલોમાં પણ મરણ સંખ્યા થઇ હતી.

**પ્લેગ.** ઇ. સ. ૧૮૯૬–૯૭ માં મુંબઇ માં પ્લેગનો રોગ ફાટી નીકળી નવસારી વગેરે તરફ પ્રસર્યો હતો અને તેથી વડોદરા રાજ્યમાં પહેલ વહેલો પ્લેગ કેસ નવસારીમાં થયો હતો. તા.૧–૧૦–૯૬ને રોજ મુંબઇથી કોઇ માંદો ઇસમ આવવાથી નવસારીમાં તે દાખલ થયો હતો. ત્યાર પછી બીજા ૨૯ કેસ બહારથી આવ્યા હતા અને ધીમે ધીમે રોગ પ્રસર્યો હતો. બીલીમોરા, ગણદેવી, ધમડાછા અને નવસારી, પલસાણા ને કામરેજ તાલુકાનાં કેટલાંક ગામમાં પણ પ્લેગ કેસ થયા હતા. ઇ. સ. ૧૯૦૧ માં નવસારી, ગણદેવી, કામરેજ, વેળાછા અને પસસાણામાં પ્લેગ ચાલ્યો હતો અને સેંકડો માણસો મરણ પામ્યાં હતાં. એકલા નવસારી કસ્બામાં ૫૭૩ કેસ થયા હતા અને તે પૈકી ૪૦૬ મરણ થયાં હતાં.

**બળીઆ.** ઇ. સ. ૧૯૦૨ તથા ૧૯૦૩ માં નવસારી પ્રાંતમાં કોલેરા તથા બળીઆનો રોગ ચાલ્યો હતો. ૧૯૦૪ થી ૧૯૧૭–૧૮ સુધી દરસાલ કોલેરા તથા બળીઆના થોડા ઘણા કેસ થયા કરે છે.

**ઇન્ફ્લ્યુએન્ઝા** ઇન્ફ્લ્યુએન્ઝા તાવનો રોગ ૧૯૧૯ માં ફાટી નીકળ્યો હતો. આમાં શરૂઆતમાં સળેખમ તથા તાવ આવી પાછળથી ન્યુમોનીઆ થતો અને ઘણે ભાગે દરદીનું ત્રણ ચાર દહાડાનો મંદવાડ ભોગવી મરણ થતું.

વડોદરા રાજ્યમાં સેનીટરી ખાતું ૧૮૯૨ની સાલમાં શરૂ થયું.

**સેનેટરી ખાતું.** પ્રથમ એ ખાતું મેડીકલ ખાતાને જોડેલું હતું. ત્યાર બાદ ૧૮૯૭ નીસાલમાં મુલકી ખાતા સાથે જોડવામાં આવ્યું. ત્યાર બાદ ૧૯૦૨ની સાલમાં પંચાયત અધિકારીની દેખરેખ નીચે મૂકવામાં આવ્યું. ૧૯૦૯ માં ફરી મુલકી ખાતે સોંપવામાં આવ્યું અને હાલમાં ૧૯૧૯ ના ફેબ્રુઆરીથી પ્રગતિ અધિકારીની સુપ્રતમાં છે. સેનીટરી કમીશનર તરિકે આરોગ્ય સંરક્ષણનો ખાસ અભ્યાસ કરેલા એક સારા ડાકટરની નિમણુંક કરવામાં આવે છે.

**શીતળા.** સેનીટેશન તથા વેકસીનેશનનું કામ જોવાને માટે એક ઇન્સ્પેક્ટર પ્રાંતમાં ફરતો રહે છે અને વેકસીનેટરો કામ કેમ કરે છે તે ઉપર દેખરેખ રાખે છે તથા ગામે ગામ આરોગ્યતા સંબંધી કેવી તજવીજ રાખવી એ વિષે સૂચના આપે છે. વેકસીનેશન માટે નવસારી પ્રાંતના (૧) નવસારી, (૨) કામરેજ, (૩) પલસાણા, (૪) મહુવા, (૫) સોનગઢ, (૬) વ્યારા અને (૭) માંગરોળ એ પ્રમાણે ભાગ કરેલા છે, અને તે દરેક ભાગમાં વેકસીનેટરો નીમવામાં આવ્યા છે. વેકસીનેટરો પોતાના ટપ્પાનાં ગામોમાં ફરી શીતળા ટાંકવાનું કામ કરે છે. પ્રથમ શીતળા ટાંકવાના કામમાં શીતળા ટાંકેલાં છોકરાંનો ચેપ લઇ બીજાં છોકરાંને શીતળા ટાંકવાની પદ્ધત હતી. પણ ૧૯૦૯-૧૦ થી બેલગામથી ગ્લીસરીનેટેડ લીમ્ફ મંગાવી તેનાથી શીતળા ટાંકવામાં આવે છે. બેલગામથી ગ્લીસરીનેટેડ લીમ્ફ દર સોમવારે જે તે વેકસીનેટર તરફ પરભારે મોકલવામાં આવે છે.

**જન્મ મરણ.** ૧૯૦૧-૨ થી વસ્તીના દર ૧૦૦૦ માણસે જન્મ મરણનું પ્રમાણ કેટલું આવે છે તે નીચેના પત્રક ઉપરથી જણાશે:—

| સાલ. | જન્મ પ્રમાણ. | મરણ પ્રમાણ. |
|---|---|---|
| ૧૯૦૧–૦૨ | ૨૯.૨ | ૨૭.૫ |
| ૧૯૦૨–૦૩ | ૨૫.૫ | ૩૧.૫ |
| ૧૯૦૩–૦૪ | ૨૮.૪ | ૩૧.૮ |
| ૧૯૦૪–૦૫ | ૩૧.૭ | ૩૦.૬ |
| ૧૯૦૫–૦૬ | ૩૨.૨ | ૨૫.૨ |
| ૧૯૦૬–૦૭ | ૨૯.૫ | ૨૬.૪ |
| ૧૯૦૭–૦૮ | ૩૩.૦ | ૨૪.૫ |
| ૧૯૦૮–૦૯ | ૩૨.૦ | ૨૨.૭ |
| ૧૯૦૯–૧૦ | ૨૯.૭ | ૨૪.૬ |
| ૧૯૧૦–૧૧ | ૩૦.૦ | ૨૭.૧ |
| ૧૯૧૧–૧૨ | ૩૪.૭ | ૨૬.૧ |
| ૧૯૧૨–૧૩ | ૨૯.૯ | ૨૨.૮ |
| ૧૯૧૩–૧૪ | ૩૨.૦ | ૨૫.૮ |
| ૧૯૧૪–૧૫ | ૩[illegible].૪ | ૨૫.૦ |
| ૧૯૧૫–૧૬ | ૩૩.૧ | ૨૨.૭ |
| ૧૯૧૬–૧૭ | ૩૪.૦ | ૨૮.૦ |
| ૧૯૧૭–૧૮ | ૩૧.૮ | ૩૦.૭ |
| ૧૯૧૮–૧૯ | ૨૩.૧ | ૬૩.૬ |

**ઢોરોના રોગ.** નવસારી પ્રાંતમાં ઢોરોમાં ઓદરો, શીતળા, ગળસૂંઢું, ખરવાસો અથવા મોવાસો, ફીફરી, ગૌશીતળા, ગાંઠીઓવા, ઇતરડીઓથી આવતો તાવ, ખુજલી, આફરો, તાવ, ખાંસી, ઝાડો, મરડો, ખરમોડો વગેરે રોગો જુદી જુદી ઋતુમાં માલમ પડે છે. શીતળાનો રોગ ડુંગરી પ્રદેશમાં વિશેષ જોવામાં આવે છે, અને ગૌશીતળા ફક્ત ગાયોનેજ લાગુ પડે છે. તેવીજ રીતે ઘેટાંની અને ઉંટની શીતળા પણ થાય છે. ભેજવાળા પ્રદેશમાં અને ખાસ કરીને ચોમાસામાં ઘેટાં બકરાં અને ઉંટને સડો થાય છે. ચોમાસુ અને ત્યાર પછીના બે માસ સુધીમાં તાવનો આજાર ચાલે છે, તેની સાથે ઝાડો અને મરડો પણ થઇ જાય છે, તેમ ઉધરસ પણ હોય છે. ખરમોડો ખાસ કરીને જુવાન બળદોને થાય છે. ચોમાસા પછી તુરત પરિપકવ નહિ એવું ઘાસ ખાધાથી ઘણાં ઢોરોને આફરો ચઢે છે.

**દવાખાતું.** શ્રીમંત પહેલા સયાજીરાવ ગાયકવાડ એમના વખત પહેલાં વડોરા રાજ્યમાં સરકાર તરફથી પ્રજાને માટે દવા દારૂ સંબંધી કંઈ તજવીજ ન હોતી, તેમના વખતમાં વૈદ્યો અને હકીમોને તેમની હોશિઆરીને માટે પસંદ કરી દરબારને અંગે પહેલવહેલા રાખવામાં આવ્યા હતા. આ વૈદ્યો અને હકીમો રાજઘરાણાની મંડળીની દવા કરવાને માટે રાખવામાં આવતા હતા તો પણ ખાનગી ગૃહસ્થોનું કામ કરવાને તેમને છુટ હતી તેથી ફી લઇને અગર ફી વગર તે ખાનગી ઇસમોની દવા કરી શકતા. વડોદરા શહેરની બહાર તો સરકાર તરફથી આટલી સવડ પણ ન હોતી. ત્યાં તો ખાનગી ધંધા તરીકે વૈદ્ય કે હકીમનું કામ જેઓ કરતા હોય તેમની ઉપરજ લોકોને આધાર રાખવો પડતો હતો. સન ૧૮૭૨ ની વસ્તી ગણત્રી પ્રમાણે નવસારી પ્રાંતમાં ૮૩ વૈદ્ય ને હકીમો હતા. વૈદ હિંદુ જાતના અને હકીમો પૈકી મોટો ભાગ મુસલમાન અને થોડાક પારસી હતા. વૈદ લોકો આયુર્વેદ પ્રમાણે દવાઓ કરે છે. વડોદરા શહેરમાં પાશ્ચિમાત્ય ઢબનું

દવાખાનું પહેલવહેલું સને ૧૮૫૫ માં ઉઘાડવમા આવ્યું હતું. એ દવાખાનું રેસીડેન્સીના ડાકટરની દેખરેખ નીચે મૂકવામાં આવ્યું હતું અને તે બદલ તેને રૂ. ૨૦૦ નો દરમાયો આપવામાં આવતો હતો. શ્રીમંત ખંડેરાવ મહારાજે લશ્કરી લોકોની દવા માટે કંઈ વિશેષ તજવીજ કરી હતી, પણ ઇતર પ્રજાજનો માટે કંઇ કર્યું ન હોતું. શ્રીમંત મલ્હારરાવ મહારાજે અમરેલીમાં મલ્હારરાવ ડીસ્પેન્સરી સ્થાપન કરી હતી. પરંતુ બધે ઠેકાણે પ્રજાજનોને મંદવાડ પ્રસંગે દવાનો લાભ મળે એવા શુભ ઉદ્દેશથી રાજ્યનાં ઇતર ખાતાં પ્રમાણે દવાખાતું સ્થાપન કરવાની તજવીજ હાલના મહારાજા શ્રીમંત સરકાર સયાજીરાવ ગાયકવાડ ૩ જા ના વખતમાં સન ૧૮૭૬ માં થઇ હતી. નવસારી પ્રાંતમાં એ સાલના જુલાઇની ૧૫ મી તારીખે સોનગઢમાં પહેલ વહેલું દવાખાનું સ્થાપન થયું હતું. ત્યાર પછી પ્રાંતના સદર સ્ટેશન નવસારીમાં ૧૮૭૭ માં, ગણદેવીમાં ૧૮૭૯ માં, બિલીમોરામાં ૧૮૮૯ માં, વ્યારામાં ૧૮૮૦ માં, મહુવામાં ૧૮૮૫ માં, પલસાણામાં ૧૮૯૨ માં, કઠોરમાં ૧૮૮૧ માં, અને વાકળમાં ૧૯૧૦ માં દવાખાના ઉઘાડવામાં આવ્યાં હતાં.

**દરદીઓ.** નવસારી પ્રાંતનાં દવાખાનાંમાં છેલ્લાં ૫ વરસની સરાસરી ઉપરથી જુદા જુદા પ્રકારના દરદીઓની સંખ્યા એક વર્ષમાં કેટલી આવી હતી તે નીચેના પત્રક ઉપરથી જણાશેઃ—

| દવાખાનાનું નામ. | ઇન્ડોર. | આઉટડોર. |
|---|---|---|
| નવસારી હોસ્પીટલ | ૯૨ | ૮૮૪૭ |
| ગણદેવી ડિસ્પેન્સરી | ૧ | ૮૨૧૨ |
| બીલીમોરા ,, | ૩ | ૯૩૪૦ |
| કઠોર ,, | ૫ | ૫૦૬૬ |

| | | |
|---|---|---|
| સોનગઢ ,, | ૪ | ૪૧૭૩ |
| વ્યારા ,, | ૭ | ૬૦૦૮ |
| મહુવા ,, | ૧ | ૫૮૩૯ |
| પલસાણા ,, | ૦ | ૮૪૭૭ |
| વેળાછા ,, | ૩ | ૨૮૦૦ |
| વાકળ ,, | ૦ | ૨૧૫૭ |
| નવસારી જેલ દવાખાનું | ૮૪ | ૦ |

આ દરદીઓના મુખ્ય રોગ મેલેરીઆ તાવ, આંખ, કાન, નાક ને ચામડીને લગતાં દરદો, ઝાડા, ક્ષય અને સંધિવા હતા.

# પ્રકરણ ૧૪ મું.

## નગદી હિસાબી.

વડોદરા રાજ્યની ઉપજ કેટલી અને તેમાંથી ખર્ચ કરવાનો કેટલો એ વિષે હાલ જેમ હજુર હિસાબી ખાતેથી દરસાલ બજેટ તૈયાર થાય છે અને બજેટ મંજુરી પ્રમાણે જે તે ખાતું ખર્ચ પાડે છે અને રાજ્યનો એકંદર હિસાબ મહાલના હિસાબ ઉપરથી હજુર નગદી અને હિસાબી ખાતેથી તૈયાર કરવામાં આવે છે તે પ્રમાણે જુની કારકીર્દીમાં થતું ન હોતું.

સંવત ૧૯૨૦ સુધી ઇજારા વહિવટ ચાલ્યો તેમાં મહેસુલ લેવાની અને જમા કરવાની પદ્ધત એવી હતી કે ઇજારદાર ઠરેલી નિમણોક પ્રમાણે ઉપજમાંથી ખર્ચ કરે અને ઉપજ ખર્ચના હિસાબ ( સુડ ) વર્ષ આખર પછી ફડણીસને રજુ કરે. આ પ્રમાણે આવેલા મહાલોના હિસાબ તપાસી ફડણીસ તે ઉપરથી આખા રાજ્યનો હિસાબ ( ઝડતી ) બનાવતા. વડોદરામાં આવતી ઉપજ જમા કરાવવા માટે તથા થતો ખર્ચ લખાવવા માટે હાલ જેમ તીજોરી છે તેમ તે વખતે શરાફી દુકાનો હતી. આ પેઢીઓ ગોપાળરાવ મેરાળ, હરિભક્તિ, મંગળ સખીદાસ, લલ્લુબહાદર અને એવા બીજા શરાફો જેમનાં નામ હજુ સુધી પ્રખ્યાત છે તેમની ખાનગી હતી. એ પેઢીઓમાંથી સરકાર જરૂર પ્રમાણે નાણું ઉપાડતા અને સવડ પ્રમાણે જમા કરાવતા. સરકાર રોકડ નાણું રાખતા નહિ તેમ કોઈને આપતા નહિ. બધો વ્યવહાર ફડણીસની ચીઠ્ઠી અને હુકમથી ચાલતો. સરકારને કોઇને કંઇ નાણાં અપાવવાં હોય તો તે બદલ શરાફની દુકાન ઉપર ચીઠ્ઠી લગાવામાં આવતી. શરાફને ત્યાં સરકાર કાંઇ પ્રત્યક્ષ

નાણું જમા કરાવતા નહિ પણ મહાલોના ઇજારદાર પર અમુક શરાફની દુકાને અમુક નાણું આપવું એવો હુકમ આપતા. ઇજારદારને સરકારને નાણાં આપવાનાં હોય તેમાંથી આવી વરાતો સ્વીકારાતી. આવી રીતે જે શાહુકારો અગર શરાફી દુકાનો સરકારની ચીઠ્ઠીઓ પ્રમાણે નાણાં અદા કરતા અને વરાતો સ્વીકારી પોતાનો અવેજ વસુલ કરી લેતા તેઓ પોતદાર કહેવાતા. આણંદરાવ મહારાજના વખતમાં હરિભક્તિ, ગોપાળરાવ મેરાળ, રતનજી કહાનદાસ, લલ્લુ-મંગળ અને શામળબેચર એ પ્રમાણે પાંચ પોતદાર હતા. સરકાર પાસે તેમનું જે લહેણું નીકળે તે ઉપર તેઓ ૪॥ થી ૯ ટકા સુધી વ્યાજ લેતા. રૂક્કા પ્રમાણે પૂરા પૈસા પોતદાર આપતા નહિ. રાજ્યની અને તેમની વચ્ચે વખતો વખત થયેલી સમજુત પ્રમાણે આપવાની રકમમાંથી અમુક ટકા કાપી લેવામાં આવતા હતા. સાધારણ રીતે સેંકડે રૂ. ૩$\frac{3}{4}$ કાપી લેવામાં આવતા હતા. આ રકમ પૈકી ૨–૦–૦ પોતદારીના, રૂ. ૧–૮–૦ વ્યાજનો અને ૦–૪–૦ મુનીમની દસ્તુરી એ પ્રમાણે ફાળવણી થતી. જ્યારે સરકાર સાથે પોતદારનો હિસાબ નકકી થતો ત્યારે પોતદારીની અડધી રકમ અને વ્યાજ મળી રૂ. ૧$\frac{3}{4}$ સરકારને મજરે આપવામાં આવતા. આ શિવાય શરાફો મનોતી તરિકે પણ કંઇ રકમ કાપી લેતા. જેને નાણાં આપવાનાં હોય તેને મનોતી કાપ્યા શિવાય પુરેપુરાં નાણાં આપવાની જરૂરીઆત હોય ત્યારે પોતદાર સરકારના હિસાબમાં ૪$\frac{1}{2}$ ટકા વ્યાજ વધારે ગણતા અને છેવટે હિસાબ નકકી થાય ત્યારે તે પૈકી ૨$\frac{1}{4}$ ટકા મજરે આપતા. શરાફી પેઢીઓ પાસે સરકારનાં નાણાં ફાજલ રહે તેનું તેઓ વ્યાજ આપતા અને સરકાર તરફ વધારે નાણાં રહ્યાં હોય તેનું તેઓ વ્યાજ લેતા. પોતદારના હિસાબ સાલ આખરે નકકી થતા અને દેવું લહેણું આગલી સાલમાં ખેંચી લેવામાં આવતું.

અત્યાર સુધી ખાનગી ઇસમોની પેઢીઓ પોતદારી કરતી હતી તેમ સયાજીરાવ મહારાજ પહેલાના વખતમાં રાજ્યમાં પણ દાખલ થયું.

બીજા સયાજીરાવ મહારાજે પ્રથમ ખાનગી પોતદારી પેઢીઓમાં ભાગ રાખ્યો અને પાછળથી સન ૧૮૨૯ માં ખાનગી પેઢીઓના હરીફ તરિકે ગણેશ ઇશ્વર એ નામથી પોતાની ખાનગી પેઢી કાઢી. ત્યાર પછી ખંડેરાવ મહારાજના વખતમાં સન ૧૮૫૮-૫૯ (સં. ૧૯૧૫ માં કુતુબ રૂબાની નામની પેઢી કાઢવામાં આવી. આ પેઢી કાઢવા માટે ગણેશ ઇશ્વરની પેઢીમાં સરકારી નોકરોના કરેલા દંડની રકમ જમા મુકાવેલી તેમાંથી ૩ા લાખ ઉપાડવામાં આવ્યા હતા. વળી બળવા વખતે બ્રિટીશ સરકારને મદદ કરવા માટે વધારાનું લશ્કર રાખવામાં આવેલું તે કમી કરવામાં આવ્યું ત્યારે તેના ખર્ચના રૂ. ૭ લાખ મળ્યા હતા. હરિભક્તિને ત્યાં દત્તક લેવાનો પ્રસંગ આવતાં તે બાબત પરવાનગી આપ્યા બદલ રૂ. ૫ લાખનો નજરાણો લેવામાં આવેલો. આ પ્રમાણે મળેલી રકમો આ પેઢીમાં તેમજ મૌલાઅલી નામની બીજી પેઢી કાઢવામાં આવી તેમાં મુકવામાં આવ્યા. કડી પ્રાંતમાં શ્રીમંતની સ્વારી ગયેલી તેના ખર્ચ માટે નવસારી શિવાયના બધા મહાલો ઉપર ખાસ વેરો નાખેલો તેની ઉપજમાંથી ખર્ચ જતાં પા લાખનો વધારો થયો તે પણ આ પેઢીમાં મૂકવામાં આવ્યો. આ કરમાંથી નવસારી મહાલ પાછળથી બાકી રહેવા પામ્યો નહિ. ખંડેરાવ મહારાજાની સ્વારી ના. ડયુક ઓફ એડીનબરો એમને મળવાને માટે મુંબઇ પધારી ત્યારે નવસારી મહાલ પાસેથી પણ સ્વારી નજરાણો લેવામાં આવ્યો. આ પેઢીની પોતદારીની ઉપજ પહેલે વરસે રૂ. ૨૪ લાખ થઇ હતી. અને ધીમે ધીમે પેઢીનું કામ એટલું વધી ગયું હતું કે વ્યાજની વાર્ષિક ઉપજ ૭-૮ લાખ રૂપીઆ થતી હતી. મૌલાઅલી પેઢી ખંડેરાવ મહારાજે સન ૧૮૫૯-૬૦ માં કાઢી હતી. તેનું શરૂઆતનું ભંડોળ રૂ. ૨૩ લાખનું હતું અને પાછળથી વધારીને રૂ. ૪૫ લાખનું કર્યું હતું. આ પેઢી જામતાં તેની ઉપજ પણ દર વરસે ૭-૮ લાખ રૂપીઆ થવા લાગી. ગણેશ ઇશ્વરની આદિ પેઢીમાંથી સરકારી પોતદારી ભાગ શરૂઆતમાં ૧૧ લાખ અને પછી ૧૪ લાખ થયો હતો અને સન ૧૮૬૯-૭૦ માં એથી પણ વધી ગયો હતો. મલ્હારરાવ મહારાજ ગાદીએ આવ્યા

ત્યારે તે આ પેઢીના એકલા પોતદાર થયા. એટલે કે પેઢીને માટે જે નાણાં જોઇએ તે પોતેજ ધીરતા. આ ત્રણ પેઢીઓ ઉપરાંત ખંડેરાવ મહારાજે ૧૮૬૯–૭૦ માં મહેબુબ સુભાની એ નામની ચોથી પેઢી કાઢી હતી. આ પેઢી કાઢવાનું મુખ્ય કારણ એ હતું કે મહાલો-માંથી જે ઉપજ આવે તે કયી પેઢીઓમાં કેટલી મુકવી તે નક્કી થતા સુધી એક ઠેકાણે નાણાં રહે. આ પેઢી સરસુબાની દેખરેખ નીચે રાખવામાં આવી હતી. મલ્હારરાવ મહારાજના વખતમાં વડોદ-રામાં લક્ષ્મીદાસ, નરસીદાસ અને મલ્હારેશ્વર એ નામની પેઢીઓ અને મુંબઇમાં નરસીદાસ લક્ષ્મીદાસ એ નામની એ પ્રમાણે ચાર નવી પેઢીઓ સન ૧૮૭૦–૭૧ માં કાઢવામાં આવી હતી. સન ૧૮૭૧-૭૨ માં તેમણે મહાલસાકાન્ત નામની પેઢી વડોદરામાં અને લક્ષ્મીદાસ નરશીદાસ નામની પેઢી સુરતમાં સ્થાપન કરી હતી.૧૮૭૩ માં પાર્વતીકાન્ત નામની પેઢી કાઢવામાં આવી હતી અને છેવટે એવી બીજી પેઢી મુંબઇમાં કાઢવામાં આવી હતી. પોતદારીનું કામ સરકારી પેઢીઓ કરવા લાગી તેથી રાજ્યની હિસાબી પદ્ધતમાં કંઇ ફેરફાર થયો નહોતો. પહેલાં જેમ પોતદારી પેઢીઓ મારફતે નાણાં અપાતાં હતાં તેમ હવે સરકારી પેઢીઓ મારફતે નાણાં અદા થવા લાગ્યાં. સરકારી પેઢીઓ ખાનગી પેઢીઓની પેઠે રૈયત સાથે પણ નાણાં સંબંધી વ્યવહાર કરતી. શાહુકાર, સિલેદાર, આસામદાર વગેરેને પણ નાણાં ધીરવામાં આવતાં; । હુંડી આપવાનું કામ પણ કર-વામાં આવતું.

નવી કારકીર્દીમાં રાજા સર. ટી. માધવરાવે બધી પેઢીઓ બંધ કરી વડોદરામાં એક હજુર તીજોરીની સ્થાપના કરી. તેમજ હીસાબી કામના બીજા પણ સુધારા કર્યા. પ્રથમ મહાલોમાંથી બારમાહી હિસાબ આવતા તે માસિક મંગાવવાની શરૂઆત કરવામાં આવી. માસિક હિસાબ જે તે માસ પુરતા મહાલના રખાતા અને રોજ-મેળ, ખાતાવહી તથા તેના સાધનિક કાગળો ઉપરથી મહાલેથી તૈયાર થઇ આવતા તે ઉપરથી રાજ્યના માસિક તથા બારમાહી હિસાબ હજુર તીજોરીમાં થતા. ખર્ચની બાબતોની તપાસણી કરી આડિટ

આપવાની શરૂઆત પણ આ વખતથી થઇ હતી. તે પછી પ્રાંત એકાઉન્ટ ખાતાં સ્થાપવાની યોજના થઇ. તેમાં નવસારી પ્રાંતમાં પ્રથમથીજ ( સંવત ૧૯૩૨ ની સાલમાં ) એકાઉન્ટ ખાતું દાખલ કરેલું હતું. તે પ્રમાણે વડોદરા, કડી અને અમરેલી એ ત્રણે પ્રાંતોમાં પણ એકાઉન્ટ ખાતાં સ્થાપન થયાં. તેમાં મહાલના હિસાબ પ્રાંતમાં આવી એકંદર થઇને પ્રાંતનો એકંદર તાળેબંદ હજુર ઑડિટ ખાતામાં આવવાની ગોઠવણ થઇ. વળી ખર્ચના દસ્ત પ્રાંતમાં કેટલી હદ સુધીનાં તપાસી મંજુર કરવાં તથા હજુરમાં કયાં મોકલવાં તેની યત્તા ઠરાવવામાં આવી તથા તેનાં પ્રિઑડીટ ( પ્રથમ મંજુર થઇને ખર્ચ પાડવાનું ) તથા પોસ્ટ આડિટ ( ખર્ચ પડયા પછી દસ્ત તપાસીને મંજુર કરવા ) ની રીત દાખલ કરવામાં આવી. આ પ્રમાણે સંવત ૧૯૪૦ સને ૧૮૮૩-૮૪ સુધી આડિટ ખાતું મુલકી ખાતાનાં તાબામાં રહ્યું. ત્યાર પછી તેને સ્વતંત્ર ખાતું કરવામાં આવ્યું. આ પ્રમાણે આડિટ ખાતું સ્વતંત્ર થયા પછી બ્રિટીશ રાજ્યના ધોરણે ગામના તથા મહાલના જમાબંદી નમુના અને તે શિવાય હિસાબી કામના માટે જોઇતા બીજા નમુના ઠરાવવામાં આવ્યા. અત્યાર સુધી મહાલેથી પ્રાંત મારફત માસિક હિસાબ આવતા તેને બદલે ના. બ્રિટીશ સરકારના રાજ્યની માફક રોજ ઉતારા ( ડેઇલી શીટ )ની રીત પ્રથમ વડોદરા મહાલે અનુભવ માટે દાખલ કરવામાં આવી અને પછીથી સન ૧૮૯[illegible]થી રાજ્યના બધા મહાલોમાં તે દાખલ કરવામાં આવી. આ વખતે પ્રાંત એકાઉન્ટ ખાતું રાખવાની જરૂર છે કે કેમ એ બદલ પ્રશ્ન ઉત્પન્ન થયો હતો અને અનુભવ દાખલ નવસારી પ્રાંત એકાઉન્ટ ખાતાને હજુરમાં બોલાવી તે ખાતાએ નવસારીમાં રહીને જે કામ કરવાનું તે વડોદરામાં રહીને કરવાનું શરૂ થયું. આ અરસામાં બાબુ રજનીનાથ રાય એમને હિસાબી પદ્ધતના પ્રવિણ પુરૂષ તરીકે સલાહ આપવાને માટે બોલાવવામાં આવ્યા હતા. તેમણે એકંદર તપાસ કરી નિવેદન કર્યું તે ઉપરથી રોજઉતારાની પદ્ધત બંધ કરી માસિક તાલેબંદો મંગાવવાનો વહિવટ શરૂ કરવા તથા પ્રાંત એકાઉન્ટ ખાતાં કમી કરી મહાલનો

હજુર હિસાબી ખાતા સાથે પ્રત્યક્ષ સંબંધ જોડવાનું ઠરાવવામાં આવ્યું, અને તેનો અમલ તા. ૧-૪-૯૨ થી શરૂ કરવામાં આવ્યો. માત્ર વડોદરા હજુર ટ્રેઝરીમાં રોજ ઉતારાની પદ્ધત ચાલુ રાખવામાં આવી હતી. સન ૧૯૦૭-૦૮ માં વડોદરા બેંક લિમીટેડ સ્થાપન થયા પછી વડોદરા શહેરમાં જે રકમો હજુર તીજોરીમાંથી રોકડ અદા થતી હતી તે તા. ૧૫-૯-૧૯૧૦ થી વડોદરા હજુર તીજોરીમાંથી બેંક ઉપર હુકમ આપી બેંક મારફત અદા કરવાની રીત દાખલ થઈ છે અને હજુર તીજોરીનો રોકડ ખજાનો કમી કરવામાં આવ્યો છે. આ પછી સન ૧૯૧૭ ના અકટોબરથી હજુર તીજોરીમાં હિસાબ હતો તે બંધ કરી તથા કેટલાક નમુનાઓમાં ફેરફાર કરી હજુર હિસાબી ખાતાની ખાસ દેખરેખ નીચે પ્રિઓડિટ શાખા સ્થાપન કરવામાં આવી છે. તેની મારફત દસ્તોની પ્રથમ તપાસણી કરાવી બાદ બેંક ઉપર હુકમ આપી નાણાં અદા કરવાની તજવીજ થાય છે. વડોદરા શહેર સિવાય ઇતર ઠેકાણે તીજોરી સાથે આપ લે કરવાનો તથા મહાલેથી હિસાબ મોકલવાનો વહિવટ ચાલુ છે.

નવી કરકાર્દી પહેલાં રાજ્યનું હિસાબી વર્ષ મૃગ નક્ષત્રથી શરૂ થતું અને રોહીણી નક્ષત્રથી પુરૂં થતું. આ પ્રમાણે હોવાથી વર્ષ અમુક મહીનામાં અથવા અમુક તારીખે શરૂ થાય એ ચોકકસ નહોતું. આથી હિસાબના કામમાં અગવડ થવાથી એક સરખી પદ્ધત કાયમ રહેવા અર્થે નવી કારકીર્દીમાં એવું ઠરાવ્યું છે કે હિસાબી વર્ષ તા. ૧ આગસ્ટથી જુલાઇ આખર સુધીનું ગણવું.

નવી કારકીર્દી પહેલાં રાજ્યના ઉપજ ખર્ચમાં ઘણી ગેરવ્યવસ્થા થતી. રાજ્યની ઉપજ તથા ખર્ચ એક ઠેકાણે જણાઇ આવે એવી રીતે હિસાબ રાખવામાં આવતા નહીં. એટલુંજ નહીં પણ એક વર્ષનું ઉપજ ખર્ચ બીજા વર્ષ સાથે સરખાવી શકાય એવો કંઇ દાખલો રહેતો નહીં તેમ તે બાબત આંકડા કઢાવી જોવામાં આવતા પણ નહીં. ઇજારદારો રૈયત ઉપર જુલમ કરી જેટલું બને તેટલું વધારે વસુલ લેતા. એટલુંજ નહીં પણ તે વખતના સરકારી નોકરો

પણ તેમની ઉપર દાબ રાખવાને બદલે પોતાના અંગત ફાયદાને માટે, તેમની ગેરરીતમાં મદદ કરતા. ખુદ રાજ્ય કર્તા પોતે પણ ઇજારદારો તથા બીજાઓ પાસેથી નજરાણો લેતા અને જેમણે નજરાણો આપ્યો હોય તેમનું કામ કરી આપતા. તેમના કારભારી તથા બીજા લાગતા વળગતા એવી ખુબીથી વ્યવસ્થા કરતા કે કોને કેટલું આપવામાં આવ્યું છે તે રાજ્યકર્તાના જાણવામાં પણ ન આવે. રોકડ નાણું આપવાને બદલે તેઓ ગામો અપાવતા. જ્યાં રોકડ નિમણુક આપવામાં આવતી ત્યાં તે મોટી દેખાય નહીં એટલા માટે કેટલીક રકમ, જેને દેણગી કરવાની હોય તેને, કેટલીક તેની સ્ત્રીને, કેટલીક તેના છોકરાને અને કેટલીક તેના ભાઇ કે ભત્રીજાને એ પ્રમાણે જુદે જુદે નામે અપાવતા; તેમ એક રૂપમાં આપવાને બદલે જુદા જુદા રૂપમાં આપતા, જેમ કે અમુક રકમ વર્ષાશન તરીકે, અમુક આસામી તરીકે, અમુક પાલખીની નિમણુંક તરીકે, હાથીની નિમણુક તરીકે વગેરે. આ રકમો એકને બદલે જુદા જુદા મહાલોમાંથી અપાવવામાં આવતી કે જેથી તેના એકંદર સરવાળાની કોઇને ખબર પડે નહીં. આસામદારના મરણ પછી પણ તેની આસામી જાણે તે જીવતો હોય એવી રીતે કંઇ પણ કપાત વગર તેના વારસને નામે ચલાવવામાં આવતી. કોઇ જાણીતા આસામદારના મરણની વાત છૂપાવી શકાય તેમ ન હોય ત્યારે રાજ્યકર્તાને નજરાણો આપી તેની બંધ થએલી નિમણુક તેના વારસને નામે ચાલુ કરવામાં આવતી.

રાજ્યની ઉપજ ખર્ચનો અડસટ્ટો સમજવા માટે દરેક સાલે આવતા સાલની અજમાયશ કરી તે બદલનાં જંત્રી બજેટો દરેક કચેરીઓ તથા ખજીનાઓ તરફથી ફક્ત જંત્રી ખર્ચ ( ફરતા ખર્ચ ) પુરતા હજુર નગદી હિસાબી ખાતા તરફ મંગાવવામાં આવે છે અને જમાનાં બજેટો દરેક ખાતાના અધિકારી તરફથી મંગાવવામાં આવી તેની એકંદરી હજુર હિસાબી ખાતામાં કરવામાં આવે છે. નિમણોકી ખર્ચ બદલનાં જંત્રી બજેટો દરેક કચેરી તથા ખાતામાંથી મંગાવવામાં આવતાં નથી, પણ તેના દાખલા હજુર નગદી હિસાબી

ખાતાના દાખલા ઉપરથી મેળવી એકંદર રાજ્યનું બજેટ તૈયાર કરવામાં આવે છે. આ બજેટ તૈયાર કરવામાં ઉપજ ખર્ચના અજમાયશ, આવનારી જમાના સંબંધમાં લાગતા વળગતા ખાતેથી લેવામાં આવે છે અને ખર્ચની બાબતમાં ખર્ચ બદલ થએલી મંજુરીઓ તથા ખર્ચ થવાની દરેક કચેરી તરફથી આવેલી માગણીઓની આવશ્યકતા જોઇ રકમો દાખલ કરવામાં આવે છે. વળી થએલા હુજુર હુકમને ધોરણે દરસાલ બચત રાખવાની ગોઠવણ પણ કરવામાં આવે છે. ઉપર પ્રમાણે આવેલી જંત્રીઓ ઉપરથી એકંદરી કરવામાં આવી જમા તથા ખર્ચનાં પત્રકો બનાવી કમી જાસ્તીનાં કારણો સાથે રાજ્યની સદરવારીના ધોરણે જમા તથા ખર્ચનાં બજેટો મંજુર થવા માટે ટિપણ સાથે મોકલી હુજુરથી મંજુર કરાવી લેવામાં આવે છે. આવી રીતે મંજુર થઇ બજેટ હજુર હિસાબી ખાતામાં આવે એટલે તે બદલની જે તે ખાતા તથા કચેરીના અધિકારીઓ તરફ ખબર આપવામાં આવી ખજાનામાંથી ખર્ચ પાડવા માટે મંજુર થએલી રકમોનાં ફાળવણી પત્રકો મંગાવી તે લગત ખર્ચ પાડવાનો હુકમ ખજાના ઉપર ખાતા અગર કચેરીના અધિકારી મારફત હુજુર નગદી હિસાબી ખાતેથી રવાના કરવામાં આવે છે અને તે આધરે ખર્ચ પડે છે.

હાલની કારકીર્દીમાં ઉપજ ખર્ચના હિસાબ બરોબર રખાવવામાં આવ્યા છે એટલુંજ નહીં પણ નકામાં ખર્ચ કમી કરી કેલવણી, ન્યાય, દવા, જાહેર બાંધકામ વગેરે તરફ ઉપજનો મોટો ભાગ ખર્ચવાનું શરૂ કરવામાં આવ્યું છે. ૧૮૭૫ પછીના કોઇ વર્ષના ખર્ચ સાથે કોઇ પાછલી સાલનું ખર્ચ સરખાવી જોતાં એમ જણાશે કે પાછલા વખતમાં કેળવણી, જાહેર બાંધકામ, દવાખાતું એ વગેરે તરફ કંઇ ખર્ચ થતું નહીં. હાલમાં રૈયતને ખાસ ઉપયોગી એવી કેળવણી વગેરે બાબતો તરફ કેટલું બધું ખર્ચ થાય છે એ આ પુસ્તકનાં પ્રકરણોમાં વિગતાવાર દર્શાવેલું છે. તો પણ એકજ ઠેકાણે હકીકત જણાઇ આવે એટલા માટે પાંચ સાલના નવસારી પ્રાંત પુરતા આંકડા આ નીચે આપવામાં આવ્યા છે:—

## ઉપજ સબંધી.

| અનુક્રમ નંબર | ઉત્પન્નની બાબતો. | ૧૯૧૪–૧૫ | ૧૯૧૫–૧૬ | ૧૯૧૬–૧૭ | ૧૯૧૭–૧૮ | ૧૯૧૮–૧૯ |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| ૧ | જમીન મહેસુલ. | ૧૯૦૯૮૫૧- ૦-૧૧ | ૧૯૨૨૦૩૮-૧૫- ૮ | ૧૯૨૫૨૮૦- ૮- ૦ | ૧૯૦૭૦૦૮- ૦- ૦ | ૧૮૩૮૮૨૧-૧૧-૧૦ |
| ૨ | અફીણ. | ૩૫૧૮૩- ૭- ૧ | ૩૬૭૬૭-૧૦- ૪ | ૩૮૨૮૮- ૪- ૦ | ૪૪૦૯૮-૧૫-૧૦ | ૪૨૭૩૧- ૬- ૫ |
| ૩ | સ્ટાંપ. | ૮૮૪૩૯- ૨- ૩ | ૮૭૮૧૯-૧૫- ૦ | ૧૦૨૫૫૬- ૮- ૬ | ૧૦૪૩૦૪- ૯- ૮ | ૧૨૭૫૯૭- ૪-૧૧ |
| ૪ | આબકારી. | ૧૨૫૧૪૯૮-૧૨- ૪ | ૧૩૩૪૦૭૦-૧૨- ૨ | ૧૩૨૯૫૩૨-૧૨- ૨ | ૧૫૫૯૦૮૬-૧૪- ૪ | ૧૭૦૦૯૦૬- ૧- ૧ |
| ૫ | કસ્ટમ. | ૫૭૧૪- ૩- ૬ | ૬૪૩૨-૧૩- ૦ | ૫૩૩૨-૧૫- ૦ | ૫૭૭૪- ૭- ૦ | ૫૯૫૫- ૯- ૦ |
| ૬ | વેરા. | ૧૮૬૮૫- ૩- ૪ | ૧૬૯૨૧-૧૩- ૩ | ૧૬૪૩૧- ૮- ૮ | ૧૯૧૫૨-૧૩- ૮ | ૧૮૦૩૧- ૫- ૦ |
| ૭ | જંગલ. | ૧૭૪૭૬૨ | ૧૯૨૦૨૪ | ૨૪૭૯૬૭ | ૩૨૪૧૭૦ | ૩૮૩૧૧૯ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૮ | નોંધણી. | ૧૮૬૨૪-૧૩- ૦ | ૨૦૨૦૮- ૧- ૬ | ૨૦૮૬૮- ૫- ૬ | ૨૨૯૧૭- ૮- ૯ | ૨૭૧૭૦-૧૦- ૦ |
| ૯ | વ્યાજ. | ૨૩૭૮- ૫-૧૧ | ૧૭૦૭- ૧- ૯ | ૪૮૪- ૫- ૭ | ૪૦૩૦- ૯- ૪ | ૪૬૧-૧૧- ૮ |
| ૧૦ | ન્યાયખાતું. | ૩૨૬૩૦-૧૪- ૦ | ૨૫૦૩૯- ૯- ૬ | ૧૭૬૦૬- ૯- ૧ | ૧૧૧૪૩- ૭- ૪ | ૧૩૪૭૪- ૫- ૩ |
| ૧૧ | વિદ્યાખાતું. | ૧૩૩૧૦-૧૧- ૫ | ૭૮૦૦-૧૨-૧૧ | ૮૭૧૨- ૮- ૮ | ૭૦૪૦-૧૩- ૮ | ૭૨૮૩- ૪- ૩ |
| ૧૨ | દવાખાતું. | ૨૦૧૫-૧૩- ૦ | ૧૨૨૬- ૦- ૪ | ૨૮૨૧-૧૧- ૨ | ૨૩૦૩- ૩- ૦ | ૨૩૭૮- ૫-૧૦ |
| ૧૩ | પોલિસખાતું. | ૪૯૨- ૮- ૨ | ૧૬૫- ૪- ૪ | ૩૪૩- ૮- ૨ | ૮૨૧-૧૨- ૯ | ૧૩૨૦-૧૫- ૪ |
| ૧૪ | બીજાં ખાતાંઓ | ૧૫૯૮૬- ૧- ૪ | ૩૬૯૫૩- ૪- ૫ | ૧૯૩૬૨- ૨-૧૧ | ૭૬૨૯૫-૧૦- ૩ | ૧૦૫૧૭૯- ૯-૧૦ |
| | કુલ | ૩૧૬૯૫૭૩- ૦- ૩ | ૩૬૮૯૧૭૬- ૨- ૨ | ૩૭૩૫૫૮૮-૧૧- ૫ | ૪૦૮૮૧૪૮-૧૩- ૭ | ૪૨૭૪૪૩૧- ૪- ૫ |

નોંધ:—જંગલ સંબંધી આખા રાજ્યની ઉપજના આંકડા લીધા છે જેમાં મોટો ભાગ નવસારી પ્રાંતના જંગલની ઉપજનો છે.

## ખર્ચ સંબંધી.

| અનુક્રમ નંબર | ખર્ચની બાબતો. | ૧૯૧૪–૧૫ | ૧૯૧૫–૧૬ | ૧૯૧૬–૧૭ | ૧૯૧૭–૧૮ | ૧૯૧૮–૧૯ |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| ૧ | જમીન મહેસુલ. | ૩૧૬૯૯૬-૧૦- ૭ | ૩૫૨૯૬૨- ૪- ૫ | ૩૧૮૩૧૨- ૩- ૧ | ૩૧૭૧૩૫- ૨- ૧ | ૩૦૯૧૦૯- ૯-૧૧ |
| ૨ | અફીણ. | ૧૧૬- ૭- ૬ | ૧૪૦- ૨- ૯ | ૭૯- ૦- ૦ | ૪૪-૧૦- ૦ | ૧૦૭-૧૪- ૬ |
| ૩ | સ્ટાંપ. | ૩૯૨૯-૧૦- ૮ | ૩૮૪૦-૧૨- ૪ | ૪૨૭૫- ૮- ૬ | ૫૭૮૨- ૦-૧૦ | ૬૫૨૫- ૩- ૦ |
| ૪ | આબકારી. | ૪૬૨૯૬- ૯- ૨ | ૫૩૪૦૬- ૬- ૬ | ૬૭૮૭૩- ૮-૧૧ | ૫૪૦૦૪- ૯- ૨ | ૪૭૭૧૯- ૪- ૨ |
| ૫ | કસ્ટમ. | ૯૫૪-૧૪- ૫ | ૧૦૩૪- ૦- ૫ | ૧૦૨૦-૧૨- ૧ | ૧૨૦૫- ૮-૧૧ | ૧૦૭૭- ૨- ૩ |
| ૬ | વેરા. | ૨૫૩- ૦- ૦ | ૧૬૦૩- ૮- ૦ | ૨૮૨- ૮- ૦ | ૧૪૨-૧૧- ૪ | ૧૧૩૯- ૫- ૪ |
| ૭ | જંગલ. | ૭૪૭૯૫ | ૭૮૬૯૬ | ૮૫૧૮૧ | ૮૮૦૭૭ | ૯૫૫૪૯ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૮ | નોંધણી. | ૫૯૪૩-૧૦- ૨ | ૫૧૯૬- ૩- ૯ | ૫૩૩૭- ૪- ૯ | ૬૧૦૮-૧૩-૧૧ | ૭૩૦૨—૧૧— ૯ |
| ૯ | ન્યાયખાતું. | ૩૫૬૮૨- ૫- ૧ | ૩૩૩૯૨-૧૨-૧૦ | ૩૨૨૬૧- ૫- ૨ | ૩૫૨૬૧- ૨- ૪ | ૩૪૬૨૮—૧૫— ૪ |
| ૧૦ | વિદ્યાખાતું. | ૨૨૩૫૧૪-૧૨-૧૦ | ૨૪૨૫૦૮- ૫-૧૧ | ૨૧૦૪૬૨- ૫- ૦ | ૨૩૦૭૫૯- ૧- ૭ | ૨૨૨૦૫૫— ૧— ૭ |
| ૧૧ | દવાખાતું. | ૧૮૬૮૨- ૮- ૫ | ૧૮૭૪૫-૧૨- ૦ | ૨૧૦૨૪- ૬- ૬ | ૨૪૯૭૩- ૯-૧૧ | ૨૩૧૩૭— ૫— ૬ |
| ૧૨ | પોલિસખાતું. | ૧૧૦૫૨૧- ૩- ૫ | ૧૧૯૫૧૪-૧૦- ૦ | ૧૦૬૯૨૬-૧૪- ૫ | ૧૦૬૭૫૨-૧૩-૧૦ | ૯૯૬૩૨— ૮— ૫ |
| ૧૩ | બીજાં ખાતાંઓ. | ૯૮૬૯૨- ૨- ૧ | ૧૦૯૮૬૪-૧૦- ૬ | ૧૨૩૮૩૩- ૩- ૭ | ૧૯૨૧૦૩-૧૪- ૯ | ૧૯૬૦૦૦—૧૧— ૮ |
| | કુલ | ૯૩૭૩૭૮-૧૪- ૪ | ૧૦૨૦૯૦૫- ૯- ૫ | ૯૭૬૮૭૪- ૦- ૦ | ૧૦૬૧૭૫૧- ૦- ૮ | ૧૦૪૩૯૮૪—૧૩—૫ |

ટીપઃ—જંગલ સંબંધી આખા રાજ્યના ખર્ચના આંકડા લીધા છે.

# વિભાગ ૩ જો.

## તાલુકાવાર વિશેષ માહિતી.

### નવસારી તાલુકો.

**ચતુઃસીમા.** પૂર્વે મહુવા તાલુકાનો થોડોક ભાગ અને બ્રિટીશ રાજ્યના બારડોલી તથા જલાલપુર તાલુકાનો કેટલોક ભાગ; પશ્ચિમે અરબી સમુદ્ર; ઉત્તરે પલસાણા તાલુકો, સચીન સંસ્થાન અને બ્રિટીશ રાજ્યનો ચોર્યાસી તાલુકો; અને દક્ષિણે બ્રિટીશ રાજ્યનો જલાલપુર તાલુકો આવેલા છે.

**ક્ષેત્રફળ.** ક્ષેત્રફળ ૧૨૫ ચોરસ માઇલ; પૂર્વપશ્ચિમ વધારેમાં વધારે લંબાઈ ૧૯ માઈલ; તથા ઉત્તરદક્ષિણ વધારેમાં વધારે પહોળાઇ ૧૧ માઇલ છે.

**રકબો.** કુલ રકબો ૧૩૬૬૪૦-૫-૧ વિંઘાં છે. તે પૈકી ૩૩૯૯૨-૯-૩ વિંઘાં ખરાબો અને ૧૦૧૬૫-૮-૬ વિંઘાં બારખલી જમીન જતાં બાકી ૯૨૪૮૨-૭-૧૨ વિંઘાં સરકારી જમીન છે. તેમાંથી ૨૪૫૮-૧-૧૨ વિંઘાં પડતર જતાં બાકી ૭૨૦૨૪-૬ વિંઘાં જમીન ખાતે દાખલ છે. પડતર જમીન ઘણે ભાગે દરીયા કીનારે ખારી જમીન છે.

**દેખાવ.** પૂર્વ તરફનો ભાગ તદ્દન સપાટ નથી તેમ ખાડા ટેકરા વાળો પણ નથી. જમીન બાગાયત હોવાથી એ પ્રદેશ ઝાડોથી ભરપુર અને રળીયામણો લાગે છે. આંબા, ફણસ, ખજુરાં વગેરે ઝાડ જથાબંધ ઉગેલાં હોય

છે અને ઠેક ઠેકાણે કેળનાં રળીઆમણાં ખેતર જોવામાં આવે છે. પશ્ચિમ તરફના ભાગની જમીનથી થોડા વખત ઉપરજ જાણે દરીઓ પાછો હઠી ગયો હોય એમ લાગે છે. એ ભાગની જમીન ખારી છે, ઝાઝાં ઝાડ જણાતાં નથી ને ખેતીવાડી નબળા પ્રકારની છે.

**નદીઓ.** મીંઢોળા અને પૂર્ણા નદીઓ આ તાલુકાની હદમાં થઈને વહે છે. એના કાંઠાનો દેખાવ સુંદર છે.

**ગામો.** તાલુકામાં એકંદર ૬૧ ગામો પૈકી ૫૯ ગામ સરકારી અને ૨ પરભાર્યાં વહીવટનાં છે. એમાં ૧૧ ગામ એક હજાર ઉપરાંત વસ્તીવાળાં છે, તે નીચે પ્રમાણેઃ—

**નવસારી**—લગભગ ૧૧ મા શતકથી આ શહેર જાણીતું અને જૂનું છે. એની પાસે ધારગીરીમાં પુલકેશીવલ્લભ નામે રજપુત રાજા એક હજાર વર્ષ ઉપર રાજ્ય કરતો હતો. એના પૌત્ર શ્રયાશ્રયનો ગુરૂ **નાગવર્ધન** હાલ જ્યાં નવસારી વસેલું છે ત્યાં રહેતો હતો તેના નામ ઉપરથી એ ગામનું નામ **નાગવર્ધન** પડેલું હતું એમ માલમ પડે છે. એ શિવાય એનાં બીજાં પણ નામો માલમ પડે છે; જેવાં કે, **નાગશાહી**, **નાગસારિકા**, **નાગમંડળ**, **નવસરેહ**, **પારસીપુરી** અને હાલનું **નવસારી**. નાગશાહી અને નાગમંડળ નામ પડવાના કારણમાં એમ કહેવાય છે કે એ ઠેકાણે પહેલાં ઘણા નાગ-સાપ રહેતા હતા તેથી એનાંએ નામ પડયાં. નાગમંડળ નામ તો છેક હમણાંના કાળ સુધી બોલાતુ હતું; અને સંસ્કૃત લેખોમાં પણ નાગમંડળ અને નાગસારિકા નામ માલમ પડે છે. નાગસારિકા નામ માટે એમ કહેવાય છે કે, પહેલાં એ જગ્યાએ એક મોટું વડનું ઝાડ હતું, તેની ટોચ ઉપર એક સારિકા-પોપટી માળો બાંધીને રહેતી હતી; અને થડની પોલમાં એક જબરો નાગ રહેતો હતો. દરરોજ અમુક વખતે પોપટી પોતાનું મધુરૂં ગાયન લલકારતી તે વખતે પેલો નાગ તે સાંભળવા બહાર

નીકળતો અને આનંદમાં આવીને ડોલતો. આ બનાવ જે લોકોએ રોજ જોયો; તેમણે નાગ અને સારિકાની દોસ્તી ઉપરથી એ જગ્યાનું નામ નાગસારિકા પાડ્યું અને પછી તેનું નવસારી થયું. પછી મુસલમાનોએ ત્યાં આવીને વસ્તી કરી ત્યારે તેનું નામ નવસરેહ પડ્યું અને પારસીઓ આવ્યા પછી પારસીપુરી નામ પાડ્યું. વળી નવસારીમાં આવેલા પારસીઓનું ઇરાનમાં મૂળ વસ્તી સ્થાન સારી શાસ્ર હતું ત્યાંથી જ્યારે એ લોકો પહેલ વહેલાં અહીં આવ્યા ત્યારે તેમણે એ જગ્યાનાં હવાપાણી તથા દેખાવ પોતાના મૂળ સ્થાન સારી જેવાં જોયાં તેથી તેમણે એ જગ્યાનું નામ "નવીસારી" પાડ્યું અને ત્યાંજ મુકામ નાખ્યો. આ પછી એનું નામ પાછળથી નવસારી પડ્યું.*

નવસારી એ નવસારી પ્રાંતનું તથા નવસારી તાલુકાનું મુખ્ય સ્થળ છે. તેની વસ્તી ૧૭,૯૮૨ છે. તે પૈકી પુરૂષ ૮,૬૯૦ અને સ્ત્રીઓ ૯,૨૯૨ છે. ધર્મવાર જોતાં નવસારીની વસ્તીમાં ૧૦,૬૧૭ હિંદુ, ૨,૩૫૪ મુસલમાન ૪,૨૨૧ પારસી અને બાકીના ઇતર છે. નવસારીમાં પ્રાંતના સુબાની, જડજની, પોલીસ નાયબ સુબાની, મુનસફની વહીવટદારની, આબકારી ખાતાની અને શાળા ખાતાના ઇન્સ્પેકટરની તથા ડેપ્યુટીની કચેરીઓ; અંગ્રેજી, ગુજરાતી, મરાઠી, ઉર્દુ, અંત્યજ શાળાઓ અને કન્યાશાળાઓ તથા ટ્રેનિંગ વર્ગ, વર્નાક્યુલર સ્કુલ ફાઇનલ ક્લાસ અને ઉદ્યોગશાળા મળી લગભગ ૨૦ ઉપરાંત શિક્ષણની સંસ્થાઓ; શ્રી. મહારાજા સાહેબની જ્યુબિલી ફંડની રકમમાંથી બાંધેલું પત્થરનું સુંદર પુસ્તકાલય; એક સરકારી મોટું દવાખાનું અને ઢોરોનું દવાખાનું છે. લક્ષ્મણહોલ નામે ટાઉનહોલ છે તે દિવાન બહાદુર લક્ષ્મણ જગન્નાથ નવસારી પ્રાંતના સુબા હતા તે વખતની તેમની કારકીર્દીની યાદદાસ્ત તરિકે નવસારીના શહેરીઓએ બંધાવેલો છે. તેમાં જાહેરસભાઓ ભરાય છે, વ્યાખ્યાનો

* રા. રા. શોરાબજી મંચેરજી દેશાઇ કૃત "તવારીખે નવસારી" ઉપરથી.

અપાય છે અને બીજાં સાર્વજનિક કામે તેનો ઉપયોગ થાય છે. એ હૉલને લગતું એક ક્લૉક ટાવર છે તે સીતાબાઈ ટાવર એ નામથી ઓળખાય છે. સીતાબાઈ એ દીવાન બહાદુર લક્ષ્મણ જગન્નાથનાં ધણીયાણી થતાં હતાં તેથી તેમના સ્મરણાર્થે આ ક્લૉક ટાવર બાંધવામાં આવ્યું છે. લક્ષ્મણ હૉલમાં જાત જાતની કારીગરીનું એક નાનું સરખું સંગ્રહસ્થાન છે. દુધિયું ને શરબતીયું નામે બે તળાવ છે અને લુન્સી કુઇનું મોટું મેદાન છે તેમાં સુધરાઈનો સાર્વજનિક બાગ છે તથા તેની નજીકમાં ટાટાનો બાગ તથા બંગલો અને બીજા પણ કેટલાક બંગલા છે. પારસી ધર્માદા દવાખાનું તથા સુવાવડખાનું પણ ત્યાંજ છે.

વેસ્મા:—વસ્તી ૨૭૦૩ માણસની; ગામમાં ગુજરાતી તથા અંગ્રેજી નિશાળ અને કન્યાશાળા છે. એક ચોથા વર્ગનું દવાખાનું અને પ્રસુતિગૃહ ખોલવાનું નક્કી થયું છે.

મરોલી:—મુંબઈ વડોદરા રેલ્વેના મરોલી સ્ટેશનથી બે માઇલ દૂર; વસ્તી ૧૧૩૪ માણસની ને અંગ્રેજી તથા ગુજરાતી નિશાળ; કન્યાશાળા અને પોષ્ટ ઑફીસ છે.

તવડી:—વસ્તી ૧૦૯૭ માણસની; ગામમાં ગુજરાતી નિશાળ ને એક પારસી ગૃહસ્થ તરફથી ધર્માદા દવાખાનું ચાલે છે.

મટુવર:—મરોલી સ્ટેશનની નજીકમાંજ છે. સ્ટેશન સામે ગામની નજીક સરકારી મુસાફર બંગલો છે. વસ્તી ૫૭૫ માણસની; ગ્રામમાં ગુ. નિશાળ છે.

આ શિવાય ઉભરાટ (૨૧૫૭), ડાભેલ (૧૬૪૨); ચોવીસી (૧૪૬૬), ધામણ (૧૧૭૨), વિરાવળ (૧૦૩૮), પોંશરા (૧૦૧૦), ને શિયુળગામ (૧૦૫૧) માં એક એક ગુજરાતી નિશાળ છે.

**વસ્તી**

આ તાલુકામાં વસ્તી ૫૫૨૭૦ માણસ (૨૬૪૭૯ પુ. ૨૮૭૯૧ સ્ત્રી )ની છે તે પૈકી ૪૩૭૮૦ હિંદુ, ૫૬૭૬ મુસલમાન, ૪૪૦૪ પારસી અને બાકીના જૈન, અનાર્ય, ખ્રિસ્તી વગેરે છે.

**લોકો.**

હિંદુ, મુસલમાન, પારસી, અને જૈન લોકોની વસ્તી વધારે છે. હિંદુઓમાં વાણીયા, બ્રાહ્મણ, કણબી, રજપુત, કોળી અને ઢેડ વિશેષ છે. બ્રાહ્મણોમાં અનાવલા વધારે છે ને તેઓનો મુખ્ય ધંધો ખેતીનો છે. એમનામાં દેશાઇ ને ભાઠેલા એવા બે ભેદ છે; તેમાં દેશાઇઓ ઉંચા ગણાય છે ને બનતા સુધી ભાઠેલાની કન્યા લેતા નથી. વરનો આંકડો લેવાનો એમનામાં રિવાજ છે. ચરોતરના પાટીદારોની પેઠે છોકરી પરણાવવામાં એમને ઘણો ખર્ચ કરવો પડે છે. પશ્ચિમ ભાગ તરફ કોળી લોકોની વસ્તી ઘણી છે. એ લોકો ખેતી તથા મજુરી કરે છે ને કેટલાક ખલાસીનો ધંધો કરે છે. કમાવાને માટે મુંબઇ, આફ્રિકા વગેરે સ્થળે એ લોકો જવા લાગ્યા છે ને ત્યાંથી સારા પૈસા કમાઇ લાવે છે. આખા રાજ્યમાં પારસીઓની વધારેમાં વધારે વસ્તી નવસારી, ગણદેવી, અને બીલીમોરામાં છે. એ લોકોમાં કેટલાક ધનાઢ્ય છે. સર જમસેદજી, સર ટાટા વગેરે મૂળમાં નવસારીના રહીશ છે. એમનામાં ઘણા સાહસિક વેપારીઓ, વિદ્વાનો ને મોટા મોટા અમલદારો પણ છે. ધર્માદામાં એ લોકો પૈસા બહુ ખરચે છે. ઘણાં દવાખાનાં, પાઠશાળાઓ, પુસ્તકાલયો વગેરે પારસીઓએ સ્થાપન કરેલાં હોય છે. પારસીઓ મુડદાંને દાટતા કે બાળતા નથી, પણ દોખમામાં પધરાવે છે જ્યાં ગીધો તેને ફાડી ખાય છે. એમનાં મુડદાં ઉંચકનારા એમનીજ કોમના પગારદાર નોકરો રાખેલા હોય છે જેમને નસાસાલાર કહે છે. એ લોકો અગ્નિપૂજક છે ને લગ્ન વિગેરેના રિવાજ ઘણે ભાગે હિંદુ જેવા છે. લગ્નમાં સંસ્કૃત શ્લોકો ભણાય છે, સ્ત્રીઓ કંકુના ચાંલ્લા કરે છે ને હિંદુની માફત ગીતો ગાય છે.

ગરમી ઓછી પડે છે તેથી હવા ઠંડી રહે છે. ઉનાળામાં સુખાકારી સારી રહે છે પણ ચોમાસુ ઉતરતાં

**આબો હવા** મલેરીયા તાવનો ઉપદ્રવ વધારે માલુમ પડે છે. ગરમીની મોસમમાં વધારેમાં વધારે ગરમી ૧૦૩° જેટલી હોય છે તે ઠંડી ઋતુમાં ૫૦° થઇ જાય છે. વરસાદ દરવર્ષ સરાસરી ૫૨ અને વધારેમાં વધારે ૭૭ ઇંચ પડે છે.

જમીન ઘણે ભાગે કાળી તથા ગોરાટ અને કાંકરીવાળી છે. પરંતુ પરૂજણ તરફની જમીન ખારવાળી છે તેમ

**જમીન** દરીયા કિનારા તરફની પણ ખારવાળી છે.

દરીયા કિનારા તરફનાં પાણી ખારાં છે છતાં કોઇ કોઇ ઠેકાણે મીઠું પાણી નિકળે છે; બાકીના ભાગનું પાણી

**પાણી.** મીઠું છે. ૨૫-૩૦ હાથની ઉંડાઇએ કૂવામાંથી પાણી નિકળે છે. કુવાઓની કુલ સંખ્યા ૨૯૩૫ છે, તેમાં ૭૪૬ ખેતી ઉપયોગી અને ૨૧૮૯ ઇતર ઉપયોગના છે. તળાવો ૨૦૨ છે અને વાવ ૫ છે.

સંવત ૧૯૭૫ ના આંકડા પ્રમાણે નવસારી તાલુકામાં ૭૬૯૪

હિંદુ, ૧૧૪૧ મુસલમાન, ૨૮૯ પારસી, ૨ કાળીપરજના અને બાકીના બીજી જાતના છે. હિંદુઓમાં ૧૩૯૩ બ્રાહ્મણ, ૩૯૮ વાણીયા, ૪૭ રજપુત, ૨૦૩૨ કોળી, ૮૬૮ કણબી, ૪૬૩ ઢેડ અને બાકીના બીજી જાતના છે.

**ખેતી.** મુખ્ય પાક જુવાર વિંઘાં ૨૨૬૮૧-૯ માં, ડાંગર ૨૨૮૯-૭ માં, કપાસ ૨૩૨૫૮-૧૯-૧૫ માં, તુવર ૬૪૬-૧૬ માં, દીવેલી ૯૯-૭-૫ માં અને શેરડી ૪૯૦-૯ માં થાય છે. એ શિવાય બાજરી, ઘઉં, ચણા, મગ, વગેરે પાકે છે અને કેળાં, ફણસ, અનેનાસ વગેરે બાગાયત પાક પણ થાય છે ને તે પરદેશ ચઢે છે. ૩૨૫૬-૭ વિંઘાંમાં ઘાસ ઉઘાડવામાં આવે છે.

**મહેસુલ.** સંવત ૧૯૭૫ ના આંકડા પ્રમાણે કુલ વસુલી ઉપજ રૂ. ૧૧૯૯૮૩૫-૧૧-૫ આવે છે; તેમાં રૂ. ૨૪૮૫૨૬-૬-૪ જમીન મહેસુલ, રૂ. ૭૩૮૧-૪-૩ વેરાના, રૂ. ૧૭૬૧૭-૬-૯ લોકલસેસના ને બાકીના બીજા પરચુરણ ઉપજના આવે છે.

**વેપાર ઉદ્યોગ.** નવસારી, વેસ્મા, કરબાપાર, અને મહુવા ગામે કપાસ પીલવાનાં જીન છે તેમજ નવસારી, આમલી અને મહુવા ગામે લોટ દળવાની ઘંટીઓ તથા ચોખા ખાંડવાની ને તેલ પીલવાની મીલ છે. નવસારીમાં ખુરશી, ટેબલ, પલંગ, વગેરે લાકડાનું ફરનીચર બહુ સારૂં થાય છે અને તે મોટા પ્રમાણમાં સુરત મુંબઇ વગેરે સ્થળે ચડે છે. ખત્રી લોકો હાથની સાળથી સાડીઓ વણે છે તે પણ દેશાવર બાતે જાય છે. કેરી, કેળાં, ફણસ વગેરે મેવો પણ પરદેશ જાય છે. પૂર્ણાનદીના જળમાર્ગે નવસારીનો વેપાર સારો ચાલે છે અને કપાસ અનાજ વગેરેનો સ્થાનિક વેપાર ઠીક છે.

વેસ્મા અને મરોલીમાં પોલીસથાણાં છે. તેમજ નવસારીમાં પાંચ અને ઉમરાઠમાં ૧ મળી ૬ પોલીસ ચોકીઓ છે. ૧ ફોજદાર, ૪ નાયબફોજદાર, ૧ જમાદાર ૧૦ હવાલદાર, ૫૬ સિપાઇઓ, ૨ સ્વાર અને ૧ કારકુન મળીને ૭૫ માણસોની પોલીસ ફોજ બનેલી છે.

**પોલીસ.**

આબકારી થાણાં ચોકી નથી. અફીણની દુકાનો ૪, ભાંગ ગાંજાની દુકાનો ૨, દેશી તથા વિલાયતી દારૂની દુકાનો ૩૪, અને તાડીની દુકાનો ૨૭ છે.

**આબકારી.**

નવસારીમાં ગુજરાતી શાળાઓ, મરાઠીશાળા, ઉરદુશાળા, કન્યાશાળા, અંત્યજશાળા, અંગ્રેજીશાળાઓ, ઉદ્યોગશાળા, ટ્રેનિંગવર્ગ, વર્નાક્યુલર સ્કુલફાઇનલ કલાસ વગેરે મળી ૨૦ શાળાઓ છે; ડાભેલમાં છોકરા તથા છોકરીઓની મળી ૫ શાળાઓ છે; વેસ્મામાં ૨ ગુ. શાળા, ૧ ગુ. કન્યાશાળા, ૧ અંગ્રેજીશાળા, અને ૧ અંત્યજશાળા છે; મરોલીમાં ગુ. શાળા, કન્યાશાળા અને અંગ્રેજીશાળા છે; તવડી, ચોવીસી, પોંસરા, ધામણ, અને પરૂજણમાં એક એક ગુ. શાળા ને એક એક કન્યાશાળા છે; કસબાપારમાં ગુ. શાળા, ગુ. કન્યાશાળા ને અંત્યજ શાળા છે; આમલી, પરથાણું, ને નડોદમાં ગુ. શાળા તથા અંત્યજ શાળા છે; ઉમરાઠમાં છોકરા તથા છોકરીઓની મળી ૪ શાળાઓ ને ૧ અંત્યજશાળા છે; તથા વીરાવળ, આમડપુર, છાપરા, પડધા, વેજલપોર, સરઇ, પીનસાડ, સંદલપોર, કુચેદ, સીસોદરા, આસણા, મહુવર, છીણમ, આલુરા, મીરજાપોર, સીમળગામ, ભીનાર, ભાઠા, નીમળાઇ, ઓરસી, સાગરા, કરાકટ, દેલવાડા, ને વડોલીમાં એક એક ગુજરાતી નિશાળ છે અને ટંકોલી અને કાળાકાછામાં એક એક ઉર્દુશાળા છે.

**શાળા અને પુસ્તકાલયો.**

નવસારીમાં ૨, ડાભેલમાં ૩, અને કસબાપાર, તવડી, ચોવીસી,

આમલી, વેસ્મા, પોરસા, કુચેદ, શીસોદરા, ધામણુ, સીમલક, પોપડા, ઉમરાઠ, મહુવર, છીણમ, મરોલી, સીમલગામ, ભીનાર અને પરૂજણમાં એક એક પુસ્તકાલય છે. એ પ્રમાણે નવસારી તાલુકામાં કુલ ૮૩ શાળાઓ અને ૨૩ પુસ્તકાલયો છે.

**પોષ્ટ ઓફિસ.**

નવસારી, મરોલી, વેસ્મા, ઉમરાઠ, ડાભેલ, છીણમ, તવડી, ધામણુ, પરૂજણ, પોંસરા, સંદલપોર, સીમલગામ અને અમલીમાં પોષ્ટ ઓફિસો છે. તેમજ આસણા, આલુરા, કસ્બાપાર, કરાકટ, કુચેદ, કાળાકાછા, ચોવીસી, દેલવાડા, નડોદ, નિમળાઇ, પડઘા, પરથાણ, પરસોળી, પીનસાડ, પોપડા, બોરસી, ભાઠા, ભીનાર, મહુવર, માંગરોળ, માણેકપુર, મીરજાપુર, વીરાવલ, વેજલપોર, સરઈ, સરોણા, સીમલક, સીસોદરા, અને સાગરા એ ગામે ટપાલની પેટીઓ છે.

**તાર ઓફિસ.**

નવસારીમાં ગવર્નમેન્ટ અને રેલ્વેની એમ બે તાર ઓફિસો છે અને મરોલી સ્ટેશને રેલ્વેની તાર ઓફિસ છે.

**દેવસ્થાનો, મેળા તથા જાત્રાનાં સ્થળ.**

નવસારીમાં સૈયદશાદાની અને ડાભેલમાં શેખ આદમપીરની દરગાહો છે તેનો વરસમાં એક વખત મેળો ભરાય છે, જેમાં સુરત જીલ્લાના ૫૦૦ થી ૧૦૦૦ સુધી મુસલમાનો ભેગા થાય છે. સારોણ ગામે સારણેશ્વર મહાદેવનું પ્રાચીન દેવાલય છે. ત્યાં શ્રાવણ માસના દર સોમવારે તથા શિવરાત્રી ઉપર આસપાસનાં ગામડાંના લોકોનો મેળો ભરાય છે. ઉમરાઠમાં દર સોમવતી અમાસે દરીયાસ્નાન કરવાને ઘણા હિંદુઓ આવે છે.

## ગણદેવી તાલુકો.

**ચતુઃસીમા.** પૂર્વે બ્રિટિશ રાજ્યનો ચીખલી તાલુકો, પશ્ચિમે તથા ઉત્તરે બ્રિટિશ રાજ્યનો જલાલપુર તાલુકો અને અંબિકા નદી અને દક્ષિણે બ્રિટિશ રાજ્યનો વલસાડ તાલુકો છે.

**ક્ષેત્રફળ.** ક્ષેત્રફળ ૪૬ ચોરસ માઇલ; લંબાઇ તથા પહોળાઈ લગભગ સરખી છ માઇલ–ફક્ત માસાગામ ગણદેવીથી ૧૦ માઇલ દૂર છે અને તેની આસપાસ બ્રિટિશ હદ લાગેલી છે.

**રકબો.** કુલ રકબો ૫૦૨૪૭ વિંઘાં પૈકી ૮૧૮૮ ખરાબો અને ૪૨૦૫૯ ખેડવા લાયક. ખેડવા લાયક પૈકી ૪૭૧૧ બારખલી અને ૩૭૩૪૮ સરકારી. સરકારીમાં ૫૪૫૮ બીન આકારી પડતર ને ૩૧૮૯૦ આકારી જેમાં ૪૮ એન પડતર ને ૩૧૮૪૨ વિંઘાં ખાતે દાખલ છે.

**દેખાવ.** ગણદેવીની આસપાસ થોડેક દૂર કેટલીક નાની નાની ડુંગરીઓ આવેલી છે; બાકીનો પ્રદેશ સપાટ છે. જમીન બાગાયત હોવાથી આંબા, ફણસ, કેળ વગેરે ઝાડોથી પ્રદેશ છવાએલો છે, તેમજ ચોતરફ લીલોતરી ખીલી રહેલી હોવાથી દેખાવ રળીયામણો લાગે છે.

**નદીઓ.** નદીઓ અંબિકા અને વેગણીયા છે. એમાં તણાઇ આવેલા કાંપને લીધે એના કાંઠાની જમીન ફળદ્રુપ બનેલી છે.

**આબોહવા.** દરીયા તરફથી હંમેશ ઠંડો પવન આવતો હોવાથી હવા ખુશનુમા ને ઠંડી લાગે છે તેમ તે સુખાકારીને માટે સારી છે. ગરમી ઉનાળામાં પણ ૧૦૦° થી

વધારે પડતી નથી. શિયાળામાં તો તે ૫૦° જેટલી થઇ જાય છે. વરસાદ સરેરાશ ૫૪ અને વધારેમાં વધારે ૮૯ ઇંચ જેટલો પડે છે.

**વસ્તી.** વસ્તી ૩૩૦૫૮ માણસ (૧૬૬૪૮ પુ. ૧૬૪૧૦ સ્ત્રી) ની છે. પૈકી ૨૬૩૧૫ હિંદુ, ૩૧૨૧ મુસલમાન, ૧૭૪૫ કાળીપરજ, ૧૩૩૫ પારસી, ૫૨૬ જૈન અને બાકીની બીજી જાત છે.

**લોકો.** મુખ્ય વસ્તી હિંદુ, મુસલમાન, કાળીપરજ ને પારસીની છે. હિંદુઓમાં વાણીયા, બ્રાહ્મણ, અનાવલા અને કોળી વિશેષ છે.

**ગામો.** કુલ ૩૦ ગામો પૈકી ૨૮ સરકારી અને ૨ પરભાર્યાં વહીવટનાં છે. એક હજાર ઉપરાંત માણસની વસ્તીવાળાં ગામો ૮ છે તે નીચે પ્રમાણેઃ—

**ગણદેવીઃ**—તાલુકાનું મુખ્ય ગામ અને બીલીમોરા કાળા આંબા રેલ્વેનું સ્ટેશન; વસ્તી ૬૪૮૨ માણસની તેમાં પારસીઓની વધારે; ગામમાં વહીવટદારની કચેરી, દવાખાનું, પોષ્ટ તથા તાર ઑફિસ, પુસ્તકાલય, અંગ્રેજી નિશાળ, ગુજરાતી નિશાળ, કન્યાશાળા, ઉર્દુ શાળા ને અંત્યજશાળા છે; ખાંડની મીલ, લોટ દળવાની ઘંટી ને નળીયાંનું કારખાનું એ પ્રમાણે કારખાનાં છે.

**બીલીમોરાઃ**—અંબિકા નદીને કાંઠે બંદર તથા વેપારનું મથક. મુંબઇ વડોદરા રેલ્વેનું સ્ટેશન. વસ્તી ૬૪૬૨ માણસની. ગામમાં અંગ્રેજી તથા ગુજરાતી નિશાળ, કન્યાશાળા, પુસ્તકાલય, પોષ્ટઑફિસ અને રેલ્વે તથા ગવર્નમેન્ટ તાર ઑફિસ છે. વળી માટીનાં પાકાં વાસણ (પોટરીવર્ક), મેંગલોરી નળીયાં, મીણબત્તી અને ચોકલેટ બનાવવાનાં કારખાનાં, લાકડાં વહેરવાનો સંચો, લોટદળવાની ઘંટી તથા ચોખાની મીલ છે. હાથીદાંતની કારીગરી વાળી સુખડની

પેટીઓ સારી બને છે અને નાનાં વહાણ તથા લાકડાનાં પીપો પણ બને છે.

**ધમડાછા**:—અંબિકા નદીને કાંઠે છે. વસ્તી ૨૩૭૯ માણસની. ગામમાં ગુજરાતી નિશાળ તથા કન્યાશાળા છે. અહીંની કેરીઓ તથા ફણુસ વખણાય છે.

**સોનવાડી**:—વસ્તી ૧૧૮૭ માણસની. ગામમાં એક ગુજરાતી નિશાળ છે. સુંઠ, મરી ને પીપર અહીં સારાં થાય છે તેમજ ફણુસ અને આંબાનાં ઝાડ ઘણાં છે.

**માસા** ( ૧૮૬૫ ), **ગડત** ( ૧૧૨૩ ), **ધનોરી** ( ૧૩૦૨ ) અને **ભાઠા** ( ૧૦૧૯ ) ગામે એક એક ગુજરાતી નિશાળ છે. ભાઠા ગામે ઈંટની ભઠ્ઠીનું કારખાનું છે.

**પાણી.** ઘણે ભાગે પાણી મીઠું છે પણ કેટલાંક ગામમાં ભાંભરૂં પાણી હોય છે. ખાડીના કાંઠાનાં જે ગામોમાં ખારૂં પાણી હોય છે ત્યાં ગામથી દૂર મીઠા પાણીના કુવા હોય છે. કુવાની ઉંડાઇ ૩૦–૪૦ હાથ હોય છે. તાલુકામાં કુલ ૧૩૩૯ કુવા છે તે પૈકી ૬૮૨ ખેતી ઉપયોગી અને ૬૫૭ ઇતર ઉપયોગી છે. ૩ બંધારા અને ૮૭ તળાવ છે તેમાં ૬૯ ખેતી ઉપયોગનાં છે.

**જમીન.** ઉત્તર તરફનાં ગામડાં શિવાય બીજા ભાગની જમીન કાળી, ગોરાટ, અને બેસર છે. ઉત્તર તરફ ગોરાટ જમીન વધારે છે.

**ખાતેદારો.** સંવત ૧૯૭૫ ના આંકડા પ્રમાણે કુલ ખાતેદારો ૩૪૦૬ છે. તેમાં ૨૬૭૨ જાતે જમીન ખેડનારા અને ૭૩૪ બીજા પાસે ખેડાવનારા છે. જાતે ખેડનારા પાસે ૨૬૪૫૬ અને બીજા પાસે ખેડાવનારા પાસે ૧૦૦૯૬ વિંઘાં જમીન

છે. એ ખાતેદારો પૈકી ૫ વિંઘાં સુધીના ૧૯૬૧, પાંચ ઉપરાંત અને ૨૫ સુધીના ૧૧૨૩, પચીસ ઉપરાંત અને ૧૦૦ સુધીના ૨૮૦, સો ઉપરાંત અને ૫૦૦ સુધીના ૩૬ અને ૫૦૦ ઉપરાંતના ૬ છે. તેમ પાંચ રૂપિયા સુધી જમીન મહેસુલ ભરનારા ૯૦૭, પાંચ ઉપરાંત અને ૨૦ સુધી ભરનારા ૧૨૨૧, વીસ ઉપરાંત ને ૧૦૦ સુધી ભરનારા ૧૦૩૧, સો ઉપરાંત અને ૫૦૦ સુધી ભરનારા ૨૩૦ અને ૫૦૦ ઉપરાંત ભરનારા ૧૭ છે. વળી ૩૦૨૭ ખાતેદારો હિંદુ, ૪૦૫ મુસલમાન, ૨૩૧ પારસી ને બાકીના ઇતર જાતના છે. હિંદુઓમાં ૧૦૯૭ બ્રાહ્મણ, ૧૦૪૮ કોળી, ૨૧૦ ઢેડ અને બાકીના બીજી જાતના છે. બ્રાહ્મણોમાં મુખ્ય અનાવલા છે.

**મહેસુલ.** સંવત ૧૯૭૫ ના આંકડા પ્રમાણે કુલ વસુલી ઉપજ રૂ. ૨,૨૬,૩૬૨ થઇ હતી. તેમાં રૂ. ૧,૨૭,૯૭૧ જમીન મહેસુલ, રૂ. ૩,૧૩૬ વેરો, રૂ. ૬૩,૩૮૮ આબકારી, રૂ. ૯,૪૯૬ લોકલસેસ અને બાકીના બીજી પરચુરણ ઉપજના હતા.

**વેપાર.** ગણદેવીમાં લોટ દળવાની ઘંટી, માટીનાં પાકાં વાસણ બનાવવાનું કારખાનું ( પોટરીવર્ક ) તથા ખાંડની મીલ છે. ખાંડની મીલ શ્રીમંત ગાયકવાડ સરકાર તરફથી પ્રથમ કાઢવામાં આવી હતી; પરંતુ હાલમાં એક મુસલમાન ગૃહસ્થને તે પાંચ વર્ષને પટે આપવામાં આવી છે તેથી તે ચલાવે છે. બીલીમોરામાં માટીનાં પાકાં વાસણ (પોટરીવર્ક), માંગલોરી નળીયાં, મીણબત્તી અને ચોકલેટ બનાવવાનાં કારખાનાં, લાકડાં વહેરવાનો સંચો, લોટ દળવાની ઘંટી અને ચોખા ખાંડવાની મીલ છે. વળી નાનાં વહાણ અને હોડીઓ, લાકડાનાં પીપો તથા હાથીદાંતની કારીગરી વાળી સુખડની પેટીઓ પણ બીલીમોરામાં બનાવવામાં આવે છે. દેવસર ગામે એક મીણબત્તીનું કારખાનું છે. લીટો મેવો, કેરી અને સેરડી પરદેશ જાય છે તથા તુવરની દાળ, ચોખા અને ગોળનો વેપાર સારો ચાલે છે.

ગણદેવી અને બીલીમોરામાં પોલીસ થાણાં છે તથા બ્રહ્મદેવ અને માસામાં ચોકીઓ છે.તાલુકામાં ૧ ફોજદાર, ૨ નાયબફોજદાર, ૭ હવાલદાર, ૧ જમાદાર, ૧ કારકુન ૧સ્વાર અને ૩૮ સિપાઇઓ મળી ૫૧ માણસોની પોલીસ ફોજ છે.

**પોલીસ**

આબકારી થાણું કે ચોકી તાલુકામાં નથી. દારૂની દુકાનો ૨૦ અને અફીણની દુકાનો ૨ છે. તાડીના માંડવા તથા દુકાનો દર સાલ જરૂર પ્રમાણે અપાય છે તથા ઇજારાથી પણ વેચવામાં આપે છે.

**આબકારી**

કુલ ૩૫ શાળાઓ અને ૨ પુસ્તકાલયો છે. તેમાં ગણદેવીમાં અંગ્રેજી હાઇસ્કુલ, ગુજરાતી નિશાળ, કન્યા શાળા, ઉર્દુ શાળા અને ઉર્દુ કન્યા શાળા; બીલીમોરામાં અંગ્રેજી હાઇસ્કુલ, બે ગુજરાતી શાળાઓ, કન્યા શાળા અને, ઉર્દુ શાળા; ધમડાછામાં ૨ ગુજરાતી શાળાઓ ને કન્યાશાળા; ગડત તથા ધનોરીમાં ગુજરાતી શાળા અને કન્યાશાળા; માસામાં ૨ ગુજરાતી શાળાઓ અને સોનવાડી, માણેકપુર, ખખવાડા, દેવધા, ધકવાડા, નાંદરખા, દેસરા, ભાઠા, અંબેઠા, કેસલી, પાટી, ખેરગામ, વલોઠી, તોરણગામ અને અજરાઇમાં એક એક ગુજરાતી નિશાળ છે.

**શાળાઓ, પુસ્તકાલયો**

ગણદેવી તથા બીલીમોરામાં પુસ્તકાલયો છે.

ગણદેવી તથા બીલીમોરામાં પોષ્ટ ઓફિસો છે; દેવધા, દેસરા, ધનોરી, માસા અને સોનવાડીમાં બ્રાંચ પોષ્ટ ઓફિસો અને અજરાઇ, અંબેઠા, કલવાછ, ગડત, ગંગોર, તોરણગામ, દેવસર, ધકવાડા, માણેકપુર, વલોઠી અને ખખવાડા એ ગામોમાં ટપાલના કાગળો નાખવાની પેટીઓ છે.

**પોષ્ટ ઓફિસ**

ગણદેવી તથા બીલીમોરામાં ગવર્નમેન્ટ અને રેલ્વેની તાર ઓફિસો છે.

**તાર ઓફિસો.**

સોનવાડી ગામે શિવરાત્રી ઉપર મહાદેવનો અને રેજ ગામે આસો વદ ૧૪ ને દિવસે સતીમાતાનો મેળો

જાત્રાનાં સ્થળ; ભરાય છે, જેમાં નજીકનાં ગામોના થોડાક લોકો

હેલુસ્થાનો ને આવે છે.

મેળા

---

## પલસાણા તાલુકો.

પૂર્વે બ્રિટીશ રાજ્યનો બારડોલી તાલુકો; પશ્ચિમે મિંઢોળા નદી, બ્રિટીશ રાજ્યનો ચોર્યાસી તાલુકો અને

ચતુઃસીમા સચીન સંસ્થાન; ઉત્તરે બ્રિટીશ રાજ્યનો ચોર્યાસી તાલુકો તથા વડોદરા રાજ્યનો કામરેજ તાલુકો; અને દક્ષિણે મિંઢોળા નદી, બ્રિટીશ રાજ્યનો ચોર્યાસી અને બારડોલી તાલુકો, સચીન સંસ્થાન અને વડોદરા રાજ્યનો નવસારી તાલુકો છે.

ક્ષેત્રફળ ૯૦ ચોરસ માઇલ; વધારેમાં વધારે લંબાઇ પૂર્વ પશ્ચિમ ૧૨ માઇલ અને પહોળાઇ ઉત્તર દક્ષિણ

ક્ષેત્રફળ ૯ માઇલ.

કુલ રકબો ૯૭૭૭૧ વિંઘા છે. તે પૈકી ૧૨૭૦૨ ખરાબો અને ૮૫૦૬૯ ખેડવા લાયક છે. ખેડવાલાયક પૈકી

રકબો ૧૭૧૨૬ બારખળી અને ૬૭૯૪૩ સરકારી. સરકારી પૈકી ૫ બિન આકારી પડતર અને ૬૭૯૩૮ આકારી છે, જેમાં ૧૯ એનપડતર અને ૬૭૯૧૯ ખાતે દાખલ છે.

આખો તાલુકો ઝાડ વગરના સપાટ પ્રદેશ જેવો છે. તો પણ ગામ ઠાણની નજીકમાં અને મિંઢોળા નદીને કાંઠે

દેખાવ ખજુરી, આંબા, આમલી ને બીજાં ઝાડો ઘણાં છે, તેથી પ્રદેશનો દેખાવ કંઇક રળીઆમણો લાગે છે.

**નદી.** તાલુકાની દક્ષિણ પશ્ચિમ બાજુમાં થઇને મીંઢોળા નદી વહે છે.

**આબોહવા.** આખા તાલુકાની હવા તંદુરસ્તીને માફક છે. પ્રદેશ સમશીતોષ્ણ હોવાથી ઝાઝો તાપ પડતો નથી. ઉનાળામાં વધારેમાં વધારે ગરમી ૧૦૧° અને ઠંડી મોસમમાં ૫૦° જેટલી હોય છે. વરસાદ દરવર્ષ સરાસરી ૫૪ અને વધારેમાં વધારે ૭૮ ઇંચ પડે છે.

**વસ્તી.** કુલ વસ્તી ૨૪૯૦૮ માણસ (૧૨૬૪૯ પુ. ૧૨૨૫૯ સ્ત્રી) ની છે જેમાં ૨૩૬૮૮ હિંદુ, ૧૦૫૫ મુસલમાન અને બાકીની પરચુરણ જાતની છે.

**લોકો.** હિંદુ અને મુસલમાનની વસ્તી વધારે છે પરંતુ ઘણી વસ્તી તો હિંદુનીજ છે. હિંદુઓમાં અનાવલા બ્રાહ્મણ, વાણીઆ અને કણબી વગેરે છે.

**ગામો.** તાલુકામાં કુલ ૫૧ ગામ છે તેમાં ૪૫ સરકારી અને ૬ પરભાર્યાં વહીવટનાં છે. એ ગામોમાં એક હજાર ઉપરાંત વસ્તીવાળાં ૪ ગામ છે તે નીચે પ્રમાણેઃ-

**પલસાણાઃ**—તાલુકાનું મુખ્ય ગામ; વસ્તી ૨૨૬૩ માણસની; એમાં અંગ્રેજી તથા ગુજરાતી નિશાળ, કન્યાશાળા, અંત્યંજશાળા પુસ્તકાલય, વહીવટદાર કચેરી, મુનસફ કચેરી પોલીસથાણું અને પોષ્ટઓફિસ છે. લક્ષ્મીનારાયણનું મંદિર જોવાલાયક છે.

**બલેસરઃ**—વસ્તી ૧૬૫૬ માણસની; ગામમાં ઉર્દુશાળા, ઉર્દુ કન્યાશાળા અને ગુ. નિશાળ તથા પોલીસ ચોકી છે. પહેલાં આ ગામના નામ ઉપરથી તાલુકાનું નામ પડેલું હતું.

**એનાઃ**—ઇનામી ગામ છે. વસ્તી ૧૫૨૦ માણસની; ગામમાં ગુ. નિશાળ તથા કન્યાશાળા છે.

વણેશા—વસ્તી ૧૦૫૩ માણસની; એક ગુ. નિશાળ છે.

ટાપ્ટીવેલી રેલ્વે આ તાલુકાની ઉત્તર બાજુમાં થઇને જાય છે તેથી તે ઉપર ચલથાણ રેલ્વે સ્ટેશન છે અને નિયોળ તથા ગંગાધરા ફ્લેગ સ્ટેશન છે.

**પાણી.** પાણી મીઠું છે પણ જીયાવ અને ગભેણી ગામે ખારાશ ઉપર છે. કુવા ૫૦–૬૦ હાથ ઉંડા હોય છે. કુવાની કુલ સંખ્યા ૧૦૨૮છે તે પૈકી ૩૨૪ ખેતી ઉપયોગી અને ૭૦૪ ગામ ઉપયોગી છે. તળાવ ૫૦ અને વાવ ૪ છે.

**જમીન.** જમીન ગોરાડુ તથા કાળી છે અને તે આખા તાલુકામાં સેળભેળ રહેલી છે.

**ખાતેદારો.** સં. ૧૯૭૫ ના આંકડા પ્રમાણે કુલ ખાતેદારો ૪૮૫૯ છે. તે પૈકી ૩૯૬૨ જાતે ખેડનારા અને ૮૯૭ બીજા પાસે ખેડાવનારા છે. જાતે ખેડનારા પાસે ૬૪૭૪૦ અને બીજા પાસે ખેડાવનારા પાસે ૨૦૩૦૫ વિંઘાં જમીન છે. એ ખાતેદારોમાં ૫ વિંઘાં સુધીના ૧૫૮૬, પાંચ ઉપર ને ૨૫ વિંઘાં સુધીના ૨૨૮૮, પચીસ ઉપરને સો સુધીના ૯૨૩, સો ઉપર ને ૫૦૦ સુધીના ૫૪ અને ૫૦૦ ઉપરના ૮ છે. તેમજ પાંચ રૂપીયા સુધી જમીન મહેસુલ ભરનારા ૭૦૬, પાંચ ઉપરાંત અને ૨૦ રૂપીઆ સુધી ભરનારા ૧૪૨૦, વીસ ઉપરાંત અને ૧૦૦ રૂપીઆ સુધી ભરનારા ૨૦૬૭, સો ઉપરાંત અને ૫૦૦ રૂપીઆ સુધી ભરનારા ૬૪૨, અને ૫૦૦ રૂપીઆ ઉપરાંત ભરનારા ૨૪ છે. એમાં ૪૧૮૬ હિંદુ અને ૪૮૪ મુસલમાન છે. હિંદુઓમાં બ્રાહ્મણ, કણબી, રજપુત દુબળા અને બીજા ઇતર જાતના છે. મુસલમાનોમાં વહોરા મુખ્ય છે.

મુખ્ય પાકમાં ડાંગર ૮૬૨, જુવાર ૨૨૫૩૬; તુવર ૧૮૧૮; કપાસ ૨૯૬૯૨, અને એરંડા ૭૧૫ વિંઘાંમાં

**ખેતી** થાય છે. તેમજ ૧૮૧૯૨ વિંઘાંમાં ઘાસ ઉગાડવામાં આવે છે.

સં. ૧૯૭૫ ના આંકડા પ્રમાણે તાલુકાનું કુલ વસુલી ઉત્પન્ન રૂ. ૩૧૧૮૪૧ થયું હતું. તે પૈકી રૂ. ૨૫૬૮૨૯

**મહેસુલ** જમીન મહેસુલ, રૂ. ૭૪૭ વેરો, રૂ. ૧૯૭૩૬ આબકારી, રૂ. ૧૮૪૬૧ લોકલ સેસ અને બાકીના બીજી પરચુરણ ઉપજના હતા.

અનાજ અને કપાસનો સ્થાનિક વેપાર ચાલે છે. બલેસર તથા ચલથાણમાં કપાસ પીલવાનાં જીન છે.

**વેપાર.**

બગુમરા અને ધામણોદકલુંભા ગામે થાણાં છે અને જીયાવ, ચલથાણ, બલસેર તથા ગાંગપુર ગામે ચોકીઓ

**પોલીસ** છે. તાલુકાની પોલીસ ફોજમાં ૧ ફોજદાર, ૩ નાયબ ફોજદાર, ૮ હવાલદાર, ૧ જમાદાર, ૧ સ્વાર, ૩૧ સિપાઇ અને ૧ કારકુન મળી ૪૬ માણસો છે.

આબકારી થાણાં તથા ચોકીઓ નથી. દારૂની ૨૭ અને અ-

**આબકારી.** ફીણની ૧ દુકાન છે.

કુલ ૪૧ શાળાઓ અને ૧ પુસ્તકાલય છે. પલસાણામાં અંગ્રેજી તથા ગુ. નિશાળ, કન્યાશાળા અને અંત્યજશાળા;

**શાળાઓ પુસ્તકાલયો:** બલસેરામાં ગુ. નિશાળ, ઉર્દુ શાળા અને ઉર્દુ કન્યાશાળા; બગુમરામાં ગુ. નિશાળ, કન્યાશાળા અને અંત્યજશાળા; એનામાં ગુ. નિશાળ તથા કન્યાશાળા; અને લીંગડ, ઇટાળવા, કણાવ, વડદલા, ઓરથાણ, તલોદરા

નિયોળ, આંત્રોલી, દેવધ, હરિપુરા, કડોદરડા, વાંકાનેડા, તુંડી, દસ્તાન તાતીથૈયા, ચલથાણ, કરણ, જોળવા, ધામણોદલુંભા, તેન, બાબેન, બારસડી, અસ્તાન, સોયાણી, વણેસા, ધામડોદએના, ગાંગપુર, શાંકી, અને ઉમરાખ એ ગામોએ એક એક ગુજરાતી નિશાળ છે. પલસાણા તળમાં એક પુસ્તકાલય છે.

**પોસ્ટઓફિસો.** પલસાણા, બગુમરા, બલેશ્વર, નિયોળને એના ગામે પોસ્ટ ઓફિસો છે અને એરથાણ, ઇટાળવા. કારેલી, કડોદરા, ગભેણી, ચલથાણ, જીયાવ, તળોદરા, તુંડી, દસ્તાણ, વણેસા, ખરવાસા, હરીપુરા, અને લીંગડગામે ટપાલના કાગળ નાખવાની પેટીઓ છે.

**તારઓફિસ.** ચલથાણ રેલ્વે સ્ટેશન હોવાથી ત્યાં રેલ્વે તાર ઓફિસ છે.

**દેવસ્થાનો.** પલસાણામાં લક્ષ્મીનારાણનું તથા કણાવ ગામે કનકેશ્વર મહાદેવનું દેવળ છે. મેળા તથા જાત્રા કોઇ સ્થળે ભરાતાં નથી.

---

## કામરેજ તાલુકો.

**ચ૰તુ૰સીમા** પૂર્વે તાપી નદી તથા બ્રિટીશ રાજ્યનો માંડવી અને બારડોલી તાલુકો; પશ્ચિમે તાપી નદી તથા બ્રિટીશ રાજ્યનો ચોર્યાસી અને ઓરપાડ તાલુકો; ઉત્તરે વડોદરા રાજ્યનો માંગરોળ તાલુકો અને દક્ષિણે વડોદરા રાજ્યનો પલસાણા તાલુકો છે.

**ક્ષેત્રફળ** ક્ષેત્રફળ ૧૫૭ ચોરસ માઇલ; વધારેમાં વધારે પૂર્વ પશ્ચિમ લંબાઇ ૨૧ માઇલ અનેઉત્તર દક્ષિણ પહોળાઇ ૧૨ માઇલ.

**રકબો.** કુલ રકબો ૧,૭૧,૧૪૭ વિંઘાં; તે પૈકી ૨૧,૬૦૪ ખરાબો અને ૧,૪૯,૫૪૩ ખેડવા લાયક; ખેડવા લાયક પૈકી ૧૫૦૫૩ બારખળી અને ૧૭૪૪૯૦ સરકારી; સરકારીમાં ૬૬૨ બિન આકારી પડતર ને ૧૩૩૮૨૮ આકારી; તે પૈકી ૫૦ એનપડતર અને ૧૩૩૭૭૮ ખાતે દાખલ છે.

**દેખાવ.** તાપી નદીના કાંઠા ઉપરનો ભાગ ખાડા ટેકરાવાળો છે; બાકીનો ભાગ સપાટ છે. પશ્ચિમ તરફનો ભાગ નીચો છે તેથી ચોમાસામાં પાણી ભરાઇ રહે છે. આખા તાલુકામાં ઝાડો પુષ્કળ હોવાથી દેખાવ રળીઆમણો લાગે છે.

**નદી.** ઉત્તરે તાપી નદી પૂર્વ પશ્ચિમ વહે છે. એની ભેખડો બહુ ઉંચી હોવાથી બાગાયત પાકને માટે તેનું પાણી ઉપયોગમાં લઇ શકાતું નથી. કોઇ કોઇ ઠેકાણે ભાઠાં બંધાયાં છે તેમાં સારો પાક થાય છે.

**આબોહવા.** હવા પાણી સારાં છે. તાપી નદીની બંને બાજુએ ખુશનુમા પવન વાય છે તેથી ઉનાળામાં પણ ઝાઝો તાપ પડતો નથી. માર્ચ, એપ્રીલ અને મે મહીનાંમાં વધારેમાં વધારે ગરમી ૧૦૩ સુધી રહે છે. જાન્યુઆરી ફેબ્રુઆરીમાં ૫૦° સુધી થઇ જાય છે. વરસાદ વધારેમાં વધારે ૭૦ ઇંચ પડે છે અને દર વર્ષનું સરાસરી પ્રમાણ ૪૪ ઇંચ આવે છે. લોકસુખાકારી ઘણે ભાગે સારી રહે છે; ફક્ત ચોમાસામાં ગામડાંઓની આસપાસ ખાડાઓમાં પાણી ભરાઇ રહેતું હોવાથી મલેરીયા તાવનો ઉપદ્રવ માલમ પડે છે.

**વસ્તી.** કુલ વસ્તી ૪૧૯૬૯ માણસોની (૨૧,૦૦૧ પુરૂષ ને ૨૦૯૬૮ સ્ત્રીઓ) છે. તે પૈકી ૩૪,૮૪૩ હિંદુ, ૫,૪૯૨

મુસલમાન, ૬૦૧ જૈન, ૭૭૮ અનાર્ય, ૧૫૦ પારસી અને બાકીની પરચુરણ વસ્તી છે.

**લોકો.** મુખ્ય વસ્તી હિંદુ, મુસલમાન અને પારસીની છે. હિંદુમાં કણબી, અનાવલા, રજપુત અને દુબળા મુખ્ય છે. કણબી, રજપુત અને દુબળામાં નાતરૂં કરવાનો રિવાજ છે. દુબળા બીજા સારા ખેડુતોને ત્યાં ચાકર રહે છે ને તેમની સ્ત્રીઓ મહેનત મજૂરી કરે છે અથવા પોતાના ધણીના શેઠના ઘરનું કામકાજ કરે છે. એ લોકો પ્રમાણિક ચાકરો ગણાય છે પણ જરા આળસુ છે. મુસલમાનમાં વહોરા લોકો છે તે ઘણે ભાગે ખેતીનો ધંધો કરે છે; પરંતુ કેટલાક રંગુન, આફ્રિકા વગેરે દરિયાપારના દેશોમાં વેપાર અર્થે જાય છે અને ત્યાંથી સારા પૈસા કમાઇ લાવે છે. એ લોકોમાં એકથી વધારે સ્ત્રી કરવાનો રિવાજ છે. પારસીઓ ખેતી તથા દારૂની દુકાનો કરે છે.

**ગામો.** એકંદર ગામો ૭૨ પૈકી ૬૯ સરકારી અને ૩ પરભાર્યા વહિવટનાં છે. તેમાં ૧,૦૦૦ ઉપરાંત વસ્તીવાળાં ૧૧ છે તે નીચે પ્રમાણે :—

**કઠોરઃ**—વસ્તી ૪૩૭૦ માણસની; ગામમાં અંગ્રેજી તથા ગુજરાતી નિશાળ; ગુ. કન્યાશાળા, ઉર્દુ શાળા, ઉર્દુ કન્યાશાળા, ઉર્દુ રજીષ્ટર્ડ મદ્રેસા અને જનાના વર્ગ છે. તેમજ સરકારી દવાખાનું, મુનસફ કોર્ટ, અને ટપાલ ઓફિસ તથા પુસ્તકશાળા છે. ગામમાં મીઠા પાણીના નળ છે. તાપી નદી નજીકમાં હોવાથી તેના ભાઠામાં થતી શાક ભાજી સારી મળે છે. રંગાટીનું ને લુગડાં છાપવાનું કામ સારૂં થાય છે અને તે માલ પરદેશમાં સારો પોષાય છે. વહોરા લોકોની સુંદર ઇમારતોથી ગામ શોભિતું દેખાય છે.

**વરીઆવઃ**—તાપી નદીના ઉત્તર કિનારા ઉપર છે. વસ્તી ૨૪૨૦ માણસની; ગામમાં ગુજરાતી નિશાળ, ગુ. કન્યાશાળા, ઉર્દુ

શાળા, અંત્યજ શાળા, પુસ્તકાલય અને પોસ્ટ ઓફીસ છે. એક પુરાતન વાવ જોવા લાયક છે. વિશિષ્ટ પંચાયત તરફથી એક દવાખાનું ખોલેલું છે.

**ખોલવડ:**—વસ્તી ૨૦૪૫ માણસની; ગામમાં ગુ. નિશાળ તથા રજીસ્ટર મદ્રેસા છે. ખાદી સારી વણાય છે.

**કામરેજ:**—વસ્તી ૧૪૬૫ માણસની; ગામમાં ગુ. નિશાળ અને ગુ. કન્યાશાળા છે અને નારદબ્રહ્માનું પ્રાચીન ભોંયરૂ જોવા લાયક છે.

**ઘળા**—વસ્તી ૧૬૫૨ માણસની; ગુ. નિશાળ, ગુ. કન્યા શાળા, અંત્યજ શાળા અને ઉર્દુ શાળા તથા પુસ્તકાલય છે. હળદરૂ (૧૦૪૫), તથા ઓરણા (૧૧૭૨) ગામે ગુ. નિશાળ તથા કન્યા શાળા અને શીવણી (૧૩૧૧), દીધસ (૧૧૧૧), વાવ (૧૦૫૦), અને સોમપુરા (૧૦૦૧) ગામે એક એક ગુજરાતી નિશાળ છે.

**પાણી.** તાપી નદી એ પાણીનું મોટામાં મોટું સાધન છે તેથી કાંઠાનાં ગામોના લોકો તેનોજ ઉપયોગ કરે છે. ફક્ત વરીઆવ આગળ ભરતીને લીધે એ નદીનું પાણી ખારૂં થઇ જાય છે એટલે ત્યાં તે પીવાના કામમાં આવતું નથી. તાપી નદીમાં મોટો કુવો કરી તેમાંથી પંપવડે પાણી ઉંચું ચઢવી નળવાટે કઠોર કસ્બાના લોકને મીઠું અને ચોખ્ખું પાણી પુરૂં પાડવામાં આવે છે. બીજે ઠેકાણે પાણીનો આધાર કૂવા ઉપર છે. કૂવા મીઠા અને ઉંડાઇ ૩૦–૪૦ હાથ સુધીની હોય છે. કૂવાઓની કુલ સંખ્યા ૧૭૬૪ છે તે પૈકી ૪૯૧ ખેતી ઉપયોગી અને ૧,૨૭૩ ગામ ઉપયોગી છે. તળાવો ૧૪૬ છે.

**જમીન.** તાપી કાંઠાનાં ૧૭ ગામની જમીન ગોરાટ છે, ટીંબા ભાગના ૩૦ ગામની જમીન કાળી છે અને બાકીના વાવ ભાગનાં ગામોની જમીન કાળી તથા બેસર છે.

**આતેદારો.** સં. ૧૯૭૫ ના આંકડા પ્રમાણે કુલ આતેદારો ૮૬૪૮ છે. તે પૈકી ૬૨૬૬ જાતે ખેડનારા અને ૨૩૮૨ બીજા પાસે ખેડાવનારા છે. જાતે ખેડનારા પાસે ૧૧૭૩૪૦ અને બીજા પાસે ખેડાવનારા પાસે ૩૧૪૯૦ વિંઘાં જમીન છે. આ ખાતેદારો પૈકી ૫ વિંઘાં સુધીના ૨૪૩૯, પાંચ ઉપરાંત અને ૨૫ સુધીના ૯૮૦, પચીસ ઉપરાંત અને ૧૦૦ સુધીના ૨૦૪૭, સો ઉપરાંત અને ૫૦૦ સુધીના ૧૭૫ અને ૫૦૦ ઉપરના ૭ છે. તેમજ પાંચ રૂપીઆ સુધી જમીન મહેસુલ ભરનારા ૧૦૮૨, પાંચ ઉપર અને વીસ સુધી ભરનારા ૨૪૭૮, વીસ ઉપરના અને સો સુધી ભરનારા ૩૭૯૭, સો ઉપર અને ૫૦૦ સુધી ભરનારા ૧૨૫૭ અને ૫૦૦ ઉપર ભરનારા ૩૪ છે. વળી ૭૩૪૫ ખાતેદારો હિંદુ, ૧૨૧૨ મુસલમાન, ૮૬ પારસી અને બાકીના બીજી જાતના છે. હિંદુઓમાં બ્રાહ્મણ, રજપુત, કણબી અને ઢેડ મુખ્ય છે અને મુસલમાનોમાં વહોરા મુખ્ય છે.

**ખેતી.** મુખ્ય પાકમાં જુવાર ૩૦૬૬૧, ડાંગર ૨૫૮૧, તુવેર ૨૫૫૨, અને કપાસ ૬૭૬૮૫ વિંઘાંમાં થાય છે. એ શિવાય તંબાકુ, એરંડા અને કઠોળ વગેરે થાય છે.

**મહેસુલ.** સં ૧૯૭૫ ના આંકડા પ્રમાણે તાલુકાની કુલ વસુલી ઉપજ રૂ. ૫૬૨૭૨૧ છે તે પૈકી જમીન મહેસુલ રૂ. ૪૫૬૭૮૦, લોકલસેસ રૂ. ૩૧૪૪૧, વેરો રૂ. ૧૬૮૦, આબકારી રૂ. ૭૬૬૩ અને બીજી પરચુરણ ઉપજ છે.

**વેપાર.** કઠોર કરબામાં રંગાટનું તથા લુગડાં છાપવાનું કામ સારૂં થાય છે અને તે અમદાવાદ, મુંબઇ, સુરત વગેરે મોટાં શહેરોમાં જાય છે. ખોલવડ ગામે ખાદી સારી વણાય છે, તેનો સુરતમાં સારો ઉપાડ થાય છે. માંકણા ગામે ગજીઆણી વણાય છે તે પણ સુરતમાં ખપે છે.

ખોલવડ, શીવણી, ઉભેળ, ઓરણા એ ગામોએ લોટ દળવાની ઘંટી તથા ચોખા ખાંડવાનાં કારખાનાં છે. બે વર્ષ ઉપર કપડાં વણવાની નવી ઢબની સુધરેલી સાળ વેપાર ઉદ્યોગ ખાતા તરફથી કઠોર કસ્બામાં મોકલવામાં આવેલી અને સાથે એક પગારદાર માણસ પણ શીખવવા મુકેલો હતો તેના પરિણામે પાંચ નવીન શાળો ખાનગી લોકોએ કાઢી છે અને તેનો સારી રીતે લાભ લેવાના પ્રયત્ન જારી છે.

**પોલીસ.** ઓરણા, કઠોર અને ઉંભેળ ગામે પોલીસથાણાં અને ઘળા, વરીઆવ, સરથાણા, રૂંઢવાડા અને શેખપુર ગામે ચોકીઓ છે. તાલુકાની પોલીસ ફોજમાં ૧ ફોજદાર, ૪ નાયબ ફોજદાર, ૧ કારકુન, ૨ સ્વાર, ૪ જમાદાર, ૯ હવાલદાર અને ૫૫ સિપાઇ મળી કુલ ૭૬ માણસો છે.

**આબકારી.** આબકારી થાણાં તથા ચોકીઓ નથી. દારૂની દુકાનો ૩૧ અને અફીણની દુકાનો ૫ છે.

**શાળાઓ તથા પુસ્તકાલયો.** કુલ ૫૫ શાળાઓ અને ૧૫ પુસ્તકાલયો છે. તે પૈકી કઠોરમાં અંગ્રેજી તથા ગુ. નિશાળ, ગુ. કન્યાશાળા, ઉર્દુ શાળા અને ઉર્દુ જનાના વર્ગ; વરીઆવમાં ગુ. શાળા, ગુ. કન્યાશાળા, અંત્યજશાળા અને ઉર્દુશાળા; ઘળામાં ગુ. શાળા, ગુ. કન્યાશાળા, અંત્યજશાળા અને ઉર્દુશાળા; ઉભેળમાં ગુ. શાળા અને અંત્યજશાળા; ઓરણમાં ગુ. શાળા અને ગુ. કન્યાશાળા; કોસમાડામાં ગુ. શાળા અને અંત્યજશાળા; ખોલવડમાં ગુ. શાળા અને ઉર્દુશાળા; કામરેજમાં ગુ. શાળા અને ગુ. કન્યાશાળા; હળદરૂમાં ગુ. શાળા અને ગુ. કન્યાશાળા; અને કઠોદરા, દીઘસ, વાવ, શીવણી, જોખા, ટીંબા, વીહાણ, સેમપુરા, ડુંગરા, અબ્રામા, આસ્તા, ઓવીઅણ, કરજણ, કોળીભરથાણા, ખાનપુર, ખોલેસર, દેલાડ, ધાતવા, નગોડ, પરબ,

પાલી, પારડી, માકણા, મોરથાણા, લાડવી, વલણ, વેલનજા અને શીમાડા એ ગામે ગુ. શાળા છે. કઠોર, વરીઆવ, પારડી, કરજણ, ઘળા, ડુંગરા, ધાતવા, ઓરણા, શામપુરા, કઠોદરા, ઉભેળ, કામરેજ, મોરથાણા, કોસમાડી, અને વાવ ગામે પુસ્તકાલયો છે.

પોષ્ટ ઓ૦ ફિસો.

કઠોર, વરીઆવ, કામરેજ, ખોલવડ, ઘળા, પારડી, વાવ સેવણી, ઓરણા, કોસમાડા, અને હળદરૂ ગામે પોસ્ટઓફિસ છે અને ઉંભેળ, એરથાણા, જોખા, આસ્તા, વીહાણ, પરબ, કઠોદરા, સામપુરા, દીધસ, કોળીભરથાણા, ડુંગરા, કરજણ, શેખપુર ને અખરામા એ ગામોએ ટપાલની પેટીઓ છે.

તારઓફિસ.

કઠોર અને વરિયાવમાં ગવર્નમેંટ તાર ઓફિસ છે.

દેવસ્થાનો તથા મેળા અને જાત્રાનાં સ્થળ.

ટીંબા ગામે ગળતેશ્વર મહાદેવનું દેવસ્થાન છે. તેનો ચૈત્રી પુનમનો મેળો ભરાય છે તેમાં આસપાસનાં ગામનાં હજારેક માણસ ભેગાં થાય છે. સિંહસ્થ વર્ષમાં એ મેળો મોટો ભરાય છે ત્યારે સુરત, મુંબઇ, વગેરે તરફના લોકો આવે છે ને વેપારીઓ દુકાનો પણ માંડે છે. આ દેવાલય ઘણું પ્રાચીન પત્થરથી બાંધેલું છે. અહીં આગળ નારદીગંગા નામે એક નાની નદીનો તાપી નદી સાથે સંગમ થાય છે તેથી ત્યાં નહાવાથી પુણ્ય થાય છે એમ લોકો માને છે. એમ કહેવાય છે કે એ જગ્યાએ નહાવાથી નારદજીનો કોઢ ગયો હતો. અહીં નદીમાં ઉતરવાના બે ઘાટ પણ બાંધેલા છે. ભીઓર ગામે ભીમનાથ મહાદેવનું તથા ભેરવ ગામે કાળભેરવ અને મોક્ષેશ્વર મહાદેવનું દેવાલય છે. એ દેવાલયો મોટાં પત્થરથી બાંધેલાં જોવા લાયક છે. ઘોલણા ગામે નીલકંઠેશ્વર અને શંખોદ્ધાર મહાદેવનાં પ્રાચીન દહેરાં છે. કામરેજમાં નારદ બ્રહ્માનું

પ્રાચીન ભોંયરૂં તથા જુની વાવ છે અને વરીઆવ તથા ધોલણા ગામે પુરાતન વાવો જોવા લાયક છે.

---

## મહુવા તાલુકો.

**ચતુઃસીમા.** પૂર્વે વડોદરા રાજ્યનો વ્યારા તાલુકો, બ્રિટીશ રાજ્યનો બારડોલી તાલુકો અને વાંસદા સંસ્થાન; પશ્ચિમે બ્રિટીશ રાજ્યના બારડોલી, જલાલપુર અને ચીખલી તાલુકા; ઉત્તરે બ્રિટીશ રાજ્યનો બારડોલી તાલુકો અને દક્ષિણે વાંસદા સંસ્થાન છે.

**ક્ષેત્રફળ.** ક્ષેત્રફળ ૧૪૫ ચોરસ માઇલ; વધારેમાં વધારે લંબાઇ ઉત્તર દક્ષિણ ૨૨ માઈલ અને પહોળાઇ પૂર્વ પશ્ચિમ ૧૦ માઇલ.

**રકબો.** કુલ રકબો ૧૫૬૬૪૨ વિંઘાં; તે પૈકી ખરાબો ૨૯૬૧૯ અને ખેડવા લાયક જમીન ૧૨૭૦૨૩; તેમાં ૬૨૫૫ બારખળી અને ૧૨૦૭૬૮ સરકારી; સરકારીમાં ૧ બિન આકારીને ૧૨૦૭૬૭ આકારી છે, જેમાં ૮૯ એન પડતર અને ૧૨૦૬૭૮ ખાતે દાખલ છે.

**દેખાવ.** ઉત્તર તરફનો ઘણોખરો પ્રદેશ સપાટ અને ઓછી ઝાડીવાળો છે પરંતુ દક્ષિણ તરફનો પ્રદેશ ખાડા ટેકરા અને નદીનાળાં વાળો તથા ઝાડીથી ભરપુર છે તેથી એ ભાગ રાની ગણાય છે.

**નદીઓ.** પૂર્ણા, અંબિકા અને કાવેરી નદીઓ આ તાલુકામાં વહે છે. એ ઉપરાંત ટોકરવા, ધુમાસી અને ઓલાણ નામની ખાડીઓ પણ છે.

**આબોહવા.** હવા ખરાબ પણ એપ્રીલથી ઓગસ્ટ સુધી સારી રહે છે. ચોમાસુ ઉતર્યા પછી મલેરીયા તાવનું જોર વધારે માલમ પડે છે. ગરમીની મોસમમાં વધારેમાં વધારે ગરમી ૯૫° હોય છે અને ઠંડી મોસમમાં ૫૦ થઇ જાય છે. વરસાદ દર વરસે સરાસરી ૫૨ ઇંચ વરસે છે અને વધારેમાં વધારે ૯૦ ઇંચ પડે છે.

**વસ્તી.** વસ્તી ૩૯,૭૪૧ માણસોની (૨૦,૨૬૬ પુરૂષ, ૧૯,૪૭૫ સ્ત્રીએ છે; તેમાં ૧૭,૧૧૩ હિંદુ, ૧,૦૪૮ મુસલમાન, ૨૦,૯૧૮ અનાર્ય અને ૪૧૦ પારસી છે. બાકીના જૈન વગેરે છે.

**લોકો.** વસ્તીનો મુખ્ય ભાગ હિંદુ અને કાળીપરજ છે. હિંદુઓમાં મુખ્ય અનાવલાં અને કણબી છે ને તેઓ ખેતી કરનારા છે. કાળીપરજમાં ધાણકા, ચોધરા, ધોડીઆ, દુબળા વગેરે છે તે સાવ જંગલી છે ને ખેતી તથા મજુરી કરે છે અને જંગલમાં ઝુંપડાં બાંધી રહે છે. પારસીઓ મુખ્ય ભાગે દારૂની દુકાનો કરે છે.

**ગામો.** એકંદર ૬૯ ગામો પૈકી ૬૭ સરકારી અને ૨ પરભાર્યાં વહિવટનાં છે. જંગલ વાળા પ્રદેશનાં ગામો એક જથે વસેલાં નથી પણ માઇલ માઇલ બબ્બે માઇલને છેટે જુદાં જુદાં ફળીયાં વસીને ગામ થયેલાં હોય છે. હજાર ઉપરાંત વસ્તીવાળાં ગામો ૯ નીચે પ્રમાણે છેઃ—

**મહુવા.**—તાલુકાનું મુખ્યગામ; વસ્તી ૧૩૨૬ માણસની; ગામમાં ગુજરાતી તથા અંગ્રેજી નિશાળ, કન્યાશાળા, ધાણકા બોર્ડિંગ, પુસ્તકાલય અને વહીવટદારની કચેરી તથા પોષ્ટ ઓફિસ છે.

**અનાવલ.**—અનાવલા બ્રાહ્મણોનું મૂળ સ્થાન અને બીલી-

મોરા કાળાઆંબા રેલ્વેનું સ્ટેશન; વસ્તી ૧,૦૪૫ માણસની; ગામમાં એક ગુ. નિશાળ, પુસ્તકાલય અને પોષ્ટ ઓફિસ છે.

**ઝેરવાવરાઃ**—વસ્તી ૧૧૨૪ માણસની; ગામમાં ગુ. નિશાળ તથા પુસ્તકાલય છે. **નળધરા** (૪૬૪૭), **કાની** (૧૨૪૮), **મહુવરીયા**, (૧૨૫૦) **ઉમરા** (૧૩૭૧), **વહેવલ** (૧૦૨૮) અને **સેખપુર** (૧૦૨૮) ગામે એક એક ગુજરાતી નિશાળ છે.

**પાણી.** પાણી મીઠું છે પણ કોઇ કોઇ ઠેકાણે ભાંભરૂં નીકળે છે. કૂવાઓમાં પાણી ૨૦ હાથ ઉંડાં હોય છે. કોઇ ઠેકાણે ૪૫ હાથ ઉંડાં પણ હોય છે. તાલુકામાં કુલ ૭૨૬ કૂવા છે તેમાં ૩૯૪ ખેતી ઉપયોગી અને ૩૩૨ ગામ ઉપયોગી છે. તળાવ ૩૭ છે.

**જમીન.** આખા તાલુકામાં કોઇ કોઇ ઠેકાણે કાળી અને કોઇ કોઇ ઠેકાણે ગોરાટ જમીન છે.

**ખાતેદારો,** સં. ૧૯૭૫ ના આંકડા પ્રમાણે કુલ ખાતેદારો ૫૨૭૧ છે. તેમાં ૩૮૫૩ જાતે ખેડનારા અને ૧૪૧૮ બીજા પાસે ખેડાવનારા છે. જાતે ખેડનારા પાસે ૮૧૪૦૩ વિંઘાં અને બીજા પાસે ખેડાવનારા પાસે ૪૫૫૦૩ વિંઘાં જમીન છે. એ ખાતેદારોમાં ૫ વિંઘાં સુધીના ૨,૦૯૦, પાંચ ઉપરાંત અને ૨૫ વિંઘાં સુધીના ૨૦૧૨, પચીસ ઉપરાંત અને ૧૦૦ વિંઘાં સુધીના ૯૭૩, સો ઉપરાંત અને ૫૦૦ સુધીના ૧૮૬ અને ૫૦૦ ઉપરાંતના ૧૦ છે; તેમજ પાંચ રૂપીઆ સુધી જમીન મહેસુલ ભરનારા ૧૦૫૪, પાંચથી વધારે અને ૨૦ રૂ. સુધી ભરનારા ૧૮૨૧; વીસ ઉપરાંત અને ૧૦૦ સુધી ભરનારા ૧૮૧૩; સો ઉપરાંત પાંચસો સુધી ભરનારા ૫૫૧; અને પાંચસો ઉપરાંત ભરનારા ૩૨ છે. વળી ૩૭૭૪ ખાતેદારો હિંદુ, ૨૮૯ મુસલમાન, ૯૯૯ કાળીપરજ; ૨૭૮ પારસી અને બાકીના બીજી જાતના છે. હિંદુઓમાં કણબી, અનાવલા અને રજપૂત વગેરે છે.

**ખેતી.** મુખ્યપાકમાં ડાંગર ૧૨૨૬૦, જુવાર ૧૪૮૪૫, કોદરા ૩૧૬૫, તુવર ૨૬૩૮, કપાસ ૪૧,૫૯૪, અને ઘાસ ૩૩૬૬૬ વિંઘામાં થાય છે. બીજો પાક બાજરી, ઘઉં, શેરડી તંબાકુ વિગેરે પરચુરણ થોડો થોડો થાય છે. ફણસ, કેળાં, કેરી વગેરે મેવો પણ થોડો ઘણો થાય છે.

**મહેસુલ.** સં.૧૯૭૪ ના આંકડા પ્રમાણે કુલ વસુલી ઉત્પન્ન રૂ.૩૨૦૭૧૧ થાય છે તે પૈકી રૂ.૨,૫૧,૩૩૦ જમીન મહેસુલ, રૂ. ૧૦૩૧ વેરો, રૂ. ૧૭,૫૮૬ લોકલસેસ, રૂ. ૩૭,૮૦૮ આબકારી અને બીજી પરચુરણ ઉપજ આવે છે.

**વેપાર.** તાલુકામાં પાકતાં અનાજ, કપાસ અને ઘાસ તાલુકાની બહાર મોકલવામાં આવે છે. તાલુકામાં કોઇ પણ જાતનાં કારખાનાં નથી તેમ રેલ્વે કે એવા કોઇ બીજા વ્યવહાર માર્ગનું સાધન નથી. વળી લોકો વગર કેળવાયલા ને ગરીબ છે તેથી કોઇ જાતનો ઉદ્યોગ ખીલી શકતો નથી.

**પોલીસ.** મહુવા અને અનાવલ ગામે થાણાં છે. ઝેરવાવલા, ધોળીકુઇ, કુરેલ ને બોરીઆ ગામે ચોકીઓ છે. ૧ ફોજદાર ૨ નાયબ ફોજદાર, ૧ જમાદાર, ૭ હવાલદાર, ૩૦ સિપાઈ, ૧ સ્વાર અને ૧ કારકુન મળી ૪૩ માણસોની પોલીસ ફોજ બનેલી છે.

**આબકારી.** મહુવામાં આબકારી થાણું અને અનાવલમાં ચોકી છે. દારૂની દુકાનો ૩૧, અફીણની દુકાન ૧ ભાંગગાંજાની દુકાન ૧ ને તાડીની દુકાનો ૩૪ છે.

**શાળાઓ તથા પુસ્તકાલયો.** કુલ ૫૮ શાળાઓ અને ૯ પુસ્તકાલયો છે. તે પૈકી મહુવામાં અંગ્રેજી શાળા, ગુ. શાળા, ગુ. કન્યાશાળા અને ધાણકા બોર્ડિંગ છે. આમકુચ ગામે ગુ. શાળા અને અંત્યજશાળા છે અને બોરીઆ, પથરોણ, કાની,

રાણથ, ઓડચ, કુરેલ, કોદાદા, શેખપુર, મીયાપુર, મુડત, અંધાત્રી, વડીયા, ધોળીકુઇ, કુલવાડી, દેદવાસણા, ધડોઇ, વાઘેશ્વર, વેલણપોર, સણવલા, કેરવાવલા, ખરવાણ, બીલખડી, વાછાવાડ, બારતાડ, કાછલ, નળધરા, ગુણસવેલ, બામણીઆ, કઢઇયા, ખુટવાડા, અલગટ, વાંક, પુના, કાંકરીઆ, સાંબા, ભોરીઆ, વલવાડા, હળધવા, મહુવરીઆ, ઉમરા, વહેવલ, ગાંગડીઆ, કોશ, અનાવલ, લસણપુર ને અમરોલી એ ગામોએ એક એક ગુજરાતી નિશાળ છે. મહુવા, અનાવલ, કુરેલ, ખુટવાડા, મુડત, ઝેરવાવરા, આમકચ ને રાણત એ ગામોએ પુસ્તકાલયો છે.

**પોસ્ટઓફિસ.** મહુવા તથા અનાવલમાં પોસ્ટઓફિસો છે અને કુરેલ, આમકચ, કાંકરીયા, કોસ, ગાંગડીઆ, ઝેરવાવરા, ખુટવાડા, શેખપુર, કાની તથા નગધરા ગામોએ ટપાલની પેટીઓ છે.

**તારઓફિસ.** અનાવલ ગામે રેલ્વેની તાર ઓફિસ છે.

**મેળા તથા જાત્રાનાં સ્થળ.** અનાવલમાં શુકલેશ્વર મહાદેવ છે તે અનાવલા બ્રાહ્મણોના ઇષ્ટદેવ કહેવાય છે. દર શિવરાત્રીએ ત્યાં મેળો ભરાય છે તે ઉપર ઘણા અનાવલા લોકો આવે છે. મહુવા કસબામાં જૈન દિગંબરી મંદિરમાં વિઘ્નેશ્વર મહાદેવનું સ્થાનક છે તે પ્રાચીન છે ને દૂરદૂરના લોકો ત્યાં માનતા કરવા આવે છે.

## આંગરોળ તાલુકો.

**ચતુઃસીમા.** પૂર્વે બ્રિટીશ રાજ્યનો માંડવી તાલુકો અને રાજપીપળા સંસ્થાન; પશ્ચિમે બ્રિટીશ રાજ્યના ઓરપાડ અને અંકલેશ્વર તાલુકા; ઉત્તરે બ્રિટીશ રાજ્યનો અંકલેશ્વર તાલુકો અને રાજપીપળા સંસ્થાન અને દક્ષિણે વડોદરા રાજ્યનો કામરેજ તાલુકો તથા બ્રિટીશ રાજ્યનો માંડવી તાલુકો.

**ક્ષેત્રફળ.** ક્ષેત્રફળ ૨૨૭ ચોરસ માઇલ; વધારેમાં વધારે લંબાઇ પૂર્વ પશ્ચિમ ૪૩ માઇલ અને પહોળાઇ ઉત્તર દક્ષિણ ૨૭ માઇલ.

**રકબો.** કુલ રકબો ૨,૭૩,૬૧૧ વિંઘાં તે પૈકી ખરાબો ૭૨,૮૫૮ અને ખેડવા લાયક ૨,૦૦,૭૫૩; ખેડવા લાયક પૈકી ૨૨૭૬૭ બારખળી અને ૧૭૭૯૮૬ સરકારી; સરકારીમાં ૨૮૨ બિન આકારી પડતર અને ૧૭૭૭૦૪ આકારી; જેમાં ૧૯૫૬ એન પડતર અને ૧૭૫૭૪૮ ખાતે દાખલ છે.

**દેખાવ.** પશ્ચિમ તરફનો ભાગ સાધારણ રીતે સપાટ છે અને તેમાં ઝાડ બહુ ઓછાં છે, પરંતુ પૂર્વ તરફ વાકળ ટપ્પાનો ભાગ ડુંગરાવાળો અને ઝાડીથી ભરપૂર છે. જે તરફ રાજપીપળાની હદ મળે છે તે તરફ ડુંગરા વધારે છે. ઉત્તર તથા દક્ષિણ તરફનો ભાગ સાધારણ સપાટ અને કોઇ કોઇ સ્થળે ખાડા ટેકરા વાળો છે.

**નદીઓ.** ઇશાન ખુણામાંથી નૈઋત્ય ખુણા તરફ કીમ અને તેને મળતી ભુખી નદી તથા બીજાં નાનાં નદીનાળાં વહે છે તે ચોમાસાનું વધારાનું પાણી કાઢી નાખવાની ગરજ સારે છે.

**આબોહવા.** પૂર્વ તરફના રાની પ્રદેશની હવા ખરાબ છે. ત્યાં શરદી વધારે રહે છે, પાણી રોગિષ્ટ છે અને મલેરીયાતાવનો ઉપદ્રવ વધારે હોય છે. એ તરફના લોકોનાં શરીર ડેફરાયલાં, ચહેરા ફિક્કા અને બરોળ વધેલી માલમ પડે છે. સારા પ્રદેશનો માણસ ત્યાં જાય તો માંદો પડયા વગર રહેતો નથી. પરંતુ હવે જંગલ ઓછું થવા માંડયું છે અને જમીન વધારે ખેડાણ થવા લાગી છે તેથી હવા સુધરતી જાય છે. બાકીના રાસ્તી ભાગની હવા સારી ગણાય છે ને લોક સુખાકારી સારી હોય છે. ઉનાળામાં ગરમી વધારેમાં વધારે ૧૦૭° હોય છે. અને ઠંડી મોસમમાં ઓછામાં ઓછી ૫૭° સુધી થઇ જાય છે. વરસાદ સરેરાશ ૪૪ ઇંચ પડે છે, અને વધારેમાં વધારે ૫૪ પડે છે.

**વસ્તી.** કુલ વસ્તી ૩૮૨૪૩ માણસ ( ૧૯૫૨૧ પુ. ૧૮૭૨૨ સ્ત્રી) ની છે. તે પૈકી ૧૮૮૮૯ હિંદુ, ૫૮૯૫ મુસલમાન, ૪૦૦ જૈન, ૨૩૩ પારસી અને ૧૨૮૦૬ અનાર્ય છે. બાકીની જુજ વસ્તી પરચુરણ છે. હિંદુઓ અને અનાર્યની વસ્તી લગભગ સરખી છે, પણ રાની ભાગમાં અનાર્ય વસ્તી વધારે છે.

**લોકો.** મુખ્ય વસ્તી હિંદુ, મુસલમાન અને કાળીપરજની છે. હિંદુઓમાં મોટો ભાગ રજપુત અને કણબીનો છે અને તે બધા ખેડુતો છે. મુસલમાનોમાં મોટો ભાગ ખેડુત વહોરાઓ છે, તેમાંના કેટલાક વેપાર અર્થે રંગુન, આફ્રિકા વગેરે પરદેશ જાય છે અને ત્યાંથી સારા પૈસા કમાઈ લાવે છે. કાળીપરજમાં ભીલ, દુબળા, તલાવીઆ, આમટા, ચોધારા વગેરે છે. તેઓ ખેડુતોને ત્યાં ચાકરો રહી જન્મારા સુધી તેના બંધનમાં રહે છે. પરંતુ હવે કેટલાક સ્વતંત્ર થવા લાગ્યા છે.

**મુખ્યગામો.** એકંદર ૧૮૯ ગામો પૈકી ૧૮૮ સરકારી અને ૧ પરભાયો વહીવટનું છે. આ ગામો પૈકી એક હજાર ઉપરાંત વસ્તી વાળાં ૭ ગામ નીચે પ્રમાણે છેઃ—

માંગરોળઃ-કોસંબા ઝંખવાવ રેલ્વેનું સ્ટેશન; વસ્તી ૧૪૯૭ માણુસની; ગામમાં ગુજરાતી તથા ઉર્દુ નિશાળ અને પુસ્તકાલય છે. હાલમાં તાલુકાનું મુખ્ય સ્થળ વેળાછેથી અહીં બદલવાથી વહીવટદારની તથા બીજી કચેરીઓ બંધાય છે. અહીં પીર મોટા મીયાંની ગાદી અને દરગાહ છે.

વેળાછાઃ—કોસંબા ઝંખવાવ રેલ્વેનું સ્ટેશન વસ્તી; ૧૧૦૩ માણુસની; ગામમાં વહીવટદારની કચેરી, પોલીસથાણું, સરકારી દવાખાનું, ગુ. નિશાળ કન્યાશાળા, બ્રાંચ પોસ્ટઓફિસ અને પુસ્તકાલય છે. તાલુકાનું મુખ્ય સ્થળ અહીંથી થોડા વખત ઉપર માંગરોળ બદલવામાં આવ્યું છે અને તેથી હવે વેળાછાને બદલે માંગરોળ તાલુકો કહેવાય છે.

કોસંબાઃ—બી. બી. સી. આઇ અને કોસંબા ઝંખવાવ રેલ્વેનું જંકશન; વસ્તી ૧૦૭૮ માણુસની; ગામમાં ગુ નિશાળ તથા બ્રાંચ પોસ્ટઓફિસ છે. સ્ટેશન પાસે નાનું મુસાફરખાનું છે તેમાં થોડો ફરનીચર પણ રાખવામાં આવ્યો છે. દેશી દારૂની ડેપો સ્ટેશન પાસે છે.

નાની નરોળીઃ—વસ્તી ૧૭૨૮ માણુસની; ગામમાં ગુ. નિશાળ તથા અંત્યજશાળા છે.

હથુરણ (૧૫૦૨), કોસાડી (૧૧૪૨), અને હથોડા (૧૦૬૫) એ ગામોએ એક એક ગુ. નિશાળ છે.

કેટલાક ભાગમાં ખારૂં અને કેટલાક ભાગમાં મીઠું પાણી

**પાણી.** નીકળે છે. કુવાની ઉંડાઈ ૪૦–૫૦ હાથની હોય છે. એકંદર કુવા ૫૩૧ પૈકી ૭૪ ખેતી ઉપયોગી અને ૪૫૭ ગામ ઉપયોગી છે. તળાવ ૧૬૬ અને

**જમીન.** કીમ નદીના કાંઠા ઉપરની તથા તેની આજુબાજુની જમીન ગોરાટ છે, બાકીના ભાગની કાળી તથા મરડીઆ વાળી છે.

**ખાતેદારો.** સં. ૧૯૭૫ ના આંકડા પ્રમાણે કુલ ખાતેદારો ૭૯૩૭ છે; તે પૈકી ૬૩૯૫ જાતે ખેડનારા અને ૧૫૪૨ બીજા પાસે ખેડાવનાર છે; જાતે ખેડનારા પાસે ૧૫૮૫૨૦ વિંઘાં અને બીજા પાસે ખેડાવનારા પાસે ૩૯૯૯૫ વિંઘાં જમીન છે. આ ખાતેદારોમાં પાંચ વિંઘાં સુધીના ૧૭૯૭, પાંચ ઉપર અને ૨૫ સુધીના ૩૭૮૦, પચીસ ઉપર અને ૧૦૦ સુધીના ૨૦૫૫, સો ઉપર અને ૫૦૦ સુધીના ૨૯૫ અને ૫૦૦ વિંઘાં ઉપરના ૧૦ ખાતેદારો છે. તેમજ પાંચ રૂપીઆ સુધી જમીન મહેસુલ ભરનારા ૧૨૩૧, પાંચ ઉપરાંત અને વીસ રૂ. સુધી ભરનારા ૨૭૬૫, વીસ ઉપરાંત અને સો રૂ. સુધી ભરનારા ૩૨૦૨, સો ઉપરાંત અને પાંચસો રૂ. સુધી ભરનારા ૭૧૧ અને પાંચસો રૂ. ઉપરાંત ભરનારા ૨૮ ખાતેદારો છે. વળી ૩૮૯૨ ખાતેદારો હિંદુ, ૨૯૯૭ મુસલમાન, ૧૪૬ પારસી, અને ૮૭૩ કાળીપરજના છે. હિંદુઓમાં બ્રાહ્મણ, વાણીઆ, કણબી, રજપૂત, ઢેડ વગેરે છે અને મુસલમાનોમાં મુખ્ય ભાગે વહોરા છે.

**ખેતી.** મુખ્ય પાકમાં કપાસ ૧૦૩૭૬૯, ડાંગર ૨૯૨, કોદરા ૯૨૧૫ જુવાર ૨૨૩૫૬, તુવર ૩૦૦ અને ઘાસ ૬૦૬૯૩ વિંઘામાં થાય છે. એ શિવાય કઠોળ, તલ, દિવેલી વગેરે પણ થોડું થોડું ઉગાડવામાં આવે છે.

**મહેસુલ.** સં. ૧૯૭૫ ના આંકડા પ્રમાણે કુલ વસુલી ઉત્પન્ન રૂ. ૫,૧૫,૯૦૧ નું છે, તે પૈકી જમીન મહેસુલ ૩,૧૦,૫૭૦ લોકલસેસ ૨૦,૫૭૩, વેરો ૧૨૯૧, આબકારી ૧,૫૩,૯૩૦, અફીણ ૧૩,૨૮૮, અને બાકીના બીજી પરચુરણ ઉપજના આવે છે.

કોસંબામાં કપાસ પીલવાનાં બે ત્રણ કારખાનાં છે જેમાં કપાસ પીલાઇને રૂ સુરત તથા મુંબઇ જાય છે.

વેપાર. નાના બોરસરા ગામે સફેદ માટી નીકળે છે જે માંગલોરી નળીઆં બનાવવાના કામમાં ખપ લાગે છે તેથી વડોદરામાં તેનો ઉપાડ બહુ થાય છે. ઘાસ તથા જળાઉ લાકડાં ઝંખવાવ સ્ટેશનેથી પરદેશ ખાતે પુષ્કળ ચઢે છે.

ધામડોદ, વાકળ, ઉમરપાડા, વેળાછા અને કોસંબાઝંખવાવ રેલ્વેનું એટલાં પોલીસથાણાં છે અને નાની નરોળી,

પોલીસ. લીમોદરા, માંગરોળ, બોરીદરા, અને ઘોડબાર એટલે સ્થળે પોલીસ ચોકીઓ છે. તાલુકાની પોલીસ ફોજમાં ૧ ફોજદાર, ૬ નાયબ ફોજદાર, ૨ જમાદાર, ૧૩ હવાલદાર, ૫૬ સિપાઈ, ૧ કારકુન અને ૨ સ્વાર મળીને ૮૧ માણસો છે.

ગીજરમ, લવેટ અને ઉમરપાડા ગામે આબકારી ચોકીઓ છે; દારૂની ૩૭ અને અફીણની ૧૩ દુકાનો છે.

આબકારી.

તાલુકામાં ૨૦ શાળાઓ અને ૭ પુસ્તકાલયો છે. તેમાં વેળાછામાં ગુ શાળા તથા કન્યાશાળા, નાની નરોળીમાં

શાળાઓ તથા ગુ. શાળા તથા અંત્યજશાળા, હથુરણમાં ઉર્દુ-

પુસ્તકાલયો. શાળા અને માંગરોળમાં ગુ. શાળા તથા ઉર્દુશાળા છે. એ ઉપરાંત કોસંબા, કોસાડી, કંટવા, તરસાડી ધામડોદ, નંદાવ, પીપોદરા, મોટી પારડી, લીંબાડા, વાકળ, અમોદરા, સાવા અને હથોડા એ ગામોએ એક એક ગુજરાતી નિશાળ છે.

વેળાછા, માંગરોળ, હથુરણ, કુંવરદા, પીપોદરા, વાકળ, અને સીરોદ એ ગામોએ પુસ્તકાલયો છે.

**પોષ્ટ ઓફિસો.**

કોસંબા, વેળાછા, માંગરોળ અને વાકળમાં બ્રાંચ પોષ્ટઓફિસો છે તથા હથોડા, નંદાવ, મોટીપારડી, મહુવેજ, પીપોદરા, તરસાડી, સીમોદરા, દીણોદ, બોરીદરડા, આંકડોદ, સીયાલજ, મોટાબોરસરા, ધામડોદ, કુવારદા, ગીજરમ, કંટવા, લુવારા, કોસાડી, એ ગામોએ ટપાલના કાગળ નાખવાની પેટીઓ છે.

**તાર ઓફિસો.**

કોસંબા, વેળાછા, માંગરોળ, વાકળ, સીમોદરા અને ઝંખવાવમાં રેલ્વેની તાર ઓફિસો છે.

**દેવસ્થાનો અને જાત્રા તથા મેળાનાં સ્થાન.**

માંગરોળ ગામે પીર મોટામીયાંની દરગાહ છે, તેનો ઓરસ દર વર્ષે પોસ વદી ૨ ને રોજ ભરાય છે ને તેમાં બે ત્રણ હજાર માણસ ભેગું થાય છે. એ ઓરસમાં આસપાસનાં ગામોના લોકો ઉપરાંત સુરત, મુંબઇ, ભરૂચ, વડોદરા વગેરે સ્થળોથી પણ ઘણા માણસો આવે છે, હિંદુઓ પણ તેમાં ભાગ લે છે. પાલણપુરથી મુંબઇ અને ખંભાતથી નાસીક સુધીમાં તેમજ દક્ષિણ આફ્રિકા, મોરીસ, પારીસ, રંગુન, સીંગાપુર, જાવા, મુંબઇ અને કલકત્તામાં મોટા મોટા વેપારીઓ એમના મુરીદો છે. એ મુરીદોની સંખ્યા લગભગ ૮૦ હજાર જેટલી છે. પીર મોટામીયાંની ગાદી સ્થાપન કરનાર મૂળ પુરૂષ મોટામીયાં આજથી લગભગ ૨૦૦ વરસ ઉપર ચિસ્તીયા સંપ્રદાયના હજરત સયદ મસઉદ શેખ ફરીદ શકરગંજ ચિસ્તીના ખાનદાન કુટુંબમાં થઇ ગયા. તેમનું અસલ નામ હજરત મુઇનુદ્દીન ચિસ્તી હતું; પણ તે વખતમાં એ મોટા મરતબાવાળા પીર ગણાતા, તેથી લોકો તેમને પીર મોટામીયાં એ નામથી ઓળખતા હતા. આજે પણ માંગરોળની ગાદી પીર મોટામીયાંની કહેવાય છે. પ્રખ્યાત વેજીટેરીઅન મહાત્મા પીર સૈયદના શાહ કાયમદીન બાવાના ભાઇ પીર ઇનાયતમીયાંના એ પુત્ર થાય છે.

એમનો જન્મ કડીમાં થયો હતો. એમના વડીલો પ્રથમ પંજાબના પાકપટ્ટન શહેરથી ગુજરાતમાં અમદાવાદ પાસે પીરાનપટ્ટન (પાટણ) માં આવીને રહ્યા હતા અને ત્યાંથી પછી કડી તરફ આવ્યા હતા. એમણે પોતાના જીવનમાં બહુ ચમત્કારો બતાવ્યા હતા એમ લોકો કહે છે. દંતકથા એવી છે કે પાંચ વરસની ઉંમરે આખું કુરાને શરીફ એમને મોઢે હતું. નિશાળમાં એક રડતા છોકરાને હાથમાં થોડાક કાંકરા આપી તેની સાકર બનાવી એમણે છાનો રાખ્યો હતો, કેટલાક છોકરાઓ ધૂળના ગોળા કરી રમતા હતા તેના લાડુ બનાવી બધાને જમાડ્યા હતા, વગેરે. મોટા થયા પછી એ પાટણથી કડી ગયા, પરંતુ ત્યાં એમની પાસે ચમત્કારો કરાવવા લોકો બહુ પાછળ પડ્યા તેથી તેઓ છાનામાના ત્યાંથી નિકળી માંગરોળ તરફ આવ્યા. પોતે કડી છોડી ચાલ્યા ગયા તેથી લોકોએ ધાર્યું હતું કે હવે ગામ ઉપર કંઇ આફત આવશે અને તેજ પ્રમાણે મલ્હારરાવના સમયમાં ત્યાં મોટું તોફાન થયું હતું. તેઓ માંગરોળ આવ્યા ત્યારે આમડેરા ગામવાળી ખાડી ભરપુર હતી તેથી પાણી ઉપરથી ચાલીને પોતે સામે પાર ચાલી ગયા. માંગરોળના લોકોએ તેમની આ કરામતની વાત જાણી તેમને પોતાના ગામમાં આજીજી કરીને રાખ્યા તેથી ત્યાં તેમણે પોતાની ગાદી સ્થાપી. કેટલોક વખત માંગરોળમાં રહીને તેઓ મુંબઇ ગયા ને ત્યાંજ મરણ પામ્યા. તેમની લાસને તેમના મુરીદોએ માંગરોળ આણીને દાટી તેના ઉપર રોજો ચણાવ્યો છે. એમના પછી એમની ગાદી ઉપર પીર દાદામીયાં, પીર મોટામીયાં (બીજા), પીર બડામીયાં, પીર કાયમદીનબાવા, ને પીર બાવામીયાં થઇ ગયા છે. હાલ પીર મોટામીયાં (ત્રીજા) ગાદી ઉપર છે. કડી અને વીરમગામમાં એમનાં મોટાં મોટાં મકાનો છે અને લોકોમાં એમની માનતા સારી ચાલે છે.

કુંવરદા ગામે બાલાપીરની દરગાહ છે ત્યાં કારતક સુદ ૧૫ અને ઠવા ગામે મગતુમસશ પીરની દરગાહ છે ત્યાં કારતક સુદ ૧૨ ને દીવસે દરવર્ષ મેળો ભરાય છે જેમાં ૫૦૦ થી ૧૦૦૦ સુધી લોકો ભેગા થાય છે. વસરાવી ગામે ગંજપીરની દરગાહ છે ત્યાં એક પત્થર

પડેલો છે તે ચોર પાસે એવી માન્યતાથી ઉપડાવવામાં આવતો કે જો તેણે ચોરી કરી હોય તો તે તેનાથી ન ઉપડે ને ન કરી હોય તો ઉપડે.

શાહા ગામે ઉંના પાણીના ઝરા છે. ત્યાં દરવર્ષે ચૈત્રી પુનમ ઉપર મેળો ભરાય છે ને હજારેક માણસો ભેગાં થાય છે.

**પ્રાચીન વસ્તુઓ.** વસરાવી ગામે પ્રાચીન વાવ જોવા લાયક છે. એના ઉપરની કારીગરી, પત્થર અને છોના કકડા થયા છતાં હજુ જેવી ને તેવી સુંદર માલમ પડે છે. એમાં એક જુના વખતનો લેખ છે. વસરાવી એ પહેલાં મોટું નગર હતું અને રાજ્યકારભારનું મુખ્ય મથક હતું. તે ભાગીને સુરત શહેર વસ્યું છે એમ કહેવાય છે.

---

## સોનગઢ તાલુકો.

**ચતુઃસીમા.** પૂર્વે બ્રિટિશ રાજ્યના નવાપુર, પીપલનેર અને બાગલાણ તાલુકા; પશ્ચિમે વડોદરા રાજ્યનો વ્યારા તાલુકો; ઉત્તરે તાપી નદી મૂકી જંગલ ખાતાને સોંપાયલો વડોદરા રાજ્યનો વાજપુર ટપ્પો, રાજપીપળા સંસ્થાન અને બ્રિટિશ રાજ્યનો માંડવી તાલુકો, અને દક્ષિણે ડાંગ સંસ્થાન, વડોદરા રાજ્યનો વ્યારા તાલુકો અને બ્રિટિશનો બાગલાણ તાલુકો.

**દેખાવ.** આખો પ્રદેશ ડુંગરાઓ, ઝાડી અને નદી નાળાંથી ભરેલો છે. ઉત્તર તરફના પ્રદેશમાં દક્ષિણ કરતાં વધારે ડુંગરા છે. વાઘ, રીંછ વગેરે શિકારી પશુઓ પણ જંગલમાં ઘણાં હોય છે. ડુંગરાઓ ઉપર અને ખોખડામાં જંગલી લોકો છુટાં છુટાં ઝુંપડાં બાંધીને રહે છે.

**કિલ્લા.** સોનગઢ, રૂપગઢ, સુલતાનગઢ અને શાલ્હેરના કિલ્લાઓ ઉંચા ડુંગરાઓ ઉપર આવેલા છે. (જુઓ પૃ. ૨૦-૨૧-૨૨).

**નદીઓ.** તાપી, મિંઢોળા, પૂર્ણા, એ મોટી નદીઓ અને આંબરી, ગીરા, મોચન એ નાની નદીઓ ભર જંગલમાં થઈને તાલુકાની હદમાં વહે છે.

**ક્ષેત્રફળ.** ક્ષેત્રફળ ૩૫૧ ચોરસ માઇલ; વધારેમાં વધારે લંબાઈ ઉત્તર દક્ષિણ ૪૨ માઇલ અને પહોળાઇ પૂર્વ પશ્ચિમ ૨૧ માઇલ.

**રકબો.** કુલ રકબો ૩,૮૩,૩૧૮ વિંઘાં છે, તે પૈકી ૧,૯૮,૨૦૨ ખરાબો અને ૧,૮૫,૧૧૬ ખેડવા લાયક; ખેડવા લાયક પૈકી ૩૯૮૯ બારખળી અને ૧,૮૧,૧૨૭ સરકારી; સરકારીમાં ૩૩૨૩ બિન આકારી પડતર અને ૧,૭૭,૮૦૪ આકારી છે. તેમાં ૮,૫૮૪ એન પડતર અને ૧,૬૯,૨૨૦ ખાતે દાખલ થાય છે.

**વસ્તી.** વસ્તી ૪૨,૪૪૬ માણસની છે તેમાં ૨૧૯૭૪ પુરૂષો અને ૨૦,૪૭૨ સ્ત્રી છે. તે પૈકી ૨૭,૫૩૪ હિંદુ, ૧૪,૪૨૫ અનાર્ય, ૩૨૯ મુસલમાન અને ૧૪૩ પારસી છે. બાકીના જૈન, ખ્રિસ્તી વગેરે બહુ જુજ છે.

**ગામો.** એકંદર ૩૫૮ ગામો પૈકી ૩૪૩ સરકારી અને ૧૫ પરભાર્યાં વહિવટનાં છે. આ તાલુકામાં ગામોની સંખ્યામાં વખતોવખત ફેરફાર થયા કરે છે, કારણ કે જંગલી લોકો છુટાં છુટાં ઝુંપડાં બાંધી એક ઠેકાણે રહે છે અને ગામ વસાવે છે અને વળી ત્યાંથી ઝુંપડાં ઉઠાવી લઇ બીજે ઠેકાણે રહેવા જાય છે; મોટાં ગામો બે ચાર માઇલના

વિસ્તારમાં ઘણે છેટે છેટે ઝુંપડાંનાં ફળીયાં વસાવીને બનેલાં હોય છે. કેટલીક વખત તો એક ફળિયાથી બીજા ફળિયા સુધીનું અંતર એક કે બે માઇલ જેટલું હોય છે. હજાર ઉપરાંત વસ્તીવાળાં ગામો ૩ છે તેમાં માત્ર સોનગઢ એકલુંજ નોંધ લેવા જેવું છે.

**સોનગઢઃ**—તાલુકાનું મુખ્ય સ્થળ અને ટાપ્ટીવેલી રેલ્વેનું સ્ટેશન. છેલ્લી વસ્તી ગણત્રી પ્રમાણે એની વસ્તી ૨૩૨૧ માણસની છે. ખાનદેશ ને સુરત વચ્ચેના રાહદારી રસ્તા ઉપર તે આવેલું હોવાથી આગલા વખતમાં તેમાં વેપાર ઘણો ચાલતો ને તેથી તે ઘણું આબાદ હતું. ગુજરાતમાં દાખલ થવાની કુંચી તરીકે સોનગઢ ઓળખાતું અને હજી પણ સોનગઢનો ડુંગર એજ નામથી ઓળખાય છે. જુના વખતનાં કેટલાંક ખંડેર અને ઇંટોનો એક પ્રાચીન કિલ્લો તેની પ્રાચીન જાહોજલાલી સૂચવે છે. સુરતની પેઠે આ નાનો કસ્બો પણ અગ્નિનો ભોગ થઇ પડયો હતો. છેલ્લી આગ ૧૮૮૭ માં થઇ હતી. મૂળ ગામની નજીકમાં શિવાજી પરૂ નામનું પરૂ થોડાં વર્ષથી વસેલું છે તેમાં વસ્તી સારી છે. ખંડેરાવ મહારાજનાં એક રાણી શ્રીમંત અંબાબાઇ સાહેબ કે જેઓ સોનગઢમાં સંવત ૧૯૨૦ માં કોલેરાથી ગુજરી ગયાં હતાં તેમના નામના સ્મારક તરિકે અંબાબાઇ સાહેબની ધર્મશાળા સોનગઢ કસ્બામાં બંધાવેલી છે ત્યાં ઉતારૂઓને માટે ઉતરવાની સારી સવડ છે. તેની નજીકમાં એક મોટો કુવો છે તેમાં પાણી ઘણું છે અને જુના વખતમાં તેમાંથી આખા ગામને માટે પાણી પૂરૂં પાડવાની સવડ કરી હશે એમ જણાય છે. ગુજરાતમાં વડોદરાના હાલના રાજકર્ત્તાઓની શરૂઆત સોનગઢથી થઇ હતી. સેનાપતી દાભાડેના પ્રતિનિધિ તરિકે પીલાજીરાવ ગાયકવાડે નવાપુર થાણાના નારાયણપુર ગામે પ્રથમ થાણુ નાખ્યું હતું. અહીંઆં તે સારી દોલત કમાયા ને પોતાના ધણીની ઉમદા સેવા બજાવી. આથી દાભાડે એટલા બધા ખુશ થયા કે પીલાજીરાવની નિમણુંક નારાયણપુર થાણામાં કાયમની કરવાને પોતાની ઇચ્છા દર્શાવી, પણ બાંડે નામના એક હરીફે ખોટી હકીકત સમજાવી

કાન ભંભેર્યા તેથી પીલાજીરાવે એવી વિનંતી કરી કે નજીકમાં સોનગઢ નામનું વિકટ અરણ્ય છે તે મને આપો તો હું તે આબાદ કરીશ. આ વિનંતી સ્વીકારવામાં આવી અને ૧૭૧૯ માં સોનગઢ પીલાજીરાવને સોંપવામાં આવ્યું. અહીં રહીને પીલાજીરાવે શીનોર તાલુકા પાસે આવેલા બાબાપ્યારા આગળ નર્મદા નદી ઓળંગી ગુજરાતપર ચઢાઇ શરૂ કરી. સને ૧૭૬૬ માં દામાજીરાવે પાટણને રાજનગર બનાવ્યું ત્યાં સુધી સોનગઢ ગાયકવાડનું મુખ્ય સ્થળ હતું. ગામમાં વહીવટદારની કચેરી, પોષ્ટ ઓફિસ, ગુ. નિશાળ, ગુ. કન્યાશાળા, અંગ્રેજી વર્ગ, ધાણકા વસતિ ગૃહશાળા, ધાણકા કન્યા વસતિગૃહશાળા, મોડલ ફાર્મ અને પુસ્તકાલય છે. મોડલ ફાર્મમાં વસતિગૃહના છોકરાઓને ખેતીનું કામ શીખવવામાં આવે છે.

ડોસવાડા:—વસ્તી ૧૨૨૫ માણસની; ગામમાં ગુ. નિશાળ અને જુના વખતની એક ગઢી છે. હાલમાં સરકારે અહીં ખેતી ઉપયોગી એક મોટું તળાવ ખોદાવેલું છે.

### ટોકરવા તે સેગુપાડા—વસ્તી ૧૦૩૦ માણસની.

લોકો.

મુખ્ય વસ્તી હિંદુ અને કાળીપરજની છે. હિંદુઓમાં વાણીઆ અને બ્રાહ્મણ ઘણે ભાગે છે. તેઓ ખેતી, વેપાર અને કાળીપરજના લોકોમાં ધીરધારનો ધંધો કરે છે. કાળીપરજના લોકોમાં ધાણકા, દુબળા, ચોધરા, ધોડિયા, ગામીત, કોકણા વગેરે ઘણી જાતો છે. તેઓ જંગલમાં છુટાં છુટાં ઝુપડાં બાંધીને રહે છે ને ખેતી કરે છે, વાણીઆને ત્યાંથી વ્યાજે પૈસા લઇ આવે છે ને પછી ખેતીની બધી ઉપજ તેને આપી દેછે, એમ આખો જન્મારો શાહુકારના બંધનમાંજ રહે છે. પુરૂષો લંગોટી મારીને ને એક લુગડું ઓઢીને કે બદન પહેરીને ફરે છે ને સ્ત્રીઓ કાછડો વાળે છે તથા ઓઢણું ઓઢે છે અને અર્ધ નગ્ન જેવી સ્થિતિમાં રહે છે. ઘણી સ્ત્રીઓ હાથપગમાં કોણી સુધી

પીત્તળનાં ચીપીચાં પહેરે છે તથા કેટલીક પત્થરનાં પુષ્કળ કીડીઆં કોટમાં પહેરે છે. થોડાક પારસીઓ છે તે ખેતી અને દારૂની દુકાનો કરે છે.

**આબોહવા.** જંગલી અને ડુંગરાળ પ્રદેશ હોવાથી હવાપાણી બહુ ખરાબ અને રોગિષ્ટ છે. જંગલમાં રહેનાર લોકોને નદીનાળાંનાં પાણી પીવાં પડે છે. એ પાણી ઝાડનાં મૂળીયાં અને પાંદડાંના કહોવાણવાળાં તથા પત્થરનાં ઝરણનાં હોવાથી પાણી ઉપર એક જાતની તર બાઝી રહે છે તેથી પચવામાં બહુ ભારે ગણાય છે. ચોમાસા પછી મલેરીઆનું જોર વધારે હોય છે અને લોકોની તલ્લી ફુલેલી તથા પેટ ડેફ્રાયલાં માલમ પડે છે. ઉનાળામાં હવા સારી થાય છે. ગરમ ઋતુમાં વધારેમાં વધારે ગરમી ૧૦૩° સુધી અને ઠંડી મોસમમાં કમીમાં કમી ૭૦° સુધી હોય છે. સરાસરી વરસાદ ૫૮ ઇંચ પડે છે અને વધારેમાં વધારે ૮૭ પડે છે. સાલ્હેરની હવા સારી ગણાય છે.

**જમીન.** સોનગઢની આસપાસની જમીન ગોરાટ તથા કાંકરાવાળી છે અને પશ્ચિમ ભાગની જમીન કાળી છે. બાકીના ભાગની જમીન ઘણે ભાગે ગોરાટ છે. જમીનમાં થોડુંક ઉંડું ખોદતાં પત્થરો નીકળે છે.

**પાણી.** પાણી મીઠું છે. કુવા ૨૫–૩૦ હાથ ઉંડા હોય છે અને પત્થરો તોડીને ખોદેલા હોવાથી તે બાંધવા પડતા નથી. કુવાઓની સંખ્યા કુલ ૪૭૪ છે તેમાં ૧૨ ખેતી ઉપયોગી અને ૪૬૨ ગામ ઉપયોગી છે. તળાવો બે છે. બંધારપાડા તથા ટીચકીયા એ બે ઠેકાણે બંધારા છે.

**ખાતેદારો.** સંવત ૧૯૭૫ ના આંકડા પ્રમાણે કુલ ખાતેદારો ૬૦૦૭ છે. તેમાં ૪૯૪૮ જાતે ખેડનારા અને ૧૦૨૩ બીજા પાસે ખેડાવનારા છે. જાતે ખેડનારા પાસે ૧,૨૧,૩૧૭ અને બીજા પાસે ખેડાવનારા પાસે ૫૧,૮૯૨

વિંઘાં જમીન છે. એ ખાતેદારોમાં ૫ વિંઘાં સુધીના ૧૨૦૭, પાંચ ઉપર અને ૨૫ વિંઘાં સુધીના ૨૮૨૧, પચીસ ઉપર અને ૧૦૦ વિંઘાં સુધીના ૧૭૬૫, સો ઉપર અને ૫૦૦ સુધીના ૨૦૫ અને ૫૦૦ વિંઘાં ઉપરના ૯ ખાતેદારો છે. તેમજ ૫ રૂપીઆ સુધી જમીન મહેસુલ ભરનારા ૩૧૬૨, પાંચ રૂપીઆ ઉપરાંત અને ૨૦ રૂ. સુધી ભરનારા ૨૦૦૮, વીસ રૂ. ઉપર અને ૧૦૦ રૂ. સુધી ભરનારા ૭૯૨, સો રૂ. ઉપરાંત અને ૫૦૦ રૂ. સુધી ભરનારા ૪૪ અને ૫૦૦ રૂ. ઉપરાંત ભરનાર ખાતેદાર ૧ છે. વળી ૭૦૬૮ હિંદુ, ૫ મુસલમાન, ૨૦૫ પારસી અને ૪૬૭૬ અનાર્ય એટલે કાળીપરજના ખાતેદારો છે.

**ખેતી.** મુખ્ય પાકમાં, ડાંગર વિંઘાં ૨૧,૭૦૯, જુવાર ૧૨,૯૬૦, કોદરા ૧૧૦૧૧, કપાસ ૯૩૪૫, ચણા ૩૫૫૫, તલ ૬૦૭૬, દીવેલી ૭૨૮૦, ઘાસ ૧૨,૫૮૭ અને તુવર ૧૦,૩૪૬ માં થાય છે.

**મહેસુલ.** સંવત ૧૯૭૫ ના આંકડા પ્રમાણે કુલ વસુલી ઉત્પન્ન રૂ. ૧,૦૫,૭૮૬ આવે છે. તેમાં રૂ. ૭૪,૮૯૮ જમીન મહેસુલ, રૂ. ૬૯૭૪ લોકલસેસ, રૂ. ૧૧૧૦ વેરો, રૂ. ૯૮૮૬ આબકારી, રૂ. ૨૦૭૭ સ્ટાંપ, રૂ. ૧૧૭૪ નોંધણી અને બીજા પરચુરણ ઉપજના આવે છે.

**વેપાર.** સોનગઢમાં લોટ દળવાનું કારખાનું છે તેની સાથે તેલ પીલવાનું તથા ચોખા ખાંડવાનું કામ પણ થાય છે. ડાંગર, મહુડાં, ડોળી, જળાઉ તથા ઇમારતી લાકડાં, વાંસ અને ઘાસ પરદેશ ખાતે બહુ ચઢે છે ને તેનો વેપાર સારો ચાલે છે. જંગલના ભાગમાં લોકો બહુ દૂરદૂરના ગામે રહે છે તેમને જોઇતી વસ્તુઓ મળી શકે એટલા માટે જુદે જુદે ગામે જુદે જુદે દિવસે હાટ ભરાય છે. એવાં હાટ સોનગઢ, બંધારપાડા, શીંગપુર, ઉકઇ, ઉમરદા ને ટોકરવા ગામે જુદે જુદે વારે ભરાય છે.

**પોલીસ.** સાલ્હેર, મલંગદેવ, જામખડી અને વાજપુર એ ચાર થાણાં અને સોનગઢ, શીંગપુર, ધમોડી, ખેરવાડા, કરોડ અને વડપાડા એ ૭ ચોકીઓ છે. તાલુકાની પોલીસફોજ ૧ ફોજદાર, ૩ નાયબ ફોજદાર, ૧ જમાદાર, ૫ હવાલદાર અને ૨૩ સિપાઇ મળી ૩૩ માણસોની બનેલી છે.

**આબકારી.** મેઢામાં થાણું અને મલંગલદેવ, ઉકાઈ, કાલીઘાટ અને આરકાટી એ ચાર ચોકીઓ છે. દારૂની દુકાનો ૮૫ ને અફીણની ૧ દુકાન છે.

**શાળાઓ તથા પુસ્તકાલયો.** ૧૪ શાળાઓ અને ૨ પુસ્તકાલયો છે. તે પૈકી સોનગઢમાં ગુ. શાળા, ગુ. કન્યાશાળા, ધાણુકા વસતિગૃહ, ધાણુકા કન્યા વસતિગૃહ અને ગુ. શાળાને અંગે અંગ્રેજી વર્ગ છે. એ શિવાય શીંગપુર, ખાંજર, ડોસવાડા, ધમોડી, ગાલકુવા, મોઘવાણ, સાદડવેલ, ઘાસીયામેઢા, અગાસવાણ અને ધજાંબા એ ગામોએ એકએક ગુ. નિશાળ છે. સોનગઢમાં તથા શીંગપુરમાં પુસ્તકાલય છે.

**પોષ્ટઓફિસ.** સોનગઢમાં પોષ્ટ ઓફિસ છે.

**તારઓફિસ.** સોનગઢમાં રેલ્વેની તારઓફિસ છે.

**દેવસ્થાનો, મેળો, તથા જાત્રાનાં સ્થળ.** સોનગઢના કિલ્લા ઉપર કાલી માતા, ભેરવનાથ અને મુંજાબાનાં સ્થાનક છે. સાલ્હેરના કિલ્લા ઉપર પરશુરામ પાદુકા, રેણુકાદેવી, નીલકંઠેશ્વર મહાદેવ અને માણકેશ્વર મહાદેવ છે. દેવલપાડા ગામે ગામતડા લોકોની દેવલીમાતા છે, ત્યાં માગશર સુદ ૧૫ એ જાત્રા ભરાય છે. સોનગઢમાં મરીસા-

તાની જાત્રા દર વર્ષે વૈશાખ શુદ ૧૫ એ ભરાય છે તેમાં આસપાસના જંગલી લોકો ભેગા થાય છે ને બે અઢીહજાર માણસો આવે છે. તેજ પ્રમાણે દર ચૈત્રી પુનમે ફિરંગી માતાની જાત્રા પણ ત્યાં ભરાય છે તેમાં પણ બે ત્રણ હજાર માણસ આવે છે. દોણ ગામે દર વર્ષે ચૈત્ર વદ ત્રીજે ગાય મુખી માતાની જાત્રા ભરાય છે તેમાં બે હજાર માણસ ભેગાં થાય છે.

---

## વ્યારા તાલુકો.

**ચતુઃસીમા** પૂર્વે વાંસદા તથા ડાંગ સંસ્થાન અને વડોદરા રાજ્યનો સોનગઢ તાલુકો; પશ્ચિમે વાંસદા સંસ્થાન ને બ્રિટીશ રાજ્યનો બારડોલી તથા માંડવી તાલુકો; ઉત્તરે તાપી નદી અને દક્ષિણે વાંસદા સંસ્થાન છે.

**ક્ષેત્રફળ** ક્ષેત્રફળ ૩૧૭ ચોરસ માઇલ; વધારેમાં વધારે લંબાઇ ઉત્તર દક્ષિણ ૩૩ માઇલ અને પહોળાઇ પૂર્વ પશ્ચિમ ૨૦ માઇલ.

**રકબો** કુલ રકબો ૩,૪૫,૧૭૮ વિંઘાં. તે પૈકી ૧,૪૫,૩૦૭ ખરાબો અને ૧,૯૯,૮૭૧ ખેડવા લાયક છે. ખેડવા લાયકમાં ૧૫૫૩ બારખળી અને ૧,૯૮,૩૧૮ સરકારી છે. સરકારીમાં ૨૫ બિન આકારી અને ૧,૯૮,૨૯૩ આકારી છે, જેમાં ૧૩૨ એન. પડતર અને ૧,૯૮,૧૬૧ ખાતે દાખલ છે.

**દેખાવ** ઉત્તર તથા પશ્ચિમ તરફનો પ્રદેશ સપાટ છે અને પૂર્વ તથા દક્ષિણ તરફનો ભાગ ડુંગરાળ અને ખાડા ટેકરા વાળો હોઇ તેમાં ઝાડી તથા નદીનાળાં ઘણાં છે.

**નદીઓ**

ઉત્તર તરફની સરહદે લાગેલી તાપી નદી એ મોટામાં મોટી નદી છે. એના કાંઠનો પ્રદેશ રળીયામણો છે. એ સિવાય પૂર્ણા, અંબિકા, ઝાંખરી, મિંઢોળા, ઓલાણ વગેરે નાનીમોટી નદીઓ છે.

**આબોહવા.**

ડુંગરાળ પ્રદેશ તથા ઝાડીને લીધે હવા શરદ રહે છે. પણ ઉંનાળામાં ડુંગરાઓ તપવાથી તાપ વધારે પડે છે. ખાબોચીઆં તથા નદીનાળાંમાં પાણી ભરાઇ રહે છે ને તેમાં ઝાડનાં પાંદડાં પડી કહોવાણ થાય છે તેથી હવા વધારે બગડે છે. ભાદરવાથી માગસર માસ સુધી મલેરીયાતાવનો ઉપદ્રવ વધારે હોય છે અને પછી હવા સુધરે છે. ગરમીની મોસમમાં ગરમા ૧૦૫ સુધી હોય છે અને ઠંડીમાં ૬૦ સુધી થઇ જાય છે. વરસાદ વધારેમાં વધારે ૬૯ ઇંચિ પડે છે અને દર વર્ષનું સરાસરી પ્રમાણ ૫૮ આવે છે.

**વસ્તી.**

કુલ વસ્તી ૫૭,૪૭૭ માણસો (૨૯,૪૨૭ પુરૂષો અને ૨૮,૦૫૦ સ્ત્રીઓ) ની. તે પૈકી હિંદુ ૨૫૦૨૨, મુસલમાન ૫૭૯, પારસી ૪૭૨ અને કાળીપરજ ૩૧,૦૯૦ છે.

**લોકો.**

મુખ્ય વસ્તી હિંદુ, મુસલમાન, પારસી અને કાળીપરજની છે. હિંદુમાં બ્રાહ્મણ, વાણીઆ, કણબી અને રજપુત છે. બ્રાહ્મણો યજમાન વૃત્તિ કરે છે, કણબી તથા રજપુત ખેતી કરે છે અને વાણીઆ તથા જૈન લોકો ખેતી અને કાળીપરજમાં ધીરધારનો તથા અનાજના વેપારનો ધંધો કરે છે કાળીપરજમાં ધાણકા, ગામીત, ઘેડીઆ અને ચોધરા વગેરે છે. ધાણકાની વસ્તી વધારે છે. એ લોકોના રીતરીવાજ હિંદુઓ કરતાં જુદા પ્રકારના અને વિચિત્ર હોય છે.

એકંદર ૧૫૨ ગામો પૈકી ૧૪૬ સરકારી અને ૬ પરભાર્યા

ગામો. વહીવટનાં છે. ડુંગરાળ પ્રદેશમાં જંગલી લોકની વસ્તી હોવાથી તે લોકો છૂટાંછૂટાં ઝુંપડાં બાંધીને ગામ વસાવીને રહે છે અને વખતે ઝુંપડાં ઉપાડી ત્યાંથી જતા રહી બીજે ઠેકાણે જઇ વસે છે, તેથી દર વર્ષે ગામોની સંખ્યામાં વધઘટ થયા કરે છે. એકંદર ગામો પૈકી એક હજાર ઉપરાંતની વસ્તીવાળાં ૧૦ ગામો નીચે પ્રમાણે છે:—

વ્યારાઃ—તાલુકાનું મુખ્ય સ્થળ અને ટાપ્ટીવેલી રેલ્વેનું સ્ટેશન; વસ્તી ૪૬૦૪ માણસની; ગામમાં અંગ્રેજી અને ગુજરાતી નિશાળ, ગુ. કન્યાશાળા, મરાઠી શાળા, ધાણકા વસતિગૃહ, મીશન બોર્ડિંગ અને પુસ્તકાલય, તેમજ વહીવટદાર કચેરી, મુનસફ કોર્ટ, દવાખાનું, પોષ્ટઓફિસ અને તાર ઓફિસ છે. વળી ગામમાં ત્રણ ચોખાની મીલો છે તેમાં લોટ દળવાનું તથા તેલ કાઢવાનું પણ કામ થાય છે. અહીં ખતાલશા પીરનું સ્થાનક છે તેનો દર વર્ષે મુસલમાનોનો મેળો ભરાય છે.

કાનપુરા–(૧૬૧૩), બોરખડી (૧૪૮૦), કપુરા (૧૦૬૮) કેળકુઇ (૧૨૨૪), કલકવા (૧૧૮૮), બેડા (૧૦૨૪), ગડત (૧૦૩૫), પાટી (૧૧૯૦), ડોલવાણ (૧૬૦૧) એ ગામોએ એક એક ગુજરાતી નિશાળ છે.

પાણી. પાણી મીઠાં છે અને સાધારણ રીતે કુવા ૧૫–૨૦ હાથ ઉંડા હોય છે પણ ચોમાસામાં ૧૦ હાથની ઉંડાઇએ પાણી આવી જાય છે. ડુંગરાળ પ્રદેશના લોકો નદીનાળાંનાં પાણી પીએ છે. એ પાણી ખરાબ હોય છે ને તંદુરસ્તીને બગાડે છે. કુવાની સંખ્યા કુલ ૧૩૩૩ છે તેમાં ૧૪૩ ખેતી ઉપયોગી અને ૧૧૯૦ ગામ ઉપયોગી છે. બંધારા ૨ અને ૧ પાટ છે તેમાંથી ખેતીને માટે ખેતરોમાં નહેરવાટે પાણી આપવામાં આવે છે. આ ઉપરાંત બે તળાવ, નાનામોટી ૧૦ નદીઓ અને ૧૦ કોતરો છે.

**જમીન**

જમીન કાળી તથા ગોરાટ ઘણે ભાગે છે. જમીનનું તળ ઉંડુ ખોદવામાં આવે તો પત્થરનું પડ નીકળે છે. જમીનમાં ભિનાશ કમી હોવાથી સારો પાક ઉતરતો નથી.

**ખતેદારો**

સંવત ૧૯૭૫ ના આંકડા પ્રમાણે કુલ ખાતેદારો ૯૪૧૫ છે તે પૈકી ૭૨૯૬ જાતે ખેડનારા અને ૨૧૩૯ બીજા પાસે ખેડાવનારા છે. જાતે ખેડનારાઓ પાસે ૧,૯૧,૧૩૭ અને બીજા પાસે ખેડાવનારાઓ પાસે ૮,૫૭૭ વિંઘા જમીન છે. એ ખાતેદારોમાં ૫ વિંઘાં સુધીના ૩૧૨૪, પાંચ ઉપર અને ૨૫ વિંઘાં સુધીના ૪૨૯૭, પચીસ ઉપર અને ૧૦૦ વિંઘા સુધીના ૧૭૩૪, સો વિંઘા ઉપર અને ૫૦૦ સુધીના ૨૯૫, અને ૫૦૦ વિંઘાં ઉપરના ૧૫ છે. તેમજ પાંચ રૂપીયા સુધી ભરનારા ૩૫૯૦, પાંચ ઉપરાંત અને વીસ રૂપિયા સુધી ભરનારા ૩૫૭૭, વીસ ઉપરાંત અને ૧૦૦ સુધી ભરનારા ૧૯૮૧, સો ઉપરાંત અને પાંચસો સુધી ભરનારા ૨૫૯ અને પાંચસો ઉપરાંત ભરનારા ૮ છે. વળી ૨૨૫૪ ખાતેદારો હિંદુ, ૪૩૦ પારસી, ૧૦૬ મુસલમાન, ૬૪૪૫ કાળી પરજના અને બીજા ઇતર જાતના છે. હિંદુઓમાં બ્રાહ્મણ, વાણીઆ કણબી, રજપુત વગેરે છે.

**ખેતી**

મુખ્ય પાકમાં ડાંગર ૨૫,૭૨૨, જુવાર ૨૫,૯૨૧, તુવેર ૧૧,૧૫૯, કોદરા ૧૨,૧૪૫, એરંડા ૩૦૦૦, કપાસ ૪૯,૧૧૦, અને ઘાસ ૫૧૬૧ વિઘાંમાં થાય છે. એ સિવાય કઠોળ, ઘઉં, બંટી, એરંડી વગેરે થાય છે. ઘાસને માટે પહેલાં ઘણી જમીન પડતર રાખવામાં આવતી હતી, પણ હવે કપાસનું વાવેતર તેની જગ્યાએ વધારે થવા માંડયું છે. ત્રણ ચાર વરસથી ચિખલી કનાલનું પાણી નહેરો વાટે ખેતીને માટે આપવા માંડયું છે તેથી ઉંચી જાતની કોલમ, સુખવેલ વગેરે ડાંગરનો પાક થવા માંડયો છે. કેટલાંક ગામોમાં શેરડી પણ થવા લાગી છે.

**મહેસુલ**

સંવત ૧૯૭૫ ના આંકડા પ્રમાણે કુલ વસુલી ઉત્પન્ન રૂ. ૮,૭૪,૦૮૪ નું છે તે પૈકી જમીન મહેસુલ રૂ. ૧,૯૫,૧૪૬, લોકલસેસ રૂ. ૧૭,૮૫૮, વેરો રૂ. ૨૦૦૭, આબકારી રૂ. ૬૧,૯૦૮, અફીણ રૂ. ૧૦,૬૦૧, સ્ટાંપ રૂ. ૧૪,૪૩૮, નોંધણી રૂ. ૨૬૮૬ અને બાકીના બીજી પરચુરણ ઉપજના હતા.

**વેપાર**

વ્યારામાં ૩ ચોખાની મીલો છે તેમાં ચોખા ખાંડવાનું, દળવાનું અને તેલ કાઢવાનું કામ થાય છે. જંગલમાં સાગ વગેરે ઇમારતી લાકડું પુષ્કળ થાય છે. તે પરદેશ ખાતે ચઢે છે તેમજ જળાઉ લાકડાં પણ બહાર ગામ જથાબંધ જાય છે. ઘાસ ઘણું થાય છે ને તેનો વેપાર સારો ચાલે છે. દુષ્કાળ જેવા વખતમાં એ ઘાસનો ઘણો ઉપાડ થાય છે.

**પોલીસ**

ખુંટાડીયા અને અંતાપુર એ બે ગામે પોલીસ થાણાં છે અને ઉનાઇ, ધરમપુરા, ઝાંખરી, બોરખડી, અને ઉંચામાળા ગામે પોલીસ ચોકીઓ છે. તાલુકાની પોલીસ ફોજ ૧ ફોજદાર, ૩ નાયબ ફોજદાર, ૧ જમાદાર, ૧૧ હવાલદાર, ૧ કારકુન, ૪૧ શિપાઇ ને ૨ સ્વાર મળી ૬૦ માણસોની બનેલી છે.

**આબકારી**

એક આબકારી થાણું અને ચાર ચોકીઓ છે. અફીણની દુકાનો ૪, દારૂની દુકાનો ૭૫ અને ભાંગગાંજાની દુકાન એક છે.

**શાળાઓ તથા પુસ્તકાલયો**

કુલ ૪૬ શાળાઓ અને એક પુસ્તકાલય છે. તેમાં વ્યારામાં અંગ્રેજી તથા ગુજરાતી શાળા, મરાઠી શાળા, કન્યાશાળા અને ધાણકા વસતિગૃહ છે, તેમજ મીશનરી લોકો તરફથી એક મીશન બોર્ડિંગ છે. એ શિવાય કપુરા, ખુશાલપુરા, ઘાટા, ચીખ-

લી, ચીખલવાવ, ચાંપ.વાડી, ડુંગર ગામ, ભાનાવાડી, રૂપવાડા, વાંસકુઇ, સરકુવા, ગડત, અંતાપુર, આંખીયા, ઉંમરવાવ નજીક, કુંભીયા, કેળકુઇ, કાંજણ, ખુંટાડીયા, ઘાટ, ઘેરીયાવાવ, જેસીંગપુર, ખેડચીત, રામકુવા, ધાણી, કલકવા, ખેડા, રામપુરા, ડોલવાણ, પાટી, ઉમરવાવદુર, કરંજખેડ, કાકડવા, ખંભાળીયા, ચુનાવાડી, પંચોળ, બારતાડ, અંધારવાડી દુર, પદમ ડુંગરી, પાઠેકવાડી, વરજાખણ એ ગામે એક એક ગુજરાતી શાળા છે.

વ્યારામાં એક પુસ્તકાલય છે.

**પોષ્ટ ઓફિસો.** વ્યારામાં એક પોષ્ટ ઓફિસ છે અને કાનપુરા, બોરખડી, લોટરવા, ખંભાળીયા, એ ગામોમાં ટપાલની પેટીઓ છે.

**તાર ઓફિસો.** વ્યારામાં એક ગવર્નમેન્ટ અને એક રેલ્વેની તાર ઓફિસ છે. આ તાલુકાની હદમાંથી ગયેલ રેલવેનાં સ્ટેશનો ઉન્હાઇ અને સરા એ ગામોએ પણ સ્ટેશન પર તાર ઓફિસો છે.

**દેવસ્થાનો તથા મેળા અને જાત્રાના સ્થળ.** ખંભાળીયા ગામે દેવકી ઉનાઇ માતાનું દેવળ અને ઉન્હા પાણીના કુંડ છે. ત્યાં દર વરસ ચૈત્રી પુનમે મોટી જાત્રા ભરાય છે ને ૨૦–૨૫ હજાર માણસ ભેગાં થાય છે. ઠેઠ મુંબાઇ તથા સુરત, ભરૂચ, નવસારી, ગણદેવી વગેરેથી લોકો આવે છે. આ ગામ બીલીમોરાકાળાઆંબારેલ્વેનું સ્ટેશન હોવાથી લોકોને જવા આવવાને સારી અનુકુળતા પડે છે. મેળો ત્રણ દિવસ રહે છે અને કુંડનાં પાણી બહુ ઉંનાં છતાં એ ત્રણ દિવસ સુધી ન્હાવા લાયક ઠંડાં થઇ જાય છે. દર મહિનાની પુનમે પણ થોડો થોડો મેળો ભરાય છે. મેળા વખતે નજીકના શાહેરના વેપારીઓ દુકાનો માંડે છે તેથી સારૂં બજાર ભરાય છે. આ જગ્યાએ

વાંસદા સંસ્થાનની, ડાંગની અને વડોદરા રાજ્યની એમ ત્રણ સરહદો લાગેલી છે. કુંડ તથા માતાજીનું સ્થાન ( માતાજી સહ ) વડોદરા રાજ્યની હદમાં છે અને બીજુ માતાનું દેવળ વાંસદા સંસ્થાનની હદમાં છે. નજીકમાં અંબિકા નદી વહે છે તેના કાંઠાનો પ્રદેશ રમણીય લાગે છે.

બાલાપુર ગામે ઠંડા પાણીના કુંડ અને એક મહાદેવનું દેવળ છે; ત્યાં દર વર્ષ શિવરાત્રી ઉપર મેળો ભરાય છે ને ૬–૭ હજાર માણસો ભેગાં થાય છે. સોનગઢ, ગણદેવી તથા વાલોડ તરફના અને આ તાલુકાના લોકો જાત્રાએ આવે છે.

વ્યારામાં ખતાલશા પીર છે, ત્યાં દરસાલ પોસ સુદ પુનમે મુસલમાનોનો મેળો ભરાય છે. તેમાં આઠ દસ હજાર માણસ ભેગું થાય છે. સુરત તથા નવસારી વગેરેના લોકો પણ આવે છે; મેળો ત્રણ દિવસ રહે છે.

સમાપ્ત.

# સૂચિપત્ર.